# કંકાવટી

જાન્યુઆરી ૧૯૭૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૦૩ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સુરત, ૩૯૫૦૦-૨, સરનામે જ કરવો.

*

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક પોરણની કૃતિ સ્વીકારે છે કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સુરત-૨ સરનામે જ મોકલવી.

*

તંત્રી – મુદ્રક – પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન: જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સુરત – ૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સુરત – ૩

# મેં બારણું ખોલ્યું

— સુરેશ જોષી

મેં બારણું ખોલ્યું અને પગથિયાં ઊતરવા જતો હતો ત્યાં એકાએક રાજમાર્ગનાં ટોળાંએ જાણે મને ઊંચકી લીધો. મારા પગ ધરતીને અડતા નહોતા: હું આમ અચાનક આવી પડ્યો તેની કોઈ નોંધ સુદ્ધાં લેતું નહોતું. અવાજ સંભળાતો હતો પણ શબ્દો સંભળાતા નહોતા. કેટલાક પરિચિત અવાજ સંભળાતા હતા પણ એ અવાજ જોડે એના બોલનારને સ્મરણની મદદથી જોડું તે પહેલાં તો એ અવાજ ચારે બાજુના અવાજમાં લુપ્ત થઈ જતો હતો.

આ કયું નગર? આ કઈ શેરી? હું આ પૂછવા જતો હતો પણ મારો અવાજ હું જ સાંભળી શકતો નહોતો. મેં આજુબાજુનાં મકાનો તરફ નજર કરી બધાં મકાનની બારીઓ ખુલ્લી હતી એમાંથી માણસો ડોકાઈ રહ્યાં હતાં એ બધાનાં મુખ પર એક જ પ્રકારનો ભાવ હતો. ઘડીભર તો મને વહેમ ગયો કે આ નાટકમાં આવતો ચીતરેલો પડદો તો નથી? પણ બારીમાંના નાનસો હાથ લાંબા કરીને ઉત્તેજનાથી કશું બોલતાં હતાં.

પછી તો હું પવનમા ઊડતા કાગળની જેમ ઊડવા લાગ્યો. એકાદ થાંભલો, એકાદ બારી—આધાર માટે જે મળે તેને હું પકડવા મથ્યો. રસ્તા પર વીજળીના થાંભલા હતા, એક પણ વૃક્ષ નહોતું. આકાશમાં સૂરજ હતો પણ તે ધોળો ધોળો ક્લોરિનના ગેસના ધૂમાડા જેવો લાગતો હતો. એનું અજવાળું આંખમાં પાણી લાવી દેતું હતું, શ્વાસને રૂંધતું હતું. એના અજવાળામાં મારી ચામડીનો રંગ પણ સાવ જુદો જ લાગતો હતો.

હું કશાક પરિચિત ચિહ્નને શોધવા લાગ્યો. ત્યાં થોડાંક ધોળાં કબૂતર મારા માથા પરથી ઊડી ગયાં. મારી આંખ સામે જ એ અદૃશ્ય થઈ ગયાં. બારાખડીનો એકાદ અક્ષર ક્યાંક નજરે ચઢે તો એને વળગી પડું એવું થયું. ત્યાં એકાએક કશીક પરિચિત ગન્ધ આવી: એ કોઈના

ચાસની ગન્ધ હશે? એ ગન્ધ મને ઢંઢોળતી રહી, પણ એનો કશા સાથે હું સમ્બન્ધ જોડી શક્યો નહીં.

મને થયું કે આ મહાનગર છે તો ક્યાંક તો એનું નગરગૃહ હશે, ક્યાંક તો એ નગરની વિભૂતિઓનાં પૂતળાં હશે, ક્યાંક તો ફુવારા હશે, ઉદ્યાન હશે. ક્યાંક જાહેર સભા મળી હશે, ક્યાંક કોઈ કવિ કવિતા લલકારતો હશે, ક્યાંક બે બેની હારમાં બાળકો મ્યુઝિયમ જોવા જતાં હશે. અરે ક્યાંક તો કોઈ મરી ગયું હોય તેને સ્મશાનમાં લઈ જતા હશે. હું ચારે બાજુ આ બધું શોધતો હતો, પણ એકસરખા ચહેરાઓ સિવાય કશું દેખાતું જ નહોતું.

મારી સામે રહેતી પેલી સ્થૂળકાય સ્ત્રી, એનો તરડાયેલો અવાજ એના ભરાવદાર ગાલ ઓથે દબાઈ ગયેલી એની કરુણ કરુણ આંખો, એનો માંસલ હાથ ને એની પાસે ઊભેલો એનો ફિક્કી ધોળી આંખોવાળો, સહેજ સહેજમાં તડૂકી ઊઠતો સળેકડા જેવો એનો પતિ, પછી બાજુના ઘરમાંના એ ડોસા—એટલા ઘરડા કે હવે તો એકા એકા ટાંટિયા ઘસડીને જ ચાલે છે, બોખા મોઢામાં પાન મમળાવે છે, નહીં દેખતી આંખો નિસ્પૃહ ભાવે બધે ફેરવ્યા કરે છે ને થોડી થોડી વારે 'કૃષ્ન કૃષ્ન' બોલે છે. હાથની ચપટી વગાડે છે ને બગાસું ખાય છે ને પેલી આડત્રીસ ચાળીસની આસપાસની, યુવાવસ્થામાં ટકી રહેવા મથતી પ્રૌઢા, એના કાળા ભમ્મર રંગેલા વાળ, એનો મરણિયો તરવરાટ, એનું રતન ને એની ઝીણી ઝીણી નટખટ આંખો. પેલો બધાને ઝૂકતો, સલામ ભરતો ખંધો, ખાઉધરો, લાંચિઓ મીઠું મીઠું બોલનારો માણસ: "One may smile and smile and yet be a villain." આ બધાંમાનું કોઈ પણ દેખાય, મળી જાય તો અત્યારે તો જાણે એ જ તરણોપાય.

મારા આંગણામાં લીમડામાંથી ચળાઈને આવતો તડકો, પાસે વાડમાં એક સરખો કર્કશ ઘોંઘાટ કરતાં લેલાં, પોતાના ટહુકાની આજુબાજુ શીળી છાયા પાથરતો હોલો, પતંગિયાંને પકડીને એની પાંખો તોડી પવનમાં ઉડાવતાં બાળકો, નીચે કલાર્ક કરનારો જે ધૂમાડો કરે

તેમાંથી આવતી નવસારની વાસ, રસ્તા પર નિરાંતે આળોટતા શિરીષનાં પડછાયા, ઊંઘમાંથી જાગીને સફાળો એકસામટું રણકી ઊઠતો દેવળનો ઘંટ, નીચેના સ્કૂટરને કીક મારવાનો અવાજ—આ બધું હું શોધું છું.

હવે જોઉં છું તો ચારે બાજુ એકેએક ચહેરાની દશ દશ પ્રતિકૃતિઓ દેખાવા લાગે છે. બધી ક્રમશઃ ઝાંખી થતી જાય છે અને છેવટે ઓળવાઈ જઈને ધૂમ્રસેર બનીને અવકાશમાં લુપ્ત થઈ જાય છે. મને લાગે છે કે મારું વજન પણ ઓગળી ગયું છે. ફરી ધરતી મને ગુરુત્વાકર્ષણ બળથી છાતીસરસો જકડી રાખે એવું ઇચ્છું છું, પણ મેં મારા ઘરનું બારણું ખોલ્યું ત્યારથી જ મારા પગ તો ધરતી પરથી ઊંચકાઈ જ ગયા હતા ને!

મારી આજુબાજુ જે અવાજો સંભળાતા હતા તે જ જાણે મારો એકમાત્ર આધાર હોય એમ હું કેવળ-કર્ણમય બની ગયો. મને લાગ્યું કે એ અવાજમાં કશુંક અપાર્થિવ છે. એ માનવતું ઉચ્ચારણ નથી. આથી મારા શરીરમાં એક નવા જ ભયની ધ્રુજારી દોડી ગઈ.

મેં જોયું તો મકાનોની હાર જાણે રસ્તાની બંને બાજુથી મારા પર ધસી આવતી હોય એવું લાગ્યું. પછી તો માણસો માણસોને ભેદીને એમની આરપાર નીકળી જતા દેખાયા. ઘરની ઊંચી અગાસીઓ પણ માણસોથી ખીચોખીચ ભરાઈ ગઈ હતી. એટલાં બધાં માણસોના ભારથી ઘર જાણે બેવડ વળી જતાં હતાં. કોઈ વાર પવનનું મોટું મોજું આવતું ને એ ઘરો ડોલી ઊઠતાં હતાં.

હું ટોળાંના શિખર પર જ અત્યાર સુધી ઊછળતો રહ્યો હતો. હું કઈ દિશામાં જઈ રહ્યો હતો, આગળ વધી રહ્યો હતો કે નહીં એની મને કશી ય ખબર પડતી નહોતી. મારા પગનાં તળિયાં કશાકના નક્કર સ્પર્શને માટે સ્વરવતાં હતાં. બાવળનો એકાદ કાંટો વાગે, પથ્થરની તીક્ષ્ણ ધાર પર મારો પગ પડે, કાદવમાં મારો પગ ઘૂંટી સુધી ખૂંપી જાય નદીકાંઠેના બાઠાંની ધગધગતી રેતીમાં મારો પગ પડે ને દાઝું એવી મને તીવ્ર ઝંખના થવા લાગી.

આંખો જે જોતી હતી તેના પર મને વિશ્વાસ બેસતો નહોતો. છતાં એ જે જોતી હતી તેને નકારવાનું પણ કાંઈ કારણ જડતું નહોતું.

કાન અવાજ સાંભળતા હતા, પણ એમાં અપાર્થિવ તત્ત્વ ક્યાંથી આવીને ભળતું હતું તે હું સમજતો નહોતો. મને લાગ્યું કે અત્યાર સુધી હું લખલૂંટ શબ્દોની વચ્ચે રહ્યો અને હવે આજે એમાંનું મારી પાસે કશું બચ્યું નથી, થોડાક શબ્દો મારે સંઘરવા જોઈતા હતા. જો એકાદ શબ્દ જડે તો એમાંથી શબ્દોનું જાળું ગૂંથીને હું રસ્તા પરની બારીએ બારીએ કરોળિયાની જેમ ઝૂલતો રહી અર્થપ્રપંચ વિસ્તારવા ...ર મથું.

હું મારી જાતને ઠપકો આપવા લાગ્યો : શા માટે હાથ સાથે ...વેલો હાથ છોડી દીધો? શા માટે આંખ સાથે મળેલી આંખ તરફથી ... ફેરવી લીધું? શા માટે બોલાતાં વાક્યને છેડેના ઉદ્‌ગારને મૌનમાં જવા દઈને સંવાદ તોડી નાખ્યો?

મેં જોયું તો હજી ઘરનાં છાપરાં પર પવનની દિશા બતાવનાર ફરફરી રહ્યો છે; હજી ખુલ્લી બારીમાંથી દેખાતી ઘરની દીવાલ ...ંગેલા ફોટામાંના ચહેરાઓ પરથી એમનું શાશ્વત સ્મિત ભૂંસાયું ...હજી કેઈક ઘરમાં ટેબલ પર પડેલી ચોપડીની ધૂળ પવન ખંખેરે હજી દાદરનાં પગથિયાં પર કોઈ ધબધબ પગલે ઉપર ચઢે છે ને છે.

મેં કાન પરથી વિશ્વાસ ગુમાવી દીધો છે. હું જીભ બહાર ... ચારે બાજુ જે છે તેમાંથી વાસ્તવિકતાનો સ્વાદ મેળવવા મથું ... આ પૃથ્વી પરના મેં કેટલા બધા સ્વાદ ચાખ્યા છે! મુગ્ધાનાં ...થી ઢળેલાં નયનોનો સ્વાદ, ઘરમાં પ્રવેશેલાં પ્રથમ મરણનો તૂરો ... નવજાત શિશુના નરવા દેહની કુણી કોમળતાનો સ્વાદ, પ્રણયના ઉદ્‌ગારનો સ્વાદ, સુખની જ પળે અચાનક છના થઈ જતા ...નો સ્વાદ, અણધાર્યા અબોલા લઈ બેઠેલી પ્રેયસીના મૌનનો સ્વાદ, ...ાની પરીકથા કહેતા શબ્દોના પતાસા જેવો સ્વાદ, માના વ્હાલ... ...રોષનો તજ જેવો તીખોમીઠો સ્વાદ, એકાએક ઘેરી વળતાં ...નો સ્વાદ—આજે એ પરિચિત સ્વાદમાંના કોઈ પણ સ્વાદનો ... થતો નથી જીભ પર જાણે એક અછડું ફિક્કાશનું પડમાત્ર છે.

નવાઈની વાત કે અત્યાર સુધી મેં પાછળ નજર કરી નહોતી. એટલું ડોકું ફેરવવા જેટલો પણ અવકાશ નહોતો. હવે મોઢું ફેરવીને, નજર વાળીને જોઉં છું તો પાછળ નર્યો સૂનકાર છે, ઘર બધાં સૂનાં સૂનાં છે. ઝરૂખામાં, છજીમાં, બારીમાં, અગાસીમાં જે માણસો દેખાતાં હતાં તે અદૃશ્ય થઈ ગયાં છે. ક્યાંક એકાદ કાળી બિલાડી બારીમાંથી ડોકિયું કરે છે કે આંગણામાં એકાદ કૂતરો આકાશ સામે જોઈને ઊભો છે. ઘર બધાં ખુલ્લાં છે. એમનાં બારીબારણાંમાં આકસ્મિક રીતે ખૂલી ગયાની મુદ્રા અંકાયેલી દેખાય છે ચાલી જનારની ઉતાવળનો એમને લાગેલો ધક્કો હજી એમના પર વરતાય છે.

મારી પાછળના આ સૂનકારને જોઈને એ તરફ પાછાં વળી જઈને ફરી મારું ઘર શોધી એમાં ભરાઈ જવાનો વિચાર મારે જતો કરવો પડ્યો. આ દરમિયાન આગળનું દૃશ્ય પણ બદલાઈ ગયું હતું. હવે માણસોનો પ્રવાહ પાતળો પડી ગયો હતો. હવે મારી આજુબાજુનાં માણસોના પર નજર માંડી શકતો હતો મારી બાજુમાં જે જે માણસ ચાલી રહ્યો હતો તેની ઉંમર વિશે કશું કહેવું મુશ્કેલ હતું. એના શરીરની ચામડી પર ભૂરાશ પડતા જાંબુડી રંગની છાયા હતી. એના હાથ પરની બધી નસો ફૂલી ગયેલી હતી. એની આંખો ડોળાની બહાર ઉપસી આવેલી હતી. એના દાંત કંઈક લાંબા ને તીણા હતા. એના નાકમાંથી ગંધકના ધૂમાડા જેવો શ્વાસ નીકળતો હતો. મારી બીજી બાજુએ એક વૃદ્ધા હતી. એનું શરીર રાખોડી રંગનું હતું. એના મોઢા પર કરચલીઓનું જાળું હતું, એની આંખો બખોલમાં એટલી ઊંડી ઊતરી ગઈ હતી કે એના હોવા વિશે પણ શંકા ઉદ્ભવતી હતી. એ થોડી થોડીવારે ટીનનું પતરું ખખડે તેના જેવો અવાજ કરતી હતી.

મારાથી થોડેક આગળ ચાલનાર હશે તો બાળક, પણ એ ધરતી પરથી ઊંચકાઇ ગયેલો હોવાને કારણે એની ઊંચાઇ વધારે લાગતી હતી. એનો ચહેરો કૂણો હતો, પણ એની ચામડીમાં અપાર્થિવ એવી કશીક લીલાશ પડતી ઝાંય દેખાતી હતી. એનું શરીર ફૂલી ગયું હોય એવું લાગતું હતું. મારાથી થોડે દૂર એક યુવતી દેખાતી હતી. હું માત્ર એની

ડોક અને મોઢું જ જોઈ શકતો હતો, કદાચ એ સિવાયનાં એનાં અંગો હતાં જ નહીં. એનું મોઢું સહેજ સરખા પવનની લહેરમાં પણ ગોળ ગોળ ફરી જતું હતું, એની આંખોમાં સનાતન વિસ્મયનો ભાવ હતો.

હું આ બધું જોતો હતો હતો ત્યાં એકાએક રસ્તાએ વળાંક લીધો. આખો પ્રવાહ એ તરફ વળ્યો. અમે વળાંક લીધો કે તરત જ અમારી પાછળ નાળ જડેલાં જોડાંનો અવાજ સંભળાવા લાગ્યો. કોણ જાણે શાથી અમે સૌ દોડવા લાગ્યાં. પેલો જોડાંનો અવાજ કાનમાં ગાજવા લાગ્યો. દોડવાની ઝડપ વધારતાં અમે જાણે હલકા થઈને ઊંચકાઈ ગયાં, પછી ધીમે ધીમે અશરીરી બનીને કેવળ અવાજ બનીને દોડયે ગયાં, દોડયે જ ગયાં. □

## અન્તકૃત–કૃતાન્ત ∆ પ્રબોધ એસ. ઉપાધ્યાય

દૃષ્ટાદૃષ્ટ અન્તકૃત
પર્વતોની ટેકરીઓ ઉપરથી નીચે
ખીણ સાગરનાં તળીએ ફંગોળાયેલો,
ડોકાતો, ટકરાતો, ખટકાતો કદિક
નદી, કૂવા, વાવ, સરોવરમાં ખબકાતો,
અસુર રાક્ષસ ભૂતપ્રેત કે ઝોડથી પણ
ભીષણ તીખો તગતગતો તીક્ષ્ણ,
કાળોતરીના મુખમાંથી છૂટેલ ધડ...ધડ....
ધડાકા ભડાકાના ધણધણાટમાં
સેંકડો અંગૂષ્ઠમાત્રને આત્મસાત કરતો.
જઠરમહી બ્રહ્માગ્નિ, વડવાગ્નિ, દાવાગ્નિથી ભભકતો,
કોને ખાઉં ને કોને ન ખાઉંની ભૂખિયારીમાં
રોજ સવારે બપોરે સાંજે રાતે મધરાતે
ઉર્ધ્વશિખી લહેરાતો, જવલનજાલ જડિત વસ્ત્રોમાં

લપ્રટાતો, લપાતો, છૂપાતો, લપકાતો,
ટપ....ટપ....ટપકાતો,
વિરાટ ઘંટીમાં દળાતો, ચવાતો, વાગોળાતો,
પૃથવી-ટાયરની ડબલપ્રેડમાં તડબૂચી નોનવેજી,
સેન્ડવીચનો નાસ્તો આરોગતો. ને-
રોગ શોકના શોર્ટસર્કિટમાં, સર્પ-ગ્રંથિમાં,
નિદ્રાગોળીમાં કે સુરાહીમાં સરવરતો,
જીવચર હું
દૃષ્ટાદૃષ્ટ અન્તકૃત્-કૃતાન્ત.
નિત્ય, નિર્વિકાર નિર્વિકલ્પ નિરામય
મને પ્રાપ્ત કરનાર રાહુગીરની ચિંતામાં પડેલ
રૂગ્ણાલય-સ્મશાન કબ્રસ્તાનની
ચોખટ પર મેળાવડામાં ઉભરાતા મૃતકો
મારા આગમનની રાહુ જુએ છે........અને........
લાલ-સૂકી નદીઓ તરતો હુંકારમય અંધકારમાં,
ઊંધા ઝૂલતા શરાબી મકાનોના માંચડે લટકી
અવકાશી વિમાનોની પાંખોમાં પેસી,
બાજ બની અન્યની શોધમાં ઉત્તર-દક્ષિણ અવિરત
ઊડું છું-હું
દરેક મને દૂરાન્તિકે જુએ છે છતાં
મારા આગમનના ઈંગિત માત્રથી જર્જરિત વજ્રદેહી
કો'ક મને પકડી; બાંધી, કાપી વાળી શકતું નથી.

## હૉસ્પિટલ

કોઈ દર્દીને એના ઘરના એકાંતમાંથી ઉપાડીને કોઈ બહુ મોટી હૉસ્પિટલમાં દાખલ કરી દેવામાં એમ જાણે આ દુનિયામાં મને આણવામાં આવ્યો છે...એવી હૉસ્પિટલમાં કે જ્યાં ઓરડાનું દર્દ વ્યાપક બનીને મોટા વૉર્ડનું દુઃખ બની જાય છે...જ્યાં સતત કોઈના કણસવાના અને ઘણાના ઊંહકારાના સાદ સંભળાયા કરે છે, ક્યારેક દર્દ બૂમ બની જાય છે, કોઈ વાર ભગવાનના સહસ્ત્ર નામોમાંનું એક નામ બની જાય છે...અને આખા દિવસમાં એક બે માણસો સ્ટ્રેચર પર ચઢીને હીમખંડ–મૂડદા રૂમમાં ચાલ્યા જાય છે ..જ્યાં થોડા માણસો એકાએક રડી પડે છે, પોક મૂકે, અને ઊંહકારા ભરનારા એકાએક શાંત થઈ જઈને પછી લામ્બા નિઃશ્વાસ મૂકે છે...

એવી હૉસ્પિટલ કે જ્યાં બધા અસહાય હોય છે, કોઈ એક માણસ નહીં. અસહાયતા એ નિયતિ છે એવા સાક્ષાત્કાર માટે દર્દીને લાવવામાં આવે છે...આરામના બિછાનામાં દર્દ કણસે છે, ઊંહકારા ભરે છે, ગાંડી ચીસો પાડે છે...અને ભીંત ઘડિયાળનો કાંટો તટસ્થપણે ચાલ્યા કરે છે...જ્યાં સમસંવેદન નહીં, સર્વસંવેદન છે...સંવેદન જ સર્વ કંઈ છે, એને બૂઠું કરવાની દવા સૂંઘાડવામાં આવે એ જ એક કામચલાઉ ઉકેલ છે...ઘરના એકાંતમાં કદાચ દર્દીને આટલી જલદી ઘેનની દવાની જરૂર નહીં પડી હોત...

જ્યાં ખાટલા બહુ નજીક છે, એકબીજાના ઊંહકારા અને વેદનાના સ્વરો અને મૃત્યુ પહેલાંનો શ્વાસનો ઘરઘરાટ બરાબર સાંભળી શકાય એટલા નજીક...નજીક થતું મૃત્યુ બરાબર જોઈ અને અનુભવી શકાય અને પોતાના અંજામની કલ્પના કરી શકાય એટલા નજીક...તટસ્થપણે કોઈને મરતો જોઈ શકાય છતાં તટસ્થ ન રહી શકાય એટલા નજીક... અને ખાલી ખાટલા પર કોઈ મરવાને માટે સૂવા આવે તેને સૂતાં સૂતાં કહી શકાય કે એક દર્દી થોડીવાર પર જ હિમખંડમાં ગયો...

૬ મૃત્યુ ટાઢું છે, એને વધારે ટાઢું કરવા જ્યાં હિમખંડમાં ઠારવામાં આવે છે......

એવી દુનિયામાં મને લાવવામાં આવ્યો છે, જ્યાં હૉસ્પિટલના ખાટલા નજીક હોય એટલાં ઘર નજીક છે...અને પ્રત્યેક ખાટલા પરથી કોઈની લાશ ગઈ હોય એમ પ્રત્યેક ઘરમાંથી કોઈનું ને કોઈનું મૃત્યુ થયું હોય છે...દર્દ માટે ખાટલો અને મરવા માટે ઘર...બહુ વિચિત્ર સરખામણી છે...હૉસ્પિટલની કલ્પના જ વિચિત્ર છે, એની વાસ્તવિકતા તો વળી ભયાનક છે.. હૉસ્પિટલમાં ગયેલાને ઝટ બહાર જવાની સતત ઇચ્છા રહે છે એમ મને પણ અહીંથી ચાલ્યા જવાની સતત ઇચ્છા થાય છે, પણ પરિચારકો દર્દ લંબાવવા માટની દવા આપ્યા કરે છે...દર્દને 'અસાધ્ય' કર્યા પછી જ રજા અપાય તો નિર્દોષના પૂરવાર થાય એ માટે જ કદાચ એમ થતું હશે...

સુખ હૉસ્પિટલના રવિવાર જેવું છે. જ્યારે લોકો સારાં સારાં કપડાં પહેરીને જીવદયાનો તહેવાર ઉજવવા નીકળ્યા હોય છે...હસતાં હસતાં આવે છે, અને કણસાટ અને ઊંહકારાને ભુલાવવા પોતાના ઘોંઘાટથી વૉર્ડને ભરી દે છે...રવિવારે મરનાર ભૂંડા મોતે મરે છે, એનું છેલ્લી ઘડીનું દર્દ ઓછું કરનારો ડૉક્ટર રજા પર હોય છે અને હાઉસસર્જયન કોઈ સાથે પિકનિક પર જવા માટેનો કાર્યક્રમ ગોઠવતો હોય છે, તે બગડવાને કારણે રવિવારે મરનારા માણસને ધિક્કારતો હોય છે...

ક્ષણિક સુખ પછીનું સામૂહિક એકાંત હૉસ્પિટલના મુલાકાતીઓ ચાલ્યા ગયા પછીની રાત જેવું હોય છે...જનારા સાથે પોતાની સરખામણી કરવાનું દુઃખ અનુભવવાની એ સ્થિતિમાં છેવટે કણસાટ મને ઊંહકારા, નિ:શ્વાસ જ વધી પડે છે...

જ્યાં બધા જ દુઃખી હોય એવું ઘર બંધાવનારો દયાળુ કહેવાય છે! જ્યાં બધાં જ દુઃખી હોય...કેવી ક્રૂર કલ્પનાને આકાર મળ્યો છે? દુઃખ જાણે સંપત્તિ હોય એમ જ્યાં ભેગું કરવામાં આવે છે, અમારી હૉસ્પિટલનો આટલા દર્દીએ લાભ લીધો એમ કહેવાનો લાભ પણ લેવાય છે...

જ્યાં એક બિછાનું અનેક દર્દો અને અનેક મરણોથી રીઢું થઈ ગયેલું છે, જ્યાં અનેક રોગોનાં જંતુઓ હોવા છતાં જંતુનાશક દ્રાવણની જ વાસ આવ્યા કરે છે...પેલો નેતા, પેલો ધર્માચાર્ય, કાયદાના થોથા, નીતિનિયમો, પહેરેગીર...જંતુનાશક દ્રાવણની જ ગંધ આવ્યા કરે છે... □

## સંકોચ

આપણો સંકોચ તો ઘા પર ચઢેલા પ્લાસ્ટર જેવો છે, જેને ખોલી નાખો તો ચક્રાકારે ફરતું લોહી સીધો માર્ગ કરી લે અને પાછું જ ન ફરે, અને એની સાથે આપણે પોતે જ વહી જઈએ...

આ પ્લાસ્ટર આપણને ખૂંચ્યા કરે છે, અશરીરી પદાર્થ શરીરને વળગી પડ્યો છે, ભીંસે છે, વધુ ચીપકે છે, ચિત્ત બેચેન થઈ જાય છે, પણ નવી ચામડી આવશે એવી આશાએ પ્લાસ્ટર સહી લઈએ છીએ, અને પીડા ભૂલવા ઘેનનું ઈન્જેકશન મળે એમ જાગ્રત બુદ્ધિ ઈચ્છે છે એમ નહીં, વખણે છે...ભ્રમ થાય છે નવી ચામડી આવી ગઈ હશે, પ્લાસ્ટર અલગ કરીએ, ઘાની ચામડીને સૂર્યનાં કિરણ જોવા દઈએ, એ નવી ચામડી આપણાં શરીરની કોમળ લાલ લાલ આંખ હશે, અને સૂર્ય જોશે આપણા સંકોચનો ડાઘ ..પણ સૂર્યને એવી તક મળે તે પહેલાં નવી ચામડીને પંપાળવાનું મન થશે, નવી કોમળતા પર મુગ્ધતાનો, વાત્સલ્યનો ભાવ જાગશે...પણ પ્લાસ્ટર ઊખેડવાનું સાહસ થતું નથી, નવી ચામડી નહીં આવી હોય તો ? ગોળ ગોળ ફરતું લોહી સીધો માર્ગ શોધે તો ? દર્દ હજી થયા કરે છે, શરીરની પીડા હજી છે અને એ મનની, આત્માની જાગૃતિની પીડા બનતી જાય છે ...થાય છે-સૂર્યને આપણો નવો ડાઘ બતાવીએ...પણ સૂર્ય પોતાના જેવું જ લાલ લાલ રક્ત જુએ અને એનો પ્રવાહ સૂર્યમાં જ ભળી એકરૂપ થઈ જાય તો ! એ ડાઘ પણ સૂર્યને બતાવાય એમ નથી... □

## રેશમી વસ્ત્ર

વિવેક પેલા લિસ્સા, ઝાંખા ચમકદાર રેશમી વસ્ત્ર જેવો છે, જે

ખરીદવાનું મારું ગજું નથી. છતાં તે શરીરશ્રમની અવેજીમાં વસાવવાનું છે અને અંતરગૃહમાં જાઉં ત્યારે બીજાને તે વસ્ત્ર ધારણ કરવા માટે મારે આપવાનું પણ છે. એ વસ્ત્ર ન હોય ત્યારે મારે એકાંત કેદ ભોગવવાની છે અને પોતાના મૂળભૂત સૌન્દર્ય, કુમાશ, કૌમાર્ય કૂણાશને અપમાનીત દશામાં એકલા એકલા જોવાની સજા સ્વેચ્છાએ ભોગવવાની છે, અને ઊંબર ઓળંગું તે પહેલાં એ બધું છુપાવી દેવા મારે પેલું વાપરવા આપેલું વસ્ત્ર માગી લઈને શરીરે ધારણ કરીને સ્મિતભેર બહાર નીકળવાનું છે.

મારું કોઈ અંગ એ વસ્ત્રને ભેદીને બહાર નીકળવા અધીરું થઈ જાય ત્યારે એક જ છલાંગે છેલ્લાં પાંચ હજાર વર્ષની શરૂઆતના પગથિયેથી વર્તમાનમાં આવી જાઉં છું, એ મરણધક્કાથી હું ધ્રૂજી ઊઠું છું. રેશમી વસ્ત્ર પર કરચળી ધ્રૂજી હોય એવા લહેરો ઊઠે છે અને અદશ્ય થઈ જાય છે. વર્ષોથી એ વસ્ત્ર ધારણ કર્યાથી એમાં નજીકથી જ જોઈ શકાય એવાં સૂક્ષ્મ છિદ્ર પડી ગયાં છે. પણ તે નવી ભાતમાં ખપી જતાં હું બચી ગયો છું. આછી પ્રશંસાનો પણ અધિકારી બન્યો ત્યારે સામા પક્ષે પણ રેશમી વસ્ત્ર ધારણ કરેલું છે એવું મને લાગ્યું હતું. આ લિસ્સું સરકણું વસ્ત્ર બહુ ચંચળ છે, એ ક્યારે સરી પડે એનો મને સતત ભય રહે છે, પણ તે મારી જાગ્રતતામાં ખપી જતાં હું બચી ગયો છું, પણ...એ મારા શરીરે રહેશે એવો સંકલ્પ કર્યો એ પણ કોઈના રેશમી વસ્ત્રનું ઊછીનું લીધેલું થીંગડું જ હશે એવો સંશય કેમ થાય છે?

## રમકડાં મફત!

આ અલગારી ફેરિયો, ફિરસ્તો હશે કે નર્યો પાગલ હશે? સ્વર્ગની ભેટ પૃથ્વી પર વહેંચવા આવ્યો હશે કે, પૃથ્વીનાં રૂપાળાં ભ્રમોની લહાણ કરવા આવ્યો હશે? પાગલ પાસે આવી સૌન્દર્ય સમૃદ્ધિ હોય? કદાચ પાગલ પાસે જ સમૃદ્ધિ હોય! જુઓને, મારા જેવા શાણા પાસે આવું કશું નથી! આ પાગલને ક્યાંથી ખબર પડી ગઈ કે આની

પાસે, હું લાવ્યો છું એની જ ખોટ છે ? તો તો, એ પાગલ નહીં. શાણો હશે ! શાણો માણસ આ સૌન્દર્ય સમૃદ્ધિનું સંગ્રહસ્થાન સર્જે કે આમ લૂંટાવવા નીકળે ? ના, આ કોઈ ફિરસ્તો જ લાગે છે ! એને મારી નિર્ધનતા, એકલતા, દરિદ્રતા પર દયા આવી હશે. એટલે શાપ-ભ્રષ્ટ થવાનો ભય વહોરીને પણ એ દેવલોકમાંથી અહીં આવી ચઢ્યો હશે ! એ પોતે જ કેવો રૂપાળો લાગે છે ! એની પાસે છે એ તો એની સામે તુચ્છ લાગે છે ! ના, ના, એની પાસે જે કંઈ સૌન્દર્ય સમૃદ્ધિ છે, એથી જ એ મને આટલો રૂપાળો, રળિયામણો, વ્હાલો વ્હાલો લાગતો હશે ! એના ચહેરે એની પાસે છે એ રમકડાં પરનાં ચહેરા પરના પ્રકાશ કરતાં વિશેષ પ્રકાશ છે, સ્મિત તો નીતર્યા શરાબ જેવું ! અરે મને આ શું સૂઝયું ? એ અમિયલ સ્મિત હશે......રૂપાળાં, રઢિયાળાં, મોહક, લોભામણાં રમકડાં મફત વહેંચવા આવ્યો છે લઉં ? હું નહીં લઉં તો બીજા લૂંટી લેશે......!' ▭

## સાભાર સ્વીકાર

**કેસૂડાં :** ગુજરાતી વાર્તાઓ : સંપાદકો જયંતીલાલ મહેતા, લલિતકુમાર બક્ષી, નલિન પટેલ, પ્રકાશક : ગુજરાતી સાહિત્ય-મંડળ વતી વોરા ઍન્ડ કંપની, ગાંધીમાર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૧ કિંમત : દસ રૂપિયા.

કલકત્તાના ગુજરાતી સાહિત્ય-મંડળ તરફથી પ્રગટ થતા વાર્ષિક 'કેસૂડાં'ના અંકને બદલે આ વર્ષથી પુસ્તકશ્રેણી પ્રગટ કરવાની યોજના થઈ છે તેના પ્રથમ મણકારૂપે વાર્તાસંચય પ્રગટ થયો છે. પન્નાલાલ, શિવકુમાર, બક્ષી, બોકર, સરોજ પાઠક, જેવા પીઢ વાર્તાકારોની સાથે જ વિભૂત શાહ, વિજય શાસ્ત્રી, શશિ શાહ, રાધેશ્યામ શર્મા જેવા નવીનોની કૃતિઓ પણ અત્રે ગ્રંથસ્થ થઈ છે.

**આશંકા :** (કાવ્યસંગ્રહ) વિપિન પરીખ. પ્રકાશક : વોરા ઍન્ડ કંપની, ગાંધીમાર્ગ, અમદાવાદ કિંમત ૧૫-૦૦.

# ક્રિસ્મસ

□ સાંદીપનિ

હેમંતની ભૂખરી સાંજે આ બાજુના આકાશમાં દેખાતો રૂક્ષ ચંદ્ર, રૂપેરી ઝાંખું વરખ ચન્દ્રાકારે કાપીને ભૂખરા ઝાંખા ભૂરા આકાશ પર ચોંટાડી દીધું હોય એવો લાગે છે...એને પણ જાણે ઠંડીની અસર થઈ છે, એ ઠીંગરાઈ ગયો છે...

વૃક્ષનાં નિશ્ચળ પાંદડા પર બાઝેલી–બેઠેલી આછી ધૂળ વૃક્ષને ધૂસર બનાવે છે, ભૂખરો પ્રકાશ એના પડછાયાને ધૂસરિત કરે છે..દૂરથી આવતો બાંગનો અ ાાજ સાવ જુદો લાગે છે. એમાં આર્તતા ઉમેરાઈ ગઈ છે...શિયાળે દૂરથી આવતા સાદનો ધ્વનિ બદલાઈ જાય છે, ચિત્ત પર પડતા એના પડઘા અને પ્રભાવ જુદાં જ હોય છે...

ચંદ્ર આટલો બધો ફિક્કો અને મ્લાન કેમ લાગે છે? એણે ક્રિસ્મસનાં ગીત સાંભળ્યાં નથી...સાંભળવા મળતાં નથી એટલે એ ખિન્ન છે? અહીં કોઈ ઓલીવવૃક્ષ ઊભું નથી...એના પર ક્રિસ્મસની ભેટ ટાંગેલી નથી...ખુદ ચંદ્ર આકાશ પર ટીંગાઈને ફિક્કો પડી ગયો છે...ક્રિસ્મસની ભેટ...આકાશના ભૂખરા ગ્રીટીંગ કાર્ડ પર ફિક્કા ચંદ્રનું ચિત્ર...સાંતાકલોઝની સફેદ પાંપણ બીજરેખા અવળી થઈ ગઈ હોય એવી લાગે છે...બરાબર હેમંત ઋતુમાં ભૂખરી ધૂસરિત સાંજે દેખાતી ચંદ્રની બીજરેખા...વયોવૃદ્ધ સાંતાકલોઝની બરડ કડક સફેદ વાળની અવળી પાંપણ...

સાંતાકલોઝની સફેદ દાઢીનો રંગ આ ભૂખરા સફેદ ચન્દ્ર જેવો છે કે ભૂખરા સફેદ ચન્દ્રને જોતાં સાંતાકલોઝની સફેદ દાઢી યાદ આવી જાય છે...આ શિયાળે હાથનો કે ઈંટનો તકિયો કરીને સૂતાં પેલાં બેઘર માણસોના તકિયા નીચે નહીં, પણ ખરેખરો તકિયો સાંતાકલોઝ ન તાલની ભેટમાં મૂકતો જાય તો? દેશમાં બાળદિન તો ઉજવાય છે, પણ બેઘર-દિન ઉજવાતો નથી...થોડાક બેઘરને પણ કોઈ સમારંભમાં હાજર થઈને સસ્તા ઘરના મોડેલની ભેટ લેવાની તક મળતી નથી...સસ્તા

ઘરનું મોડેલ...શિયાળે કદાચ એ પણ બેઘરને હૂંફ આપે, યમુનામાં ગળાબૂડ ઊભેલા ઇનામલોભી દિલ્હીવાસીને મોગલ શહેનશાહના મહેલના દીવાએ હૂંફ આપી હતી ને? સસ્તા ઘરનું મોડેલ એમ ફૂટપાથ પર ઉંઘનારાઓને હૂંફ આપે...

ઊનની વિદેશનિકાશથી કેટલું હૂંડિયામણ કમાયા એના સમાચાર આવ્યા નથી...વિવેક જળવાઈ રહ્યો છે...

શેરીમાં અવરજવર ઘટી ગઈ છે, ઘરોના પડછાયા ઝટઝટ ઓળગી જવાની સ્પર્ધા ટાઢી પડી ગઈ છે...જીવતો પડછાયો શરીર સંકોચીને ધીરે ધીરે એકલદોકલ મૂગોમૂગો પસાર થાય છે...મળવાની આકાંક્ષાનો અભાવ નહીં હોય, મોડે પહોંચવાની નિયતિ હશે એ પડછાયાની.

સ્કૂલનાં બાળકો ઉત્સાહમાં છે...કોલેજિયનો એટલા ઉત્સાહી નથી .. એમના કેલેન્ડરમાં ક્રિસમસની માત્ર બે જ તારીખ લાલ રંગમાં છાપેલી છે...સ્કૂલના વિદ્યાર્થીઓનું કેલેન્ડર જુદું છે...એમાં ક્રિસમસના તહેવારની તમામ તારીખો લાલ રંગમાં છાપેલી છે...વિદ્યાર્થીઓની કેટલીક ખુશી અને ઉત્સાહ લાલ રંગમાં છાપેલી તારીખ પર ટાંગેલી છે...

આ દિવસોમાં દુર્વાસા કપોળકલ્પિત લાગે છે...પરશુરામ ઉનાળાની કોઈ બપોરનું નામ હશે...એમના સ્મરણથી અત્યારે હૂંફ મળતી નથી... ઉનાળે દિશાઓ જન્મેજયની જિહ્વા બની જાય છે એ દિવસોમાં .. ધર્મયુદ્ધની કથા કહેતી જિહ્વા.. શિયાળાની આ ટાઢી, આછી ભૂખરી ચાંદનીની રાત પાંડવોના હિમાલયના ભૂખરા સફેદ બરફ પરના આરોહણમાર્ગ જેવી લાગે છે...યુદ્ધ જીતાઈ ગયું છે, પણ રાજ્ય કરવાનું નથી...શિયાળાના આકાશમાં વિખરાયેલા ગાભા જેવા છિન્નભિન્ન ભૂખરાં વાદળાં કુરુક્ષેત્રમાં ઘાયલ થઈને ઢગલો થઈ પડેલા નહીં ઊઠી શકતાં યોદ્ધા જેવા લાગે છે...

શિયાળાની સાંજ અને રાત્રી વિષાદભરી ખિન્ન છે...બરફના અનંત મેદાન જેવી...

સત્ય

એક

ક્ષણના
ભડકામાં
ઉજાગર થઈ ગયેલું
સત્ય
દિવાસળી સાથે જ
એક
ક્ષણમાં
હોલવાઈ ગયું !

પ્રેત

ભરેલી
મંહૂક જેવી
દિવાસળી સળગી ઊઠી
અને,
એક ક્ષણના ભડકામાં
મારામાં રહેલું પ્રેત
બળીને ભસ્મ થઈ ગયું !
હું મુક્ત થઈ ગયો મારાથી.
ભરેલું બાકસ જોઉં છું.
હજી, ઘણી દિવાસળીઓ બાકી છે.
તમે પણ
અજમાવી જુઓ એકાદ.

# કાફ્કા જોડે ગોષ્ઠિઓ-૬

લેખક : ગુસ્તવ યાનુક

અનુવાદક : પ્રમોદકુમાર પટેલ

[ ફ્રેન્ઝ કાફ્કાના નિકટના લેખક મિત્ર ગુસ્તવ યાનુકે પોતાના 'Conversations with Kafka' નામે પુસ્તકમાં કાફ્કા જોડેની પોતાની વિચારગોષ્ઠિઓ રજૂ કરી છે. એમાંના રસપ્રદ પ્રસંગોમાંથી અહીં આ છઠ્ઠો હપ્તો રજૂ થાય છે : અનુવાદક ]

ફ્રાન્ઝ કાફ્કાને તરુણો પ્રત્યે અજબનું આકર્ષણ હતું. તેમની 'ધ સ્ટોકર' નામની વાર્તામાં ઋજુતા અને સમભાવ પ્રગટ થાય છે. 'ધ સ્ટેમ' નામના સાહિત્યિક સામયિકમાં તેમની એ કૃતિનો મિલેના યેસેન્સ્કા દ્વારા થયેલો ઝેક અનુવાદ પ્રગટ થયો હતો. તે વિષે અમારે વાત નીકળી ત્યારે આ પ્રમાણે મેં તેમને કહ્યું :—

"તમારી આ વાર્તામાં કેટલો બધો ઉલ્લાસ અને ઉત્સાહ પ્રગટ થાય છે. અને એમાં પ્રેમ પણ કેટલો બધો દેખાય છે-જો કે કૃતિમાં એનો ક્યાંય નિર્દેશ નથી."

"કૃતિમાં તો એ ભાવો છે જ નહિ. તરુણાવસ્થા જે આ વાર્તાનો વિષય છે તેમાં જ તે નિહિત છે." ફ્રાન્ઝ કાફ્કાએ ગંભીર અવાજે કહ્યું : "તરુણાવસ્થામાં તો કેવળ ઉલ્લાસ અને પ્રેમ જ ભર્યો હોય છે. તરુણાવસ્થા સુખનો સમય છે. કેમકે સૌંદર્ય નિહાળવાની તેને શક્તિ મળી હોય છે. અને જ્યારે એ શક્તિ નષ્ટ થાય છે ત્યારે પામર વૃદ્ધાવસ્થા શરૂ થઈ ગઈ હોય છે. અને એની સાથોસાથ જ આરંભાય છે આત્મહ્રાસ અને દુ:ખ."

"એટલે શું સુખની સંભવિત પ્રાપ્તિમાં માનવીની ઉંમર જ રુકાવટ આણે છે ?"

**સત્ય**

એક

ક્ષણના
ભડકામાં
ઉજાગર થઈ ગયેલું
સત્ય
દિવાસળી સાથે જ
એક
ક્ષણમાં
હોલવાઈ ગયું !

**પ્રેત**

ભરેલી
અંહૂક જેવી
દિવાસળી સળગી ઊઠી
અને,
એક ક્ષણના ભડકામાં
મારામાં રહેલું પ્રેત
બળીને ભસ્મ થઈ ગયું !
હું મુક્ત થઈ ગયો મારાથી.
ભરેલું બાકસ જોઉં છું.
હજી, ઘણી દિવાસળીઓ બાકી છે.
તમે પણ
અજમાવી જુઓ એકાદ.

"કિશોર વયના રોઝમાન અને સ્ટોકરના પાત્રમાં ફરી ભારી ભરી જિંદગી રજૂ થઈ છે," મેં કહ્યું.

કાફકાનો ચહેરો ગંભીર બની ગયો.

"એ તો સાવ આગંતુક વાત થઈ. હું કંઈ લોકોનું વર્ણન કરવા નહોતો નીકળ્યો. મારે તો માત્ર એક વાર્તા કહેવી હતી. એ પાત્રો તો કેવળ કલ્પનો છે, નર્યાં કલ્પનો માત્ર."

"તો એ માટે ય કોઈક નમૂનો તો હશે જ ને? કોઈ પણ કલ્પનની અગ્રાદ્દભૂમાં દર્શન જેવું હોય છે."

કાફકા સ્મિત કરતા રહ્યા.

"વ્યક્તિ જો કોઈ વસ્તુની છબી પાડે છે તો તે તેને પોતાના ચિત્તમાંથી બહાર કાઢવા માટે જ પાડે છે. મારી વાર્તાઓ તો એક રીતે આંખો બંધ કરી દીધા જેવી વાત છે."

o o o

કાફકા જોડેની વાતચીતોમાં તેમનાં પોતાનાં પુસ્તકોની ચર્ચા હંમેશાં ઘણી ટૂંકી જ રહેતી.

"હું 'વર્ડિક્ટ' વાંચી રહ્યો છું."

"તમને તે ગમી?"

"ગમી એટલે? ખરેખર કમકમા આવે એવું એ પુસ્તક છે."

"તમારી વાત બિલકુલ સાચી છે."

"એ વાર્તા લખવાનું તમને શી રીતે સૂઝ્યું તે મારે જાણવું છે. 'શ્રી...ને' એ રીતનું એનું સમર્પણ નિશ્ચિતપણે જ ઔપચારિક નથી. તમે એ દ્વારા કોઈકને કશુંક કહેવા ચાહતા હતા? એનો સંદર્ભ મારે જાણવો છે."

કંઈક સંકોચસહ કાફકા સ્મિત કરતા રહ્યા.

"હું અવિવેકી બની રહ્યો છું. મને ક્ષમા કરશો."

"તમારે ક્ષમા યાચવાની કોઈ જરૂર જ નથી. વ્યક્તિ માત્ર જો પુસ્તક વાંચે છે તો તે પ્રશ્નો પૂછવાને જ વાંચે છે. "ધ વર્ડિક્ટ" તો રાત્રિનો પિશાચ છે."

"નહિ નહિ, સુખની પ્રાપ્તિ જ ઉંમરને રોકે છે." પોતાના ઝૂકી આવેલા ખભાઓ વચ્ચે જાણે પોતાનું મસ્તક ઢાંકી દેવા ચાહતા ન હોય તેમ મસ્તક આગળ ઝુકાવીને સ્મિત કરતાં જ તેઓ બોલ્યા: "જે કોઈ વ્યક્તિ સૌંદર્ય નિહાળવાની શક્તિ જાળવી રાખે છે તે ક્યારેય વૃદ્ધ થતી જ નથી."

તેમનું સ્મિત, તેમનો મનોભાવ અને તેમનો અવાજ એ સર્વ, કોઈ શાંત નિર્મળ કિશોરની યાદ આપતાં હતાં.

"તો, 'ધ સ્ટોકર' વાર્તામાં તમે એકદમ તરુણ અને ઉલ્લાસભર્યા લાગો છો."

આ શબ્દો હું ભાગ્યે જ ઉચ્ચારી રહ્યો હોઈશ ત્યાં તો તેમના ચહેરા પર ઘેરી છાયા ફરી વળી.

"'ધ સ્ટોકર' ઘણી સારી કૃતિ છે," એમ મેં ઉતાવળે ઉમેર્યું, પણ ફ્રાન્ઝ કાફકાની ઘેરી ભૂરી આંખોમાં ઉદાસી વ્યાપી ગઈ હતી.

"વ્યક્તિ જેનાથી અણજાણ છે તેને વિષે જ તે સૌથી સારી રીતે કહી શકે. તેને જ તે સ્પષ્ટ રૂપમાં જોઈ શકે છે. 'ધ સ્ટોકર' તો એક સ્વપ્નની યાદ માત્ર છે–કદાચ એ એક એવી વસ્તુની યાદ છે, જે ખરેખર તો ક્યારેય અસ્તિત્વમાં જ નહોતી આવી. કાર્લ રોઝમાન તો યહૂદી નથી. પણ અમે યહૂદીઓ તો ઘણા પુરાતન છીએ."

° ° °

બીજા એક પ્રસંગે કોઈ એક બાળ-અપરાધના કિસ્સાની વાત હું કાફકાને કહી રહ્યો હતો, ત્યારે ફરી વાર તેમની 'ધ સ્ટોકર' વાર્તાની અમે ચર્ચા કરી.

સોળ વર્ષના કાર્લ રોઝમાનનું પાત્ર તમે ક્યાંક ખરેખરા જીવનમાંથી ઉપાડ્યું છે? –એમ મેં તેમને પૂછ્યું.

ફ્રાન્ઝ કાફકાએ જવાબમાં કહ્યું: "મારી દૃષ્ટિમાં અનેક નમૂનાઓ હતા, અને છતાં, ખરેખર એકેય નહોતો. પણ એ બધી તો હવે ભૂતકાળની વાત બની ગઈ."

"કિશોર વયના રોઝમાન અને સ્ટોકરના પાત્રમાં કેવી ભરી ભરી જિંદગી રજૂ થઈ છે," મેં કહ્યું.

કાફકાનો ચહેરો ગંભીર બની ગયો.

"એ તો સાવ આગંતુક વાત થઈ. હું કંઈ લોકોનું વર્ણન કરવા નહોતો નીકળ્યો. મારે તો માત્ર એક વાર્તા કહેવી હતી. એ પાત્રો તો કેવળ કલ્પનો છે, નર્યાં કલ્પનો માત્ર."

"તો એ માટે ય કોઈક નમૂનો તો હશે જ ને? કોઈ પણ કલ્પનની પશ્ચાદ્‌ભૂમાં દર્શન જેવું હોય છે."

કાફકા સ્મિત કરતા રહ્યા.

"વ્યક્તિ જો કોઈ વસ્તુની છબી પાડે છે તો તે તેને પોતાના ચિત્તમાંથી બહાર કાઢવા માટે જ પાડે છે. મારી વાર્તાઓ તો એક રીતે આંખો બંધ કરી દીધા જેવી વાત છે."

o o o

કાફકા જોડેની વાતચીતોમાં તેમનાં પોતાનાં પુસ્તકોની ચર્ચા હંમેશાં ઘણી ટૂંકી જ રહેતી.

"હું 'વર્ડિક્ટ' વાંચી રહ્યો છું."

"તમને તે ગમી?"

'ગમી એટલે? ખરેખર કમકમા આવે એવું એ પુસ્તક છે."

"તમારી વાત બિલકુલ સાચી છે."

"એ વાર્તા લખવાનું તમને શી રીતે સૂઝયું તે મારે જાણવું છે. 'શ્રી...ને' એ રીતનું એનું સમર્પણ નિશ્ચિતપણે જ ઔપચારિક નથી. તમે એ દ્વારા કોઈકને કશુંક કહેવા ચાહતા હતા? એનો સંદર્ભ મારે જાણવો છે."

કંઈક સંકોચસહ કાફકા સ્મિત કરતા રહ્યા.

"હું અવિવેકી બની રહ્યો છું. મને ક્ષમા કરશો."

"તમારે ક્ષમા યાચવાની કોઈ જરૂર જ નથી. વ્યક્તિ માત્ર જે પુસ્તક વાંચે છે તો તે પ્રશ્નો પૂછવાને જ વાંચે છે. "ધ વર્ડિક્ટ" તો રાત્રિનો પિશાચ છે."

"તમે શું કહેવા ઇચ્છો છો?"

દૂર દૂર સખ્ત નજરે તાકી રહેતાં તેમણે ફરીથી આટલું જ કહ્યું:
"એ એક પિશાચ છે."

"અને છતાં યે તમે એ વિષે લખ્યું?"

"એ તો એની સાબિતી માત્ર છે. અને એ પિશાચને પૂરેપૂરો કઢાવવાની જ તો એ વાત છે."

o o o

મારા એક સંબંધીને મેં થોડા પૈસા ઉછીના આપ્યા હતા અને હવે વધુ રકમ આપી શકું એમ નહોતો એટલે એણે મને અપશબ્દોમાં ઉદ્ધતાઈભર્યો પત્ર લખ્યો હતો. 'તું બુરખાધારી વાનર છે,' 'સાંઢ છે,' 'મૂરખ છે' એવા એવા શબ્દપ્રયોગો તો એમાં સાવ હળવા ને નિર્દોષ ગણાય એવા હતા.

એ પત્ર મેં કાફ્કાને આપ્યો. તરત જ તેમણે એ પત્ર કોઈ ભયજનક પદાર્થ હોય તેમ તેને આંગળીઓને છેડે પકડીને પોતાના મેજને એક ખૂણે મૂકી દીધો. પછી તેઓ કહે: "વચનબદ્ધ થવું એ કંઈક ભયપ્રદ વસ્તુ છે. પણ આ પત્ર તો મને ધૂમાયા કરતા તાપણા જેવો લાગ્યો, જે આપણાં ફેફસાંમાં ને આંખોમાં બળતરા પેદા કરે છે. આ રીતની વચનબદ્ધતા, માનવીની જે મહાનમાં મહાન શોધ–ભાષા, તેનો જ નાશ કરે છે. એમાં આત્માનું અપમાન પણ છે અને કારુણ્યભાવ પરત્વે પ્રાણઘાતક અપરાધ પણ છે. પણ આ વાત તો સાનસમજ વિનાના કોઈ પણ ભાષાપ્રયોગ માટે સાચી છે. કેમ કે, બોલવું એટલે જ પૂરેપૂરો વિવેકવિચાર કરવો અને વસ્તુની યથાર્થ વ્યાખ્યા કરવી. ખરેખર તો જીવન અને મૃત્યુ વચ્ચેનો નિર્ણય ભાષાના પ્રયોગમાં નિહિત રહ્યો હોય છે."

"આ માણસને મારે વકીલ દ્વારા પ્રત્યુત્તર વાળવો જોઈએ, એમ તમને નથી લાગતું?" મેં પ્રશ્ન કર્યો.

કાફ્કાએ જોરથી માથું ધુણાવી ના કહી.

"ના ના. એથી કયો હેતુ સરશે? તમે કશું ય કરો, આવી કોઈ ચેતવણીને તે ગંભીર લેખવશે જ નહિ. અને જો તે કદાચ ગંભીર લેખવે તો ય શું? હવે એ વાત જ છોડો. વહેલે કે મોડે તે જે સાંઢની વાત કરે છે તે જ તેને શીંગડે ભેરવીને ઊંચકશે માણસોએ પોતે જ સામે ચાલીને જે ભૂતોને આ દુનિયામાં તેડી આણ્યાં છે તેને તે હવે ક્યારે ય ટાળી શકવાનો જ નથી દુરિતો હંમેશાં તેના ઊગમબિંદુએ પાછાં ફરીને આવે જ છે."

o o o

કાફકાને મેં તેમની ઑફિસમાં રેકલમ-બ્યૂકિરેના સૂચિપત્રનો અભ્યાસ કરતાં પકડી પાડ્યા.

"પુસ્તકોનાં નામો વાંચી વાંચી હું નશામાં આવતો જાઉં છું. કાફકા બોલ્યા, "આ પુસ્તકો તો કેફી દ્રવ્યો છે."

મે મારી બ્રીફકેસ ઉઘાડી અને તેમાંથી મેં મારી સામગ્રી બતાવી.

"હું તો વળી ભાંગનો વ્યસની છું, ડૉક્ટર સાહેબ!"

કાફકા એકદમ વિસ્મયમૂઢ બની ગયા.

"માત્ર નવાં નવાં પુસ્તકો જ!"

મારી બ્રીફકેસમાંનાં પુસ્તકો મેં તેમના મેજ પર જ ઠાલવી દીધાં. કાફકા એમાંથી એક એક પુસ્તક ઉપાડે, તેનાં પાનાંઓ ઉથલાવી જુએ, અહીં તહીં કેઈક ભાગ વાંચે, અને પછી મને પરત કરતા જાય.

"તો તમે આ બધાં જ પુસ્તકો વાંચશો એમ?"

માથું ધુણાવી મેં હા પાડી.

કાફકાએ પોતાના હોઠો ભીડ્યા.

"સાવ ક્ષણજીવી વસ્તુઓમાં તમે વધુ પડતો સમય બરબાદ કરો છો. મોટા ભાગનાં આધુનિક પુસ્તકોમાં તો સાંપ્રત વિષેના માત્ર ચંચળ વિચારો જ હોય છે. એવાં પુસ્તકો તરત જ અદૃશ્ય થઈ જતાં હોય છે. તમારે વધુ ને વધુ જૂનાં પુસ્તકો વાંચવાં જોઇએ. પ્રશિષ્ટ ગ્રંથોની વાત કરું છું. ગ્યૂથે જૂઓ. જેને કારણે એ ગ્રંથોને ચિરાયુ મળ્યું છે તે

ગાઢનતર મૂલ્યો તમને એ જૂના ગ્રંથોમાં જ સાકાર થયેલાં જોવા મળશે. જે માત્ર નવીન છે, તે તો બધી વસ્તુઓમાં સૌથી વધુ ક્ષણજીવી છે આજે તે તમને રુચિકર લાગશે અને આવતી કાલે જ તે નર્યું હાસ્યાસ્પદ લાગશે. સાહિત્યની એ જ તો ગતિ હોય છે."

"અને કવિતાનું કેમ ?"

"કવિતા તો જીવનનું રૂપાંતર કરે છે. કેટલીક વાર એમાં પણ વધુ ખરાબ સ્થિતિ સંભવે છે"

ત્યાં બારણે ટકોરો થયો. મારા પિતાજી આવ્યા હતા.

"મારો પુત્ર અને વારસદાર તમને ત્રાસ તો નથી આપતો ને ?"

કાફકા માત્ર સ્મિત કરી રહ્યા.

"ના ના, અમે તો દાનવો અને દુરિતોની વાતો કરી રહ્યા છીએ."

o o o

આજે હું વિચાર કરું છું ત્યારે મારે એ વાતનો એકરાર કરવો પડે છે કે કાફકા જોડેના વ્યવહારમાં હું ઘણો નઠોર બની રહેતો. મને ઠીક લાગે ત્યારે અને તે રીતે, આગળથી કશી ય ખબર આપ્યા વિના, વારંવાર હું તેમની ઑફિસે પહોંચી જતો. છતાં યે તેમણે તો મને હંમેશાં મૈત્રીના સ્મિત સાથે ઉષ્માભર્યો હાથ લંબાવીને આવકાર આપ્યો હતો. જો કે તેમને હું હંમેશાં આટલું પૂછી લેતો ખરો : "તમને હું કોઈ રીતે ખલેલ તો નથી પહોંચાડતો ને ?" પણ દરેક વેળા માથું હલાવીને કે હળવેથી હાથનો સંકેત કરીને એનો નકારભાવ સૂચવી દેતા.

તેમણે મને એક વાર એમ સમજાવેલું :

"કોઈ વ્યક્તિની અણધારી મુલાકાતથી સંક્ષુબ્ધ બની જવું એ તો એક નિર્બળતા જ છે. અનપેક્ષિતને ટાળવાની એ વાત છે. જ્યારે પણ વ્યક્તિ આ જગતને સ્વાધીન કરવાનું બળ ધરાવતી નથી હોતી ત્યારે તે પોતાના અંગત જીવનમાં ભરાઈ બેસતી હોય છે. એક અદ્ભુત રહસ્યમય વિશ્વમાંથી ભાગીને તે પોતાના સાવ વૈયક્તિક એવા સીમિત અહમ્‌માં આવી ભરાય છે. એ એક પ્રકારની પીછેહઠ જ છે. વ્યક્તિની જે ખરેખરી

અસ્તિતા છે તે તો મુખ્યત્વે કરીને વસ્તુઓ-સહ-અસ્તિતા જ છે, એ બધાંની જોડેનો એક પ્રકારનો એ સમ્-વાદ છે. વ્યક્તિએ એમાંથી સંકોચાવું ન જોઈએ. તમને જ્યારે પણ ઠીક લાગે ત્યારે અને તે રીતે તમે હંમેશ મારી મુલાકાતે આવી શકો છો."

o o o

કાફકાએ જોયું કે મારી આંખમાં ઉજાગરો છે. તેમને મેં સાચે સાચું કહી દીધું : "આખી યે રાત મેં લેખનકામ કર્યું છે અને હજી યે મારા ચિત્તમાં એ બધી વસ્તુઓ જેમની તેમ પડી છે." કાફકાએ જાણે કોઈ લાકડામાંથી કંડારી કાઢ્યા હોય એવા પોતાના મોટા પહોળા હાથ ટેબલ પર પસાર્યા અને કહે : "પોતાની અંતરતમની સંવેદનાને આમ સીધેસીધી પ્રગટ કરવાની શક્તિ હોવી એ તો ઘણું મોટું સદ્‌ભાગ્ય કહેવાય."

"એ તો એક ઘેનના અવસ્થા હતી. મેં જે કંઈ લખ્યું છે તે હજી વાંચ્યું પણ નથી."

"સ્વાભાવિક છે. વ્યક્તિ જે કંઈ લખે છે એ તો એના પોતાના અનુભવોની રાખ માત્ર હોય છે."

o • o

મારા મિત્ર અર્ન્સ્ટ લેડરર હાથબનાવટના પણ નકશીદાર કાગળો પર ખાસ ચમકદાર ભૂરી શાહીથી કવિતા લખતા.

કાફકાને મેં એ વિષે વાત કરી.

તેમણે કહ્યું : "એ બિલકુલ બરોબર છે. દરેક જાદુગરને તેનો પોતીકો કર્મકાંડ હોય જ છે. જેમકે, હાઈડન વિધિપૂર્વક સુશોભિત 'વ્હીગ' પહેરીને જ લખતા. અને સાહિત્ય સર્જન એ પણ એક રીતે દેવતાઓને આહવાન માત્ર છે"

o o o

આલ્ફ્રેડ કેમ્ફે રિકલેમ વર્લેગની પેઢી દ્વારા એડ્ગર એલન પોની વીણેલી વાર્તાઓનાં લોકપ્રિય આવૃત્તિમાં પ્રગટ થયેલાં ત્રણ વોલ્યૂમ મને આપ્યાં. અઠવાડિયાંઓ સુધી એ નાનકડી આવૃત્તિનાં પુસ્તકો હું

સાથે લઈને ફરતો રહ્યો. તે એક દિવસ મેં કાફકાને બતાવ્યું. તેમણે એનાં પાનાંઓ ઉથલાવી જોયાં, એમાંના થોડાક ખંડો પર દૃષ્ટિ નાંખીને, પછી મને પૂછે: "પોના જીવન વિષે તમે કશું જાણો છો?"

"ફ્રેન્ક દ્વારા મને જેટલું જાણવા મળ્યું તેટલું જ હું જાણું છું. મને એમ જણાય છે કે પો મોટો નામચીન દારૂડિયો હતો"

કાફકાએ ભવાં ચઢાવ્યાં.

"પો ખરેખર માંદો હતો. જગતની સામે જેને કશું જ સંરક્ષણ મળ્યું ન હોય તેવો તે એક દીન દુર્બળ માનવી હતો. એટલે જ તે દારૂના વ્યસનમાં ધકેલાયો હતો. તેની કલ્પનાશક્તિ તેને માટે માત્ર લાકડાની ઘોડી હતી. આ જગતમાં પોતે નિરાંત કરીને ગોઠવાયો છે એવું લાગે તે માટે તે ભેદભરી વાર્તાઓ લખતો. એ બિલકુલ સ્વાભાવિક વસ્તુ છે. વાસ્તવિકતા સામે જે જોખમો ઊભાં હોય છે તે કલ્પનાની સૃષ્ટિમાં નથી જ."

"તમે પોતે ઊંડો અભ્યાસ કર્યો છે?"

"નહિ તો, ખરી વાત એ છે કે તેમના સાહિત્ય વિષે હું બહુ થોડું જાણું છું. પણ તેની પલાયનવાદી રીતિ અને તેનામાં રહેલા સ્વપ્નસેવીના ચહેરાને હું સારી રીતે ઓળખું છું. એ હંમેશાં જેમ ને તેમ રહ્યાં છે. જુઓ, આ પુસ્તકમાંયે તમે એ જ વાત જોઈ શકશો."

કાફકાએ ટેબલનું વચલું ખાનું ખોલ્યું અને તેમાંથી રોબર્ટ લૂઈ સ્ટીવન્સનની 'ટ્રેઝર આઈલેન્ડ' નામની નીલાભૂરા લિનનના પૂંઠાવાળી ચોપડી કાઢીને આપી. "સ્ટીવન્સન ક્ષયથી પીડાતો હતો," કાફકાએ કહ્યું. ત્યાં ઉતાવળે ઉતાવળે જ મેં એ પુસ્તકની અંદરનું પહેલું મથાળા-વાળું પાનું ઉઘાડ્યું. અને અંદર જોવા લાગ્યો. "તો, તે દક્ષિણી સાગરમાં રહેવા ગયો હતો. ત્યાં એક ટાપુ પર તે રહ્યો પણ એ ટાપુના જીવનમાંથી તેણે કશું ય જોયું નહોતું. બાળકો માટે ચાંચિયાઓની સ્વપ્નિલ કથાઓ હોય તેવી દુનિયામાં તે રહ્યો. તેમની કલ્પનાશક્તિ માટે એ જાણે કે એક સ્પ્રીંગ બોર્ડ માત્ર હતી."

"પહેલી નજરે મને એમ લાગ્યું કે..." ટેબલ પર ચોપડી મૂકતાં એમની સામે જોઈ માથું ધુણાવતાં મેં કહ્યું: "તે દરિયો અને લોકજીવન અને દક્ષિણ પેસિફિકનો વનસ્પતિસૃષ્ટિને પણ વર્ણવે છે..."

"હા. હા, એ બધું તો તેણે ઘણી સારી રીતે વર્ણવ્યું છે."

"એટલે એ પુસ્તક વાસ્તવિક દુનિયાનો ખંડ પણ રજૂ કરે છે એમ નહિ?"

"અલબત્ત," કાફકા બોલ્યા: "વ્યકિતના રોજબરોજના જે અનુભવો હોય છે તેની સામગ્રી જ હંમેશાં સ્વપ્નોમાં પ્રત્યક્ષ મૂર્ત રૂપો ધારણ કરીને આવે છે."

"કદાચિત..." સાવધાની સાથે મેં ઉમેર્યું: "વ્યક્તિ પોતાના અનુભવ જગતના પદાર્થો વિષે જે ગુનાહિતતાનો ભાવ અનુભવે છે તેની સામે તે પોતાનાં સ્વપ્નોમાં સમાધાન કરી લેવાનો પ્રયત્ન કરતો હોય છે આ વાત ખરી છે એમ તમને લાગે છે?"

"હા. એ સાચું છે." કાફકાએ કહ્યું: "આ વિશ્વ અને માનવસમાજને ઘાટ આપનારાં પરિબળોમાં વાસ્તવિકતા હંમેશાં સૌથી બળવાન એવું પરિબળ છે. વસ્તુજગતને તે ખરેખર પલટી નાંખે છે. એટલે જ તો એને વાસ્તવિકતા પ્રાપ્ત થઈ હોય છે. એમાંથી કોઈ પણ વ્યક્તિ છટકી જઈ શકે નહિ. સ્વપ્નો એ રીતે એવો એક દૂર ફેરાવાવાળો માર્ગ છે જેને અંતે વ્યકિત હંમેશાં પોતાની સૌથી નિકટની વાસ્તવિકતાના જગતમાં પાછી ફરે છે. સ્ટીવન્સન તેના ખજાનાઓવાળા ટાપુ પર અને હું......" તેઓ અહીં ઓચિંતા અટકી ગયાં.

"અને તમે–" તેઓ જ્યાં અટક્યા ત્યાંથી મેં ઉપાડી લીધું: "તમારી અહીં આ ઑફિસમાં અને અલ્સ્તેદર રીંગમાં આવેલા તમારા ઘરમાં."

"તમારી વાત બિલકુલ સાચી છે." નિસાસાના ઉદ્‌ગારમાં કાફકા બોલ્યા.

ઓચિંતાનો તેમનો ચહેરો ચિંતામગ્ન બની એવો તો ઉદાસ અને ફિક્કો બની ગયો કે હું ક્ષમાના શબ્દો ગણગણ્યા વિના રહી શક્યો

નહિ. "મારાથી અવિવેક થયો હોય તો, ડાકટર કાફકા, મને ક્ષમા કરશો. હું ઘણું બોલી જાઉં છું. મારી એ નિર્બળતા છે."

કાફકા કહે: "નહિ. એ તમારું બળ છે. બીજા લોકોના કરતાં તમારા પ્રતિભાવો તમારા ચિત્તમાં ઘણી ઝડપથી શબ્દબદ્ધ થઈ જાય છે. એમાં ક્ષમાયાચનાનો કોઈ પ્રશ્ન જ નથી."

મેં માથું ધુણાવતાં કહ્યું: "હા, પ્રશ્ન તો છે જ. મેં ઘણું ખરાબ વર્તન કર્યું છે."

કાફકાએ પોતાના ડાબા હાથને ખભાની કક્ષા જેટલો ઊંચો કર્યો અને પછી ધીમે ધીમે નીચે પડવા દીધો અને મોહક સ્મિતમાં કહેવા લાગ્યા. "એ પણ એક રીતે સ્વાભાવિક જ છે. તમે 'સંસ્કારી' રીતે વર્તતા નથી. તમે હજી વિકૃત સંસ્કારિતાના પ્રદેશમાં પહોંચ્યા નથી. એટલે તમારા શબ્દો હજી પે-સ્ટીવન્સનના દક્ષિણી સાગરના ટાપુની વાતનો ઉલ્લેખ કરીને કરીને કહું તો-અરણ્યવાસીના તીણા ધારદાર છરા જેવા છે. તમારા જ પોતાના દેહનો વિચ્છેદ એનાથી ન થઈ જાય એ માટે તમે જ તમને ઘા ન કરો—તેવી તમારી સાવચેતી હોવી જોઈએ. જીવન સામેનો હીનતમ અપરાધ જો ખૂનનું કૃત્ય હોય તો આ અપરાધ તેથી કંઈક જ ઓછો હશે."

° ° °

ડૉકટર કાફકાને મળવા હું તેમની ઑફિસે ગયો. ત્યાં ઑફિસમાં પ્રવેશતાં જ મેં જોયું કે તેઓ ક્યાંક બહાર જવા નીકળ્યા હતા.

"તમે બહાર જાઓ છો?"

"થોડી મિનિટો માટે જ. અહીંથી બે મજલા ઉપર તમારા પિતાજીના ડિપાર્ટમેન્ટમાં જ હું જાઉં છું. બેસો અને થોડી રાહ જોજો. ત્યાં મારે ઝાઝું રોકાણ નથી. દરમ્યાન ઈચ્છા થાય તો આ નવું 'રિવ્યૂ' આવ્યું છે તે જોજો. ગઈ કાલે જ ટપાલમાં આવ્યું."

બર્લિનમાંથી પ્રકાશિત થતો, એ વિશાળ વર્ગનો પ્રતિનિધિરૂપ 'રિવ્યૂ' સામયિકનો એ પહેલો અંક હતો. 'મર્સીઝ' એનું નામ હતું અને થિયોડોર ટેગરે એનું સંપાદન કર્યું હતું. એની અંદરના ભાગમાં

એક માહિતીપત્ર હતું, જેમાં નવા પ્રગટ થનારાં લખાણોની જાહેરાત હતી. એમાં ફ્રાન્ઝ વર્ફેલની કોઈ કૃતિ 'થિયોરેટીકલ પ્રોઝ' નો ઉલ્લેખ હતો. કાફકાના એ મિત્ર થતા હતા. એટલે કાફકા જ્યારે પાછા ફર્યા ત્યારે તરત જ મેં તેમને પૂછ્યું :

"આ જાહેરાત વિષે તમે કંઈ જાણો છો?"

"હા" ફ્રાન્ઝ કાફકાએ એકદમ ટૂંકો ઉત્તર વાળ્યો.

"વર્ફેલ મેકસને એમ કહેલું કે એ તો પ્રકાશકની પોતાની શોધ છે."

"કોઈ આવું કરી શકે? આખરે, એ તો જૂઠાણું થયું કહેવાય ને!"

'એય સાહિત્ય છે," સ્મિત કરતાં કાફકાએ કહ્યું : "વાસ્તવમાંથી પલાયનવાદ."

"તો શું કવિતા માત્ર જૂઠાણું છે?"

"ના, કવિતા તો એક રીતે વસ્તુનો સારગર્ભ છે, તેનો અર્ક માત્ર છે. બીજી બાજુ 'સાહિત્ય' તો છે એક રીતની આનંદલક્ષી પ્રવૃત્તિ, અજ્ઞાત ચિદ્દશક્તિને સમાવવાનું એક સાધન છે, ઘેનનું જ કોઈ ઔષધ માત્ર."

"તો કવિતાનું શું?"

"કવિતા તો એનાથી સાવ સામે છેડેની વસ્તુ છે કવિતા એટલે જ જાગૃતિ."

"એટલે કવિતાનો ઝોક ધર્મ તરફ છે, એમ ને?"

"એમ તો નહિ કહું. પણ નિશ્ચિંતપણે તે પ્રાર્થના તરફ તો ઝૂકે જ છે."

o o o

બીજા એક પ્રસંગે કાફકા અને હું યુગમાન પ્લાઝાના વિસ્તારમાં આવેલા ફ્રાન્સીસ્કન ચર્ચની મુલાકાતે જઈ રહ્યા હતા. ત્યાં પ્રવેશદ્વારની બિલકુલ બાજુમાં એક ઘેરા અલ્ટાર નીચે એક વૃદ્ધાને મેં ઉત્કટ ભાવથી પ્રાર્થના કરતી જોઈ. પછી અમે ચર્ચની બહાર નીકળ્યા ત્યારે કાફકા મને કહે :

"પ્રાર્થના અને કળા બંનેય માનવીની તીવ્રતર ઇચ્છાશક્તિનું પ્રવર્તન છે. બંનેયમાં વ્યક્તિ પોતાની ઇચ્છાશક્તિની સામાન્ય શક્યતાઓને ઓળંગી જવા અને તેને ઉત્કૃષ્ટ બનાવવા ચાહે છે કળા પણ પ્રાર્થનાની જેમ જ અંધારામાં પ્રસારેલો એક એવો હાથ છે, જેને કરુણાદૃષ્ટિ (Grace)ના સ્પર્શની ઝંખના છે, અને તે પણ એવી કરુણાદૃષ્ટિ (Grace)ની કે જે એનું એવા એક હુંથમાં રૂપાંતર કરી આપે, જે પછી બક્ષિશો આપી શકે. પ્રાર્થનાનો અર્થ જ એ કે બનન્તિ (Becoming) અને મૃત્યુ (Dying) એ બે વચ્ચે પથરાયેલા અદ્ભુત ઇન્દ્રધનુમાં પોતાને કંડારવું, જેથી વ્યક્તિ પોતાના અસ્તિત્વના નાના નિર્માલ્ય પારણામાંયે તેની અનંત આભા વિસ્તારી શકે" ▭

## ગઝલ ▭ જયંત વસોયા

કોઈ જ્યાં જાતું નથી ત્યાં જાઉં છું,
પાનખરની ડાળ પર હું ગાઉં છું.

આઈનાનો મર્મ શો છે—શી ખબર?
બિમ્બ સામે હું જરા મલકાઉં છું.

યાદ વચ્ચે કોઈ માધ્યમ પણ નથી,
ને છતાં શહનાઈ શો પડઘાઉં છું.

શી ખબર, કોની દુઆ સાચી પડે?
સૌની સામે શીશ હું ઝુકાવું છું.

# સ્વપ્નપુરુષ

વિજય શાસ્ત્રી

એ પોતે જ હતો. દૂર ઊભેલો. ભેખડ પર લટાર મારવા નીકળેલો—પત્નીની કંટાળાજનક સંગતને ટાળવા. ભેખડ નીચેથી નદી વહેતી હતી. ભેખડની સાથે નદીનાં પાણી અથડાતાં હતાં ત્યાં સિનેમામાં આવે એવી કાળમીંઢ પથ્થરની શિલાઓ હતી. એમાંની એક શિલા પર...

એક શિલા પર પેલું કોણ...?

પેલાં કોણ...?

બે જણ હતાં. એક સ્ત્રી અને એક પુરુષ. સાવ સામાન્ય દશ્ય. પોતે અનેકવાર જોઈ જોઈને કંટાળો અનુભવેલો એવું, એકાન્તમાં બેઠેલા યુગ્મનું દશ્ય. કયાં તો સ્ત્રી પુરુષને ખભે માથું ટેકવી બેઠી હોય યા તો પુરુષ સ્ત્રીના હાથને પોતાના હાથમાં રમાડતો બેઠો હોય, યા તો બંને જણાં નદીનાં પાણીમાં કાંકરા ફેંકતાં બેઠાં હોય, હસતાં હોય, એકબીજાના મોંમાં કશુંક ખાવાનું મૂકતાં હોય યા પડખેથી વહી જતા પ્રવાહની છાલક પરસ્પરને ઉડાડતાં હોય. .

...ને પોતે ?

પોતે અટૂલો હતો. સાવ અટૂલો.

પોતાની પત્ની એક સાદી સીધી સરેરાશ બાઈ હતી. વાર્તામાં, ફિલમમાં, સોસાયટીમાં, કશે ન હોય તેવી. સાચે સાચ હોય તેવી જ. કદાચ પ્રેમ કરતી હશે પણ તે કદાચ જ.

એ કદાચનો પ્રેમ યે કેવો ?

કદી નદીકિનારે એકાંતમાં બેસવું નહીં.

કદી અણિયાળી આંખે તાકવું નહીં.

કદી મારકણું હસવું નહીં.

કદી મીઠું બોલવું નહીં.

છોકરાં નવડાવવાં, જમાડવાં, નિશાળે વદાય કરવાં, મને જમાડવો, નોકરીએ મોકલવો ને પોતે પડોશના ઘેર કામવાળીની ખબર કાઢવા જવું.

એને કંઈ પ્રેમ કહેવાય ?

પ્રેમની એકે ય એકટીંગ નહીં. પ્રેમની સ્ટાન્ડર્ડ ભાષા નહીં પ્રેમની કોઈ ફોર્મ્યુલા નહીં. પ્રેમને માટેનું વાતાવરણ નહીં.

ન એકાન્ત ન જલાગાર, ન ઉદ્યાન, ન ગીત.

એને બદલે

ફાટેલી ચાદર પાથરેલ ઢોલિયો,

ઓટલે લાળ ટપકાવતું બેઠેલું કૂતરું.

વાછંટભીની ચીકણી-લપસણી ઓસરી.

છબી-ને તે ય હનુમાનજીની, બાળ બ્રહ્મચારીની !

તૂટેલી ચ પલ, નાનિયે ભીનું કરી બગાડેલ ખુરશીની ફૂગાતી ગાદી.

પત્ની પોતે ય કેવી ?

અંધારિયા-ધુમાડિયા રસોડે કોલસીધુમાડે ગળતી આંખો. અંધારે ચાળ ઝાળ ઝાટકી કાંકરી વીણતી આંખો, છોકરાંવની આંખે-મેશ આંજતી આંગળીઓ, થીંગડિયા સાડલો, ઊખડી ગયેલા પૂઠાવાળી સોળ સોમવારની કથાની કે સંતોષી-માની કથાની ખવાઇ ગયેલી ચોપડીઓ, ઢાંકણ વગરની ખાલી થઈ ગયેલી સ્નોની જૂની દાટ શીશીમાંનો કાથો પાને ચોપડતી આંગળીઓ. પથારી ઊંચકી ગાદલાં નાખતાં લોખંડી ટ્રંકની અણીદાર ધારમાં ભેરવાઈ ગયેલાં ઓશિકાંના ગલેફાને પડેલા ચીરાઓને સાંધતી આંગળીઓ પર પડેલા સીવણ-સોયના ટોચા, ક્યાં ભીંતે લટકતી કેલેન્ડર-સુંદરીનું ફૂલગુલાબી બદન ને ક્યાં સૂકાઈ ગયેલા તરબૂચ જેવી ચીમળાઈ ગયેલી કાયા !

પોતે ?

નવલકથા વાંચનારો

બસમાં-કથા-બસમાં-નાયક-નાયિકાને પ્રેમ કરતાં ન્યાળતારો.

દરિયે કરતાં યુગ્મોને જોઈ સ્વપ્નાં સેવનારો.

'કોફી કેટલી સ્ટ્રોંગ બનાવું ?' પૂછતી સ્ત્રીને તાકી રહેનારા કથા-યકને અહોભાવે પૂજનારો.

ઘરથી કંટાળેલો

"આજે નાનિયાના માસ્તરે ફી મગાવી છે" પત્ની ઉવાચ.

"કોફી કેટલી સ્ટ્રોંગ ?'

"પપ્પા...મારી સિલેટ તૂટી ગઈ...એં...એં...એ."

"Rita I Really love you."

"લેચ-ક્ષી, શૉવરબાથ, ટર્કીશ ટુવાલમાં વીંટાયેલો નવલકથાગત કમનીય નારીદેહ..."

"આ થાળી કોણે પછાડી? વાસણ મફત નથી આવતાં!"

'—ને પૌલોમીએ અનીશની આંગળીઓ પસવારવા માંડી.'

'આ નાનિયો બહુ ફાલ્યો છે મૂઓ, જરા કહેજો એ અફસર એને.' ફરિયાદ

'કાલે તું Shrop સાડાપાંચે જૂહુ પર કેમ ના આવ્યો? જા, તારી સાથે કીટ્ટા', રિસાયેલા પાત્રની ફરિયાદ.

'સવાદસ થઈ ગયા, પછી કે'શો કે મોડું થઈ ગયું.'

'હું જાઉં અનીશ, ડેડી રાહ જોતા હશે. કાલે સાંજે 'મેટ્રો' પર, ઓ. કે?

° ° °

'આ બધા સાથે પોતાનો ક્યાંય મનમેળ નહોતો. ક્યાંય અનુસન્ધાન નહોતું.' તેણે વિચાર્યું, એક તરફ સ્ટ્રોંગ કૉફી, મેટ્રો, ડેડી, શૉવરબાથ, જળનીતરતી ગૌરાંગી બીજી બાજુ તૂટેલી સ્લેટ, ફી, સવાદસ, મોડું થઇ જવું.

ને

ને આ ચોપડીઓમાં આવતા કશા સાથે જરાપણ ન સરખાવી શકાય એવી આગવી પત્ની!

તે પત્નીથી ઉબકી ગયો હતો.

ભેખડે લટાર મારવા ઊપડ્યો હતો. ને તેને પેલું ભેખડગોદે બેઠેલું યુગ્મ દેખાયું.

પુરુષ અજાણ્યો હતો.

નામની નહોતી ખબર. ચહેરો ય સ્પષ્ટ વરતાતો નહોતો. માત્ર આકૃતિ પરથી તેના પુરુષ હોવાની કલ્પના કરી શકાતી હતી.

પણ સાથેની સ્ત્રી?......

તેણે જરાક આંખો તાણી-ઝીણી કરીને જોયું ને તે ચમક્યો.

'ઓહ, વૉટ? ઇમ્પોસિબલ!'

હા એ જ. એ જ. નાનિયા/ટીનીને સ્કૂલે મોકલી, મને નોકરીએ મોકલી, ઘર કામવાળીને સોંપી અહીં ભરાઇને પ્રેમલીલા? હટ..'

'એ મારી પત્ની છે, 'મારી પત્ની છે' કહેતો, દોડતોક ભેખડ ઊતરી તે નીચે પહોંચ્યો. પત્નીનો હાથ પકડી ખેંચતાં બોલ્યો : 'ચાલ ઘેર...'

'ના, હું નથી આવવાની, હું આમને ચાહું છું.'

'what? પેલી નવલકથામાંની સુમિત્રાનું જ વાક્ય તને પણ આવડી ગયું? પણ હું તારો પતિ છું. તને તો હું ચાહું છું હું, હું સમજી?' 'હું' પર સૌથી વધુ ભાર મૂકતાં તે બરાડ્યો ને પત્નીનો હાથ બળપૂર્વક ખેંચવા લાગ્યો.

'ઊંહ, એ શું કરો છો?' મળસકાની મીઠી ઊંઘમાંથી, હાથ ખેંચાતાં જાગી ગયેલી પત્નીએ ઊંહકારો કર્યો.

ને એની આંખો પણ ખૂલી ગઈ. પત્ની જાગી ગઈ હતી. એનો હાથ પોતાના હાથમાં હતો. સ્વપ્ન તૂટી ગયું હતું. સત્ય શરૂ થયું હતું. પત્ની હતી. સ્વપ્નમાં જોયેલી તે જ. પોતે જેને ચાહવા માંડ્યો હતો તે જ. ભલે પેલા પરપુરુષની હરીફાઈમાં તો હરીફાઈમાં ને અદેખાઈમાં તો અદેખાઈમાં, પણ તે પોતાની પત્નીને ચાહવા લાગ્યો હતો એ સાવ સાચું.

"તો શું સ્વપ્નમાં ન ઓળખાયેલી એ પુરુષાકૃતિ પોતાની હતી?" હોય કે ન હોય છતાં એણે, એ આકૃતિ પોતાની જ હતી એમ માની લેવામાં જ તૃપ્તિ અનુભવી.

એ જ એ પત્ની હતી. પત્નીનો હાથ તેણે છોડ્યો નહીં. સ્વપ્નું પહેલી જ વાર સત્ય સાથે અનુસંધાન થયું હતું. પત્નીનો હાથ તેણે સ્વપ્નના જ બળપૂર્વક નક્કી રાખ્યો હતો. રખે. પેલી સ્વપ્નભેખડવાળો સ્વપ્નપુરુષ તેને લઈ જાય!

સવારે/સોમવાર હતો.

સંવાદ્સ/મોડું/સિલેટ/તૂટેલી/નહાવાનું પાણી/

સોળ સોમવારની વાર્તા............... 

# બુદ્ધદેવ બસુ

△ પ્રસાદ બ્રહ્મભટ્ટ

સુપ્રસિદ્ધ બંગાળી સાહિત્યકાર બુદ્ધદેવ બસુનો જન્મ ૧૯૦૮ના નવેમ્બરની ૩૦મીએ (અત્યારે બાંગલા દેશમાં આવેલા) કોમિલામાં થયો હતો. ઢાકામાં એમ. એ.ની પરીક્ષા અંગ્રેજી વિષય સાથે પ્રથમ વર્ગમાં પ્રથમ આવી ઉત્તીર્ણ કર્યા પછી તેમણે થોડો વખત રિપન કૉલેજમાં અંગ્રેજીના વ્યાખ્યાતા તરીકે અને થોડો વખત 'ધ સ્ટેટ્સમેન'માં પત્રકાર તરીકે કામગીરી બજાવેલી. ત્યારબાદ જાદવપુર યુનિવર્સિટીમાં 'તુલનાત્મક સાહિત્ય' (Comparative Literature) વિભાગના અધ્યક્ષ તરીકે તેઓ નિયુક્ત થયા હતા.

વિદ્યાર્થીકાળથી જ બુદ્ધદેવે લેખનપ્રવૃત્તિ શરૂ કરેલી. પંદર વર્ષની વયે તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'મર્મવાણી' પ્રગટ થયેલો. તેમનો છેલ્લો કાવ્યસંગ્રહ છે 'એક દિન : ચિરદિન', 'બંદીર વંદના' તેમનો મુખ્ય કાવ્યસંગ્રહ છે.

બુદ્ધદેવની વાર્તાલેખનની પ્રવૃત્તિ પણ કાવ્યસર્જનની સાથે સાથે જ

ચાલતી હતી. ૧૯૩૨ માં પ્રગટ થયેલો તેમનો વાર્તાસંગ્રહ 'એસ. આર. ઓરા એવં આરઓ અનેક' સરકારે જપ્ત કરેલો. ૧૯૬૭ માં પ્રગટ થયેલી તેમની બહુચર્ચિત નવલકથા 'રાત ભ'રે વૃષ્ટિ' પર પણ ૧૯૭૦માં નીચલી કોર્ટમાં કેસ ચાલેલો અને બુદ્ધદેવને દંડ થયેલો તથા પુસ્તક જપ્ત થયેલું. આખરે હાઈકોર્ટે તથાકથિત અશ્લીલતાના આરોપમાંથી નવલકથાને મુક્ત જાહેર કરી હતી. 'પાતાલ થેકે આલાપ' બુદ્ધદેવની ખૂબ લોકપ્રિય નવલકથા છે

નાટક ઉપર પણ બુદ્ધદેવે સફળતાપૂર્વક કલમ ચલાવી છે. ૧૯૬૭માં પ્રગટ થયેલા તેમના નાટક 'તપસ્વી ઓ તરંગિણી'ને સાહિત્ય અકાદમીનો એવૉર્ડ પ્રાપ્ત થયેલો. નાટકનું કથાવસ્તુ ઋષ્યશૃંગના પૌરાણિક આખ્યાન પર આધારિત છે 'પ્રથમ પાર્થ' અને 'કાલસંધ્યા' તેમના મહાભારત પર આધારિત નાટકો છે. 'કાલસંધ્યા' બે અંકનું પદ્યનાટક છે.

આ ઉપરાંત નિબંધલેખન તથા વિવેચનક્ષેત્રે પણ બુદ્ધદેવે ગણનાપાત્ર પ્રદાન કરેલું છે. તેમનાં પુસ્તકોની સંખ્યા દોઢસો ઉપર પહોંચે છે. તેમનું સાહિત્ય જેટલું વિપુલ તેટલું જ સત્ત્વવંતું પણ છે. સાહિત્યના બધા જ પ્રકારો પર સામર્થ્યપૂર્વક કલમ ચલાવવા છતાં બુદ્ધદેવ મુખ્યત્વે કવિ જ છે. તેમની કવિતાનો, બલકે સમગ્ર સાહિત્યનો મુખ્ય વિષય પ્રેમ જ છે. પરંતુ આ પ્રેમ તે કેવળ રોમેન્ટિક ભાવોદ્રેક નથી ડૉ. સુરેશ જોષી કહે છે તેમ 'એમણે એ પ્રેમને અનંગમાંથી શરીરી બનાવ્યો છે." ('ઊહાપોહ', માર્ચ '૭૪)

બુદ્ધદેવ નારીને તથા વાણીને ચાહે છે. તેમને માટે પ્રેમ અને કવિતા જાણે કે પર્યાયો છે તેઓ કહે છે: "કથા બુને, છંદ ગેંથે, શબ્દ છેને આમિ શુધુ ભાલોઈ બેસેછિ," (કથા વણી, છંદ ગૂંથી, શબ્દ યોજી મેં માત્ર પ્રેમ જ કર્યો છે.)

શબ્દના આ અનન્ય શિલ્પીએ પોતાની આ લોકની યાત્રા ૬૬ વર્ષની વયે ૧૮ મી માર્ચ ૧૯૭૪ના રોજ પૂરી કરી. બુદ્ધદેવ બસુનું સ્થાન માત્ર સમકાલીન બંગાળી સાહિત્યમાં જ નહીં, ભારતીય સાહિત્યમાં પણ ઘણું ઊંચું છે, અને રહેશે ◻

# બુદ્ધદેવનાં કાવ્યો

□ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

## બે દેવતા

દેવતા કેવળ નિષ્ઠુર નથી
દેવતા કેવળ વજ્રના નથી,
દેવતા કેવળ મૃત્યુના નથી :

દેવતા ઉત્સવના છે,
દેવતા વસન્તના છે,
દેવતા ચુમ્બનના છે.

વજ્રના જે દેવતા
તે આપણી છાતી મધ્યે ગરજે ભીષણ ગંભીર સ્વરે,
તેના પ્રતિધ્વનિથી ફાટી જાય શરીરની દીવાલ,
આપણે મરી જઈએ.
ત્યારપછી ચુમ્બનના દેવતા

આપણને કરી દે છે જીવતા,
જાગી ઊઠીએ આપણે નૂતન થઈ,
આપણા શરીરે તેમનું ઐશ્વર્ય, તેમનો મહિમા.

વજ્રના દેવતાને પ્રણામ કરીએ છીએ,
તે ભયંકર છે;
ચુંબનના દેવતાને પ્રેમ કરીએ છીએ,
તે સુંદર છે.
દેવતા કેવળ મૃત્યુના નથી, દેવતા ઉત્સવના છે,
દેવતા કેવળ વજ્રના નથી, દેવતા ચુમ્બનના છે.

## રૂપાન્તર

દિવસ મારા કર્મપ્રહારે મલિન,
રાત્રિ મારી જ્વલંત સ્વપ્નમાં જાગૃત.
ધાતુના સંઘર્ષે જાગો, હે સુંદર, શુભ્ર અગ્નિશિખા,
વસ્તુપુંજ વાયુ થાય, ચાંદ થાય નારી,
ધરતીનું ફૂલ થાય ગગનનો સિતારો.
જાગો હે પવિત્ર પદ્મ, જાગો તમે પ્રાણના મૃણાલે,
ચિરંતનને મુક્તિ આપો ક્ષણિકાની અમ્લાન ક્ષમાથી,
ક્ષણિકને કરો ચિરંતન.
દેહ થાય મન, મન થાય પ્રાણ, પ્રાણે થાય મૃત્યુનો સંગમ,
મૃત્યુ થાય દેહ, પ્રાણ, મન.

## કોઈ મૃત પ્રતિ

'ભૂલીશ નહીં'—આવડા મોટા ગર્વવચનને
જીવન કરે ના ક્ષમા.
તો પણ, ભલે તે મિથ્યા સ્વીકાર રહેતો.
તારી ચરમ મુક્તિ, હે ક્ષણિકા!
અકલ્પિતપથે વ્યાપ્ત બનો.
તારી સુખશ્રીની માયા ભળી જાઓ, ભળી જાઓ.
તૃણમાં—પત્રમાં, ઋતુરંગમાં, જલ—સ્થલમાં, આકાશની નીલિમામાં.
માત્ર આ વાત હૃદયના એકાંત આલોકમાં;
જલતી રાખું છું આ રાત્રે—તું જ હતી, તો યે તું જ હતી.

## વૃષ્ટિ અને આંધી

વૃષ્ટિ અને આંધી, વૃષ્ટિ અને આંધી, રાત્રિ અને દિવસ.
દિવસ ધૂસર, વંધ્ય, અંધકાર. પ્રકાશ નહિ
છાયા પણ નહિ. માત્ર વૃષ્ટિનું ધુમ્મસ, માત્ર મેઘની ધુંધળાશ, અને
ટ્રામનો ઘોંઘાટ, ટ્રાફિકનો શોરબકોર.
આકાશમાં રુંધાયેલું રુદન, હવામાં લાંબા નિઃશ્વાસ
લાંબા લાંબા દિવસ, રાત્રિ કેટલી દૂર?

ક્લાન્ત્ પ્રહર, મંથર ક્ષણ; કાળની શૃંખલાનો ખણખણાટ
અન્તહીન, ક્લાન્તિહીન.
રાત્રિ; ઘરે શૂન્યતા, બહાર અંધકાર,
વૃષ્ટિ અને આંધી, વૃષ્ટિ અને આંધી.
શૂન્ય શૂન્ય હૃદય, વ્યર્થ વ્યર્થ રાત્રિ,
માત્ર ક્રૂદ્ધ શહેરની નિદ્રાહીન વ્યથા.
હૃદયમાં શૂન્યતા, શહેરમાં આર્તસ્વર, આકાશમાં અંધકાર.
છાયા, હવા, સ્વર, મર્મર, ક્રૂદ્ધ ક્રુદ્ધ સ્વર, દીર્ઘ દીર્ઘશ્વાસ
શહેરે, શૂન્ય ઘરે, વૃષ્ટિ–ઝરેલ અંધકારે, કાળના શૃંખલ–ઝંકારે
આખી રાત, આખો દિવસ.
દિવસ શૂન્ય, ગંધાતા ખાબોચિયા જેવો સ્તબ્ધ, રાત્રિ પણ મૂક.
કશું નથી. નથી નથી.
વૃષ્ટિના ધૂસર વસ્ત્રે, પવનના શહેરના આર્તસ્વરે
આચ્છાદિત સૃષ્ટિનું મુખ કશું નથી. હું એકલો એકલો.
કાળના વિશાળ ચક્રમાં અંધ માછીમારની જેમ બંદી છું હું;
વિશ્વની બારી બંધ, અંધકાર, રુદ્ધ શ્વાસ,
ગંધાતા, ખાબોચિયા જેવો દિવસ; જૂના વિસ્તૃત કૂવાના તળિયા જેવી
રાત્રિ; અને એકદમ એકલતા, અન્તહીન.
રસ્તામાં ભીડ વ્યસ્તતા મત્તતા. ઑફિસમાં મેદાનમાં રેસ્તોરાંમાં
કામ રમત નશો, સખત મજૂરીવાળા સપ્તાહના અંતે જુગાર;
જિન (દારૂ), બપોરની ઊંઘ,
બધું અસ્પષ્ટ, જડ, શહેર મૂર્છિત. વૃષ્ટિ,
વૃષ્ટિ. રસ્તામાં પડછાયાની ધક્કામુક્કી. દુઃશ્વપ્નનું કરોડરજ્જુ
વગરનું સરઘસ.
અકાય, અકાલ કલકત્તા, છાયામય; સ્વપ્નસમ
સ્વેચ્છાચારી, દાયિત્વહીન. હું પણ છાયા, હવાના સ્પર્શથી
કંપું છું; દીવાલ પર, પડદાની આડશે; ઝૂલે મારી છાતી મધ્યે
વૃષ્ટિ અને આંધી, વૃષ્ટિ અને આંધી, રાત્રિ અને દિવસ.

# તુલસીદાસનું શાસન

△ ગુણવંત શાહ

સમગ્ર ઉત્તર ભારત પર તુલસીદાસનું રામચરિતમાનસ જાણે છવાઈ ગયું છે. વિનોબા ઘણીવાર કહે છે કે અકબરના સમયમાં તુલસીદાસ થઈ ગયા એ કહેવું ઉચિત નથી; તુલસીદાસના સમયમાં અકબર થઈ ગયો એમ કહેવું જોઈએ. થોડા વખત પર દિલ્હીમાં રામલીલા જોવાનું થયું. હળવી ઠંડી, ચૌદસની ચાંદની અને ધ્વનિ, પ્રકાશ અને રંગકલાના સંગમ જેવો વિશાળ રંગમંચ, એક સ્મરણીય અને સંતર્પક અનુભવ થયો—જેને જીવનભર મમળાવ્યા કરવાનું મન થાય.

રામચરિતમાનસમાંથી શાસ્ત્રીય રંગોમાં ઢળાયેલી પંક્તિઓ ગવાતી જાય અને મંચ સજાવટ, નૃત્ય અને સ્વરયોજનને સહારે કલાકારો રામાયણને જાણે જીવતું કરતા હોય એવું લાગે. તુલસીદાસની પંક્તિઓમાં છતી થતી શબ્દવ્યંજના સાથે ધ્વનિમાધુર્યથી કોળી ઊઠતું કાવ્યતત્ત્વ. વિનોબાજીની વાત કેટલી સાચી છે તેની પ્રતીતિ કરાવી જાય. ગયે વર્ષે દિલ્હીમાં રશિયન કલાકારોએ પણ રામલીલા ભજવી. નાની સરખી ભૂલ કાઢવાનું પણ મુશ્કેલ બને એટલી એ કલાપૂર્ણ હતી એમ જોનારા કહેતા હતા.

વિજયાદશમીના દિવસોમાં ઠેરઠેર રામાયણનું સાદ્યંત પારાયણ થતું રહે છે. ઇન્દ્રપ્રસ્થ માર્ગ પરના એક મોટા ડિપાર્ટમેંટમાં બધા કર્મચારીઓને લંચની રિસેસમાં રામકથા સાંભળતા જોયા. એવું જાણવા મળ્યું કે આવું તો બીજી ઘણી ઑફિસોમાં ચાલે છે. તુલસીદાસનું શાસન કેટલું વ્યાપક છે અને કેવું સનાતન છે તે નજરે જોવા મળ્યું.

નાનપણના દિવસો યાદ આવી ગયા. સૂરત જિલ્લાના હળપતિઓની જાડી અને ખરબચડી રામલીલા જોયેલી જેમાં સીતાને બીડી પીતી જોયા પછી રંગભૂમિ પર ઘાંટા પાડતી જોવાનો ત્રાસ વેઠવો પડતો. સીતા એટલે ધરતીની પુત્રી. જનક રાજા હળ ચલાવતા અને ખેડૂત-રાજા થવામાં ગૌરવ લેતા. સીતા જનકને હળ ચલાવતી વખતે ધરતીમાંથી મળેલી. 'સીતા' શબ્દ 'સીત' પરથી આવ્યો છે. 'સીત'નો અર્થ થાય છે

'હળપૂણી' કે 'કોશ.' રામાયણની અહલ્યા એટલે 'હળ ન ફેરવી શકાય તેવી' 'અહલ્ય' પથરાળ ધરતી. એ ધરતીને રામે ખેડવાલાયક બનાવીને જીવતી કરેલી. આજે પણ હળપતિઓમાં સ્ત્રીઓનાં નામોમાં 'સીતા' સૌથી વધારે સાંભળવા મળે છે. 'સીતા'નું અપભ્રંશ 'સીતલી' થયું અને પછી 'છીટલી' થયું. હળપતિઓમાં દર નવમે ઝૂંપડે તમને કોઈક 'છીટલી' મળવાની

રામાયણનું સૌથી પ્રિય પાત્ર મારે મન જટાયુનું રહ્યું છે. ગૃધ્રરાજ જટાયુ આપણી પરંપરાનો સૌ પ્રથમ સત્યાગ્રહી ગણાય જટાયુ પ્રત્યેનો પ્રેમ હવે એક સ્થાયીભાવ બની ગયો છે. જ્યારે પણ કોઈ ગીધને જોઉં છું ત્યારે જટાયુનું સ્મરણ થાય છે. જટાયુનું સ્મરણ થાય એવું હમણાં વારંવાર બને છે. કોઈ ભારે માણસ રસ્તે જતી છોકરીને કનડે અને કોઈ એને એક શબ્દ પણ ન કહે ત્યારે જટાયુ યાદ આવે છે. સરકારી અમલદાર છડેચોક લાંચ લેતો હોય અને બધા તે સાક્ષીભાવે જોયા કરે ત્યારે જટાયુ યાદ આવે. સ્ટેશન પર ગાડીના બધા બર્થ પર પાઘડી પાથરીને કબજો જમાવે અને એક બર્થના દસદસ રૂપિયા પડાવે ત્યારે જટાયુ યાદ આવે

સીતાનું હરણ હજીય થયા કરે છે. પણ હવે જટાયુ મરતો નથી. રાવણને બાહુબળથી પરાજિત કરવાનું જટાયુ માટે શક્ય ન હતું પણ તેના જીવતાં રોકટોક વગર રાવણ સીતાને લઈ જાય એ કેમ બને? આવી વખતે સામનો કરતાં આવી પડેલું મૃત્યુ એ જ માનવ્યનું જીવન છે. પાશવી બળ સામે જખ્મી થઈ રસ્તે પડેલા કેટલાક જટાયુ આજે પણ જીવે છે. આજનાં ભ્રષ્ટાચાર અને દમનના મૂળમાં ક્ષીણ થયેલી જટાયુવૃત્તિ કારણભૂત છે. આપણે રાવણનાં પૂતળાં બાળીએ છીએ પણ જટાયુની ઉપેક્ષા કરીએ છીએ.

સત્યાગ્રહીનો આદર્શ છે જટાયુ. આપણું તાટસ્થ્ય કેવું એન્ટીસેપ્ટિક છે? બધું જોયા કરનારા આપણે સૌ સીતાહરણ માટે જવાબદાર છીએ. આપણે ક્યારેક રામને જવાબ આપવો પડશે.

## આશ્વાસન ▭ જયન્ત પાઠક કૃત

અચાનક આજે
મારી ખુરશીમાં માળો!
કુમળી કુમળી ઉઘાડી ચાંચોમાં
એક પંખી વારાફરતી ચણ મૂકે છે!

મારા ટેબલને ડાળીઓ ફૂટે છે
વટવૃક્ષ ઉપર વાનરો–મારા પૂર્વજો–
આંબલી–પીપળી રમે છે!

બાથરૂમમાં શાવર
ફોરાંના ફુવારામાં હું ભીનો ભીનો
મારા શરીરમાંથી
જંગલનાં જંગલ ઊગે છે!

કેલેન્ડરનો ટ્રાન્ઝિસ્ટર ગાય છે :
સંસ્કૃત નથી થયો તું રે
સુધરી નથી ગયો તું રે........
— કેવું મોટું આશ્વાસન!

[ 'અંતરીક્ષ – માંથી '. ]

ડબલ્યુ એચ. ઑડેનના 'AS I WALKED OUT ONE EVENING' 'એક સાંજની લટાર' કાવ્યમાં કબાટ, પથારી અને અને ચાના કપમાં વસી/શ્વસી રહેલા મૃત્યુનું પ્રતીક ઊપસાવાયું છે તે પંક્તિઓ આ છે :

THE GLACIER KNOCKS IN THE CUP-BOARD,
THE DESERT SIGHS IN THE BED,
AND THE CRACK IN THE TEA-CUP OPENS
A LANE TO THE LAND OF THE DEAD."

કવિ કહે છે કે હિમનદી કબાટ પર ટકોરા મારે છે, ઉજ્જડ રણુ શય્યામાં નિસાસા નાખે છે અને ચાહના પ્યાલામાં પડેલી તરાડ મૃત્યુ-પ્રદેશના માર્ગને ખુલ્લો કરી આપે છે.

અહીં કબાટના કાચમાં મઢેલું હિમનદીનું ચિત્ર, પથારી અને ચાહનો પ્યાલો જેવી નગરવાસીને વળગીને જીવતી–કહો કે નગરવાસી જેમને વળગીને જીવતો (?) હોય છે તેવી–વસ્તુઓને મૃત્યુનાં પ્રતીક તરીકે જુએ છે

શ્રી. જયન્ત પાઠકના 'આશ્વાસન' કાવ્યમાં આથી ઊલટું ટેબલ/ખુરશી/બાથરૂમ શાવર/કેલેન્ડર/ટ્રાન્ઝિસ્ટર જેવી આધુનિક વસ્તુસામગ્રીના નિર્જીવ ખડકલાને માળો/કુમળી-કુમળી ઉઘાડી ચાંચો/પંખી/ડાળી/વટવૃક્ષ/આંબલી–પીપળી/જંગલ વગેરે સાથે JUXTAPOSE કરી–સહોપરિસ્થિતિ યોજી પોતાના આરણ્યક અંશનો તાળો મેળવી લઈને, મૃત વસ્તુઓના ખડકલા વચ્ચે શ્વસી રહેલા 'જીવન'ને કવિએ મૂર્ત કર્યું છે સ્વને અનુકૂળ એવું ઇતરમાંથી ખોળી કાઢવું ને ખોળ્યા પછી તેની સાથે તાદાત્મ્ય સાધવું એ માનવમનની એક વિલક્ષણતા છે. અહીં એ કામ કવિની રીતે થયેલું છે એટલે કવિતાવ્યાપારની કેટલીક ખૂબીઓ પણ અનુભવાય છે.

આસ્વાદ્યતા ખુરશી અને પંખીના માળા જેવા, વ્યવહારમાં અ–સંગત ગણાય એવા પદાર્થોની સહોપરિસ્થિતિમાં છે. માળો–ચકલીનો લઘુ પરિચિત-ઘાસ, રૂ જેવાં ખેતરિયાં સંતાનોને બુદ્ધિ, રૂઆબ, અધિકાર, વિજ્ઞાન, સત્તાની સાથે સંકળાયેલી 'ખુરશી' ભેગાં પ્રયોજવામાં આવ્યા વ્યંગ્યની ધારનો અનુભવ થશે. કાંજીકડક વસ્ત્રોમાં, એટલા જ અક્કડ/ખેરડ મિજાજવાળા હુમાખ્ખોર 'ખુરશી' પર બેસતા અધિકારીને માળાના ઘાસ–રૂની 'ગંદકી' જોતાં જ અકળાઈને 'ઉસે ફેંક દો ખિડકી કે બાહર'નો હુકમ કરવાનું સૂઝે જ. ચકલીઓના માળાને તેઓ

પોતાના સનમાયકાના લીસ્સા ટેબલ પાસે સાંખી શકે નહીં. એટીકેટ અને સભ્યતાના રંગે રંગાયેલા એરિસ્ટોક્રેટિક માનતાં માનવ [ ?! ] ને બધું સાફસૂથરું રાખવાનું ખૂબ જ ગમે! આ સફાઈના આવેશમાં માળો બારીબહાર ફગાવી દેનારને ખબર નથી કે ખુરશીનું લાકડું અસલ જ્યારે વૃક્ષસ્વરૂપે હતું ત્યારે ચકલીઓ એ જ લાકડે માળો બાંધી રહેતી હતી. ચકલી ને લાકડાનો નાતો તો મૂળ વતન–જંગલ–માંથી ચાલ્યો આવેલો છે. ભલે ને 'હવે' પેલું લાકડું શહેરમાં આવીને 'ખુરશી' બનીને મોં ફેરવી ગયું, પણ તેથી કંઈ ચકલીઓ ફેરવ ?

ત્યારે, ટેબલની ફાઈલટેલિફોનપેપરવેટલીસ્સાસનમાયકામાં પડતું ટોઈ પિસ્ટ ગર્લનાં પાવડરિયા પ્રતિબિંબ–ખચિત સૃષ્ટિમાંથી આ માળો કવિને TAKE–OFF કરાવે છે ને જ્યાં કુમળી કુમળી ઉઘાડી ચાંચોવાળાં બચ્ચાંઓને મા કણ ખવડાવે છે એ 'અરણ્યસૃષ્ટિમાં લઈ જાય છે.

અને એક વાર અરણ્યસૃષ્ટિમાં પહોંચ્યા પછી તો ટેબલનુંય પરિવર્તન મનસા–થઈ ગયું. ટેબલે પણ કાયાકલ્પ આદર્યો ને તે પોતાના મૂળ સ્વરૂપમાં–ડાળીસ્વરૂપમાં–વિકસ્યું. આ ટેબલના સ્વરૂપાનુસન્ધાનની જાદુઈ લાકડી ફરતાં જ, વાનરો–માત્ર વૈજ્ઞાનિક રીતે પૂર્વજો નહીં, આરણ્યક સ્વભાવને કારણે પૂર્વજો–ની આંબલીપીપળીની રમતનું આખું ચિત્ર તરવરી ઊઠે છે, ચર્મચક્ષુ સામેની જાડી સૃષ્ટિનો લોપ થઈ જાય ને તેને સ્થાને મનઃચક્ષુ સામે અરણ્ય સળવળી ઊઠે છે. કવિ અહીં એક પ્રકારની Ecstacyમાં સરી પડે છે અને શાવરમાંથી વરસતા પાણીને વરસાદી જળ જ ગણતું કવિચિત્ત, અરણ્યના અંશરૂપ બની ગયેલા પોતાના દેહમાંથી–માત્ર દેહમાંથી જ ?–જંગલ જંગલ ઊગી નીકળતાં અનુભવે છે. કવિનો ટેબલ–ખુરશી પર બેસનાર સુસંસ્કૃત માનવ સેખે લોપ થઈ જાય છે, તે જોઈ કેલેન્ડરમાંનો ટ્રાન્ઝિસ્ટર તેની હાંસી કરવા માંડે છે. [ટ્રાન્ઝિસ્ટર તો આમેય નિર્જીવ! તેનેય વળી 'કેલેન્ડરમાંનો' બનાવી કવિ તેની રહી સહી આભાસી સજીવતાનુંય કાસળ કાઢી નાખે છે.] મૂંગો રેડિયો ગાતો કલ્પાય છે ત્યાંય વ્યંગ્ય અનુભવાશે. પછી તો કવિ દયારામની પ્રસિદ્ધ પંક્તિ—

વૈષ્ણવ નથી થયો તું
શીદ ગુમાનમાં ઘૂમે

સ્વરૂપ બદલીને

સંસ્કૃત નથી થયો તું રે,
સુધરી નથી ગયો તું રે.

કહેતી સંભળાય છે. ટ્રાન્ઝિસ્ટર, કેલેન્ડર જેવાં તકલાદી પદાર્થોને 'સંસ્કૃતિ'ના ઠેકેદાર ગણાવી કવિએ 'સંસ્કૃત-તા'નું ખોદાપણું ચીંધ્યું છે. D. H. LAWRENCE આટલા માટે જ કદાચ આધુનિક માનવીના માથાને 'ઉછીના વિચારોથી છલકાતી કચરાટોપલી' તરીકે ઓળખાવે છે, આ શબ્દોમાં :

'THE HEAD OF THIS MODERN PERSONALITY IS A WASTE-PAPER BASKET, FILLED WITH READY-MADE NOTIONS.'

પણ આ વેસ્ટપેપર બાસ્કેટ જેવા ટ્રાન્ઝિસ્ટરે કરેલી ટીકા કવિને માટે તો મહામોટું આશ્વાસન બને છે. હાશ, મને કમસેકમ 'સુસંસ્કૃત' કહીને ગાળ તો નહીં દીધી ! ઊલટી 'અસંસ્કૃત'ની મળેલી ગાળ પણ વ્યાજસ્તુતિ રૂપે પ્રશંસા બની રહે એમાં સંસ્કૃતિની પોકળતાની વ્યંજના પણ ઊપસે છે.

નિરૂપણમાં અભિધા હોવા છતાં ભાવની વ્યંજનાને કારણે કાવ્ય પલ્લીસમાજની નરી વકીલાત કરતું હોવાના આક્ષેપમાંથી ઊગરી જાય છે. ડૉ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'અરૂઢ લયની કવિતાકલા' નામક આમુખમાં નોંધ્યું છે તેમ 'સંસ્કૃતિના નિષેધ ઓથારથી, વિદગ્ધતાના શાણા આવરણથી કવિ છૂટવા માગે છે.' (પૃ. ૭) જો કે, 'સંસ્કૃત નથી થયો તું, સુધરી નથી ગયો તું' જેવી પંક્તિઓની અંદર, લોકપ્રકારની ઉદ્બોધનાત્મક વાચાળતા, OVER SIMPLIFICATION કરવાના કલાઘાતક લોભમાંથી જન્મી હોવાનું કદાચ કોઈને લાગે, તોય, સમર્થ કાવ્યસુરસાયનમાં એની સ્થૂળતાને ઓગાળી દઈ શકે એમ છે.

વિજય શાસ્ત્રી

# સમયના ચહેરાઓ



મણિલાલ પટેલ

ઘણા દિવસની વૃષ્ટિ પછી તડકો ઊઘડી આવે છે ત્યારે મનના પ્રદેશોનો અમિત વિસ્તાર ઝગમગી ઊઠે છે. તડકાની સાથે કેટલું બધું ઊઘડે છે. આકારોની એક માયાવી સૃષ્ટિ હણહણી ઊઠે છે અંધારામાં સ્પર્શ કરીને ચાલ્યો ગયેલો સમય ખુલ્લો પડી જાય છે. એ હાંફળો ફાંફળો ક્યાંક સંતાઈ જવા માગે છે. પણ એને ક્યાંય જગા મળતી નથી. ખૂબ વરસાદમાં ભીંતની આડશ લઈ પેળમાં સંકોચાઈને ઊભેલી ગાય જેવો એ ક્યાંક ઊભો રહી જાય છે, એની કોઈ નોંધ લેતું નથી. પણ મંદિર ઉપર ફફડતી પતાકામાં એનું નામ ખખડે છે, પવનની ગતિમાં એનો ચ્હેરો અલપઝલપ દેખાય છે ખરો. થાકીને સમય શીતળ અને અંધારી જગામાં કૂતરાની જેમ સૂઈ જાય છે પણ એની હાંફનો અવાજ કદીય શમી જતો નથી. સમય આપણને છોડતો નથી. અતૃપ્ત ઇચ્છાઓની આંગળી પકડીને એ આપણા રુધિરમાંય ફરી વળતો હોય છે. કોઈક માઠી વાત સાંભળીને આપણા લોહીમાં કકળી ઊઠતું કશુંક તે સમય જ હશે? ક્યારેક વાંદરો છૂટી ગયા પછી રેંટના અવળા ચક્કર લેતી ખાલી ડોલોનો ચકરાટ લોહીમાં મચી જાય છે—સમય આપણામાં રહીને જ ઊથલપાથલ કર્યા કરે છે.

સાંજ પડી જાય છે, અંધારુ બધાને ધૂંધળા કરી નાખે છે, આખો દિવસ માંડ માંડ ગોઠવેલી દુનિયા આકાર ખોઈ બેસતી લાગે છે, પણ કેટલાક ચ્હેરાઓને અંધકાર ભૂંસી શકતો નથી સમય એને ઝાંખા કરવા મથે છે ખરો પણ એ ઘીના કોડિયા જેવા મનના ગોખલામાં ઝગમગ્યા કરે છે. આવા ચહેરાઓને હું સંતાડી રાખું છું. એમના ઉપર મારી ઇચ્છાનો પણ સ્પર્શ થવા દેતો નથી. રહેનારાઓને જણસની જેમ સાચવું છું. રખેને કોઈ ઝૂંટવી જાય! શબ્દોને શોધતો શોધતો ક્યારેક આ ચ્હેરાઓ સુધી પહોંચું છું ત્યારે એ મરકી ઊઠે છે એમના હાસ્યનો શ્વેત રંગ મારા

શબ્દોને મસીમાંથી અજવાળી નાખે છે—આવા ચક્ચકિત શબ્દો વડે કવિતા લખવા બેસું છું ત્યારે વળી પેલા ચ્હેરાઓ મારી આસપાસ પહેરો ભરતા હોય એવું લાગે છે. કોઇકે મને પજવ્યો હોય એમ ધૂંઆંપૂંઆં થઇ ઊઠું છું. પણ ચ્હેરાઓને ઠપકો કરવાની મારામાં હિંમત નથી ઘણીવાર મા વગરના બાળકની જેમ ઓશિકાને વળગીને સૂઈ જાઉં છું ને બધું ધીમે ધીમે ઓગળવા માંડે છે.

સ્વાસ્થ્ય અને સ્વસ્થતા ગુમાવી બેઠેલા માણસ જેવો સવારે હાંફળો ફાંફળો ઊઠું છું, રાતે માંડ ભૂલ્યો હતો એ બધું જ ટ્યુબલાઈટની જેમ પ્રકાશી ઊઠે છે. મારા ત્રણેય કાળનું જ્ઞાન મને ફફડાવી મૂકે છે—વીતી ગયેલાં પચ્ચીસ વર્ષો ત્રિગુણિત થઈ જાય છે—મારી પીઠ ઉપરથી મારા વીત્યા સમયનો ભાર કોઈ ઉતારી શક્યું નથી! નાગની જેમ અમળાતું નગર ભાગવા માંડ્યું છે—એના અવાજો મારાં તારીખ વાર નક્કી કરી નાખે છે, પકડાયેલા કેદીની જેમ આજ્ઞાઓનું પાલન કરવા સિવાય કોઇ રસ્તો નહિ હોય?

બારીમાંથી જોઉં છું, પર્વતો હજુ ઊઠ્યા નથી, એમના ઉપરનાં સ્થાનકોનાં પોપચાં પર હજુય લીલી નિદ્રાનો ભાર છે, ઝરણાંએ શબ્દ પરનો સંયમ છોડ્યો નથી, પ્રાચીનતા ઓઢીને સૂતો ગઢ, રણમલ ચોકી કે સાસુવહુનું સાંબેલું ધ્યાનમગ્ન છે, એમનો મંત્રજાપ હજી તૂટ્યો છૂટ્યો નથી. રૂડીરાણીના માળિયાની ઉત્તુંગ સૃષ્ટિ ધૂમટો તાણીને હજુય રિસામણાં મનામણાં રમતી લાગે છે, ઘડીભર ત્યાં ચાલ્યા જવાનું મન થાય છે, નાના મોટા પત્થરો કોરીને વસેલા દેવોના ધામ પર્વત ઉપર છે. એ મંદિરોના ગર્ભગૃહની શીતળતાનાં વાઘા પ્હેરી લેવનું મન થાય છે. ત્યાં તો સમય પણ યોગીના જેવો નિસ્પૃહી હોય છે, આપણા સમય ઉપર તો અસંખ્ય ડાઘાઓ ચડી ગયેલા છે. આ જન્મે એને અહીં ધોઇ શકીએ તો? બીજા જન્મનું નામ સાંભળતાં જ નિષાદના બાણથી વીંધાયેલા ક્રૌંચની જેમ મન ચીસ પાડી ઊઠે છે! દિશાઓમાંથી નિઃસહાયતાનો પડઘો સંભળાય છે.

……

ક્યારેક ખુશનુમા પ્રભાતે સોળે કળાએ એની સહસ્ત્ર પાંખડીઓ ખુલ્લી મૂકી દે છે; થોડાં ફૂલોને હસતાં જોઉં છું, આનંદનાં અશ્રુ જેવું ઝાકળ પેલું ઠાવકું મૌન ધરીને હસતું દેખાય છે. નવી દિશાની શોધમાં નીકળેલા પંખીની પાંખોનો ફફડાટ સાંભળું છું, સૂર્યના પ્રથમ રશ્મિને કૂંપળોનો સંપૂટ સાથે છેડછાડ કરતું જોઉં છું ત્યારે વિસ્મયનો સહારો લઈને મારી શ્રદ્ધા ચારે બાજુ રોપાઈ જાય છે

કવિતાની ચોપડી લઈને બેસું છું, શબ્દની પોકળતા વાપરનારની અણઆવડતથી ખુલ્લી પડી ગયેલી જોઉં છું, જીવનની નિરર્થકતા કે નિઃસહાયતા એના સાચ્ચ સઘન અભ્યાસો સાથે પ્રગટેલી નથી પમાતી ત્યારે અકળાઈને ચોપડી મૂકી દઉં છું, પણ ઘણીવાર અક્ષર અક્ષર વચ્ચેનો, શબ્દ શબ્દ વચ્ચેનો અવકાશ સાચુંકલુ બોલી ઊઠે છે—એવો ય અનુભવ થાય છે, કયારેક શબ્દો અક્ષરો બધું ભેળસેળ થઇ જાય છે ને મનને કશો અર્થ પામવા મળતો નથી. જો કે એનું ખરું કારણ મન જ છે. ઘણીવાર અક્ષરોની સાથે સાથે કોઇનો ચ્હેરો સમાંતર ચાલ્યા કરે છે. ચ્હેરાનો રંગ ઘૂંટાતો જાય છે ને અક્ષરો ભૂંસાતા જાય છે, વાંચેલું અપરિચિત બની જાય છે, ને એ જ વખતે પેલા ચ્હેરાઓ આવી લાગે છે.

રાતે જોયેલું શમણું ભૂલી શકાતું નથી; ત્યારે સમયની દયા આવે છે !! પણ બીજી જ પળે સમય મને કેવો તો મૂંઝવે છે: વાંચું છું નો ય શમણું યાદ આવે. બારીબ્હાર જોઉં હોય આકાશમાં એની ઝાંય દેખાય, વૃક્ષોમાં એની લીલાશ, ફૂલોમાં એનું સ્મિત, હવામાં એનો કંપ, પવનમાં પમરાટ, પંખીના કલરવમાં એનો પ્રથમ ઉચ્ચાર. મારી નિઃસહાયતાને હડસેલીને કામે વળગું ત્યાં જ રાતનું શમણું વારંવાર પ્રશ્નો પૂછીને પજવતા શિશુની જેમ મારી સામે આવે છે, મારો હાથ પકડી લે છે ને હું અટકી જાઉં છું—શબ્દ ખોઈ બેઠેલા નિર્ઝરની જેમ હું વહેતો અટકી જાઉં છું. અચાનક ઘડિયાળ ભણી દૃષ્ટિ જઈ પડે છે ને પછી હું એકલો પડી જાઉં છું......

હું જો બોલું છું તો એ શબ્દોને આધીન થઈ જાઉં છું જો હું ન બોલું તો શબ્દો તો મારે આધીન રહે છે.

બોલવાની પીડા કરતાં મૂગા રહેવાની પીડા કયાંય સારી છે

મૂગા રહેવાથી તમને એક વાતનો અફસોસ થઈ શકે, પણ બોલવાથી એ વાતનો તમારા શબ્દો તમારી દોલત છે, એને સંભાળીને રાખો.

માણસ જેનાથી ફસાય છે, તે તેની જીભમાં હોય છે, અને એના મોતનો ફૂંદો એના બંને ગાલોની વચ્ચે હોય છે.

અરબસ્તાનનો એક જ્ઞાની એક વાર કેટલાક લોકો વચ્ચે જઈને બેઠો અને મૂગો રહ્યો. કોઈએ એમને કહ્યું, 'તમારે વિશે અમે સાંભળ્યું છે કે તમે ખરેખર અરબસ્તાનના જ્ઞાની પુરુષોમાંના છો. તો અમને પણ કંઈક કહો.'

જ્ઞાનીએ કહ્યું, 'ભાઈઓ, માણસ જે શબ્દો સાંભળે છે, તે એના પોતાના હોય છે, પણ એ જે કંઈ બોલે છે, તે બીજાના થઈ જાય છે.'

રાતના વખતે બોલો તો ધીમા સાદે, અને દિવસે બોલતી વખતે તમારી આસપાસ જુઓ.

*

કોઈવાર મૌન જરૂરી હોય છે તો કોઈવાર બોલવું, એવી એક જૂની કહેવત છે.

જેની આડમાં માણસ પોતાની બૂરાઈઓ છુપાવવાનો પ્રયત્ન કરે એ મૌન ખોટું છે. કાયરતા, સ્વાભિમાનની ઊણપ, લોભ-લાલચ વગેરેને છુપાવનારું મૌન સાર્થક ન કહેવાય.

ખાસ પરિસ્થિતિમાં બોલવું જરૂરી હોય ત્યારે મૂગા રહેવું એ માણસની કમજોરી પુરવાર કરે છે. એ વખતે બોલવું એ એનું કર્તવ્ય હોય છે.

માણસ જ્યારે પોતાનો સ્વાર્થ સાધવા માટે જાણી જોઈને મૂગો રહે છે તો એ મૌન એની નીચતાનું ચિહ્ન છે

કડવું બોલવાથી થનારા નુકસાન કરતાં કેટલાયે પ્રસંગે મૂગા રહેવાથી થનારું નુકસાન ઘણું વધારે છે.

મૌનમાં ઘણી શકિત છે, પરંતુ ખરા મોકા પર બોલાયેલા શબ્દોમાં એનાથી યે વધારે શકિત છે. કન્ફ્યૂશિયસે કહ્યું છે, 'શબ્દોની શક્તિ જાણ્યા વિના લોકોને જાણવા અશક્ય છે.'

અને જોસેફ કોન્રાડના શબ્દોમાં 'મને સાચો શબ્દ અને બોલવાનો સાચો ઈલમ આપો. હું દુનિયાને હલાવી શકું એમ છું. ▭

### એક કાવ્ય ▭ ગુણવંત શાહ

નિંદરને કાંઠે એક શમણાનું ગામ
ને
દીવાની ઝંખના હોલાય નહીં.
વસંતને કંઠે એક ટહૂકાનું ગાન
ને
તરસ્યા કિનારા રેલાય નહીં.
પાંપણને ઓવારે એક આંસુનું ભાન
ને
રેતીના ક્યારા ભીંજાય નહીં.
પગથી સંગાથે એક કાંટાનું નામ
ને
નારાજી, વનરાજી થાય નહીં.

# કંકાવટી

ફેબ્રુઆરી
૧૯૭૬

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૦૪ : મૂલ્ય એક રૂપિયો


વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦૨, સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામ-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી.




તંત્રી – મુદ્રક – પ્રકાશક
ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, ખાવાસીદી, ગોપીપરા, સૂરત – ૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત – ૩

# સ્વામી આનંદ

## સંત સાહિત્યકારની વિદાય

ગુરુદયાલ મલ્લિક અને સ્વામી આનંદનો સંગ કાયમ જ સત્સંગ જ બની રહેતો અને આથમણે ઓવારે બેઠેલો હું વિચારું છું, તો એ જીવનની પ્રાપ્તિ સમજાય છે. કેવળ નિર્વ્યાજ નિર્મળ પ્રેમથી ભરી દેનારા એ સંતો શ્રી ધનશ્યામ મશરૂવાળા જે સંત સંસ્કૃતિને ઉલ્લેખે છે તેના ચરમ પ્રતિનિધિ હતા. ભદ્ર સંસ્કૃતિના પ્રતિનિધિ જેવા શિષ્ટ સાહિત્યકારો કરતાં નિર્મળ પ્રેમ અને નિચ્છલ પ્રસન્નતામાં રમમાણ કરી દેનારા આ સંત સાહિત્યકારો એમના સત્સંગમાં આવનાર સૌ કોઈ માટે સ્મરણવિશેષ બની રહેલા છે.

ગુજરાતને સૌ પ્રથમ શુદ્ધ મુદ્રણ આપ્યું બે સાધુ પુરુષોએ—એક સ્વામી આનંદ અને બીજા અખંડાનંદે. ગાંધીજીને એવા સેવક મળ્યા કે જેમને જે કામ સોંપે તેમાં તેઓ સર્વોપરી નીવડે! ગાંધીજી અમદાવાદ વસ્યા અને નવજીવન પ્રેસ સ્વામી દાદાને સોંપ્યું, અને નવજીવનના મુદ્રણકળાના સાદા શુદ્ધ શ્રેષ્ઠ નમૂનારૂપ પુસ્તકો મળવા લાગ્યાં. ગુજરાત-ભરમાં સ્વામી દાદાની મુદ્રણકળાની સૂઝ અને આગ્રહ સર્વોપરી સમજું છું. અને એ સંત પુરુષની નજર એવી ચકોર હતી કે જ્યાં પણ એવી કોઈ વ્યક્તિ દેખાય કે તેમના પર નિર્મળ પ્રેમની નજર માંડે! નવજીવન પ્રેસ પછી બારડોલીમાં આવેલું સુરુચિ મુદ્રણાલય એ સ્વામી દાદાની જ દેન છે.

વ્યવહારકુશળ ગાંધીજી આફ્રિકાથી ભારત આવ્યા અને એમણે જોયું કે વિચારની વ્યાપ્તિ માટે વિચારપત્રો અને પુસ્તકોની જરૂર છે. એમના એ કાર્યમાં સ્વામી દાદા જેવા નિષ્ઠાવાન પુરુષાર્થી મુદ્રણવિદ મળી ગયા અને ગુજરાતમાં સુઘડ અને શુદ્ધ મુદ્રણની ભૂમિકા રચાઈ. ગુજરાતના મુદ્રણકળાનો ઇતિહાસ રચનારે સ્વામી આનંદ અને અખંડા-નંદ સ્વામીને પ્રથમ સંભારવાના રહેશે.

'દો રોટી એક લંગોટી' સિવાય કશાનો પરિગ્રહ ન રાખનાર સમાજના સ્વામી દાદા પરમ પ્રતિનિધિ હતા. પરિવ્રાજક એવા કે આખું ભારત ફરી વળેલા અને હિમાલય-આરોહણ માટે આરોહકો મહિનાઓની તૈયારી અને લખલૂંટ સાધનો તૈયાર કર્યા પછી આગળ વધે ત્યારે આ સાધુ ચાખડીએ ચઢીને દંડ-કમંડળ સાથે બદરીનાથ પહોંચેલા! 'બરફરસ્તે બદરીનાથ' વાંચનારને મુશ્કેલીના પ્રસંગોમાં પણ એમનો સોલ્લાસ અનુભવાશે.

ગુજરાતી ગદ્યની એક વિશિષ્ટ મુદ્રા સ્વામી દાદાના ગદ્યમાં અનુભવાય છે. અધ્યાપકીય વિવેચને સામાન્ય ગદ્ય વિશે પણ ઠીક ચૂંથણાં કર્યાં છે, પણ દાદાના ગદ્ય વિશે સંપૂર્ણ વિવેચનની કોઈને જરૂર જણાઈ નથી! 'ગાંધીજી સાહિત્યકાર ખરા?' પૂછનાર જમાતના માણસો પાસે એવી આશા પણ ન રાખીએ

સ્વામી આનંદનું ગદ્ય એ ગુજરાતી સાહિત્યમાં તેના વિશિષ્ટ જીવંતપણાને કારણે સદૈવ સ્મરણમાં રહેશે. એમણે આલેખેલાં વ્યક્તિચિત્રો અને ચરિત્રો પણ અનન્ય જ રહ્યાં છે. સાહિત્યકાર હોવાના કશા જ આગ્રહ વિના એમણે લખેલું ઘણું ખરું સારા સાહિત્યના હૃદયસ્પર્શી નમૂનાઓ છે. એમના અંગત પત્રો પણ એમની વ્યક્તિત્વમુદ્રાથી અંકિત છે. સંત હોવાને કારણે એમણે લખ્યું તે સાહિત્ય નથી, પણ જે લખ્યું છે એ સાહિત્ય સિદ્ધ થાય એવું છે. સાહિત્યકાર હોવાની કશી મુદ્રા ધારણ કર્યા વિના એમણે લખ્યું છે તેમાં સાહિત્યની મુદ્રા ઉપસે છે.

છેલ્લે તો એમને સાંભળવાની અને વાંચવાની યે તકલીફ હતી, છતાં મળનારને સાંભળે અને આવ્યું હોય તે વંચાવીને સમજે એવો ઉલ્લાસ છેવટ સુધી રહ્યો. સત્યના આજીવન આગ્રહી દેશના વિચારે ખૂબ જ સંતપ્ત હતા અને એમ જ દેહ છોડ્યો. સ્વર્ગ એમના ચરણમાં હતું.

— અનિલ

# અજાણ્યો

□ સાંદીપનિ

**સ્મૃતિનું** સંવેદન એ છે કે ક્યારેક જે જાણીતું હતું તે અજાણ્યું થઈ ગયું છે અને કોણ જાણે આજે જે જાણું છું તેય ક્યારેક અજાણ્યું થઈ જશે...જીવનનો એક સમયખંડ જાણે કોઈ એક વ્યક્તિએ ભરી દીધો, અન્ય માટે જરા જેટલો યે અવકાશ રહેવા દીધો નહીં, એ સમયખંડ ચાલ્યો ગયો, એ સમયખંડ જે સ્થાનમાં વસેલો એ સ્થાન પણ પરાયું થઈ ગયું, ત્યાં સ્મૃતિ ક્યારેક હિજરતીની જેમ જઈ પહોંચે છે, અને હીજરાઈ જાય છે...

બધું જ પોતાનાથી, પોતીકાંથી ભરી દેવું એ જાણે કોઈ કોઈમાં ઈલમ હોય છે. સર્વ સત્તા હોય છે. જડ ચીજ પણ એમના સંદર્ભે જ વસે એવી સર્વ સત્તા સાથે સમસ્ત જીવન નહીં, જીવનનો કોઈક સમયખંડ સભર કરવો એ પછીના સમયખંડને કેવળ અવકાશ અને ભણકારથી ભરી દેવાની પૂર્વતૈયારી હોય છે...

મારે માટે જાણીતા અજાણ્યાઓનું આ નગર છે. શહેરની બધી દિશામાં મારા જીવનના કેટલાક સમયખંડો ભગ્નાવશેષ રૂપે વેરાયેલા પડ્યા છે. જાણીતી દિશા અજાણી થઈ ગઈ છે, જૂની પિછાન તાજી થતી નથી અને નવાં પોપડાં મારી સ્મૃતિબહાર છે...

આ નગરમાં હું શા માટે આવ્યો હતો ? આખું નગર અજાણ્યું હતું એ એક વ્યાપક રહસ્ય મારે માટે હતું અને કેવળ રહસ્યરૂપે મારે માટે માત્ર એ કૌતુકનો વિષય હતું-વિસ્મય સિવાય મારે કોઈ સંદર્ભ નહોતો, હું પોતે નગર માટે કોઈ સંદર્ભ નહોતો, વિસ્મય પોતામાં રહેવા દેવો પણ વિસ્મયમાં પોતે પ્રવેશવું નહીં એવું મને કોઈએ કહ્યું નહોતું...પણ ક્યાંક સ્થળો અને સંદર્ભ જોડાતા ગયા, કશુંક જાણીતું થવા લાગ્યું પણ મને ખબર નહીં કે માણસ જન્મની સાથે જ મરવાની

શરૂઆત કરે છે તેમ અજાણ્યા થવા માટે જ માણુસ જાણીતા થવાની શરૂઆત કરે છે...સ્થાન પણ.

શહેરમાં મેં શું કર્યું ? હું રહ્યો, સ્થાન બદલ્યાં, બદલવા પડ્યાં, સંદર્ભો બદલાયા, ઉમેરાયા, આગળ સભરતા નહોતી છતાં પાછળ અવકાશ મૂકતો ગયો. શહેરમાં અજાણ્યા માણુસો અને અજાણ્યાં સ્થાનો વધારતો ગયો–ઘણા માણુસો અને સ્થાનો માટે અજાણ્યો થવા માટે જાણે હું આ શહેરમાં જીવ્યો !

'અજાણ્યા'નો એક નવો અર્થ આ નગરે મને આપ્યો...વાણી મળ્યા પછીનું ન તૂટતું મૌન એ અવાક્‌પણું છે. વાણી જ નથી એ અવાક્‌પણું નથી. શબ્દો હતા પણ પછી કેવળ સ્તબ્ધ મૌન રહ્યું, એ વાણીનો અપરિચય થયો. મારા શૈશવને હું જાણુતો નથી, કૈશોર્યને જાણતો નથી—એ મારાં જ હતાં છતાં—એમ આ નગરના મારા હતા એવા માણુસો અને મારાં સ્વપ્નોને માટે હું અજાણ્યો થઈ ગયો છું. જન્માક્ષર લઈને હું મારા જન્મને સમજી શકતો નથી, શાળાના સર્ટિફિકેટથી મારા કૈશોર્યને પિછાની શકતો નથી, તો કેટલાંક માણુસ-નામ અને સ્થળનામ સામે રાખીને એમાં એક સમયખંડે વસેલા 'હું'ને પિછાની શકતો નથી, પિછાનું છું તો એની સાથે જોડાયેલા અજાણ્યા થઈ ગયેલા સંદર્ભો મને પિછાનવા દેતા નથી...અને એમ મારે માટે પણ 'હું' અજાણ્યો થતો જાઉં છું...હું શું છું, કોણ છું એ વિશે એથી મને વિસ્મય થતું નથી, અજાણ્યાની નજીક રહેવાની–મારી પાસે પડી રહેલા સ્ટૂલ, ખુરશીની જેમ જડ વસ્તુની જેમ રહેવાની–નિયતિ વેઠું છું. એને પિછાનવા મથું છું ને નગરના કેટલાક અજાણ્યા માણુસો અને સ્થાનો મને મારે માટે ભયજનક બનાવી મૂકે છે........ ▭

# વિચ્છિન્નતા

▭ સાંદીપનિ

વિચ્છિન્નતા એટલે જીવનના એક સમયખંડે નજીકથી શરૂ થતાં સમયખંડથી દૂર, સુદૂર નાખી નજરે ન દેખાય એટલા અલગ થઈ જવું. શરૂ થતો નવો સમયખંડ નવું કૌતુક, નવો વિસ્મય ઓછાં ને આછાં કરી નાખે એટલે પેલો આગલો સમયખંડ અનાયાસ આછો આછો સાંભરે, ડોકિયું કરતાં ધૂંધળું દેખાય, એ અસ્પષ્ટતા ક્ષણેક સ્તબ્ધ કરી દે, પરિચિત આટલું બધું અસ્પષ્ટ, અપરિચિત? અને ફરી પાછો ફરે, થોડીક શુષ્કતા કે વિષાદ સાથે.

ગણિત એક પછી બે એમ આગળ વધે છે. જીવનનાં વર્ષો ગણિતના નિયમે જ આગળ વધે છે, પણ એકથી નવ સુધીના આંક જ સો વર્ષના જીવનમાં આવતા રહે અને તાજા થતા રહે એમ આગલાં વર્ષો તાજાં થતાં નથી, વર્તમાન બનતાં નથી, વર્તમાન બને નહીં તે સ્મૃતિ બની જાય છે. અને સ્મૃતિ ગણિતના નિયમે ગતિ કરતી નથી. ૧૦૦, ૯૯, ૯૮–જેવી અવળી ગતિ સ્મૃતિને અઘરી પડે છે, પણ ગઈ કાલે, ગઈ પરમ દિવસે...એવી ગતિ કોણ જાણે કેમ સરળ બની રહે છે, વર્તમાન ભીંત હોય ત્યારે સ્મૃતિને પાછલી દિશાની ગતિ વધારે સરળ થઈ પડે છે.

મકાનના આ ખંડ સાથે પેલો ખંડ અતૂટપણે જોડાયેલો છે. પણ સમયખંડોનું એવું નથી. ગણિતના ક્રમનો ઉપહાસ કરવા માટે નજીક નજીકના સમયખંડો દૂર દૂર થઈ જાય છે...અને કોઈ કોઈ વાર દૂર દૂરના સમયખંડો ભેગા થઈ જઈને હાહાકાર કરી મૂકે છે...પણ જેમ સખત પથ્થરમાં હાહાકારને ભરી શકાતો નથી, તે હાહાકારને પડઘાવીને બેવડો કરી મૂકો તે જ સહન કરવાનો હોય છે, એવું જુદા જુદા મૃત સમયખંડો ભેગા થઈ જાય છે ત્યારે સહન કરવું પડે છે.

સમયખંડની આવી પિછાન નક્કર અવકાશનો બોધ કરાવે છે. ત્યાં તું નથી, તારી સાથે જે કંઈ હતું તે પણ નથી—બધું ખાલી છે, પણ

એવું નક્કર છે કે, એ નક્કર અવકાશમાં તું મને કે તારા કશાને પણ હવે એમાં પ્રવેશ કરાવી શકે એમ નથી...

આ નવા અરીસામાં પોતાનો અને અનાયાસ અકસ્માત કોઈ બીજો ચહેરો સાથે ડોકાઈ ગયો... વર્ષો પહેલાં એક અરીસામાં એમ ડોકાઈ ગયેલા બે ચહેરા તે સાથે સાંભરી આવ્યા—અપરિચિત પરિચિત ...પણ ભૂલાયેલો અરીસો જ્યાં હશે ત્યાં કોરો જ હશે, એ દર્પણના ટુકડા થયા હશે તો એના ટુકડા યે પ્રતિબિમ્બ વિનાના હશે...આમ બે સમયખંડોને ભટકાવે છે અને હૃદયનો અરીસો ચકનાચૂર થઈ જાય છે...

વિચ્છિન્નતા એટલે રાગના ટુકડા...વિચ્છિન્નતા એટલે રાગના એકબીજા સાથે નહીં જોડાતા ખંડો. સ્મૃતિએ જોડાતા અને વાસ્તવમાં વિચ્છિન્ન જ રહેતા ખંડો. સળંગ વ્યક્તિત્વના કટકે કટકા કરી નાખતો સળંગ સમય કહે છે કે તું સળંગ એકધારો નહીં, ટુકડે ટુકડે જીવે છે...સંપૂર્ણ નહીં, ખંડિત જીવે છે...ખાબોચિયામાં આવી પડેલું મોજાંનું પાણી સાગરનો ઘૂઘવાટ અને મોજાંનો પછડાટ કિનારે સાંભળીને કંપી જાય છે. મૂગુંમૂગું હાહાકાર કરી ઊઠે છે, પણ ખાડાની પંજો ઊંચી પોચી દીવાલ પણ એ ઓળંગી શકતું નથી...માણસના જીવનનો કોઈ સમયખંડ આમ એને નાના પરિઘની કેદમાં નિર્જીવ ફેંકી દે છે અને સ્મૃતિનો ઘૂઘવાટ અને પછડાટ એને વધારે ને વધારે મરણતોલ કર્યે જાય છે......

સળંગ હોવું અને ટુકડે ટુકડે પણ હોવું માણસની કરુણ નિયતિ છે. નિર્જીવ બિન્દુ પ્રાણમય સાગર સાથે જોડાઈ શકતું નથી છતાં તે સાગરનો જ ભાગ હોવાનું માન્યા કરે છે, છેતરાયા કરે છે...રાગના ટુકડા એકરાગ હોવાનું માન્યા કરે છે અને હોવાની સ્થિતિમાંથી ખોવાયાની સ્થિતિમાં આવેલો પોતાને ખંડરૂપે પણ પામી શકતો નથી, જુએ છે કેવળ હાથમાં ન આવતા એકબીજામાં ભળી જતા ને છતાં જુદા રહેતા પડછાયા. ▭

## એક ગીત □ કિસન સોસા

સૂરજ–ભારે પળ ઝળુંબી પાંદડે ઝાકળ–ટીપું તૂટે....

ગઢના જૂના કમાડ પાસે બળ્યાં તૃણને ઢગલે વાગે ફૂંક ને ફૂંકે કેસુ કોળે
ઓણ તો એવો ઠાર પડ્યો કાંઈ ઠાર કે ગરિયાધારમાં ન કોઈ ખોરડું ખોલે
ઢોલિયે મીંઢળબંધો ઊના હોઠથી રાતી કળીયું ચૂંટે....

થાળે માથાંબોળ નીતરતી હાંડે સીંચી પંડ્ય પંડ્ય ઠાલવી રહી હૂંફનો કૂવો
ચોતરે ચારણ–ડાયરો બેઠો ગરમાટે કાંઈ કેફ કસૂંબલ વાટકડીમાં ઘૂંટતા દૂહો
ઓરડે બેઠી ચારણયાણી રંગને ટેભે ગોદડું ગૂંથે....

રેશમિયા રેફાની સીમે ઝાકળ–ભીના થોરથી વાડે એકલ દોકલ તેતર ફરતું
કોલું ફાડી વાદળ ફાટ્યાં, ધોળું ધમરખ તડકાનું ધણ નીરવ પગલે, ઢાળ ઊતરતું
ડોક લંબાવી સૂની આંખે માળવા ભણી જોયું ઊંટે....

## ગરોળી ▭ અજીત ઠાકોર

મરુ
અમાર રાખોળી ગરોળીની ત વાત જ હું કંઉં તમને ?
અમાર ત ચોવીએ કલાકનો એન વિહામો.
અમને ત કંઈ મજા આવે કંઈ મજા આવે
પોચી પોચી ટા'ળી ટા'ળી ગાદી તળે
ગાવાની–ના'વાની–અ'રવાની– ( જા'રે ) ફરવાની !
અમાર પર તો એ'વી એ બો'જ ખુશ !
પણ કોન જાણે કેમ
કા'રેક આ'વી લાગલી જ હડી મેલે ને પાછી પલકાર મારતાક ત થીર !
પણ તાં' ત અમ બધ્ધાયના જીવ તાળવે.
અમે ત જા' ઓ'ઈ તાં' ચોંટી જ જંઈ !
તે અમારમાંઈ કેટલાક બઉ ડા'યા. તે વળી એકવખત ઉગમણી પા ગેયલા
ને પાછા આઈવા તેવા અફ્ફા ઉરાડી મેલી :
"આવ્વે....બો'જ આવ્વે....એક જીવડું છે લાલમલાલ
એન જુએ ન અમાર આ'વી આ
એન ભૂરી ભૂરી ને'હને એવી ત ફૂલવે એવી ત ફૂલવે
એન ગલાબી જીપને એવી ત લપકાવે કે
આપણે ત ઠરી જ જંઈ."
તે આજ હાં'જે ગોપગલે મીંટીગ ભરવાનું છ અમાર ગરોળીપોરનું લોક.
તે હેં લે સા'બ ! મારી ત અડધી વીતી આ'વીઆન તળે
તે ઉં ની જાણુ કે
અમારે આ'વી આ ત છે અજ'રા અજૂ'ર જુગદમ્બા
એન પોતાન માટે કરીન અમને આટલા બધાઉ ને
ઉપાધીમ મેલવા જેઉ ત એ કરે જ નંઈ ને !
બો' બો' ત એ જીવડું આપણો જ રેપુ ઓહે
માર માનો ત નવેનોરતા માનો
પણ હાચુ પૂછો ન લે સા'બ તો આપણને ત એવું એ પે'લેથી જ
ગપ્પુ લાઇગુ છ.
ત તમને ?

આંખેરે રડી રડીને હારીથાકીને સૂઈ ગયેલા જિદ્દી બાળકની જેમ આખું શહેર જંપી ગયું છે. સીગ્નલોની શંકાશીલ આંખો પણ મીંચાવા લાગી છે. સૌથી છેલ્લા ઘોંઘાટિયા માણસના ચિત્તમાંથી ય આત્મભાનની ચાદર સરકી રહી છે. અને સૌથી છેલ્લો અવાજ પણ સદીઓની સૂતેલી કબરો નીચે દફનાઈ ચૂક્યો છે. જાણે પૃથ્વીના જન્મ પહેલાંની આ શાંતિ છે. આસપાસ કોઇ નથી. હું ચીસ પાડીને આ નીરવતાની ભીંતને ગબડાવી નાખવા ઇચ્છું છું. પણ મારા મુખમાંથી કશો જ અવાજ નીકળતો નથી. આસપાસ કશું ક ભેદી રીતે, અવાજહીન ચાલી રહ્યાંનો મને વહેમ જાય છે. હું અંધારાની દીલાલસરસા કાન માંડીને સાંભળવા મથું છું, ક્યાંક કશોક પરિચિત અવાજ રાત્રિના ચોરપગલે ચાલવાનો રહસ્યમય અવાજ. મારા ઓરડામાં ભટકતી અતૃપ્ત ઇચ્છાઓનો ટીપેટીપે ટપકવાનો અવાજ. એકાદ સ્વપ્નમાં તિરાડ પડવાનો અવાજ. હથેળીની રેખાઓમાં સૂતેલા ભવિષ્યનો, પડખું બદલવાનો અવાજ. ઊંડેઊંડેથી આ શહેરનો ગુંચવાયા કરવાનો અવાજ. પણ ક્યાં ય કરતાં ક્યાંય કશો જ અવાજ નથી.... બસ, એક હું છું ને રાત છે. રાત છે ને હું છું.

શબ્દ — ૧

આ કે તે ફળનું નામ સૂચવતો શબ્દ કંઈ આ કે તે ફળનો સ્વાદ નહીં આપે. તેમ, 'કષ્ટ', 'પ્રેમ', 'આનંદ' વગેરે શબ્દો પણ સાવ નપુંસક જ છે.

'પ્રેમ' શબ્દથી કંઈ પ્રેમ સમજી શકાતો નથી, અને સમજાય છે ત્યારે શબ્દને તો સંતરાની છાલની જેમ દૂર ફેંકી દેવો પડે છે. કષ્ટ પણ કીડીના ડંખથી માંડીને તે પ્રિયના વિયોગમાં સંતપ્ત ચિત્ત સુધી વિસ્તરેલું છે.

'કષ્ટ' એવો શબ્દ આ વિરાટ કષ્ટપટના કયા બિંદુને સૂચવે છે? ને પ્રેમ તો તમારી ફાઉન્ટન પેન પર હોય અને ઈશુ ને પીડાયેલાંઓ માટે પણ હોય.

'પ્રેમ' શબ્દ! તું આમાંથી કોને માટે છે?

આનંદ પણ ભેળમાં ચવાઇ જતી મિર્ચીની તિક્તતાથી માંડીને, તારાઓ સુધી વાત કરવા સુધીનો હોઈ શકે?

શબ્દો તો આ ફાઉન્ટન પેન/કીડી ડંખ/ભેળમિર્ચીની તિક્તતાના ક્ષુલ્લકને પણ સાચવે છે—સૂચવે છે.

મીટરના કાંટાની જેમ ZERO થી માંડીને છેલ્લે સુધી બધું જ નિર્મમપણે આવરેછાવરે છે. પણ, ખળભળાટની ઉતપ્ત ક્ષણોનો પક્ષપાતી હેવાલ ક્યાં છે તેમની કને?

માટે જ સાધન શબ્દનું તો છેક

—એક કોઠે પડી ગયેલો શિષ્ટાચાર

—એક ન છૂટતી આદત

રૂઝાતા આવતા ઘાને અભાનપણે ખણી કાઢવાની ટેવ જેવી શબ્દને અડક્યા કરવાની ટેવ પડી ગઈ છે.

આંખેરે રડી રડીને હારીથાકીને સૂઈ ગયેલા જિદ્દી બાળકની જેમ આખું શહેર જંપી ગયું છે. સીગ્નલોની શંકાશીલ આંખો પણ મીંચાવા લાગી છે. સૌથી છેલ્લા ઘોંઘાટિયા માણસના ચિત્તમાંથી ય આત્મભાનની ચાદર સરકી રહી છે. અને સૌથી છેલ્લો અવાજ પણ સદીઓની સૂતેલી કબરો નીચે દફનાઈ ચૂક્યો છે. જાણે પૃથ્વીના જન્મ પહેલાંની આ શાંતિ છે. આસપાસ કોઇ નથી. હું ચીસ પાડીને આ નીરવતાની ભીંતને ગબડાવી નાખવા ઇચ્છું છું. પણ મારા મુખમાંથી કશો જ અવાજ નીકળતો નથી. આસપાસ કશું કે ભેદી રીતે, અવાજહીન ચાલી રહ્યાંનો મને વહેમ જાય છે. હું અંધારાની દીલાલસરસા કાન માંડીને સાંભળવા મથું છું, કયાંક કશોક પરિચિત અવાજ રાત્રિના ચોરપગલે ચાલવાનો રહસ્યમય અવાજ. મારા ઓરડામાં ભટકતી અતૃપ્ત ઇચ્છાઓનો ટીપેટીપે ટપકવાનો અવાજ. એકાદ સ્વપ્નમાં તિરાડ પડવાનો અવાજ. હથેળીની રેખાઓમાં સૂતેલા ભવિષ્યનો, પડખું બદલવાનો અવાજ. ઊંડેઊંડેથી આ શહેરનો ગુંચવાયા કરવાનો અવાજ. પણ કયાંય કરતાં કયાંય કશો જ અવાજ નથી.... બસ, એક હું છું ને રાત છે. રાત છે ને હું છું.

### ગઝલ ▭ જયંત વસોયા

વાત છે સીધી, બનાવો તો બને,
મૌન-ઘરને જો સજાવો તો બને.

છે અપેક્ષા કોઈની ખંડેરને,
પથ્થરોમાં શબ્દ વાવો તો બને.

એક પણ સંદર્ભ ક્યાં જડતો નથી;
આ સમયને ફોસલાવો તો બને.

હું બતાવું જિંદગીનો મર્મ પણ,
કોઈ મારી સાથ આવો તો બને.

### ઝાંઝવાંનાં નીર ▭ વ્રજલાલ રૂપાણી

શબ્દોની છલનામાં આવો ન કોઈ ભાઈ શબ્દો તો ઝાંઝવાંનાં નીર,
વાગ્યા વિનાના એ થોથાં સમાન અને લાગે તો સણસણતાં તીર.

શબ્દોના બિન્દુમાં ઘૂઘવે છે દરિયા ને દરિયામાં મોતી ને છીપ,
લાખો મરજીવાઓ ડૂબ્યા છતાં ય કોઈ પ્હોંચ્યું ન તેની સમીપ.

અર્થમાં ગૂંથાય એ તો એવી રીતે કે જેમ ગૂંથાતું દોરીમાં હીર,
શબ્દોની છલનામાં આવો ન કોઈ ભાઈ શબ્દો તો ઝાંઝવાંનાં નીર,

ધરબી દો એને જો સાતમે પાતાળ તોય ફણગાતું રૂપ લઈ ફૂટે,
મહેફિલમાં કોઈના એ ઝૂમાવે દિલ ને કોઈના એ હૈયાને લૂંટે.

ઠડસેલો દેતાં એ બની જાય બાવરા ને આંગળીએ ઝાલો તો ધીર,
શબ્દોની છલનામાં આવો ન કોઈ ભાઈ શબ્દો તો ઝાંઝવાંનાં નીર.

### શબ્દકથા ▭ મણિલાલ હ. પટેલ

શબ્દને તો યુગ કહો કે ક્ષણ કહો,
ગત, અનાગત કે સતત—કૈં પણ કહો.

પથ્થરોને કોરતું ઝરણું કહો,
શબ્દને તો દૂઝતો કો' વ્રણ કહો.

શબ્દના સૂરજ–સૂતું છે આયખું,
શબ્દને તો લોહીનું વળગણ કહો.

શબ્દથી જન્મે મરે છે. શબ્દ તો
શબ્દને બસ શબ્દનું કારણ કહો.

શબ્દનો વિશ્વાસ કરવો દોહ્યલો,
શબ્દને તો જીવતું દર્પણ કહો !

### ક્ષરાક્ષર ▭ રતિલાલ 'અનિલ'

સ્વર ને વ્યંજન, વ્યંજન ને સ્વર,
ભ્રમનો ઈશ્વર, તે બ્રહ્માક્ષર.

નશ્વર ઈશ્વર, ઈશ્વર નશ્વર,
ક્ષર તે અક્ષર, અક્ષર તે ક્ષર.

નક્કર અદ્ધર, અદ્ધર નક્કર,
પથ્થર પોલો, પોલો પથ્થર.

પથ્થર ઈશ્વર, ઈશ્વર પથ્થર,
પથ્થર ઘરઘર, પૂજા ઘરઘર.

અક્ષરનો ભ્રમ, ભ્રમનો અક્ષર,
સાક્ષરનો ભ્રમ, ભ્રમનો સાક્ષર.

## દંતકથા ▭ વિનોદ ગાંધી

એક ગઝલની દંતકથામાં
કમ્પ્યુટરને શ્વાસ ચઢે છે.

નિયોનના અજવાળામાંહે
સૂરજનો સંસાર બળે છે.

નગર વગરના નકશામાંહે
માણસ કેરું ઘાસ બળે છે.

સિલિંગ પરના ઝુમ્મરમાંથી
કાચ–પરીની આંખ દડે છે.

હોટલ–ચેન્જરના ખૂણામાં
હાર્મોનિયમને હાંફ ચઢે છે.

મલ્ટીપલ બિલ્ડીંગની કાંધે
પ્રોજેક્ટરની ચેહ બળે છે.

## પરીકથા ▭ અલગારી

દંતકથાની બહુમાળી બિલ્ડીંગમાં એક પરી રહે છે,
રહી રહીને એના મનમાં અજાણ ઇચ્છા ઊગ્યા કરે છે.

સ્કૂટર પર કોઈ રાજકુંવરને જતો શિકારે જોઈ રહે છે,
ખાલી પીઠે છેડો ગવનનો ઊડતો ઊડતો જોઈ છળે છે.

ઊડતી પાંપણ પીઠે બેસી થાય ગવનનો છેડો,
પવન ભરાયો એમાં એવો, ઊડે ઘેલો ઘેલો.

સઢ ખૂલ્યો પણ વ્હાણ ન ઊપડે, માંય ભરેલા પથરા,
ઊભી સડકે વાત કરે છે રામાયણની મંથરા.

## ગઝલ ▭ કિસન સોસા

હું હવે તડકે નથી, છાંયે નથી,
કોઈની વચ્ચેય હું ક્યાંયે નથી.

મેં લીધા સંકેલી પડછાયા બધા,
હું હવે અહિંયાં નથી, ત્યાંયે નથી.

વ્યગ્ર થૈને શોધશો ના શ્વાસમાં,
હું પવન થૈને પવનમાંયે નથી.

હું નથી–ના વિશ્વમાં વિરમી ગયો,
પ્રશ્ન કોઈ ક્યાં રહ્યો, જ્યાં 'યે' નથી!

હું હવે તડકે નથી, છાંયે નથી,
હું હવે ક્યાંયે નથી, ક્યાંયે નથી.

## થયો ▭ અહમદ મકરાણી

હું વિના હળવો થયો,
દર્પણે રસ્તો થયો.

શબ્દ મૂગા સૌ ગયા,
મૌનનો પડઘો થયો.

હું જ બંધાતો ગયો,
એ બધે ફરતો થયો.

બારણા જેવી દશા,
બંધ – ઊઘડતો થયો.

## લગ્ન ▭ વિનોદ ગાંધી

આવતી કાલે તમારા ગામમાં
એક અંતરવેલ ગજરે મ્હોરશે,
વ્હેલડું પીઠી-પડીકું મ્હેરશે
આવતી કાલે અમારા ગામમાં.

આવતી કાલે તમારા ગામમાં
લાગણીના હાથ કંકણ મ્હેરશે,
કોઈ સાફો મોર જેવું ચાલશે
આવતી કાલે અમારા ગામમાં.

આવતી કાલે અમારા ગામમાં
સાત પગલાંનું આખોટણ હારશે,
કાંગડો મંગલ વરણનું બોલશે
આવતી કાલે અમારા ગામમાં.

આવતી કાલે તમારા ગામમાં.
સ્વપ્ન પણ વાસ્તવ બનીને મ્હોરશે,
વાસ્તવિકતા સ્વપ્ન થૈને આવશે
આવતી કાલે અમારા ગામમાં.

## સીમમાં ▭ અલગારી

ઢોલ ઢબૂક્યા, શરણાઈ કંઈ શોર ઉછાળે,
સીમવચાળે બાવળ ઊભો જાન નિહાળે.

જરઠ શ્યામળા દેહે પીળાં ફૂલો કોળે,
અણિયાળી કાંટયે બેઠેલો કાગ ટહુકે.

## ગીત ▭ ઈન્દુ ગોસ્વામી

દેવામાં ડૂબી ગઈ જાત ને
જાતની માથે છે આંબાનું ઝાડ
ઓણુ સાલ ઘેવરિયો વરસે તો ઠીક
બાકી તારાથી થાય તે કરી લે

દોમદોમ પેંગડામાં તરવરિયું તાણુ
ઘર માંડો કે ઊડી જાય ખેતર
ખેતરનો ભેદ એક ખેતરિયો જાણે
ને બહુ બહુ તો ગામની ઉકરડી

પાધરની બ્હાર, તોય ક્હેવા તો થાય
કે શોભાના વડલાને વડવાઈનો ટેકો
અછવાડું પછવાડું ચપટીની ધૂળ
પણ ડમરીના પેટનું ક્હેવાય નહીં.

આ ઘડીએ દેખાતી માલિકની ખેંચમાં
આવતા દિવસનું લીલાલ્હેર નામ
પછી પાટલેથી ઊઠશું ને તરભાણું ભરશું
તો પડખે જ ઊભો હશે તાજો વળગાડ.



ઈસા–મૂસાના પૂતર પનોતા ધર્મભાઈ શૌ મળતા,
તમે કહો છો લેબેનોન આ બળી રહ્યું છે ભડકે!

# અવાંતર

□ રતિલાલ અનિલ

## સત્ય

સત્ય પેલા રાયના દાણા જેવું છે, જે ગૌતમ બુદ્ધે મરણ ન થયું હોય એવા ઘરમાંથી લાવવાનું પુત્ર ખોઈ બેઠેલી માતાને કહ્યું હતું. સત્ય ખોવું એ પેલી માતાએ પોતાને પુત્ર ખોવો એના જેવું હાહાકાર-ભર્યું છે, એ ફરી પ્રાપ્ત થવાનું નથી અને આપણાં સત્યોની સંખ્યા તો સગર રાજાના પુત્રો જેટલી છે, અને એક પુત્રનું અવસાન સહી નહીં શકનારી માતા કરતાં આપણે વધારે દુર્ભાગી છીએ કે, આપણે અનેક પુત્રો ખોવાની જેમ અનેક સત્યોનું અવસાન જોયું છે અને આપણા ગામમાં કોઈ બુદ્ધનું આગમન પણ થતું નથી.

આપણા જન્મની સાથે જ આપણાં સત્યોનો જન્મ થયો અને નાગરિક અધિકારે આપણાં કેટલાંયે સત્યોની હત્યા કરીને આપણને સાવકાં જાહેર સત્યો આપ્યાં અને આપણે રસ્તાની ધૂળની જેમ આપણી ઇચ્છા વગર ઊડવા લાગ્યા અને વાતાવરણને ધૂળિયું અને ધૂંધળું કરવાના ઘૃણાસ્પદ આરોપોથી વિભૂષિત થઈ ગયા.

આપણામાં પડેલાં કેટલાંયે સત્યબીજને શેકી નાખવામાં આવ્યાં, જેથી એ કદી અંકુરિત થઈ શકે નહિ, અને આપણને અનેક જાહેર બીજોના સંકરથી વધારે ઉપજાઉ કહેવાતાં સત્યબીજ આપવામાં આવ્યાં અને કહેવામાં આવ્યું કે આ જ તમારા જીવનક્ષેત્રમાં વાવો...એ વધારે ઉપજાઉ હોવાથી એની વાવણી વધારે કાળજીથી કરજો અને વધારે માવજતથી ઉછેરજો—એને જલદી રોગ લાગી જાય છે અને બધી ફસલ મરી જાય છે, એના પર જંતુનાશક છાંટ્યા કરજો, અને અમે વૈજ્ઞાનિક તથ્યોનું ખાતર પૂરું પાડીએ તેનો ભરપટે ઉપયોગ કરજો...

આ ઉપજા સત્યો પર મારાપણાની કોઈ મુદ્રા નથી...મને ઑફિસસમય પહેલાં જ ભૂખ લાગે છે, યોગ્ય કપડાં પહેરવાનું મુહૂર્ત પણ એ જ હોય છે અને વ્યતિપાત ચોઘડિયું હોય તો યે એ જ ટાણું શુકનવંતુ હોય છે...

મારી–તમારી પાસે કોઈ પોતીકું સત્ય બચ્યું છે? બાળકો રમાડવાનું બહુ ગમે છે અને જેણે અનેક બાળકો ખોયાં છે એને તો કોઈનાં યે ભુલકાં ખૂબ જ વ્હાલાં લાગે, પણ પ્રત્યેકે પોતાનાં બાળકો ખોયાં છે એટલે દરેક પોતાનાં બાળકને બીજાથી છુપાવે છે, ક્યાંક નજર લાગી જશે એવો સૌને ભય છે એટલે આપણે જાહેર સત્યો રૂપી બાળકો લઈને જ પરસ્પર મળીએ છીએ અને છૂટા પડ્યા પછી બિનવારસી બાળકની જેમ કોઈ જુએ જાણે નહીં એમ ફગાવી દઈએ છીએ...પણ એ બિનવારસી બાળકો કંઈ એવી સંજીવની ખાઈને અવતર્યાં છે કે કોઈ પણ દશા–અવદશામાં એ જ જીવે છે...અને જ્યારે જરૂર પડે ત્યારે આપણી સમક્ષ હાજર થઈ જાય છે. વસ્તીમાં એવું કોઈ ઘર નથી જ્યાં સાર્વજનિક સત્યનું કદી યે અવસાન થયું હોય! એ રાત્રે ચાલ્યું ગયું હોય તોયે સવારે બારણાં ઉઘાડતાં–વેંત એ જ આપણને ખબર ન પડે એમ ઘરમાં પ્રવેશી જાય છે.

એવી કોઈ માતા કકળતી નથી આવતી કે મારા ઘરમાંથી સાવકા બાળકને—સત્યને લઈ જાવ અને મને મારા સૂના ઘરમાં એકલી રહેવા દો! કોઈ બુદ્ધનું આગમન થતું નથી કે જેઓ કહે કે સંકરબીજના જાહેર બાળકો એકે એક ઘરમાંથી લઈ આવો અને ઘી–જવ–હવિષ્યાન્નના યજ્ઞને બદલે વિશાળ યજ્ઞકુંડ રચી એમાં એને લક્ષવાર હોમો અને દુનિયાને જાણ કરો કે બુદ્ધ બ્રાહ્મણકર્મ–યજ્ઞકર્મના વિરોધી નથી......

આપણે ઘરમાં પ્રવેશીને મૂગા થઈ જઈએ છીએ. બહાર રમાડેલાં સાર્વજનિક બાળકોએ આપણને થકવી નાખીને હતાશ કરી દીધાં હોય છે અને આપણું કોઈ બાળક ઘરમાં હાજર હોતું નથી...મૂગા મૂગા કોઈ સંજીવન-મંત્ર ભણવા માંડીને પોતીકાં બાળકને સજીવન કરવા પ્રવૃત્ત થઈએ છીએ, એ જીવતાં થતાં લાગે છે અને સાવકાં બાળકોને રમાડ્યાના સંસ્કાર ભય પમાડે છે—આ તો ભૂતાવળ છે. સત્ય અનંતી ભૂતાવળ થઈ જાય છે—આપણે કોઈ કોઈ વાર તમામ બાહ્ય સંસ્કારથી અલિપ્ત થઈ જઈને એ ભૂતાવળમાં રમી લઈએ છીએ, ક્યાં એમને

રમાડી લઈએ છીએ. પણ પછી સ્તબ્ધ થઈ જઈએ છીએ... અજાણતામાં સરી પડીએ છીએ અને સાવકાં બાળકને રમાડવા માટે જ જાગીએ છીએ. પછી તો બસ, એ રોજિંદું વ્યસન બની જાય છે, અને એ જ જીવનનું સત્ય બની જાય છે!

જીવન નહિ, વ્યસન આપણને જીવાડે છે. એ એવું કલ્પવૃક્ષ છે જેનાં તમામ પાંદડાં કાગળનાં ચીતરેલાં છે અને પ્રત્યેક પાંદડે કંઈ ને કંઈ લખેલું છે અને સૂર્યના તેજમાં તે જ, બસ, તે જ વંચાતું રહે છે અને આપણે પોતીકું કશુંક વાંચવા માટે રાત્રીના અંધકારની પ્રતીક્ષા કરીએ છીએ.

રાયનો દાણો સૂર્યના એક અંશ જેવો અને સ્વાદે કડવો હોય છે, પણ સંકરબીજના રાયના દાણા સફેદ ચકચકતા અને ખાવાનું વ્યસન પડે એવા સ્વાદિષ્ટ હોય છે—પણ અવાંતરમાં કોઈક સત્ય હજી મરતું નથી, તે પોતીકી કડવાશની ઝંખનામાં આપણને ઝૂરતા રાખે છે... કોઈ એવું હૃદય નથી; જ્યાં આ રાયનો દાણો ન હોય... અને સંકરબીજના ઉત્પાદકો પાસે હજી એવી કોઈ વૈજ્ઞાનિક સિદ્ધિ નથી આવી કે નગરના હોલમાં બુદ્ધવેશે બેસીને કમ્પ્યુટર દ્વારા સર્વ હૃદયમાં ક્યાંક છુપાઈને પડેલા એ રાયના દાણાને લાવવાનો કોઈ રોબોટને હુકમ કરે... □

□ બાંડો પર્વત પોતાના સ્વરૂપથી સ્તબ્ધ થઈ ઊભો છે.

□ સાંજનું આકાશ જાંબુડિયા અવસાદ લઈ આવ્યું.

□ માણસનો ઉલ્લાસ પણ કેવો સકંપ હોય છે!

□ ધરતીનું પોત પડછાયાના થીંગડાંથી મઢેલું છે.

□ આ પુષ્પો તો શ્વાસ લેતાં પણ કંપે છે!

□ જેનાથી ઉજળા થઈ શકીએ તે ઉજવણી કહેવાય.

□ ભૂતો સમય દરિદ્ર છે, એની પાસે જવાબો નથી.

# અ-પુત્ર કથા

□ મણિલાલ હ. પટેલ

રતિલાલ અમથાલાલ દેસાઈના જીવનમાં બત્રીસમા વર્ષના અંતભાગની એક ઉનાળુ સાંજ ઐતિહાસિક ઘટના બની, રતિલાલને ચેન પડતું નહોતું, વૈશાખી પૂર્ણિમાના આછા અજવાળામાં નાનકડી સોસાયટીના નાકાવાળા બંગલાના બારણામાં તેઓ ખાટલો ઢાળી બેઠા હતા, ચાંદની જેવું મલકી જતા રતિલાલ વારેવારે ઊભા થતા ને ધોતિયાને છેડેથી પવન ખાતા ખાતા વારેવારે બેસતા. બબડતા : 'સાલુ ! ખરું કહેવાય ! જન્મતાંની સાથે બાળક રડે ને આ મારો વા'લો રડ્યો જ નહીં...' એમના કાન ઘરના અંદરના ખંડે પહોંચી જતા. શહેર જેવા ગામ ભણી વિજયી દૃષ્ટિ કરી બોલ્યા : 'જખ મારે છે દુનિયા, બેત્રણ હજાર રૂપિયા બચત છે ને એટલું પી. એફ. પણ છે.' ને સોસાયટીનું પોતીકું મકાન આજે એમને હૃદય જેવું ધબકતું લાગ્યું.

પેશાબપાણી પતાવી ખાટલામાં આડા પડ્યા ને ચંદ્ર એમને આજે જ ખુશખુશાલ લાગ્યો. સોસાયટીના બીજા નાકે રહેતા ભીખાલાલ પંડ્યાને ત્યાં લગ્નોત્સવની ધમાલ જોરશોરથી વાગતાં ફિલ્મીગીતો–એમને કશું જ સંભળાતું નહોતું ! એકત્રીસ વર્ષ સુધી તો રતિલાલ સિસોટી વડે કોઈ ગીત ગાઈ લેતા—ખુશ હોય ત્યારે તો ખાસ. પણ આજે, ચાર ખંડના મકાનનો ત્રીજો ખંડ એમના લોહીમાં ઘેનની જેમ પ્રસરી રહ્યો... બાળકના રડવાનો અવાજ સાંભળવા એ ઉત્સુક થઈ જતા, પણ 'સાલુ, ખરું કહેવાય !' કહી કોઈ ઇતિહાસની વાર્તામાં આવું બન્યાનું વાંચ્યાની સ્મૃતિને ઢંઢોળતા, સ્મૃતિવિસ્મૃત રતિલાલ નિષ્ફળ જતા ને પેશાબપાણી કરી ફરીથી ધોતિયાને છેડે હવા ખાતા ખાતા સૂતા, ઊંઘવા મથતા, પણ ઊંઘ જેનું નામ, આવે જ નહીંને !

ઊભા થયા તો પંડ્યા ભીખાલાલને આવતા જોયા. ભીખાલાલે અભિનંદન આપ્યા. ને પાછા વળી ગયા. રતિલાલને બાબાની જન્મોત્રી,

નામ યાદ આવી ગયાં, પંડ્યાને ઊભા રાખવાનું મન થયું, પણ લગ્ન-ધમાલને સમજીને કે પછી પોતાની મૂર્ખાઈ સમજાઈ જવાથી એ ચૂપ રહ્યા અને ભીખાલાલની દૂર જતી પીઠ જોતાં જોતાં વિચારે ચઢ્યા... બપોરે પોતે પંડ્યાની બેબીને પાંચ રૂપિયા ચાંલ્લો કર્યો, દશ કર્યો હોત તો ? સારું ! ફરીથી ત્યાં જવાનું મન થાય એ પહેલાં જ વિચાર્યું કે કાલેબાલે જન્મોત્રીનું કરાવતી વેળા પાંચ વધારાના ક્યાં નથી અપાતા ! ને પછી પોતા ઉપર ખુશ થતા થતા, વરંડામાં લટકતું બુશર્ટ પહેરીને, ચાર રસ્તા બાજુ–જનતા પાન હાઉસ ભણી જોતા જોતા...' ઈન્સાન કી ઔલાદ હૈ ઈન્સાન બનેગા ' ગીત સીસોટીમાં વગાડતા ચાલ્યા.

ત્રીસમા વર્ષના અંતે એકલતાના કોશેટાને તોડવા પિંજરે પોપટ પૂરીને પાળેલો તેને કાલે સવારે મુક્ત કરી દેવો એવો વિચાર રતિલાલને આવ્યો ત્યારે પાછા વળતાં અગિયારના ટકોરા સંભળાયા, ને પોતે વેળાસર ઊંઘવું જોઈએ, તબિયત સાચવવી જોઈએ—વગેરેની પહેલી જ વાર પ્રગટ–અપ્રગટ ચિંતા જેવું થયું ! પોપટને ઉરાડી મૂકવાની વાત પાકી કરી. આડા પડખે થયા.

ધોતિયાને છેડે પવન ખાતાં ખાતાં જ બારના ટકોરા સંભળાયા ; પણ રતિલાલ એ. દેસાઈના મનમાં એની નોંધ ના લેવાઈ. એમના મનમાં અમથાલાલ પટેલની પેઢી ધૂમરાતી હતી. મૂળે એ ગોધરા બાજુના પટેલ. અટક એમણે દેસાઇ કરાવેલી ને ઉ. ગુજરાતમાં આવ્યા બાદ એ એમણે પાણીની જેમ માફક પણ આવેલી. અટકની ખુમારીએ રતિલાલનો કોલર થોડાં વર્ષ ઊંચોય રહેલો ને વતન જતા તો આજે ય થોડો વટ પડતો કે રોફ મારતા. ઑફિસમાં કારકુન હોવા છતાં ય આજે પોતાની પાસે બે પૈસા છે વગેરે વગેરે.

થોડાં વધુ ચિત્રદશ્યો ઊથલપાથલ થયાં—અમથાલાલ પટેલે ગંગા-જળપૂજન કર્યું, બત્રીસ મણ લાડુની નાત, પોતે નાતમાં ઊભા ઊભા ઘી પાડતા, ભાંજગડ કરતા. રતિલાલ પોતે છેક મેટ્રિક સુધી ભણ્યા. બે વર્ષ કૉલેજે ય કરીને મૂકી દીધી, નોકરી લીધી, એ જમાનામાં દસ

ચોપડી ભણેલી વિદ્યાગૌરી જેવી કન્યા પરણ્યાનું એમને આજે ય ભારે ગૌરવ. ને એટલે જ રતિલાલ ખુશમાં હોય ત્યારે 'વિદ્યાને બદલે ગૌરી' કહી લાડ-માનથી બોલાવતા !

રાત ઢળતી હતી ને પોપચાં ચન્દ્રની જેમ તદ્દન ખુલ્લાં હતાં: 'પેલો રખડુ જ્યોતિષી, સાલો, કહે છે કે તમારે પુત્ર-સુખ નથી'. રતિલાલ બબડ્યા : 'પણ પેલા યુ પી. બાજુથી આવેલા મહારાજે તો કીધેલું કે પુત્ર-પ્રાપ્તિ થશે પણ પુત્ર પાકવાનો પરાક્રમી.' રતિલાલ ત્યારે તો હસેલા કે પુત્ર તો પરાક્રમી જ હોય ને! પણ આજે એમને થયું. પુત્ર કપૂત પાકે તો! પણ બીજી જ પળે એ વિચાર ખંખેરી નાખ્યો અને અંબાજી ગયા પછી જ એના વાળ લેવડાવવાની બાધા એમણે રાખી દીધી. સુવાવડ કરવા આવેલી સાળી સવારે આઘીપાછી હશે ત્યારે વિદ્યાગૌરીને આ વાત કરવાના બ્હાને પોતે પુત્રનું મુખ જોઈ લેશે એમ પણ નક્કી કરી નાખ્યું ને પડખું ફર્યા.

'કેટકેટલી દવાઓ કરાવી, પેપરની જાહેર ખબરોનાં કટિંગ્સની આખી ફાઈલ થયેલી વાતમાં કંઈ માલ નહીં ને સાલુ શરમાવાનું, બીજું શું? કોણ જાણે કયો ઉપાય ફળ્યો! બત્રીસમા વર્ષના આરંભની એ સાંજે, વિદ્યાગૌરીએ શરમ અને ભાવિ ડરના મિશ્ર ભાવે નાવણ આવ્યે દોઢ માસ થયાની ખટમીઠી વાત કહી હતી. ને તે રાતે રતિલાલ અમથાલાલ દેસાઈને ઊંઘ હોતી આવી, એ પછી પત્નીના કંચનવર્ણા અંકુરિત ઉદર ઉપર આઠ માસ સુધી રતિલાલે જાગતાં-સૂતાં-અભાન-સભાન સ્વપ્નાવસ્થામાં હાથ ફેરવ્યા કરેલો. તડકા જેવું શરીર, સૂર્ય-કિરણ જેવી કાયા, જળ જેવું શીતલ ડીલ—રતિલાલને વિદ્યાગૌરી દુનિયાની કોઈપણ સ્ત્રી કરતાં અતિ સુંદર લાગી હતી.

સત્તાવીસમાં વર્ષે સંતાનોત્પત્તિથી હાથ ધોઈ બેઠેલા રતિલાલે જૂનાં પેન્ટ ત્રણ વર્ષમાં ફાંડી કાઢવાનું નક્કી કરેલું ને ત્રીસમા વર્ષે વધેલું પેન્ટ ભિખારીને આપી દઈ રતિલાલે ધોતી ધારણ કરી દીધેલી, આજે બત્રીસમું ઊતરતાં રતિલાલને એનો ખૂબ અફસોસ થયો, નહીં તો કાલે

પેન્ટસૂટેડ રતિલાલ દેસાઈ ઑફિસમાં કામ કરતી કુ. મંગળા કાપડિયાને પુત્રજન્મની વધાઈ ખાત ત્યારે કોઈ જુદી જ દુનિયાં હોત ! ને પોતે કંઈ કમ નથી એ ય બતાવી દેત–પોતાની સાથે એનેય કેન્ટીનમાં લાવત–લઈ જાત ને ખોસે બિચારો...'

રતિલાલ જાણે ઑફિસમાં પાર્ટી આપી રહ્યા છે...આખી ય સોસાયટીમાં પેંડા વહેંચાય છે...ને 'ખરું કહેવાય સાલુ હસતો હસતો જન્મ્યો...' જેવાં શબ્દો સંભળાય છે ત્યારે બેનો ટકોરો રતિલાલને ચિંતિત કરી દે છે.

પાંજરાનું બારણું ખૂલ્યા છતાં પોપટ ઊડ્યો નહીં–એને હાથે પકડીને ઉરાડી મૂકવો પડ્યો. ઊંડે ઊંડે રતિલાલને કશુંક થતું હતું, પણ પોપટ બેત્રણ વારા પાછો આવ્યો એ ય રતિલાલે જોયું ના જોયું કર્યું !

પંડ્યાએ 'હ' પર નામ સૂચવ્યું ને રતિલાલે હસમુખ નામ પસંદ કર્યું. હસમુખ દેસાઈ, હસુ દેસાઈ, હસમુખલાલ રતિલાલ દેસાઈ, હસમુખરાય રતિલાલ દેસાઈ–એ ખુશ થઈ ઊઠ્યા. નામમાં એમને ભારે ક્ષમતા લાગી. આજ સુધી વાંચેલી સમર્પણ–ચાંદની–આરામની વાર્તાઓના જોરે પોતાને એ સાહિત્યરસિક કહેવરાવતા એ સાર્થક જણાયું.

હસલો, હસુડો; હસુબચુ–રતિલાલ એને સંબોધતા. વારંવાર ઘોડિયાં ભણી જોતા અને મનોમન ફલાણા ફલાણા પ્રોફેસર–ડૉક્ટર–એન્જિનિયરની છોકરી સાથે લગ્નનું ગોઠવી ધામધૂમ કરવા સુધી પહોંચી જતા. મનમાં થતું; જમાનો સાલો કેટલો આગળ વધી ગયો છે. કારકુની તો કૈં નોકરી છે ! સવારે ફોરહેન્સનો પાવડર ઘસતાં ઘસતાં ફીણ કાઢતા રતિલાલ હસુડાને જોતા ત્યારે એ તાજું ધાવેલું દૂધ–ફીણ કાઢતો... ઑફિસમાં ય રતિલાલને હસુડાનો રડતો ચ્હેરો સાંભરતો ને રાત પડતી...

રાતે ન વધે એટલો દિવસે વધતો ને દિવસે ન વધે એટલો રાતે વધતો હસુડો રતિલાલની ઊંઘમાં રામણું થઈ ઘોડિયામાંથી બહાર પડતો; રતિલાલ સફાળા જાગી જતા ને પાંજરાના સળિયા જેવી એકલતા ઓઢીને સૂઈ જતા.

ને રાત અને દિવસ પછી તો એકાકાર થઇ ચાલ્યાં. કાળજીના નામે ઋતુઓ ગુજરવા લાગી, પેટ ઘસડતો, ઘૂંટણે ચાલતો, કાલુ બોલતો, દોડતો, પડોશીના છોકરાને મારતો, એની લખોટી ભમરડા ઝૂંટવી લેતો હસુડો જાગતાં ઊંઘતાં દીવાસ્વપ્ને રાત્રિસ્વપ્ને રતિલાલના મનમાં મોટા થવા લાગ્યો. પછી તો જાગતાં સ્વપ્નું કે ઊંઘતાં સ્વપ્નું દિવસ કે મધરાત જેવું ખરેખરું કે અમથુંબમથું રતિલાલને કશી ય ખબર નંઈ, જ્યાં જુઓ ત્યાં હસમુખ હસમુખ હસમુખ થતું ચાલ્યું.

ને રાત્રે રતિલાલના શમણે કે સ્કૂલમાં–સાડાદસ વાગે–ખબર નથી પણ હસુડો ચોથામાં નાપાસ થયો, એણે મોટા વાળ રાખ્યા સાતમામાં નાપાસ થયો. અંગ્રેજી નીકળી ગયું હોય અગિયારમામાં એ અવળે ધંધે ચડ્યો. સાયકલનાં ટાયર ઘસ્યાં ને છોકરિયોનાં અંગોની ચોપડીઓ રતિલાલને હસમુખના ઓશીકા નીચે રાત્રે કે દા'ડે દેખાઈ...રતિલાલને બ્લેડપ્રેસર ઘટતું લાગ્યું, ઝભ્ભાના ખિસ્સામાંથી રૂપિયા ગયા. હસુડે ઘડિયાળ ખોઈ નાખ્યું, રતિલાલે ઊંઘમાં જોયું કે હસુડો કોઈ છોડીને ઘડિયાળ ભેટ આપી રહ્યો છે ને બીજે જ દિવસે રતિલાલ દેસાઈને તેર નંબરના વોર્ડમાં તેરમો ખાટલો મળ્યો. એ ફફડી ગયા:...હસુએ દારુ પીધો હશે હોય વિદ્યાગૌરીએ એને વ્હાલ કર્યું હશે, એ સાલો મરચી ખાય હોય એ તો વ્હાલ કરવાની–દવાખાને પડ્યા પડ્યા રતિલાલને થયા કરતું!

તે રાતે રતિલાલે હસુડાને જામીન પર છૂટતો જોયો. ડરના માર્યા એ બીજા દા'ડે છાપું વાંચી ના શક્યા! ઘરના બારણે વર્ષો પહેલાં–વૈશાખની એક મધરાતે–હસમુખના નામની જુદી જુદી તખ્તીઓ રતિલાલે જોયેલી. પ્રોફે. હસમુખ આર. દેસાઈ–હસુ આર. દેસાઈ, હાર્ટસ્પેશ્યાલિસ્ટ અને સર્જન વગેરે. માણસોની શું ભીડ હતી! રતિલાલ જાગ્યા પણ ઊંઘ ઉપરથી કાબૂ જતો રહેલો, ઊંઘ જેવું નામ, આવે અને ન પણ આવે. અંબાજીની બાધા રાખું કે પોપટ પાળું? સામેના વોર્ડમાં મેનાનું પાંજરું લટકતું જોઈને રતિલાલને ભૂતકાળની છાલક

વાગી હોય એમ હાંફ ચઢી ગઈ, એમને દાક્તરે તપાસ્યા, નોર્મલ હતું ! પાન ખાવું ? કે સીસોટી વગાડવી ? શું કરવું ? રતિલાલ સમયને તળે ઉપર કરવા માગતા હોય એમ ઘડિયાળને જોતા અને રાત પડતી...

ને હસુડે ભાગી જઈને લગ્ન કર્યાં, પાછો આવ્યો. જુદું ઘર માગ્યું, બંગલાના બે રૂમમાં તે મિસિસ ફાલ્ગુની દેસાઈ સાથે રહેવા લાગ્યો પાનનો ગલ્લો નાખ્યો. રતિલાલ પાન ખાવા ગયા તો પૈસા માગ્યા ને રતિલાલ દવાખાનામાં ચીસ પાડી ઊઠ્યા ! મધરાતની ફફડી ઊઠેલી શાન્તિ પાંજરું શોધતી દેખાઈ...

વૈશાખની સવારનો ઊઘડેલો તડકો આથમ્યા પછી વૈશાખની રાત પડી. ચાંદની ખીલી, હસમુખને ત્યાં પુત્ર જન્મ્યો...હસ્યો હશે ? કે રડ્યો હશે ? રતિલાલે દવાખાને આ વાત જાણી ત્યારે એમને કોણ જાણે કેમ નાહવાનું મન થયું, ઘણાં વર્ષો પછી જાણે એ પેટ ભરીને નાહ્યા... સ્મશાને દેહ બળ્યા પછી શાન્તિ થાય એવી શાન્તિ થતી અનુભવી, ખાટલે આવી બેઠા. કોઈ ‘ દાદા ’ બોલ્યું હોય એમ લાગ્યું, એ છળી ઊઠ્યા...ને પછી હસ્યા.

ધોતિયાને છેડે પવન ખાધા પછી ખૂબ મોડી ઊંઘ આવી ને રતિલાલે જોયું તો ઘરમાંના ખાલી પાંજરે કોઈ પંખી બેઠું છે ને ચાંચથી દરવાજો ખોલવા મથે છે, મથે છે, મથ્યે જ જાય છે... ▭

▭ ધૂળને માટી બનાવી શકાય તો આંસુ યે સારીએ !

▭ સંયમની ક્ષણો અજાણ્યા ભયથી જડ થઈ ગઈ છે.

▭ અહીં તો ભવિષ્યભૂખ્યા લલાટોની બહુમતી છે !

▭ કેટલીક એકલતા ખૂણે પડેલી ધૂળ જેવી હોય છે.

▭ માણસને પીઠ છે અને મકાનને ભીંત છે !

▭ ફૂંકાતો પવન ધજાને યે ધજાગરો કરી મૂકે !

▭ આકાશ કંઈ વહી ગયેલી વાદળીની યાદમાં ઝૂરે નહીં !

□ મંગળ રાઠોડ

## પડછાયા

પડછાયાનું ટોળું
દોડાવ્યા કરે છે સૂર્ય.
સળગતી મીણબત્તીઓથી ઝગમગતું
ઉપાધિઓનું ઝુમ્મર ટાંગી દીધું છે
મારા ડ્રોઇંગરુમની વચ્ચોવચ્ચ છતમાં.
એના પ્રકાશમાં
મારી ઇચ્છાઓ
મંત્રણા કરે છે
એક પગી
મેજ પર
સૂરજનો
કાળો પ્રકાશ
પડદો થઈ ઊડયા કરે
વિચ્છિન્ન થઈને
વચમાં
મેજ પર
પડેલી બાળકની લાશ
તાકયા કરે
ટગર ટગર
મીણબત્તીની લાલ લાલ આંખોને.
સફેદ મીણબત્તી થઈ
પીગળ્યા કરે મારા હાથ
ટપક ટપક
લાશ જોયા કરે
ટગર ટગર

ટપકતું મીણુ
લાશની ભીતર ઊતરી જઈ
ચમકી ઊઠે.
મારા રસ્તાને કાતરવા મથે
બિલાડી ફરવતી દાંતો વડે.
મીણબત્તી
ખુઆવા માંડે
હાથ વગરનો હું
તાકયા કરું
લાશમાં ઝબકતા પ્રકાશને.

—સુધીર દેસાઈ

**Because of the sun—**

—પડછાયા પડે છે, માણસોના, મકાનોના, સૂર્યની ગતિએ. કારણ કે પૃથ્વીની ગતિ આપણે અનુભવી શકતા નથી. રોજિંદી બની ગઈ છે. સૂર્યને દોડાવી ન મૂકે તો કવિ નહિ. પ્રથમ કલ્પનમાં કવિએ સૂર્યને પડછાયા પાછળ દોડતો બતાવીને આપણી બુઠ્ઠી થઇ ગયેલી સંવેદનાની અગને સંકોરી આપી છે. સૂર્યની સાથે જ માણસ પ્રવૃત્તિમય બને છે. અને પ્રવૃત્તિઓના અડાબીડમાં પોતાના પડછાયાને ભૂલી જાય છે. પણ આપણો પડછાયો આપણને આપણાં વિષે સભાન બનાવે છે—કયારેક —એવી ક્ષણ આવે છે ત્યારે રાત પડી ગઈ હોય છે, માણસોના, મકાનોના, વૃક્ષોના, ગ્રહોના છિન્ન વિચ્છિન્ન પડછાયા બધા એકબીજામાં ભળી જઈ અંધકારરૂપે અનુભવાય છે ત્યારે કોઇ પણ જાતના આશ્વાસન કે શ્રદ્ધા વિનાનો માત્ર I plus my circumstances નો તીવ્ર અનુભવ થાય છે.

ડ્રોઈંગ રૂમની છતમાં વચ્ચોવચ્ચ લટકતું 'ઝુમ્મર' આમ તો વૈભવનું—સ્થૂળ અર્થમાં સુખનું પ્રતીક બની રહે છે. પરંતુ 'ઝુમ્મર'ની પ્રાપ્તિ પાછળ અનેક પ્રપંચોના આટાપાટા રહેલા છે. ઉપાધિઓ રહેલી

. ઝુમ્મરને કવિએ 'ઉપાધિઓનું' કહીને એ વાતને પ્રગટ ન કરી હોત તો પણ સહેજે સમજી શકાય એવી એ વાત છે. ઇચ્છાઓનો કોઈ અંત નથી એટલે જ પ્રપંચોનો—ઉપાધિઓનો કોઈ અંત નથી. ઇચ્છા જ દુ:ખનું, વેદનાનું કારણ છે. એવું જ્ઞાન થયા પછી પણ નિર્મૂળ કરી શકાતી નથી, કારણ કે ઇચ્છા તો મનુષ્યની ચામડી છે, કઈ રીતે ઉતરડી શકાય ? એટલે જ ઇચ્છારહિત બનવું એ પણ 'એક પગી' સાધના જેવું દુષ્કર છે. ઝુમ્મરિયાં સુખોની પ્રાપ્તિ પછી પણ મનુષ્યની સ્થિતિ 'એક પગી મેજ' જેવી 'ડગુમગુ'- અસ્થિર રહે છે. મનુષ્ય છેલ્લે સુધી ડગુમગુ રહેવાનો જ, સમાધાનભરી મંત્રણાઓ કરવાનો જ, કંઈક પ્રાપ્ત કરીને કંઈક ગુમાવવાનો જ અને એટલે જ "મંત્રણા" યંત્રણામાં ફેરવાઈ જવાની. એમાં જ મનુષ્યના જીવનની irony રહેલી છે. જે પ્રત્યેક ઉત્તમ સર્જનમાં, સપાટી હેઠળ આપ્રસભર્ગની જેમ રહેલી હોય છે 'સૂરજનો કાળો પ્રકાશ,' (1) પ્રકાશ કાળો ન હોય અને કાળો હોય તે પ્રકાશ ન હોય. પણ અંધકાર પણ શુદ્ધરૂપે ક્યાં મળે છે મનુષ્યને ? એમાં પ્રકાશનાં થીંગડાં પણ અત્રતત્ર રહેલાં દેખાય છે. આવા અંધકારનો 'પડદો' ઊડયા કરે છે. અંધકારને 'પડદો' કહેવાથી મૂર્તતા તો સધાય જ છે, સાથે સાથે અંધકાર એટલે જ પડદો-આવરણ, અવરોધ, અજ્ઞાન એવા અર્થ તારવવા હોય તો તારવી શકાય એની સગવડ કવિ ઊભી કરે છે, પરંતુ ઊભા કરે છે—તેથી આ અંધકાર બારીએથી બારીના પડદા સાથે ઊડતો આવતો હશે...પ્રકાશના થીગડાંથી કામ ચાલતું નથી. અંધકારના પડદાને ક્યારેક પ્રકાશનું તીવ્ર સભાનતાનું ખંજર ચીરી નાંખે છે ત્યારે—'મેજ પર' દેખાય છે એક દૃશ્ય—

—બાળકની લાશ
તાક્યા કરે છે—ટગર ટગર
મીણબત્તીની લાલ લાલ આંખોને.

ઉપાધિઓના ઝુમ્મર હેઠળ-ક્યારેક-સ્વનો સાક્ષાત્કાર થાય છે ત્યારે પ્રત્યેક મનુષ્યને પોતાનામાં જ 'મૃત' જીવતા કોઈક અંશનો સામનો કરવો પડે છે. બાળક એટલે જ નિર્દોષતા સ્વ-નિષ્ઠ એવું સાચું

મનુષ્યત્વ, ફુવારાની જેમ within પ્રગટતું વૃક્ષની સહજતાથી પાંગરતું. બાળકના સ્પર્શથી પ્રપંચો, ઉપાધિઓ ધોવાઈ જાય. તાજગી અનુભવાય, એ જ 'મૃત' હોય તો? મૃત હોવા છતાં 'ટગર ટગર' તાકતું હોય તો? 'લાશ' જડ હોય છે છતાં એ 'જડ'થી મનુષ્ય જેટલો રહસ્યમય રીતે ભયભીત બની જાય છે એટલો બીજી કોઈ વસ્તુથી ભયભીત બનતો નથી. મીણબત્તીની 'લાલ લાલ' આંખો દ્વારા રાતભર 'મૃત' સાથે ચાલેલો સંવાદ સૂચવાય છે. 'બાળકની લાશ'માં રહેલું મૃત શૈશવ હવે પછીની ઘટનાના ભણકારા સંભળાવે છે. વિચ્છિન્ન થયે જતી લાશમાં વિચ્છિન્ન થયે જતાં મનુષ્યનું પ્રતિબિંબ પડે છે. રહસ્યમય ભયાવહ વાતાવરણમાં—

સફેદ મીણબત્તી થઈ
પીગળ્યા કરે છે મારા હાથ.

બાળકની લાશનું 'ટગર ટગર' તાકવું અને મીણીયલ હાથનું ઓગળવું 'ટપક ટપક'—આમને સામને છે, Face to face with inner most Realityનો અનુભવ કરાવે છે, જેને કવિએ 'બાળકની લાશ'ના પ્રતીકમાં ગોપિત રાખી છે. કેટલાક સત્યનો ઉચ્ચાર, ઉચ્ચાર કરનાર જ સાંભળી શકે એટલી માત્રામાં જ કરવો પડે એવો અંગત હોય છે. એવી અંગતતાનું રહસ્ય ઘડીભર 'બાળકની લાશ' ધારણ કરે છે. Something dead within usનો અનુભવ—બાળકની લાશ—કરાવે છે, પ્રતીકની આમન્યાં રાખવા માટે વિકલ્પોનો વિચાર હમેશાં કરવો જ પડે પરંતુ અહીં લાશ 'બાળક'ની છે તેથી પ્રગટતાને લીધે પ્રતીક તરીકેની તેની તેની સમૃદ્ધિ થોડીક ઝંખવાઈ પણ જાય છે

જે 'મૃત' છે તેને જીવંત બનાવવાના મનુષ્યના પ્રયત્નો સનાતન છે સાથે સાથે વ્યર્થ પણ છે તેથી વિષાદપ્રેરક છે એ બંને વાતનો અનુભવ એક સાથે અહીં થાય છે. સમય તો પ્રત્યેક પળે મીણબત્તીના 'સફેદ હાથ' સાથે પીગળીને રાનરૂપે પસાર થઈ જાય છે. જોઈએ તો પ્રયત્નોના હાથ જ રહેતા નથી. ઓગળવું, ટપકવું. પ્રક્રિયામાત્ર રહેવું એ જ સત્ય છે કંઈપણ ટકાવી રાખવું લગભગ અશક્ય. પથ્થરને પણ

લૂણો લાગી જાય એવું તેજાબી છે જીવન-રસાયણ, તો પણ આપણે એ ઘડી-આભાસને જીવીએ છીએ.

> ટપકતું મીણ
> લાશની ભીતર ઊતરી જઈ
> ચમકી ઊઠે.

આ ક્ષણભર 'ચમકી ઊઠતું' તત્ત્વ જ મહત્ત્વનું છે. કંઈક 'મૃત' લઈને આપણે ફરીએ છીએ એવો અનુભવ થાય ત્યાં સુધી ગનીમત. તે આપણામાં હજી કંઈક 'જીવંત' છે તેને ઈંગિત કરે છે.

> મારા રસ્તાને કાતરવા મથે
> બિલાડી કરવતી દાંતો વડે.

—નો અવરોધ કવિતામાં પણ કંઈક અંશે અવરોધરૂપ બની રહે છે. સાદ્યંત સજાયે જતાં રહસ્યના વાતાવરણને તે તોડે છે. પણ બિલાડીનો સ્વભાવ જ આડાં ઊતરવાનો. એ તો રહેવાનો જ. તેથી તો વેદન તીવ્રપણે અનુભવાય છે. મીણબત્તીનો પણ સમય થઈ ગયો છે. બુઝાવા માંડે છે હવે,

> 'હાથ વગરનો હું
> તાક્યા કરું
> લાશમાં ઝબકતા પ્રકાશને.'

પરંતુ લાશમાં પ્રકાશને ઝબકતો જોનાર મનુષ્ય 'હાથ વગરનો' બની ગયો છે. એ Tragedy આપણા મનમાં, ક્યારેક ભૂલા પડીને અંધકારની દીવાલ સાથે અથડાયા કરતા ચામાચિડિયાની જેમ ઘુમરાયા કરે છે. હમણાં જ મીણબત્તી હોલવાઈ જશે. અને સૂર્યને પડછાયા ફરી દોડાવ્યા કરશે. 'હાથ વગરનો હું' પ્રવૃત્તિમય બનશે. પોતાના 'ઠુંઠાપણા'ને સંતાડતો ફરશે. હાથનો ભોગ આપીને એણે લાશમાં પ્રકાશને ઝબકતો જોવાનો પ્રયત્ન કર્યો છે. હાથ ગયો એટલે સ્પર્શ ગયો. સ્પર્શ ગયો એટલે સુખ ગયું. વિડંબનાનું વિપર્યક જીવતાં માણસની વેદનને આ કવિતા વાચા આપે છે. ▭

# રિલ્કેનું કાવ્યજગત

□ કેદારનાથ સિંહ

'કવિતા અસ્તિત્વ છે'—રાઇનર મારિયા રિલ્કેનું આ કથન સંપૂર્ણ કવિતા અને કવિતા સંબંધી માન્યતાઓનું કેન્દ્રબિન્દુ છે. એ અકારણ નથી કે કેટલાક વિવેચકોએ રિલ્કેની કવિતાનો સંબંધ અસ્તિત્વવાદ સાથે જોડાવાની કોશિશ કરી છે. પણ એય એટલું જ સાચું છે કે એને કીર્કેગાર્દ અથવા સાર્ત્રને અસ્તિત્વવાદી કહેવામાં આવે છે એ અર્થમાં રિલ્કેને અસ્તિત્વવાદી કહી શકાય નહીં. રિલ્કે શરૂથી તે છેવટ સુધી કવિ હતો—એક એવો સાચો અને ખરો કવિ, જે કવિતાની દુનિયાની ગહનતામાંથી જન્મતા પડકારો વિશે સજાગ હતો. પોતાની કવિતામાં એણે એ પડકારો સામે ઝૂઝવાનું સાહસ કર્યું હતું, અને પોતાને દાવમાં મૂકી કવિતાને બચાવી લીધી હતી. એણે કવિતાને અવશ્ય બચાવી લીધી, પણ એ માટે એણે ભારે કિંમત ચૂકવવી પડી—કવિતામાં અને એની બહાર પણ. અન્ય પ્રતીકવાદી કવિઓની જેમ રિલ્કે પણ શરૂઆતમાં સૌન્દર્યવાદી હતો. પણ એની પાસે ગહન દૃષ્ટિ હતી. તે ચીજના અંતરતમ મૂળ સુધી પહોંચી જવાની કોશિશ કરતી હતી અને એ એક એવી વિશેષતા હતી કે જે બીજા કોઈ પ્રતીકવાદી કવિમાં જોવા મળતી નથી. બીજા પ્રતીકવાદી કવિ (રેમ્બોને બાદ કરતાં) આજના વાંચકની મનોભૂમિથી બહુ દૂર જઈ પડ્યા છે ત્યારે રિલ્કે આજે પણ એક બૃહત્તર વાચક સમૂહાયમાં વંચાય છે.

ઑસ્ટ્રિયાના બોહેમિયા નગરમાં સન ૧૮૭૫માં જન્મેલા આ કવિનો કાવ્યવિકાસ કેટલાક અંતરાયોને બાદ કરતાં, ઘણે દૂર સુધી સીધો અને સમથળ હતો, એના અંતરમાં બારીક સંરચનાના અનેક પડ હતાં. સ્ટીફન જ્યોર્જ અને હ્યૂગો વાન હોફમાન સ્થલની સાથે રિલ્કે સમકાલીન જર્મન કવિતાનો પ્રતિનિધિ હતો, જે થોડે દૂર સુધી તો પોતાના સમકાલીનોની સાથે ચાલવા તૈયાર હતો, પણ તે

પછી ઉજ્જડ માર્ગ શરૂ થતો હતો, તેના પર એ એકલો અને નિસંગ હતો. એ અટૂલાપણું રિલ્કેની કવિતાની રચનામાં એવી રીતે ગૂંથાઈ ગયું છે કે કેટલાક વિવેચકો એને જ કેન્દ્ર કરીને સંપૂર્ણ કૃતિત્વનું આકલન કરવા માગે છે. રિલ્કેના વિચારોમાં પણ અટૂલાપણાના દર્શન પ્રતિ એક ખાસ પ્રકારનું વલણ દેખાય છે—એટલે સુધી કે એ પતિ-પત્નીના સંબંધને પણ એકબીજાની એકલતાની સલામતીની બાંહેધરી રૂપે જુએ છે. પણ પોતાના સર્વોત્તમ રૂપમાં રિલ્કેની કવિતા એકલતાની માયાજાળને વારંવાર તોડે છે. એ જ એની તાકાત છે અને એના વડે એ સૌન્દર્યવાદની પરિધિને અતિક્રમી ગયો.

જે આયુધોથી રિલ્કે પોતાની મર્યાદાઓ પર પ્રહાર કરે છે એમાંનું એક છે પ્રશ્નાત્મકતા. એક બાળકની જેમ એ પ્રત્યેક ચીજને એની બુનિયાદ સુધી લઈ જાય છે. એનો પ્રશ્ન હથોડાની જેમ એક ખાસ બિન્દુ પર ફરી ફરીને પ્રહાર કરે છે અને કવિતાની ભીતરમાંથી માનવીય સચ્ચાઈની એક ખોફનાક તાકાત ઉભરવા માંડે છે :

પ્રત્યેક ચીજ માત્ર એક વાર
એક વાર અને પછી કદી નહીં
અને અમે પણ માત્ર એક વાર
જો કે માત્ર એક વાર
પરંતુ આ એક વાર
પૃથ્વી પર હોવું
શું રદ કરી શકાય છે ?

આ ગહન પ્રશ્નાત્મકતા જર્મન કવિતાની એવી વિશેષતા છે, જે રિલ્કેને સાંસ્કૃતિક વારસા રૂપે મળી હતી. રિલ્કેની અગાઉ હોલ્ડરીન અને હાઈને એનો ઉપયોગ કરી ચૂક્યા હતા. પણ રિલ્કેએ એ વિધિને એક દાર્શનિક ગહનતા બક્ષી. એ સંદર્ભમાં એ અન્ય કોઈ કવિ કરતાં નિત્શેની વધારે નજીક છે. કેટલાક વિવેચકોએ રિલ્કે અને નિત્શેની વચ્ચે વૈચારિક સમાનતા શોધવાના પ્રયત્નો કર્યા છે. રિલ્કેની આરંભિક કૃતિઓ જોતાં

એમાં અને 'દસ પેક જરથુસ્ત'નાં બિમ્બો અને વિચારોમાં એક આશ્ચર્યકારક સમાંતરતા દેખાશે. પણ નિત્શેથી વિપરિત રિલ્કે પાસે એક અદમ્ય રચનાત્મક ઉર્જા હતી, તે તમામ સ્નાયવિક તાણને બિમ્બોની અર્થપૂર્ણ અન્વિતિમાં બદલી નાખે છે. ..

રિલ્કેનો પ્રથમ મહત્ત્વનો કાવ્યસંગ્રહ સન ૧૯૦૨માં પ્રગટ થયો— 'ચિત્રોની ચોપડી' નામે, એ ક્રમમાં બીજો કાવ્યસંગ્રહ 'કલાકોની ચોપડી' નામે ૧૯૦૪માં પ્રગટ થયો. એ કવિતાઓની રચના એણે રશિયાના દૂરના આંતરિક વિસ્તારોમાં કરેલા પ્રવાસ પછી કરી હતી. ક્રાન્તિપૂર્વેના રશિયાના લાંબાં નિર્જન મેદાનો અને પથરાળ પ્રદેશોનો એના મન પર ઘેરો પ્રભાવ પડ્યો હતો. એક નાનકડા રશિયન ગામની આદિમ સરળતાએ એને શરૂઆતની કવિતાનું માળખું રચવાની ભૂમિકા પૂરી પાડી. જાણ્યે અજાણ્યે રિલ્કેનો એ આદર્શ આધુનિકતા વિરોધી હતો. એ વિચિત્ર વાત છે કે ભાષા અને ટેકનિકમાં તમામ નવીનતા છતાં રિલ્કે પોતાની કવિતામાં વિજ્ઞાન અને ઔદ્યોગિક સંક્રમણમાંથી જન્મતા પડકારો ઝીલતા કતરાતો રહ્યો. જે પ્રત્યક્ષ સચ્ચાઈઓ સપાટી પર હતી એમાં એને જોઈએ એટલો રસ નહોતો. એટલે જ એની કવિતામાં એની આસપાસની હિલચાલની માહિતી બહુ ઓછી મળે છે રિલ્કેની પાછળની કવિતાઓ વાંચતાં જાણવા મળે છે કે એના અંતરમાં આધુનિકતા પ્રત્યે કોઈ રોમેન્ટિક ભય કે સંદેહ નહોતો. રિલ્કેએ ટી. એસ. એલિયટે જે બિન્દુએ આધુનિકતા જોઈ એ જ બિન્દુએથી જોવાનો પ્રયત્ન કર્યો હતો. પણ એણે સમસ્યાનું સમાધાન કવિતાની બહાર જઈને શોધવાનો પ્રયત્ન કર્યો નહીં. એને માટે કવિતાની બહાર કોઈ સમાધાન નહોતું.

૧૯૦૮માં 'નવી કવિતાઓ' નામના સંગ્રહના પ્રકાશનની સાથે રિલ્કેએ તેના કાવ્યજીવનના એક સાવ નવા તબક્કામાં પ્રવેશ કર્યો. એ સંગ્રહમાં રિલ્કે પ્રથમ વાર જેના પર કોઈની યે છાયા નહોતી એવા રૂપમાં સામે આવ્યો.

રિલ્કેને અહીં જ જેની આસપાસ પોતાની અનુભૂતિઓનો તાણોવાણો વિશ્વાસ અને આત્મીયતા સાથે વણી શકે એવાં પ્રતીકો મળ્યાં.

એ કવિતાઓમાં રિલ્કેએ એક વિલક્ષણ પદ્ધતિ શોધી કાઢી હતી—જેણે માત્ર જર્મન કવિતા જ નહીં, બલ્કે સંપૂર્ણ યૂરોપિય કવિતા પર ઘેરી અસર કરી. રિલ્કેની એ નવી કાવ્યાત્મક ખોજની વ્યાખ્યા કરતાં અંગ્રેજ કવિ ડબલ્યૂ. એચ. ઓડેને કહ્યું છે—

'કવિની નજીક એક બહુ મોટી સમસ્યા એ હોય છે કે એ અમૂર્ત વિચારોને મૂર્ત વસ્તુઓ દ્વારા કઈ રીતે વ્યક્ત કરે. સત્તરમી સદી પછી રિલ્કે કદાચ પહેલો કવિ છે, જેણે આ સમસ્યાનું સમાધાન મળી ગયું હતું...એની એક બહુ મોટી વિશેષતા એ છે કે એ હમેશાં માનવ-જીવનને દશ્યાલેખોની ભાષામાં વ્યક્ત કરે છે.

'નવી કવિતાઓ'ના પ્રકાશન દ્વારા રિલ્કે એક મહત્ત્વના કવિ રૂપે તો પ્રતિષ્ઠિત થઈ જ ચૂક્યો હતો પણ એક વિશ્વકવિની પ્રતિષ્ઠા એને અપાવી એની શ્રેષ્ઠતમ કૃતિ 'દુઇનો એલિજી'એ. એની રચના ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં એક સ્વયંસ્ફૂર્ત રચનાત્મક વિસ્ફોટ દરમ્યાન થઈ હતી. અભૂતપૂર્વ સર્જનાત્મક વ્યાકૂળતાનાં ત્રણ સપ્તાહોમાં 'દૂઈનો શોકગીત' (દસ શોક કવિતાઓનો સંગ્રહ—જે સ્વિટ્ઝર્લૅન્ડના દૂઈનો નામના સ્થાને રચાઈ હતી) તથા મિથક પુરુષ ઑર્ફિયસને સંબોધીને લખેલાં કેટલાંક સોનેટોની રચના કરી હતી. એવા સર્જનકાળની એ લાંબા સમયથી પ્રતીક્ષા કરતો હતો. અગાઉની એની કવિતાઓ એક રીતે એ બિન્દુએ પહોંચવાની તૈયારી હતી. અનેક પૂર્વવર્તી કવિતાઓમાં એ વિચારબીજ મળી શકે છે—જે 'દૂઈનો શોકગીત'માં પાછળથી વિકસિત અને પરિપક્વ થયેલું દેખાય છે. એ રચનાત્મક વિસ્ફોટ પહેલાંના કેટલાંક વર્ષો રિલ્કે માટે અતિ યાતનામય હતાં. એ દરમ્યાન એણે શિલ્પકાર રોદાના સચિવપદેથી છૂટા થઈને પેરિસ છોડી દેવાનો નિર્ણય કર્યો. એ દરમ્યાન મહાયુદ્ધ શરૂ થયું—અકળામણમાંથી છૂટવા માટે જાણે રિલ્કેએ એને આવકાર્યું. પણ બહુ જલદી એનો મોહ છૂટી ગયો. ધીરે ધીરે વ્યક્તિગત તથા વસ્તુગત ધરાતલ પર બનતી નાની મોટી ઘટનાઓનું દબાણ એને ખેંચીને 'દૂઈનો શોકગીત'નું વિસ્તૃત ફલક પ્રતીક્ષા કરતું હતું ત્યાં લઈ ગયું.

'દૂઈનો શોકગીત' માત્ર રૂઢ અર્થમાં જ શોકગીત છે. વાસ્તવમાં તો એમાં રિલ્કેએ માનવ અનુભૂતિઓના મૂળ સુધી પહોંચવાનો પ્રયત્ન કર્યો છે. વારંવાર એવો પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે 'દૂઈનો શોકગીત'નું વિચારવસ્તુ શું છે. એનાં ઉત્તરો જાતજાતના અપાયા છે. 'જીવન, મૃત્યુ અને અનંત પ્રત્યાવર્તન' જેવો રિલ્કેનો ચિરપરિચિત વિષય અહીં પણ હાજર છે. માત્ર એની દૃષ્ટિ બદલાયેલી છે, તેમ એ વિષયને કવિતામાં લેવાની રીતો પણ. રચના અને સૌન્દર્યનો બૂનિયાદી પ્રશ્ન 'દૂઈનો શોકગીત'ની જટિલ સંરચનાની અંદર પણ વારંવાર ઊઠે છે. પણ જે ચીજ એ કૃતિને રોમેન્ટિકપણાંથી બચાવી લે છે, તે છે વાસ્તવ-જીવનના આંતરવિરોધોની ગહન અને સાચી પિછાન. એ પિછાન સંપૂર્ણ રચનાને અસાધારણ આંચકા આપે છે અને સૌન્દર્ય ધીરે ધીરે દહેશતમાં દબાતું જાય છે.

'દૂઈનો શોકગીત' રિલ્કેની કાવ્યસંબંધી માન્યતાને ઉદાહરણરૂપે પ્રગટ કરે છે એ અર્થમાં પણ એનું અલગ મહત્ત્વ છે. એ માનવસ્મૃતિને કવિતાની પૂંજી માનતો હતો. પણ કવિતામાં આવવા પહેલાં એને પૂર્વ સ્મૃતિઓનું ચયન, સંરક્ષણ, વિસ્મરણ અને ફરી આહ્વાન—આ ચાર સ્થિતિમાંથી પસાર થવું પડે છે. રિલ્કેના શબ્દોમાં—

'સ્મૃતિઓ જ પ્રર્યાપ્ત હોતી નથી. એ પણ જરૂરી હોય છે કે કવિ એ તમામ સ્મૃતિઓને વિસ્મૃત કરવાની ક્ષમતા ધરાવતો હોય. કેમકે મૂળ તો સ્મૃતિઓ જ કામ આપે છે—પણ આપણા લોહીમાં એ ભળી જવી જોઈએ... માત્ર એ જ દુર્લભ ક્ષણમાં કવિતાના પ્રથમ શબ્દનો જન્મ થાય છે.'

રિલ્કેએ 'દૂઈનો શોકગીત'ની રચનામાં ઉપર ઉલ્લેખેલી પદ્ધતિએ જ કામ થયું છે. વર્ષો પહેલાં થોડીક પંક્તિઓ લખી હતી તે એમ ને એમ પડી રહી. જાણે સ્મૃતિ વિસ્મૃત થાય અને એ ફરી આવે એની એ રાહ જોતી હતી. એ પાછી ફરી લગભગ એક દશકા પછી–રિલ્કેના અવસાનના ચાર વર્ષ પહેલાં ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં. રચનાના પરિપક્વ ક્ષણની આટલી લાંબી પ્રતીક્ષા વિશ્વના બહુ ઓછા કવિઓમાં હશે.

આ બધું છતાં રિલ્કેની કવિતા તત્કાલીન માનવીય દબાણની સૂચક નથી, એ ઈતિહાસના હાંસિયા પર લખેલી કવિતા છે. એ કવિતાની દુનિયા એવી છે કે જેમાંથી યુદ્ધ, રાજકારણ અને માણસના સામૂહિક સંવેગ સાવ અલોપ થઈ ગયા છે. એ દૃષ્ટિએ રિલ્કે પોતાના કનિષ્ઠ સમકાલીન કવિ ગોટ્ફ્રીડ બેન અને બર્તોલ્ત બ્રેશ્ટથી સાવ જુદો હતો. એ આકસ્મિક નથી કે જર્મન ભાષાના વિખ્યાત યુવાન કવિ એન્જેન્સ બર્ગરે યુદ્ધોત્તર જર્મન કવિતાને ફરી જીવતી કરવા માટે ખોવાયેલી ભાષાની શોધ આરંભી ત્યારે એને એની ચીણગારી બેન અને બ્રેશ્ટની ભાષામાં મળી, રિલ્કેમાં નહીં. એ પરથી એવું તારણ પણ નીકળે છે કે રિલ્કેનું કાવ્યજગત એક હદ સુધી અપરિચિત અને અપ્રાસંગિક થઈ ગયું છે. પરવર્તી પેઢી પર પડનારા પ્રભાવને કોઈ કવિની મહત્તાનો માપદંડ માનીએ તો પોતાની ભાષાના સંદર્ભમાં રિલ્કેની સ્થિતિ થોડી અટપટી લાગે છે. પણ રિલ્કે ગેટે પછી જર્મન કવિતાનું કદાચ પ્રથમ એવું વ્યક્તિત્વ હતું જેની છાયા પોતાના દેશની સરહદો ઓળંગીને સદીની કવિતાના સુદૂર ક્ષેત્રો સુધી વ્યાપી ગઈ. એની કવિતાઓમાં ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ અને વીસમી સદીના આરંભના દિવસોનો એક એવો સાચો અને આછો તાપ ભરેલો છે, જે કવિતાપ્રેમીઓને બરાબર આકર્ષતો રહેશે. પોતાની અસંખ્ય કવિતાઓમાં રિલ્કે આપણને માટે એવો આશ્ચર્યલોક છોડી ગયો છે જે સંપૂર્ણપણે સમકાલીનતાના વર્તુળમાં અટકતો નથી અને એટલે એ વાચક પાસે વધારે ઉન્મુક્તતા અને કવિતા વિશે વધારે ઊંડી જવાબદારીની અપેક્ષા રાખે છે. □

# મૉડર્ન આર્ટ

ઑર્તેગા ગેસેટ અનુ. વિજયશાસ્ત્રી

મૉડર્ન આર્ટ અને સામાન્ય પ્રજા હમેશાં એકબીજાનાં વિરોધી જ રહેવાનાં તે હમેશાં બિનલોકપ્રિય જ બનવાની એટલું જ નહીં ક્યારેક તો લોકપ્રિયતાની વિરોધી પણ બનવાની મૉડર્ન આર્ટની કોઈપણ કૃતિ સામાન્ય પ્રજા માટે કૌતુક જન્માવનારી જ હોવાની. તે પ્રજાને બે જૂથોમાં વહેંચી નાખે છે, એક તો જેઓ તેનામાં રસ ધરાવતા હોય તેમનું અને બીજું ખૂબ જ મોટું એવું, તેનો વિરોધ કરનારાઓનું (આ ભેળસેળિયાં રુચિ ધરાવનારા દંભીઓ છો અવગણાતા !) આમ, કલાકૃતિ સામાજિક કાર્યકરની જેમ અનેક માણસોના બનેલા આકારહીન ટોળાને બે જુદા પ્રકારના માનવીઓમાં વિભક્ત કરવાનું કામ કરે છે.

આ બે એકબીજાનાં વિરોધી એવાં જૂથો રચનાર મુખ્ય તત્ત્વ કયું છે? દરેક કલાકૃતિ જુદા જુદા મત/અભિપ્રાયો જગાવે છે કેટલાકને તે ગમે છે તો બીજા કેટલાકને નથી ગમતી આવા મતભેદોને કોઈ વ્યાવર્તક લક્ષણ નથી હોતું, તેમને કોઈ સૈદ્ધાન્તિક બળ પણ નથી હોતું. વ્યક્તિના અંગત ગમા અણગમા જ તેની પાછળ કામ કરતા હોય છે, પણ મૉડર્ન આર્ટની બાબતમાં આ મતભેદ અંગત ગમા/અણગમાની સપાટી પર ન રહેતાં વધુ ઊંડા સ્તરેથી ઉદ્ભવે છે. બહુમતીને જુવાનિયાઓની રચના 'ગમતી' નથી અને લઘુમતીને ગમે છે એવું નથી પણ સાચું કારણ તો એ છે કે બહુમતી યા ટોળું તેને 'સમજતું' જ નથી. જ્યારે એક વ્યક્તિ કલાકૃતિ તરફ અણગમો ધરાવતી હોય પણ સાથે જ તેની સમજ પણ ધરાવતી હોય ત્યારે તે ગુરુતાગ્રંથિ અનુભવે છે અને તે વખતે એ કૃતિ તરફ ચીડવવાને કારણ રહેતું નથી. પણ જ્યારે તેનો અણગમો, તે કૃતિમાં સમજ નહીં પડવાને લીધે જન્મ્યો હોય છે ત્યારે એને ભોંઠા પડ્યાની લાગણીનો અનુભવ થાય છે અને ત્યારે તે પોતાની લઘુતાગ્રંથિથી પીડાઈને આત્મપ્રતિપાદનની અઘટિત ચેષ્ટામાં ઊતરી પડે છે.

આમ નવી કલાથી સર્જાય એવી કૃતિની માત્ર હાજરી જ તેને કલારહસ્ય પામવાને અશક્ત, અંધ અને બધિર ઠરાવવા પૂરતી છે. □

(ધ ડિહ્યૂમનિઝેશન ઑફ આર્ટ પૃ. ૫–૬)

તમારા પતંગનો રંગ...તો હું ભૂલી ગયો. લીલો હતો? કે લાલ ને ભૂરો? ખેર! સ્મૃતિનું આ જ રામાયણ. જરા ધુમ્મસ ફેલાયું એટલે રણુતઝણુતકાર કરતુ વહી જ જાય!

પરંતુ બધાના પતંગને કાંઈ આકાશ અને અગાશી જોઈતાં નથી. તેઓનું તો આકાશ જ અનન્ત હોય છે. તેમનો પતંગ ક્ષણમાં સોહ તાણી સૂઈ જતો નથી અને તેમના પતંગને માંજાનાં ઝાંઝર બાંધવાં પડતાં નથી. તેઓનો પતંગ તો કાંચીડો બની રંગ બદલ્યા કરે...પણ એ રંગ બદલે અને આકાશ ન બદલે એ કેમ ચાલે? પણ પતંગના કાંચીડાને તો આકાશ યે ન પહોંચે. સવારે રંગ જુદો અને બપોરે રંગ જુદો. પગલાં બની ચાલતી સડક પર રંગ જુદો અને શીતળ શયન-ખંડમાં રંગ જુદો. તાંડવ સમયે જુદો અને લાસ્ય સમયે જુદો...પણ થાકીને રિસાઈ જતું આકાશ, કોક ખૂણે બીડાતી કમળપત્રની પાંખ, ટ્યુબલાઈટની અર્ધચિંચાતી આંખ, વિજાનન્દનો તૂટતો તાર, કિંવદન્તીનો નિનાદ...આ કોઈની અસર એના પર થતી નથી...ના, કોઈની નહીં!

અને ક્યાંથી થાય? એ તો ટૂંટિયું વાળીને પડેલાં વાદળોની પેલે પાર સોનપરીના મહેલમાં પહોંચી ગયો હોય! કે સજ્જ ગંધર્વવીણા પર ભૈરવ છેડતો હોય! કે મેઘનાં અસંખ્ય બિંદુ બની મૃદંગ પર સહઅતાલ છેડતો હોય!

યાદ છે, તમારો કેસરી પતંગ કપાયો ત્યારે તમે ગાઈ ઊઠેલાં:
"કેસરિયાલો સાફો ધરતું ફળિયું લઈને નાસે!.."

કેમ! પતંગ બની, ઊડતાં, ચગતાં પાતંગ્ય માણવાની મજા આવે છે, તે!

# વિયેનાનો હીરો

□ લાયોશ બીરો

વિયેનાની સડકો પર વાસંતી પવન ફૂંકાતો હતો. શૅાલ્ઝ કુટુંબના ત્રણે છોકરા કોર્ટ થિયેટર ઑરકેસ્ટ્રાના સંગીતકાર હતા તેઓ પોતાના કેટના કૉલર ઊંચા કરીને ઉદાસ ભાવે ઘર તરફ જવા નીકળી પડ્યા. ઘરમાં એમને મા મળી. એક સતાવાયેલી હતાશ ડોશી. સૌમ્યભાવે એણે છોકરાઓનાં કોટ–હૅટ લીધાં અને એ રસોડામાં ચાલી ગઈ.

ત્રણે શૅાલ્ઝ છોકરા ટેબલ પર નીચી નજર કરીને ઉદાસ બેઠા હતા.

'શું પિતાજી હજી ઘરે નથી આવ્યા?' દાંત કચકચાવતા રૂડોલ્ફે પૂછ્યું.

ના, હજી ઘેર આવ્યા નથી.' માએ કહ્યું.

રૂડોલ્ફ જમવા લાગ્યો. માએ થોડી વાર રાહ જોઈ પણ રોજની જેમ કોઈ પણ છોકરાએ એની સાથે વાત કરવાની રૂખ બતાવી નહીં, એટલે એ ચૂપચાપ દયનીયભાવે રસોડામાં ખસી ગઈ.

'હું હવે વધારે સહી શકું એમ નથી.' મેકસીમિલિયને પોતાનું સિંહ જેવું માથું હલાવ્યું, 'હું અહીંથી ચાલ્યો જઈશ.' એણે ગંભીર સાદે કહ્યું, એમાં દર્દ હતું.

'બુરજની નીચે એક સારો ઓરડો છે. એક નાનબાઈનું ઘર છે, એની દીકરીઓ દેખાવડી છે.' રૂડોલ્ફ બોલ્યો.

'ત્યારે તો આપણે ત્યાં ચાલ્યા જઈશું.' મેકસીમિલિયને કહ્યું.

એ લોકો વિચારમગ્ન દશામાં જમતા રહ્યા. જમવાનું પૂરું કરે એ પહેલાં એમણે બહાર પિતાનો અવાજ સાંભળ્યો, એટલે એ લોકો જમવાનું પતાવી પાઈપ સળગાવીને બિછાને લેટી ગયા. એ દરમ્યાન એમના પિતા શ્રીમાન શૅાલ્ઝ, સમ્રાટના દરબારના નિવૃત્ત સંદેશવાહક ધીરે ધીરે પણ અવાજ કરતા રસોડામાં ઘૂસ્યા. એ સાંજે તેઓ પોતાના

મિત્રોની સાથે મોડે સુધી પેરિસમાં શરૂ થયેલી ક્રાંતિ વિશે વાતોમાં મશગુલ હતા.

એ મેજ પર બેસે તે પહેલાં પત્ની ખાણું લઈ આવી હતી તો યે એ બબડતા હતા, 'બીજું શું, હું ભૂખે મરી જાઉં તો તને આનંદ જ થશે. તું તો ઇચ્છે છે કે મને દફન કરી દેવામાં આવે, કેમ ખરું ને, લીઝી? પણ ના, લિઝી, હું જ તને દફન કરી દઈશ. તારી લાશ જોયા વિના મરવાનો નથી!

દયાજનક રીતે કંપતી એ સ્ત્રી પીરસતી હતી. 'તું કંપે છે!' શ્રીમાન શોલ્ઝ ગર્જ્યા, 'તું તે વખતે કેમ કંપતી નહોતી? તે વખતે તો તારું પાપી શરીર જ કંપતું હતું...તારો ગુનેગાર આત્મા નહીં.'

પાંદડાની જેમ કંપતી તે સ્ત્રી ચૂપચાપ રસોડે પાછી ફરવા લાગી. તો ભૂતપૂર્વ અદાલતી સંદેશવાહક ગર્જ્યો, 'થોભ!' સ્ત્રી થોભી. શ્રી શોલ્ઝ ખાતા ગયા, પીતા ગયા અને બોલતા ગયા, 'મને ખબર છે. તું માને છે કે...પણ તારી પ્રાર્થનાથી કશો ફાયદો નહીં થાય. ગમે તે થાય, તું નર્કમાં જશે. પણ તને ત્યાં મોકલું તે પહેલાં તારા કાયદેસરના પતિને ઠગવા માટે તારે પૂરેપૂરું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. આવતાં દશ વર્ષમાં હું તને તારા ન્યાયાધીશ પાસે મોકલી દઈશ. પણ ત્યાં સુધી તને સજા કરતો રહીશ.

બાજુના ઓરડામાં ત્રણે છોકરા બેચેનીથી પડખાં બદલ્યા કરતા હતા. 'એ ફરી માને મારશે.' રૂડોલ્ફ બબડ્યો. મેકસીમિલિયને ખભા હલાવ્યા, 'શું તું એ બધાથી રીઢો નથી થઈ ગયો?' એણે કહ્યું.

ફ્રાંઝના હોઠ ફફડ્યા, 'બાવીસ વર્ષથી' એણે ઉદાસીનતાથી કહ્યું, 'બહુ લાંબો સમય થયો, બહુ દુઃખ વેઠી ચૂકી છે, પરન્તુ......'

'આપણે જિંદગીભર આ જ ભોગવતા આવ્યા છીએ.' રુડોલ્ફે ચિઢિયા સાદે કહ્યું.

'પણ હજી આપણે આ જ ભોગવવાનું છે. આપણા માથે કલંક ચઢ્યું છે તે બદલ.' મેકસીમિલિયને પૂરું કર્યું.

'કોઈ જાણતું નથી' ફ્રાંઝ વિદ્રોહી સાદે બોલ્યો, 'આપણે જાણીએ છીએ એ જ બસ છે.' મેક્સીમિલિયનનો સાદ કઠોર હતો.

એ બિછાનેથી ઊઠી ગયો અને ઓરડામાં આંટા મારવા લાગ્યો. આ તરફ ડાર્ઈનિંગ રૂમમાં ભૂતપૂર્વ અદાલતી સંદેશવાહક જમી ચૂક્યો હતો અને પત્નીને ધમકાવવાની તૈયારી કરતો હતો.

'ઘૂંટણિયે બેસ!' એ ગરજ્યો. 'જે પતિને તેં ઠગ્યો છે એની સામે ઘૂંટણિયે બેસ. શું તું સ્વીકારે છે કે, તેં મારી સાથે વિશ્વાસઘાત કર્યો હતો?'

'હા.' સ્ત્રીએ થરથરતાં કબૂલ કર્યું.

'તારા કેટલા પ્રેમી હતા?'

'એક જ. હું કસમ ખાઉં છું.'

'એ કોણ હતો?'

એ સ્ત્રીએ કણસતા, બહુ ધીમે કહ્યું. મેક્સીમિલિયન બારણા પાછળ ઊભો કંપતો હતો.

ડાયનિંગ રૂમમાં માજી દરબારી સંદેશવાહક ઊભો થઈને મારવા માટે જાતને તૈયાર કરતો હતો.

એણે પોતાના હાથ ઊંચા કર્યા, પણ ત્યાં જ ધડાકાની સાથે બારણું ખૂલ્યું અને મેક્સીમિલિયન ધડધડાટ ધસી આવ્યો. એક ક્રૂદ્ધ હાથે માજી દરબારી સંદેશવાહકનો ઊંચો થયેલો હાથ પકડી લીધો.

'એને છોડી દો!' મેક્સીમિલિયને ઘાંટો પાડ્યો, 'એ ઘણું ભોગવી ચૂકી છે.'

'શું મેં તમને આવી રીતે વર્તવા શીખવ્યું હતું?' શોલ્ઝ ગુસ્સામાં ધ્રૂજ્યો.

'ના.' મેક્સીમિલિયને કહ્યું, 'એમ નહીં, પરન્તુ અમે બહુ ભોગવી ચૂક્યા છીએ.'

'એણે વેદીની સામે ખાધેલા કસમ તોડ્યા છે.'

'એ બદલ એ ઘણું દુઃખ ભોગવી ચૂકી છે.' રૂડોલ્ફે કહ્યું.

'તમે એમને છૂટાછેડા કેમ ન આપ્યા?' ફ્રાંઝ ગુસ્સામાં બોલ્યો.

'તમે એને રાખી છે તો એને સતાવો નહીં.'

ભૂતપૂર્વ દરબારી સંદેશવાહક સજાનું તોલમાપ કરવા માગતો હતો. પરંતુ એના ત્રણે દીકરા એને પકડીને ત્રીજા ઓરડામાં મૂકી આવ્યા અને બારણું બહારથી બંધ કરી દીધું.

આંસુભરી આંખે એ સ્ત્રી ડાઇનિંગ રૂમની વચ્ચે ઊભી હતી. એના વિનમ્ર હાવભાવ પહેલાં જેવા જ હતા. એ પોતાના સ્કર્ટની કરચલી સરખી કરતી હતી. એના ત્રણે દીકરા એને ઘેરી વળીને મૂંઝાતા ઊભા હતા.

'બેસી જા...મા!' મેકસીમિલિયને કહ્યું.

ફ્રાંઝે એની સામે એક ખુરશી ખસેડી.

એમણે એને ટેબલના એક ખૂણે બેસાડી. પણ થોડી વાર સુધી કોઈ કશું બોલી શક્યું નહીં. ત્રણે છોકરા પોતાની માની ઘૃણા કરતા મોટા થયા હતા અને આત્મીય વાતચીત અને સંવેદનના શબ્દો મહા-મુશ્કેલીએ જ નીકળતા હતા. છોકરાઓએ નજર નીચી ઢાળી દીધી. છેવટે મેકસીમિલિયને પોતાનું સિંહ જેવું માથું ઊંચું કર્યું અને કહ્યું, 'મા, હમણાં હું જે સાંભળી રહ્યો હતો તે શું સાચું હતું?'

'શું?'

'પેલું નામ...પેલા માણસનું નામ...જેની સાથે...એ કોણ હતો?'

સ્ત્રીની ભીની પાંપણો નમી ગઈ. 'બિથોવન...' એ ધીરેથી બોલી.

ત્રણે છોકરાઓએ ચોંકીને એકબીજાની સામે જોયું.

'કયો બિથોવન?' એ મુશ્કેલીએ બોલી શકયો.

એ સ્ત્રીની નમેલી પાંપણો ઊંચી થઈ. 'માત્ર એક જ હતો...' એણે ધીમા સાદે ઉત્તર આપ્યો.

'લુડવિગ વાન બિથોવન?' મેકસીમિલિયને ધીમા સાદે પૂછ્યું.

'લુડવિગ વાન બિથોવન' એની માએ જવાબ આપ્યો, 'અમે ત્યારે એક જ ઘરમાં રહેતાં હતાં. એટલે મેં તમને સૌને સંગીતકાર બનાવ્યા.'

ઓરડામાં શાંતિ છવાઈ ગઈ. બધા છોકરા આઘાતથી ચૂપ થઈ ગયા હતા. તો પણ ત્રણે માની નજીક ખસ્યા, એને સંકોચથી થાબડી. રૂડોલ્ફે વિનંતિ કરતાં દ્રવિત સાદે કહ્યું, 'મા... અમને કહે.'

'અમને એમને વિશે કહે!' ફ્રાંઝ બોલ્યો.

ઘેરા ભવાંવાળા મેકસીમિલિયને ધીરેથી પોતાનું માથું હલાવ્યું. માએ એની સામે જોયું. પછી દૂર ક્યાંક જોતી રહી અને ધીરે ધીરે એની આંખોમાં કોમળ પ્રકાશ આવ્યો, એક સ્વપ્નિલ, કાતર સ્વરે એ કહેવા લાગી અને ત્રણે સંગીતકાર દીકરા શ્વાસ રોકીને, આતુર શ્રદ્ધાનત ઊંડા ભાવાવેશથી સાંભળવા લાગ્યા □

## સાભાર સ્વીકાર

**ગઝલ** : દ્વૈમાસિક : સંપાદક : મકરન્દ દવે, પ્રકાશક : સાહિત્ય ભારતી, ૭/૮, નવયુગ સોસાયટી નોર્થ સાઉથ રોડ નં. ૯, વિલેપારલે (પશ્ચિમ) મુંબઈ–૪૦૦૦૫૬, વાર્ષિક લવાજમ રૂપિયા આઠ.

**છાલક** : રતિલાલ સથવારા, પ્રાપ્તિસ્થાન : આદર્શ પ્રકાશન ૨૪૯૮/૧ રાયખડ, અમદાવાદ; મૂલ્ય ચાર રૂપિયા.

# મનોરંજન



□ અલગારી

ફિલ્મ જોવા જવાનું કારણ શું? મૂર્ખાઈ સમજાય ત્યારે કારણ શોધે તે બુદ્ધિમાન કહેવાય. પ્રેક્ષક બુદ્ધિજીવી હોય તો એ ગુસ્સે થઈ જાય કે હસીને થિયેટરની બહાર નીકળી જાય અખબારી જાહેર ખબરો તો આપણી સૂઝ-સમજનું અપમાન કરે જ છે, મને જ મત આપો કહેનારો ધૃષ્ટ પણ અપમાન કરે છે, અને ભાષણ કરનારા પણ એ સિવાય બીજું શું કરે છે? તો આટલાં અપમાન ઓછાં પડે છે કે વધારેના અપમાન માટે ફિલ્મ જોવા જવું પડે છે?

મૂર્ખાઈ અને ઉદ્ધતાઈ પર હસી શકનારનું કોઈ અપમાન કરી શકતું નથી એવા આશ્વાસનથી ફિલ્મ જોવા જવાનું બુદ્ધિમાનને શોભે!

કઈ આ નટીની જેમ પરિચિત સામે હસે છે? એ પતિની સામે પણ આવાં ચેટક કરતી હશે ખરી? અને આ શ્રીમંત નબીરો એક ગરીબ છોકરીનો ઉદ્ધાર કરવા માટે એના પ્રેમમાં પડ્યો છે! આવી કોઈ મુશ્કેલી ન પડે એ માટે ભારતના મહિલા કાર્યકરો જ મહિલાઓનો ઉદ્ધાર કરે એ વધારે સારું છે. ઈશ્વર કહે છે કે તારે તારો ઉદ્ધાર કરવો હોય તો મારી ભક્તિ કર, પણ ફિલ્મનો નાયક કહે છે કે મારે ગરીબ નાયિકાનો ઉદ્ધાર કરવા એના પ્રેમમાં પડવું જ પડશે!

આવી બુદ્ધિહીનતા માટે ફિલ્મ જોવી જોઈએ?

સભ્ય માણસે ફિલ્મ જોવી જોઈએ! અસભ્યતા પર હસી શકે તે સભ્ય એવો અર્થ હશે!

વાતચીતમાં તમે કોઈ ફિલ્મ સારી નથી એમ કહો તે પણ કેમ ચાલે? એનાં ગીત સારાં છે પણ વાર્તા તાલમેલિયા છે એમ કહીને પણ પોતાની બુદ્ધિનું પ્રમાણ આપવું પડે આપણી બુદ્ધિમત્તાનું આપણે પ્રમાણ આપી શકીએ તે માટે આપણે મૂર્ખાઈને જીવવાનું બજાર પૂરું પાડવું જોઈએ એવો પણ એક અર્થ આધુનિક સભ્યતાનો હોઈ શકે. સોસાયટી મિત્રો સાથે ફિલ્મોની વાત કરીએ તો તેમને લ.ગે કે આ જમાનાની સાથે છે! એ રીતે સૂટેડ વાનર પણ સભ્ય અને જમાનાની સાથે હોઈ શકે!

રવિવારે પણ ઘરમાં ભરાઈ બેસો છો? એવો ટોણો જાણે સીતાજી અશોક વનમા રહ્યાં એ ધોબીભાખ્યા કલંક જેવો છે. રવિવારની સાંજ

કે રાત્રી ઘરમાં ગાળવી એ સુશિક્ષિત માણસ માટે જાણે કલંક છે. દોસ્તી ઘરે બેસીને, સાથે ચા પીનાં ગપ્પાં મારવાથી સિદ્ધ થતી નથી-દોસ્તો સાથે ફિલ્મ જોવા જાવ છો ? આ પ્રશ્નનો જવાબ ન આપી શકો તો તે કોઈ ગુન્હો છુપાવવા પ્રયત્ન જેવું થઈ પડે.

ફિલ્મ, ગીત, નટ-નટી, પ્લોટ, સીનસિનેરી પરથી રસિકતા છેવટે થિયેટર અને એની પાટિયા જેવી અને પાછળ ધકેલાતી આરામદેહ સીટના વિશ્લેષણ સુધી પહોંચે. આધુનિક વિનોદ ખુરશી સુધી પહોંચ્યો છે.

નોકરીના ગ્રેડ પરથી ખુરશીનો ગ્રેડ નક્કી થાય છે, પણ ફિલ્મ જોવા જવુ એ કોઈ નોકરી તો નથી ! ઘરની ખુરશી પર બેસવા માટે પગાર મળતો નથી તેમ ટિકિટ પણ ખરીદવી પડતી નથી એટલે મનોવિનોદની ચર્ચામાં એનું સ્થાન નહીં હોય.!

બોસની સીટ પર જઈને બેસવાનું તો કદાચ જિંદગીમાં નહીં મળે, તો પછી એવી જ ગાદીવાળી આરામદેહ ખુરશી પર બેસવા માટે, સફળતાના આશ્વાસન માટે, ઊંચા ક્લાસની ટિકિટ ખરીદી ફિલ્મ જોવા જવું ?

ફિલ્મ જોવા જવાની કશી અનિવાર્યતા આમ નથી. મારે મનોરંજનની જરૂર છે ખરી ? ઘરમાં અરીસો છે, મારામાં હાવભાવ દર્શાવવાની ચપળતા છે, હું બોલી શકું છું, ગાઈ શકું છું. પ્રતિબિમ્બિત થાય તે જોઈ શકું છું એ બધું ગામઠી હોય કે ક્લાસિકલ હોય તેથી મારે માટે ઝાઝો ફેર પડતો નથી.

અને આમ પણ, હું બીજાનું મનોરંજન કરી શકતો નથી શુ ? એમાં મને નિષ્ફળતા મળી હોત તો નિવૃત્તિવેતન વિના હું ઘેર બેઠો હોત ! વાળંદ, પટાવાળા, બસ કન્ડક્ટર—અરે જે કોઈના સંપર્કમાં આવવાનું થાય છે તેમાં સાવ નાપાસ માર્ક ગ્યા નથી, તે મારામાં મનોરંજન કરવાની થોડી ઘણી શક્તિ હશે ત્યારે જ ને ?

સિને અભિનેતા-અભિનેત્રીઓ પણ મનોરંજન માટે ફિલ્મ જોવા જાય છે એવું સાંભળ્યું છે. મારે કદાચ એ જ ધોરણે ફિલ્મ જોવા જવાનું થતું હશે. મનોરંજન કરનારને પોતાને પણ મનોરંજનની જરૂર હોય છે, અને માણસની કરુણતા એ છે કે એ પોતે પોતાનું મનોરંજન કરી શકતો નથી. ▭

# યોગેશ્વર કૃત ધાર્મિક પુસ્તકો



**યોગદર્શન :** પાંતંજલિકૃત યોગદર્શનનો યોગેશ્વરજીએ કરેલો અનુવાદ ભુતભવિષ્ય અને વર્તમાન–ત્રણે કાળની ખબર પડે છે. ઇચ્છિત વસ્તુ આપમેળે મળે, સંકલ્પ માત્રથી રોગ દૂર થાય. પશુ પક્ષીની ભાષા સમજાય, ઇશ્વરનો સાક્ષાત્કાર થાય. મોટી સાઈઝ, પાકું પૂઠું, ૫૫૦ પાનાં. મૂ. ૧૫–૦૦ (ટપાલથી રૂ. ૧૭).

**શાંડિલ્યદર્શન :** યોગેશ્વરજીની ભાવવાહી કલમે પદ્યાનુબંધ કરાયેલો આ મહાન ગ્રંથ પ્રત્યેક ઘરમાં હોવો જ જોઈએ.
પાકું પૂઠું : મૂ. રૂ. ૩–૦૦ (ટપાલથી રૂ. ૪)

**ગીતાદર્શન :** ગીતાજીનું મહાત્મય અપાર છે. યોગેશ્વરજીએ ગીતાજીની સવિસ્તર, સંપૂર્ણ સમજ પડે એ હેતુથી આ દળદાર ગ્રંથ લખ્યો છે. હજાર પાનાંનો પાકા પૂઠાનો વાર્નિસ્ડ જેકેટથી સુશોભિત આ મહાન ગ્રંથ દરેક ઘરમાં હોવો જ જોઈએ મૂ. રૂા. ૨૦–૦૦ ટપાલથી (૨૨–૦૦).

**ઈશ્વરદર્શન :** યોગેશ્વર જેવાં સંત પુરુષે ઇશ્વરનું દર્શન કેમ કરવું તે વિશે માર્ગદર્શન આપ્યું છે. મૂ. રૂ. ૨–૦૦ (ટપાલથી ૪–૦૦).

**રૂક્મિણિ :** ભગવાન શ્રી કૃષ્ણ અને રૂક્મિણિ વિશે પદ્યાનુબંધ કાવ્ય.
મૂ. રૂ. ૩–૦૦ (ટપાલથી ૪–૦૦).

**ધર્મનો સાક્ષાત્કાર :** ધર્મ શું છે તે મહાત્માઓ જ સમજાવી શકે છે. યોગેશ્વરજીએ સરળ ભાષાનાં દ્દષ્ટાંત સહિત ધર્મ પર પ્રકાશ પાડ્યો છે.
સર્વત્ર મળે છે. ન મળે તો મનીઓર્ડર કરો.

**સાહિત્ય સંગમ, ગોપીપુરા, સુરત–૧.**

#  કંકાવટી

માર્ચ ૧૯૭૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૦૫ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦૦-૨, સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગ્રમમપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા સૂરત–૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ સૂરત–૩

# રિલ્કેની ચાર રચનાઓ

## અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

૧

પાંદડાંઓ પડી રહ્યાં છે પડી રહ્યાં છે જાણે કે દૂરથી
જાણે કે ઉપર વિલાઈ રહ્યાં છે દૂરતમનાં ઉદ્યાનો
તેઓ પડે છે નકારતાં ભાવ સાથે.
અને પ્રત્યેક રાત્રે એકલતામાં નીચે ને નીચે
આ ગુર્વી પૃથિવી પડતી જ જાય છે, પ્રત્યેક તારકથી દૂર
આપણે બધા જ પડયે રાખીએ છીએ, આ હાથ પણ પડી રહ્યો છે
આપણને બધાને છે આ પડવાનો વ્યાધિ, કોઈ ટકતું નથી.
અને તેમ છતાં હંમેશાં કોઈ એક છે
જેના મૃદુ કરોમાંથી આ સાર્વત્રિક પતન પડી શકતું નથી.

૨

અન્યોએ આવકારી તારી મદિરા, અન્યોએ આવકાર્યું તારું તેલ
ગોળાકાર દીવાલોથી પોલાણ-ગર્ભાગારે,
હું, વધુ નાનો માપમાં, સૌથી ક્ષુદ્ર, પાછો હટ્યો
અન્ય કોઈ જરૂરિયાતને પામવા, ખરતું અશ્રુ ઝીલતાં ઝીલતાં.
મદિરા વધુ સમૃદ્ધ બની અને તેલ એના પાત્રમાં વધુ પારદર્શક બન્યું
શું થયું તો પછી અશ્રુઓનું? એમણે આપ્યું મને ભારેખમપણું,
આપી મને જડતા, આપ્યો મને આ કંપતો ખભો
આપી મને આ બરડતા, આપી મને આ રિક્તતા.

૩

કોણ જાણતું હશે ક્યારે ય
જેવો આ જાગતો દિન ?
નહીં કેવળ ઝરણું અને ઝાંખરાં

પણ છત સુદ્ધાં પુલકિત
એની લાદીઓથી, નોખી તરી આવે આકાશની નીલાશમાં,
સજીવ ભૂમિ જેવી અને ઉત્તરોથી સભર.
ઉચ્છ્વસતા આભારો વ્યક્ત કરાયા.
સમસ્ત રાત્રિની યાતનાઓ નષ્ટ થઈ રાત્રિ સાથે;
જેનો અંધકાર ઊપન્યો હતો
—ઓ નર્યો વિરોધાભાસ—
તેજનાં ચક્રોમાંથી

૪

પ્રગટ, હૃદયના પર્વતો પર. જુઓ
કેટલું ટચુકડું ત્યાં જુઓ ગામ શબ્દોનું
અને વધારે ઊંચે (પણ હજી કેટલું નાનું)
હજી એક રહેતો લાગણીનો વાડીવજીફો. દેખાય છે તમને ?
પ્રગટ હૃદયના પર્વતો પર.
અનાવૃત્ત ખડક હાથની નીચે...તેમ છતાં અહીં પણ કશુંક
ખીલે છે: મૂક ભેખડ પરથી કોઈ અજાણ છોડ
ખીલે છે. ગાતો ગાતો હવામાં.
પણ જ્ઞાતાનું શું ? ઓહ, એને જ્ઞાત થવા લાગ્યું છે
અને હવે પ્રગટ હૃદયના પર્વતો પર, એ મૌન
જ્યારે વિચ્છિન્ન ચિત્તદશામાં
ઘણા–કદાચ ઘણા અતિવિશ્વસ્ત પર્વતપશુઓ
થંભે છે અને પસાર થાય છે.
અને તોતિંગ સુરક્ષિત પક્ષી
શિખરના શુદ્ધ નિષેધને ચક્કર લગાવે છે
પણ ઓહ અસુરક્ષિત અહીં આ હૃદયના પર્વતો પર.

## .... □ અજિત ઠાકોર

દેશ આખામાં
દીવાલોએ ક્રાંતિની વાતો કરવા માંડી ત્યારે
અમે નીચલા મધ્યમ વર્ગના શિક્ષિત લોકો
આભા થઈ ગયા.
અમે અમારી ચાર આંગળ ઊંચી નોકરી
અને બાર આંગળ ઊંચા મોભ્ભા માટે તો
જીવતા હતા.
એક દિવસ તમામ પેપરોમાં સમાચાર આવ્યા
(અમે તો પહેલાં એને જા.ખ. જ સમજેલા) :
'જરૂર છે રૂઢિજડ, સામંતશાહી ખ્યાલોવાળી આમ જનતાને
ક્રાંતિના પાઠો ભણાવી શકે તેવા ક્રાંતિકારીઓની.'
કેટલાક તૈયાર જ હતા :
જરૂર પ્રમાણે મૂંછ કાપીને થોડાક સેવકો થયા.
જરૂર પ્રમાણે મૂંછ ચોંટાડીને થોડાક ક્રાંતિવીરો થયા.
જરૂર પ્રમાણે અંગૂઠો ખરીદીને થોડાક લેખકો થયા.
જરૂર પ્રમાણે મસ્તક વેચીને થોડાક પ્રદર્શકો થયા.
અમે આ બધું
અમારાં ઘરોની તિરાડોમાંથી જોયા કર્યું,
આખરે
ક્રાંતિને પોસ્ટરોની જરૂર પડી
તેઓએ ક્રાંતિનું વાહન થવા અમને ઉશ્કેર્યા.
અમે ઘરોના ખૂણાઓમાં સંતાઈ ગયા.
પરંતુ તેઓએ
ઊખડેલા ચૂનાળા ને હિંચકાના કડાંવાળા

અમારાં ઘરો શોધી કાઢ્યાં.
બારણાબહાર ઊભા રહી તેમણે
અમને ક્રાંતિવિરોધી જાહેર કરી ચેતવણી આપી.
અમે આજીજી કરી :
"અમને પોસ્ટરો કે બીજું કશું પણ બનવા સામે
શો સૈધ્ધાંતિક વાંધો હોઇ શકે ?
પણ
ઘરમાં રહેવા ટેવાયેલા અમે ખુલ્લી જગ્યામાં રહી શકીશું નહીં.
વળી
અંધારામાં રહેવા ટેવાયેલા અમે સૂરજને સહી શકીશું નહીં.'
આપસમાં ગુસપુસ કરી એકાએક તેમણે
તેમના નખોથી અમારા કપાળ પર 'પેટી બુર્ઝ્વા' કોતર્યું.
પછી તેમણે ક્રાંતિના નારા લગાવ્યા.
બપોર તપોર અધરાત મધરાત પણ નારાઓ ચાલુ જ છે બસ.

+
+

રૂઢ ખ્યાલોનાં ઈંડાં તેમણે ફોડી નાંખ્યાં છે
ખરક પડેલી મરઘી જેવા બાવરા બાવરા અમે દોડીએ છીએ
અમારા સોળમા વર્ષ તરફ...

## બે કાવ્ય

### મંગળ રાઠોડ

**આશંકા**

પહેલાં
કેટલાંક
લોકો ભસતાં હતાં.
અને
કૂતરાં બધાં ચૂપ હતાં!
હવે
કેટલાંક
કૂતરાં ભસે છે.
અને
લોકો બધા ચૂપ થઈ ગયા છે.
આ લોકો—લોકો હશે?
આ કૂતરાં—કૂતરાં હશે?
અને હાથી—?
જુઓ...

**અફવા**

રોજનો
એનો એ જ તડકો
અને
એની એ જ હવા છે.
એમ બાંગ દેતો
Wheather Cock—
પણ રશિયન?!
આ મૂરખ શહેરમાં તો
એવી પણ એક અફવા છે!

# કુંવારા દોરે....

## કિસન સોસા

...થ્યો હાડય હાડય, ખોરડું અળખામણું કર્યું,
ઈ નામ બાળ્ય નામ, નો કરવાપણું કર્યું.

રૂડી, વચાર કર્ય ઈના બાપ-દાદા કોણ ?
એ...ઘોર લજવી ઘોર, રોયે લજમણું કર્યું.

ભમરાળે મોટી મેડીની મરજાદમાં, માડી !
દીવાહળી મૂકી, ઉનાળે તાપણું કર્યું.

કંઈ કેટલીય છોડીયું જોઈ વળ્યો હશે,
'ના, નૈં...!' કરી કરી કરી હવે આ ઢીંમણું કર્યું.

ફેડેથી ઝાલો તો લૂલી વાસીદું વાળતી,
પાધર, અચારબળીએ, રૂડું આંગણું કર્યું.

બે ચોપડી ફાડી હશે પણ રોફ કાંઈ રોફ !
ઓહો......પવિત્ર ગામ જાણે આપણું કર્યું !

લે......રાખ્ય મારી બાઈ, ફાટે મોંઢે બોલ્ય મા,
મેં કાલ ધની ડેલીએ ર્હોં-ચાખણું કર્યું !

છોડી બચાડી આમ સંભાવે સેં મીઠડી
એ...મર રળી ખાતાં, રૂડું શું આપણું કર્યું ?

'ઘરડું ગિલોડું ક્યાંથી આવ્યું રે'-ની બીકમાં
મારા રોયે કુંવારા દોરે ઘરઘણું કર્યું !

# આણાની તાલાવેલીનું ગીત

જયેન્દ્ર શેખડીવાળા

અમીં પ્હેલેરી મીટની ફાળ, મોરી સૈયરું
ક અમીં જોબનની મધમીઠી ગાળ, મોરી સૈયરું
અમીં સોળસોળ શમણાંને તાક્યાં, મોરી સૈયરું
ક અમીં પંછાયા પૂજીને થાક્યાં, મોરી સૈયરું
અમીં ફાગણુ ઢબૂકિયાં ઢોલ, મોરી સૈયરું
ક અમીં છેડે ગાંઠેલ બેંક બોલ, મોરી સૈયરું
અમીં આંખ્યુમાં આંજેલી રાત, મોરી સૈયરું
ક અમીં ધબકારે ગૂંથેલી વાત, મોરી સૈયરું
અમીં કેસરિયા હારતોરે ઝૂલ્યાં, મોરી સૈયરું
ક અમીં ચીડી-ચબરખીએ ડુલ્યાં, મોરી સૈયરું
અમીં એનઘેન વીંઝણાં ઢોળ્યાં, મોરી સૈયરું
ક અમીં ગુલાલે અંગઅંગ બોળ્યાં, મોરી સૈયરું
અમીં મોંઘમ અંખાત્રીનું તેડું, મોરી સૈયરું
ક અમીં ફાટેલા પ્હોરની વેળુ, મોરી સૈયરું

# ચિત્ર : કેનવાસમાં, ને—

□ વિજય શાસ્ત્રી

**પ્રદર્શનમાંથી** બહાર નીકળ્યા બાદ તેણે કેટલીક વાતચીતો સાંભળી. પોતાનું ચિત્ર પહેલું આવ્યું હતું. ચિત્રનું નામકરણ પણ તેના કવિમિત્ર આહતે કર્યું હતું–વિષાદિની. આંખોમાં નિર્વેદ, ચહેરા પર સ્થિરતા, હોઠ પર ગજબની તટસ્થતા, વાળનું, માથા પર ગોઠવેલી હોય તેવી હાલતમાં ટકી રહેવું. કાનના ખૂણા પાછળથી છટકીને ઊડતી એકાદ લટ, કપાળે ચાંલ્લો ખરો પણ ઝાંખો થઈ ગયેલો, સેંથે સિંદૂર ખરું પણ ઊડી ગયેલા રંગનું. વિષાદને જાણે ચહેરો મળ્યો હતો. કળાકારની કલ્પનાએ વિષાદને આકણ્ઠ પીધો હતો ને તે અહીં ઊપસતો હતો.

ધારવા પ્રમાણે ઇનામ પણ પહેલું જ મળ્યું. ઇનામના સમારંભના પ્રમુખસ્થાને મૂર્ધન્ય કલાવિવેચક ક્ષ હતા. તેમણે ચિત્રની રેખાનો મર્મ શ્રોતાઓને સમજાવવા માંડ્યો.

'વિષાદિનીની આંખોમાં જોશો તો નિર્વેદ જણાશે. કોણ છે આ વિષાદિની? કળાકારની કલ્પનાના વિષાદનો ચહેરો. નિર્વેદ શા માટે છે એની આંખોમાં? કલ્પી શકો છો કોઈક? કલ્પી જુઓ.'

–શ્રોતાઓને રમતિયાળ બનાવવાના લોભમાં પ્રમુખશ્રી લાડકા થતા હતા.

'આ સ્ત્રીને ચાલવું છે પણ......'

–થોડી વાર અટકીને પ્રમુખશ્રી આગળ બોલ્યા :

'પણ શું તેને પગ નથી? પગ નથી? પગ તો છે પણ એના પગોને ચાલવાનું આવ્યું છે લીસ્સી કારપેટો પર. મુલાયમ ગાલીચાઓ પર, રેશમી ફર્શ પર, નરમ રજાઈઓ પર' કલાવિવેચકે હોય એટલી કવિતાની ગુણો ઠાલવવા માંડી.

'પણ એ કારપેટો, ગાલીચાઓ, ફર્શ, રજાઈઓની મુલાયમતાને

છોડીને તે તળાવના કઠણ પથ્થરો પર ચાલવા માગે છે. ધૂળિયાં આંગણાં-ઓમાં તેના પગ કૂદવા ચાહે છે, 'કોઈક' પૂછાયેલા પ્રશ્નના ઉત્તરમાં તે પગ વડે તે ભોંય ખોતરવા માગે છે પોતાને મશ્કરીમાં પકડવા આવનારથી બચવા માટે કાંટાળા ઝાડના થડે ચડતાં તે પગ ઉઝરડાવા માગે છે, પકડવા આવનાર પર, એ જ પગના અંગૂઠા વચ્ચે જકડેલા કંકરને ફેંકવા માગે છે–એ પગ, પકડનારને હાથે આખરે તે જાણી જોઈને પકડાઈ જાય ત્યારે 'લુચ્ચી છોકરી...બદમાશ' કહીને તેને પગે જ ચૂંટી ખણે ત્યારે એ ચૂંટી ખણવાથી થતી ચુટકિલી, તીખી, અપીડાની ઝણઝણાટી સમગ્ર શરીરમાં ફરી વળતી તે અનુભવવા માગે છે. એ જ પગ ઝાડની જાડી સરખી ડાળે બેસી ઝુલાવવા જતાં નીચલી ડાળે ઊભેલા 'કોઈક'ના લોહીભર ગાલ પર તેના ડાબા અંગૂઠાનો વધી ગયેલો નખ વાગી જવાની ઘટનાને તેના પગ ભુલી જવા નથી માગતા ને નખના ઉઝરડે અ ખની નજીક જ ઘા પડતાં 'બચી ગયેલો' કહેવાતા 'કોઈક'ના કૃત્રિમ ગુસ્સાએ દક્ષિણ કરથી પોતાને પ્રાડી નાખવા મથતા હાથના થયેલા સ્પર્શને કારણે એ પગ ઉપર અંધકારના વન સમી રોમાવલિ ઊગી ગઈ છે.'

કલાવિવેચકે સૂર બદલી આગળ ચલાવ્યું–

'આજે એ પગ ગૃહિણી બનવાની સજા રૂપ બરછટ સાડલાના આવરણ હેઠળ કેદ થઈ ગયા છે. આજે એ સ્પર્શપુલિકત રોમાવલિ પર બાથરૂમ ધોતાં ઢોળાઈ ગયેલા એસિડના દાહ ઊઠ્યા છે અને તેની વેદના એની નિર્વેદભરી આંખોમાં છે.'

'કલાકાર એક સ્ત્રીને–સ્ત્રીના જીવનને કેટલી નિકટતાથી સ્પર્શે છે!' બીજા એક કલાવિવેચકે ભાષાને ગણિકા સમજી યથેચ્છ ઊલટાવ–સુલટાવતાં શરૂ કર્યું.

'તેના કાનની પછવાડેથી છટકી નીકળેલી હોય એવી અલકલટ પણ પ્રતીકાત્મક છે. જાણે કહેવા માગે છે કે છાતીમાં માથું ઢાળી રડતી વખતે 'એ'ના બટનમાં ભેરવાઈ ગયેલી અલકલટ હજુ ય પૂર્વના સંસ્કારથી છેતરાઈ જતી હોય તેમ, અલગ થઈ ઊડે છે. એ લટ પવનથી નહીં,

પણ ભૂતકાળમાં 'એણે' કોઈક ફૂલ પોતાની લટમાં ગૂંથ્યું હતું ત્યારે થયેલા 'એના' કરસ્પર્શના રોમાંચની યાદથી હજુ ય જાણે ઊંડુ ઊંડુ થતી કંપી રહી છે.

'કલાકારમાં સાચે જ વેદનાને સ્પર્શવાની, પામવાની ને આલેખવાની કોઈક ગજબની દૃષ્ટિ હોય છે' કલાકાર આ સાંભળી, નમ્રતાથી, સાવચેતીથી ફૂલાય છે.

સમારંભ પૂરો થાય છે. પ્રશંસકોની ટોળા વચ્ચે ઘેરાયેલા કલાકારના વાળ લાંબા છે. મોંમાં ચિરૂટ છે, હોઠ પર પાનની રતાશ છે, આંખોમાં શોધ છે-તરંગિણીને માટેની.

શું તરંગિણી નહીં આવી હોય? એને મારો સંદેશો ન મળ્યો હશે? આજે તો હોટેલ મશરૂમાં જવાનું છે. તેને પાછી રીંગ કરવી પડશે કે શું?

તરંગિણી ટોળાથી દૂર ઊભી છે. કોઇક ગંભીર બંગાળી કથાનકની નાયિકા સમી. કલાકાર કળે-બળે ટોળાથી મુક્ત થઇ તેની પાસે પહોંચે છે. નાટકમાં આવે તેમ તે કલાકાર રિસાય છે. નાટકમાં આવે તેમ જ કલાકાર તેને કોઈ ન જુએ તેમ હળવી ટપલી મારી લે છે નાટક કવિતા વાર્તા સિનેમાની જેમ જ તેની ઈચ્છા તેને ચૂમી ભરવાની યા આલિંગનમાં સમાવવાની છે. કલાકારની ઈચ્છાઓ પણ કથા સાહિત્યમાંથી ઉછીની લીધેલી છે. લાંબા વાળ નફકરાઈનો છદ્મ વેશ, ચિરૂટ, રાતું મુખ વગેરે મેઈકઅપ પણ તે અન્યથી જુદા પડવા ખાતર કરતો રહે છે. બીજાથી જુદા પડવા માટે તેને પાન, ચિરૂટ, ગોગલ્સ આદિ વેચાતા મળી શકે એવા બજારુ પદાર્થો ખૂબ મદદમાં આવે છે. વેચાતી યા ઉછીની વસ્તુઓ લઈને તે કલાકારનું રૂપ ધારણ કરે છે 'કલામાત્ર એક કૃત્રિમ પરિસ્થિતિ નથી?'–પ્રશ્ન પૂછે છે. સામો ચૂપ થઇ જાય છે. કલાકારને અધરે વિજયી સ્મિતરેખા ઊપસી રહે છે. તેના દમામમાં કાપડની જાહેર ખબરમાંના પુરુષ જેવો વધારો થાય છે.

પછી કલાકાર 'હોટેલ મશરૂ'માં જાય છે. દર વખતનો રૂમ નંબર ફલાણો તેમને માટે તૈયાર છે. વેઇટર તે ઉઘાડી આપે છે. તરંગિણી

આછા આછા ખિખિયાટા કરતી તેની પહેલાં રૂમ નંબર ફલાણામાં પ્રવેશે છે. તરંગિણીના પ્રવેશ બાદ ઉછીના ચહેરાવાળો કલાકાર આજુ-બાજુ જોઇ ઉતાવળથી–છતાં પરખાઇ ન જાય એટલી હળવાશથી–અંદર સરકી જઈ ફલાણા રૂમ નંબરનું લેચ–કી વાળું 'ડૉર' બંધ કરે છે. કોઈ ન જોનારની સામે, બંધ બારણાની સપાટી પર ઊપસાવાયેલો રૂમનો ફલાણો નંબર ચોકીદારની સ્થિતપ્રજ્ઞતાથી તાકયા કરે છે. કોઈ ન સાંભળનારના કાને સ્કોચ વ્હિસ્કિની બોટલના ઊઘડવાનો આગવો ધ્વનિ અથડાય છે, સોડાવૉટરમાં દ્રાવણના રેડાવાનો, શાંત વાતાવરણ હોવાથી પોતાના સ્પષ્ટ વ્યક્તિત્વ સાથે ઊપસતો ગડગડાટ કોઈક ખલનાયકના દુષ્ટ અટ્ટહાસ્યની શંકા જગાવી રહે છે. ટેબલલૅમ્પની સ્વીચ ઑફ થવાનો અધ્વનિ ઊપસીને શમી જાય છે ત્યારે—

કલાકારનો નાનો છોકરો સ્કૉલર્શિપની પરીક્ષા આપવા વાંચવા માટે પડોશીને ત્યાંથી માગી લવાયેલા ટેબલલૅમ્પની બગડી ગયેલી સ્વીચને અવારનવાર કટકટાવતો હોય છે. રાગિણી તેની મા છે. કેરોસીન આવતી કાલે મળવાનું હોઇ આજે ચા બનાવી આપવાની તે પરીક્ષાર્થીને ના કહે છે. તેના વાળ અસ્તવ્યસ્ત છે. તેનો કપાળચાંદલો ઝાંખો છે, તેના પગની રોમાવલિ બરછટ/રોમાંચહીન છે. પગ ખૂબ દુઃખે છે.

બાળપણની જેમ જ. પણ બાળપણમાં 'એની' સાથે તળાવતીરે કલાકો સુધી રખડપટ્ટી કરવાથી દુઃખતા હતા. આજે કેરોસીનની લાઈનમાં ઊભા રહેવાથી દુઃખે છે.

સવારે છાપું આવે તે પહેલાં કલાકાર ઘેર આવીને ચૂપચાપ ઊંઘી ગયો હોય છે. તેના મોંમાંથી દુર્ગંધ નીકળે છે. 'સ્ત્રીજીવનની વેદનાને સ્પર્શનારા સર્જકનું બહુમાન' એવા હેડિંગ સાથે છાપામાં ઈનામ લેતા પતિના છપાયેલા ફોટાના સમાચાર તે બિચારીને કોઈકે કેરોસીનની લાઈનમાં કહ્યા છે. તડકો તીખો હોવાથી કપાળે બાઝેલાં પ્રસ્વેદબિન્દુઓને લૂછવા તે પોતાની આંગળીઓ વાઈપરની જેમ કપાળે ફેરવે છે. પરસેવાનાં ટીપાંની સાથે જ ઝાંખોપાંખો લાલ કંકુનો ચાંલ્લો પણ પૂરેપૂરો લૂછાઈ જાય છે. □

દુર્ધની કર્ણિકાઓ

# અન્તઃસ્થતા અને રૂપાંતર

□ ચન્દ્રકાંત ટોપીવાળા

રાઇનર મારિયા રિલ્કે. જર્મન ભાષાનો અને આપણી સદીનો કદાચ સૌથી સમર્થ ઊર્મિ કવિ. કવિ અને માત્ર કવિ જ રહેવાના અને બીજું કશું ન બનવાના નિરધારનો, કવિપણાના આદર્શનો કવિ. કવિતાનું રહ્યુંસહ્યું છેલ્લું બૂંદ પણ પોતામાંથી નિચોવી નાખવા મથનારો કવિ. સતત પ્રારંભક. અને છતાં અનેક રચનાવિધિ કે રચનાપ્રપંચ અખત્યાર કર્યા પછી પણ અન્ત સુધી તો એ કેવળ અન્તર્મુખતાનો જ કવિ. બહારના દૃશ્યજગત પરના અને કુદરત પરના આક્રમણથી માંડીને જથ્થાબંધ માલની પેદાશ કરતી યંત્રવિદ્યા વચ્ચે સુંદર પદાર્થોને પોતાની ભીતરમાં લઇ મુક્ત કરવા ને એમ પોતે મુક્ત થવું, એ છે આ કવિનો, કવિઓ માટેનો 'સંમોહક ભીતરતા'નો સંદેશ.

જન્મ્યો પ્રાહમાં, ૧૮૭૫માં. લશ્કરમાં ઊંચો હોદ્દો મેળવવામાં નિષ્ફળ ગયેલા અને માત્ર રેલ્વે ઑફિસિયલ બનેલા હતાશ પિતાનું એક ફરજંદ, માતા-પિતાનો અણસમજુ ઉછેર. લશ્કરી શાળામાં લશ્કરી તાલીમનાં પાંચ વર્ષોની અમાનુષ યાતનાએ એને માટે એકલતાનો અને અંતર્મુખતા તરફનો, સીધા અંતરતમ કેન્દ્ર પર્યંતનો, માર્ગ ઉઘાડી આપ્યો. પોતે સાહિત્યકાર થવા જન્મ્યો છે એવું કુટુંબીજનોને પ્રતીત કરાવવા, શરૂશરૂમાં ખૂબ લખવા માંડ્યું. ગદ્ય અને પદ્યમાં. સાહિત્ય મંડળોમાં ભળ્યો, સાહિત્ય પ્રકાશનો અને નાટ્યસર્જનોમાં આયોજનો કરવા માંડ્યાં. એક પછી એક પાંચેક કાવ્યસંગ્રહો પ્રગટ કર્યા. પાછળથી હાઇનની અસર હેઠળના ૧૮૯૯ સુધીના પ્રારંભ કાળનું રિલ્કેએ પોતે જ પ્રત્યાખ્યાન કર્યું. રિલ્કેનો પોતાનો અવાજ ઊઘડ્યો, જર્મન કવિ સ્ટીફન ગ્યોર્જ સાથેની મુલાકાત પછી, ડેનિશ કવિ જેન્સ પીટર જેકોબસેનની

શોધ પછી; રશિયાના બે પ્રવાસ પછી અને નિત્શે તથા ફ્રોઇડની નિકટવર્તી લૂ સેલોમના સમાગમ પછી. ઊર્મિગત છીછરાપણું વટાવ્યા પછી, આશુરચનાઓનાં તત્ક્ષણ સ્ફુરણો વટાવી ભાવમુદ્રાના ઊર્મિકો વટાવી, ભાવ પ્રતીકોની શોધ તરફ અને ઊર્મિગત સંવાદિતા તેમ જ સુશ્લિષ્ટ કાવ્યચક્રો તરફ રિલ્કે વળ્યો. પણ રિલ્કેના ઊઘડેલા અવાજને કોઇ ચોક્કસ દિશા સાંપડી હોય તો તે પ્રસિધ્ધ શિલ્પી રોદાંના કારણે. ૧૯૦૨ માં પેરિસ આવી સ્થિર થયેલ રિલ્કેને રોદાં પાસેથી નવો આદર્શ સાંપડ્યો: 'શા માટે તું કોઇ પદાર્થ થઈ એને ફક્ત જોયા જ કરતો નથી, દાખલા તરીકે ઝારદાં દે પ્લાત (Jardin des Plantes)-માં કોઇ પ્રાણી તરફ અને શા માટે એની તરફ જોયે રાખતો નથી, જ્યાં સુધી તું કોઇ કવિતા રચવા સમર્થ ન બને? પ્રકૃતિની જેમ મોડેલનાં લક્ષણોનો રિલ્કે વણથાક સમજતો રહ્યો, પુન: સર્જતો રહ્યો અને હવે પ્રેરણા વિનાની શુદ્ધ, બિનંગત, સંયત 'વસ્તુ'-કવિતાનો 'પેન્થર'ના પ્રકારની કવિતાનો પ્રારંભક બન્યો. અત્યાર સુધી ચિત્ર-સંસ્કારો અને પ્રેરણા પર નિર્ભર આ કવિએ હવે મૂર્ત બાહ્ય વસ્તુઓ, માનવશરીરો, પરિસ્થિતિઓ, ભૂમિદૃશ્યો, પ્રાણીઓ, વનસ્પતિઓ, મકાનોની રહસ્યસંજ્ઞાઓ ઉકેલવા માંડી. સહેતુક કસબી રચનાપ્રપંચની સભાનતા, અપરિચિત સંવેદન અને આયાસપૂર્ણ બુદ્ધિવાદ દ્વારા એણે 'પદાર્થો' ને 'વસ્તુ'ઓમાં પરિવર્તન કર્યા. એનાં પ્રતીકો અત્યંત મૂર્ત, બન્યાં. બીજી રીતે કહીએ તો પરંપરાની કવિતામાં મોટે ભાગે માનવે-તર જગત, માનવસંજ્ઞાઓમાં રચાતું એને બદલે આ નવી રચનાઓમાં માનવજગત, માનવેતર સંજ્ઞાઓ દ્વારા રચાયું. લાકડાનો ટુકડો કે પથ્થર કે કુંજો રિલ્કેના કાવ્યજગતમાં કોઇ કેવળ પદાર્થ નથી, પણ મનુષ્ય દ્વારા જોવાયેલો, પ્રેમ કરાયેલો પમાયેલો પદાર્થ છે. મનુષ્યના આ રૂપાંતર કરનારા બળને કારણે જ પદાર્થો 'વસ્તુ'ઓ બને છે. કવિ વર્ણિત વસ્તુની બહાર નથી, કવિ વસ્તુ પોતે છે અને કેટલીક વાર તો કવિ પોતે ભાવકને પણ વસ્તુની અભ્યન્તર ખેંચે છે. તેથી જ આ રચનાઓ ઊર્મિકવિતા કરતાં શિલ્પની વધારે નજીક ગણાયેલી છે. રોદાંએ કહેલું કે, મારે જો મારી કોઈ શિલ્પકૃતિને શબ્દોમાં સમજા-

વવી હોય તો એને માટે મારે એક વર્ષ સુધી બોલવું પડે. રિલ્કેએ પણ આ 'વસ્તુ' કવિતાએને પોતાની અન્તઃસ્થતાની નવી અન્તઃસૂઝોથી ઊંડાં પરિમાણો આપ્યાં.

૧૯૦૬માં રોદાં સાથેના સંઘર્ષ પછી રિલ્કે એનાથી જુદો પડ્યો ત્યાર પછી ૧૯૦૭માં ચિત્રકાર સેઝાનનાં ચિત્રોના પ્રદર્શનથી રિલ્કે પ્રભાવિત થયો. રિલ્કેની કવિતાની 'વસ્તુલક્ષિતામાં એક નવા પ્રકારની 'વસ્તુલક્ષિતાનો ઉમેરો થયો. ૧૯૦૭-૧૯૦૮માં બે ભાગ સાથે, પ્રગટ થયેલી 'નવી' કવિતાઓ કાવ્યસંગ્રહ સાથે રિલ્કેના આ સૌન્દર્યનિષ્ઠ ગાળાનો એકદમ અંત આવ્યો. આ છે રિલ્કેની ખાસિયત. રિલ્કે વારંવાર કોઇ વસ્તુને કે વ્યક્તિને પોતાની જાત સંપૂર્ણ સમર્પી દેતો અને પાછી એકએક ત્યાંથી પોતાની જાતને સંકેલી લેતો. વર્ષો સુધી જે ચિત્તસંસ્કારો પર નિર્ભર રહ્યો, જે વસ્તુઓને અન્તઃસ્થતામાં ખેંચી કલારૂપ આપતો રહ્યો, હવે એ ખજાનો એને ખાલી થઈ ગયેલો લાગ્યો. ફરી કોઈ નવી પદ્ધતિ, નવી દિશાની શોધ, સ્થગિતતા અને વંધ્યતા. પરિશ્રમ અને વેદના. કવિ મટી ગયાની હંમેશ, સતત સાથે રહેતી ભીંનો ભાર. ૧૯૧૦માં 'માલ્ત લૌરિદ્સ બ્રિગ' નવલકથાના પ્રકાશન પછી ખૂબ રખડ્યો. એલ્જિયર્સ, ટ્યુનિસ, ઇજિપ્ત અને અન્તે પહોંચ્યો આડ્રિયાટિક પરના વેનિસ નજીકના દુઇનોના કિલ્લામાં, ૯૧૨ના ઑક્ટોબરમાં, પ્રિન્સેસ મેરી ફોન્ થુર્ન ઉન્દ તાક્સિસ હોહેનલોહેના મહેમાન તરીકે; એવું ગોઠવવામાં આવ્યું કે પ્રિન્સેસ તેમ જ બીજા ચાલી જાય તો પણ રિલ્કે આખો શિયાળો ત્યાં ગાળે.

ઘણાં વર્ષોથી ઇચ્છેલી પૂર્ણ એકલતાની લાંબી મંત્રદશા શરૂ થઈ. ભૂતકાલીન જગત, શ્રીમંતાઈનો ઠાઠ, આધુનિક જીવનના કોલાહલ અને એની ચમકથી દૂરનો અનુભવ. આ બધાં વચ્ચે એનું ચિત્ત એકાગ્ર થવા મથ્યું. અત્યાર સુધીના પ્રેરક બળ જેવા ફ્રેન્ચ કલાનમૂનાઓ, ફ્રેન્ચ સંસ્કૃતિથી રિલ્કેને જર્મન સંસ્કૃતિ તરફ વાળવાનો પ્રિન્સેસ મેરી અને પ્રકાશક કિપેનબર્ગનો અથાગ પુરુષાર્થ. આ જ અરસામાં

નવેસરથી રિલ્કેને હાથ થયેલો ગટે અને દૃષ્ટિના કલાકર્મથી હવે હૃદયનાં દૃશ્યો તરફ જવાની ઇચ્છા. જાણે કે વાતાવરણ તૈયાર હતું: 'મને અન્તઃસ્થતાની જરૂર છે, કોઈ ખલેલ નહીં', પર્વતોની ભીતરનો કોઈ ખડક જ્યારે સ્ફટિકમાં પલટાઈ રહ્યો હોય. એક દિવસ કોઈ માથું ફેરવે એવો ધંધાદારી પત્ર રિલ્કેને મળ્યો. જવાબ તરત આપવાનો હતો. વિચારોને પત્રમાં બરાબર ગોઠવવાના હતા. રિલ્કે તોફાની પવનમાં બહાર નીકળ્યો. ખડકો નજીક આમતેમ ફર્યો. નીચે બસો ફૂટ પર ખળભળતો સાગર ઉછળતો હતો. રિલ્કે અચાનક અટક્યો. તોફાની મધ્યતામાંથી જાણે કે કોઈ સાદ હતો:

કોણ સાંભળે મને

જો હું ચિત્કારું, ઉપદેવતાઓનાં મંડળો વચ્ચે?

હંમેશાં સાથે રહેતી નોંધપોથીમાં એણે શબ્દો લખી લીધા. તરત જ કેટલીક પંક્તિઓ આવ્યા કરી તે ટપકાવતો રહ્યો. એને થયું કે આખરે ઈશ્વરનો સાદ આવ્યો ખરો! મૂંગા મૂંગો એ નિવાસસ્થાને પહોંચ્યો, પત્ર લખ્યો, અને સાંજ સુધીમાં તો પહેલી કરુણિકા લખાઈ ચૂકી. રિલ્કેની કવિતાસિદ્ધિનો ચરમ આવિષ્કાર જેમાં પ્રગટ થવાનો હતો તે દસ દુઈનો કરુણિકાઓના વર્તુળમાંની આ પહેલી કરુણિકા. આ પહેલી કરુણિકા અને છેલ્લી કરુણિકા વચ્ચે દસ વર્ષનું અંતર છે. પહેલી રચાઈ ૧૯૧૨માં અને છેલ્લી રચાઈ ૧૯૨૨માં. આ બે છેડાઓ વચ્ચે ઘણું ઘણું બન્યું. સ્પેનનો પ્રવાસ, પ્રથમ વિશ્વયુદ્ધ, જર્મનીમાં ફરજિયાત લશ્કરી કારકિર્દી, નાના મોટા નિરાશાપૂર્ણ પ્રેમકિસ્સાઓ. ૧૯૨૨માં બે કરુણિકાઓ ઉપરાંત છઠ્ઠી, નવમી, દશમી કરુણિકાઓની કેટલીક પંક્તિઓ દુઈનોમાં પૂરી કર્યા પછી, ત્રીજી કરુણિકા પેરીસમાં પૂરી કરી ૧૯૧૩માં. બે વર્ષ પછી ૧૯૧૫માં મ્યુનિકમાં ફરીને એની અંદરની જડતા સહેજ સળવળી અને કાવ્યપ્રેરણા થઈ. ચોથી કરુણિકા વચ્ચે માગ્દા બેનવેનુતાના અને યુદ્ધની ઘટનાઓનાં સંસ્કારો કવિચિત્ત પર પ્રમાણપણે અંકાયેલા. બેનવેનુતાના પ્રસંગે સ્પષ્ટ કર્યું કે રિલ્કે માટે બહારની માનવસહાય અસંભવિત છે તો પ્રથમ વિશ્વયુદ્ધે કલામૂલ્યમાં

અશ્રદ્ધા ઊભી કરી આપી. આથી જ ચોથી કરુણિકામાં નવેમ્બરનો મિજાજ છે, ઉદાસ ભાવમુદ્રા છે, કોઇ કરુણિકામાં નથી એવી કટુતા છે. પણ એક સપાટો અને કવિ પાછો મૂગો થઈ ગયો ચાર વર્ષ માટે. પ્રથમ વિશ્વયુધ્ધે એના સર્જનને અટકાવ્યું, અવરોધ્યું. કરુણિકાઓને એણે પોતાની સિદ્ધિનું શિખર માનેલું અને એટલે જ હવે એક નવી ભીતિએ એનામાં ઘર કર્યું. અત્યાર સુધી કવિને કવિતા ક્યારે ય નહીં લખી શકીશ એવો ભય હતો એને બદલે હવે ક્યારે ય કરુણિકાઓનું વર્તુળ પૂરું નહીં કરી શકું એવો ભય સતાવતો રહ્યો.

ફરીને ૧૯૨૦માં, બર્ગમાં એ ઠરીઠામ થઈ કરુણિકાઓનું વર્તુળ પૂરું કરવા ઇચ્છે છે. સંજોગો અનુકુળ હતા. લખે છે કે 'હવે કોઈ બહાનું નથી. હું કરી શકવા શક્તિમાન બનીશ ખરો ? જો આ વખતે બર્ગમાં પાછો પડ્યો તો પછી મને કોઈ હાથ નહીં દઈ શકે.' પણ એક બનાવે એની બધી જ બાજી ખતમ કરી નાખી. એની ચિત્રકાર મિત્ર મેટલિન કલોસોવ્સ્કા એના વિના રહી શકતી નથી અને રિલ્કેને રઝળપાટે ચઢાવે છે. અન્તે ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં મ્યુઝોત–સ્વિટ્ઝર્લૅન્ડમાં એ સફળતાની ક્ષણ નજીક આવી પહોંચી 'આ પુરાણા બુરજમાં મારી જાતને સ્થિર કરતો આવું છું, કાંતતો આવું છું, આ ઉપમાતીત ભવ્ય ભૂમિદૃશ્ય વચ્ચે.' રિલ્કેના જીવનનો આ ઉત્તમ મહિનો હતો. આ દરમ્યાન કરુણિકાઓની પુનઃ શોધ માટે બે મહત્ત્વની ઘટનાઓ આકાર લેતી હતી: એક પોલ વાલેરીની કવિતાઓનો સંપર્ક અને બીજી, તેજસ્વી પ્રતિભાસંપન્ન કન્યા વેરા કનૂપના મૃત્યુસમાચાર જેમ 'નવી કવિતાઓ' અને આલ્ત લોરિડ્ઝ બ્રિગ'ના ગાળામાં કિર્કેગાર્ડ, રોદાં, બોદલેર સેઝાનની અસર મુખ્ય રહી; તેમ કરુણિકાઓના છેલ્લા દિવસોમાં પોલ વાલેરીની અસર રિલ્કે પર મુખ્ય રહી. પોલ વાલેરી જેવા શુદ્ધ પ્રજ્ઞાના ફ્રેન્ચ કવિ સાથે વાસ્તવમાં રિલ્કે જેવા શુદ્ધ લાગણીના જર્મન કવિને કોઈ દેખીતું સીધું સામ્ય નહોતું, પણ આ બંને કવિઓ, અર્થહીન વિશ્વમાં, કલાને એક વ્યવસ્થાના સિદ્ધાંત રૂપે સ્થાપવા ઝઝૂમતા હતા. એટલે જ રિલ્કેએ કહ્યું છે, 'હું સાવ એકલો હતો અને રાહ જોતો રહ્યો. મારું સમસ્ત સર્જન રાહ જોતું રહ્યું. પછી એક દિવસ મેં

વાલેરી વાંચ્યો અને મને થયું કે મારું રાહ જોવાનું પૂરું થયું.'

કરુણિકાઓને પૂરી કરવા એણે કાર્ય આરંભ્યું ! ૭મી ફેબ્રુઆરીએ સાતમી લખાઈ, ૭મી અને આઠમી ફેબ્રુઆરીએ આઠમી લખાઈ, ૯મી એ છઠ્ઠી લખાઈ, અને નવમીએ ફરી હાથમાં લઈ પૂરી કરી. ૧૧મી એ દસમી કરુણિકાને આગળ વધારી પૂરી કરી. ૧૪મી ફેબ્રુઆરીએ પાંચમી લખાઈ ને પહેલી પંક્તિ પછી પૂરી થયેલી અને છેલ્લી કરુણિકાઓ પણ એવા જ વાતાવરણમાં પૂરી થઈ. રિલ્કેએ લખ્યું છે: બધું જ થોડા દિવસોમાં કોઈ અનામ તોફાન ઊઠ્યું, ચિત્તમાં કોઈ ઝંઝાવાત જાગ્યો ને દુઈનોમાં થયેલું તેમ જ જાળાં અને તાંતણાની જેમ બધું મારામાં વેરવિખેર થઈ ગયું, ખાવાનું યે મને ભાન નહોતું. રામ જાણે કોણે મને ટકાવ્યો ?' દસ વર્ષના મૌન પછી રિલ્કેએ 'સમર્થ વૃદ્ધ પ્રાણી'ની જેમ મ્યુઝોત ટાવરને ટકોરતાં, અત્યાર સુધી આ બધું એને માટે સાચવીને ઊભેલા મ્યુઝોત ટાવરે એને બધું જ સમર્પી દીધું.

'દુઈનો કરુણિકાઓ' અક્ષરશ: પ્રેરણાનું કામ હતું. એના સર્જનમાં પોતાનો હિસ્સો સહેજે ય નથી, એવું રિલ્કેને લાગેલું: રિલ્કે માનતો કે કોઈ દિવ્ય ઉત્તેજના, કોઈ અલૌકિક ઉત્તેજના એની સર્ગશકિતને જગાડી ગયેલી. આ પ્રક્રિયાને રિલ્કે પરાવર્તન (Reversal) ને નામે ઓળખે છે. રોદાં અને સેઝાનના ગાળામાં રિલ્કેએ જે કાર્યપધ્ધતિ અને 'મોડેલ પધ્ધતિ' અપનાવેલી તે હવે રહી નહીં. પ્રેરણાના રહસ્યમય વિકાસ અને લાગણીનાં ઊંડાણો ફરીથી કવિને એના પહેલાના 'કવિના દિવ્યકર્મ'ના જૂના પ્લેટોવાદી સિધ્ધાંત તરફ ખેંચી ગયા, બિનંગતતાની અને ચિત્ત સંસ્કારોના શોધની, નિરુપણની સાદગી ધરાવતી કવિતા અદસ્ય થઈ, એને સ્થાને આવી એકદમ અંગત પ્રતીકાત્મક રહસ્યમય અઘરી કવિતા, પ્રાસ વગરની, મુકત છંદવાળી. ચોથી અને આઠમી કરુણિકાઓમાં અંગ્રેજી બ્લેન્ક વર્સને સમરૂપ એવો છંદ પ્રયોજાયેલો છે. બાકીની કરુણિકાઓ મુકત છંદમાં વહે છે. રિલ્કે અહીં પહેલીવાર જર્મનીની કાવ્યપરંપરા સાથે સંકળાયો. તત્ત્વનિષ્ઠ અજંપો અને સૌન્દર્યનિષ્ઠ ઉત્તેજનાથી દૂર ખસી,

રિલ્કે પહેલીવાર ક્લોપસ્ટોક હોલ્ડરલિન અને ગટેની મહાપ્રશિષ્ટ કરુણિકાઓ સાથે બેસી શકે.

રિલ્કેના 'દુઈનો કરુણિકાઓ'માં જે કાવ્યવિષયો કે કાવ્યઘટકો છે, તે પણ નવા નથી. એ બધા આપણને પરિચિત છે, એની પૂર્વેની રચનાઓથી એની મૂળભૂત ઉક્તિઓ જે પહેલાં કાવ્યસંગ્રહોમાં કે 'નવી કવિતાઓ'ના સંગ્રહમાં કે 'માલ્ત લોરિદ્ઝ બ્રિગ' નવલકથામાં હતી તે જ કરુણિકાઓમાં છે. પણ આપણને આંજી નાંખે એવું નવું જે આ કરુણિકાઓમાં છે તે તો એ છે કે આ કાવ્યવિષયોને બિનંગત વસ્તુકરણ કરતી સીમિતતામાંથી મુક્ત કરવામાં આવ્યા છે અને સાર્વત્રિક માનવઅસ્તિત્વના અવગમનશીલ અર્થઘટનોના પ્રવાહમાં ચીગતોને બૃહદ ફલક પર મૂકીને વિશ્વનું ગાન બનવા ઇચ્છે છે.

રિલ્કેએ દસ કરુણિકા મળીને એક આખો એકમ રચાય, એ પ્રકારનું આયોજન પહેલેથી નક્કી કર્યું હોય એમ લાગે છે; પણ એને અંતિમરૂપ મળતાં દસ વર્ષ નીકળી ગયાં. પહેલી કરુણિકા જે ભાવમુદ્રામાં ઉપસેલી તે ભાવમુદ્રાને રિલ્કેએ પ્રથમ વિશ્વયુદ્ધથી માંડીને નાનાં મોટાં અનેક ખલેલો અને વિઘ્નો વચ્ચે સતત જાળવી રાખી; જાણે કે બહાર બનતી ઘટનાઓ તરફ રિલ્કેએ કાન બંધ કરી દીધા અને આંખો મીંચી દીધી. એવું પણ નથી કે રિલ્કેની કરુણિકાઓનો પૂર્વાર્ધ શોકતપ્તતાને, તો કરુણિકાઓનો ઉત્તરાર્ધ આનંદોલ્લાસને પ્રગટ કરે છે. વિધિનિષેધોનાં સામસામા ખેંચાણોની કરુણિકામાં સાર્વત્રિક ઉપસ્થિતિ છે. પહેલી કરુણિકા કોઈ સંગીતની કલાકૃતિમાં આવતી પહેલી મુવમેન્ટની જેમ મુખ્ય કેન્દ્રસ્થ વિષય રજુ કરી પછીથી આવનાર વૈવિધ્યને સૂચિત કરે છે. ઉપદેવતાઓ, પ્રેમીઓ, વીરનાયકો, અકાલમૃતકો, બાળકો, પ્રાણીઓ, સંતોની ધરી પર ફર્યા કરતાં રિલ્કેની કરુણિકાઓનાં ચક્રો, જીવન અને મૃત્યુના, જીવન અને કલાના, ઇહલોક અને ઇતરલોકના, શોક અને પ્રશસ્તિના શાશ્વતી અને ક્ષણભંગુરતાના, સ્થળ અને કાળના, મનુષ્ય અને નિયતિના, મનુષ્ય અને પ્રાણીના, અંતઃસ્થતા અને રૂપાન્તરતાના કેન્દ્રગામી કેન્દ્રોત્સર્ગી રહસ્યઉન્મેષો પ્રગટાવે છે.

આ કરુણિકાઓની આંતરત્વચામાં જો મનુષ્ય અને એના સંદર્ભો લોહીની જેમ ફરે છે, તો એ મનુષ્ય અને એના સંદર્ભોનું અનુસંધાન જે ઉપદેવતાઓ સાથે થાય છે, એ ઉપદેવતાઓ આ કરુણિકાઓમાં શ્વાસની જેમ પ્રસર્યા છે. અહીં મનુષ્યને વચ્ચે રાખી, ઉપદેવતાઓની પૂર્ણ ચેતનાને ઢીંગલીઓની અચેતના સાથે વિરોધાવી છે. મનુષ્ય, પ્રાણી, વનસ્પતિ અને વસ્તુઓના ચેતનાક્રમમાં ઉપદેવતાઓનું સ્થાન અગ્રિમ અને ઉર્ધ્વ છે. રિલ્કેના આ ઉપદેવતાઓ ખ્રિસ્તી ધર્મના દેવદૂતો નથી, ઈસ્લામના ફિરસ્તાઓ જેવા છે. આ ઉપદેવતાઓ રિલ્કેની આંતરચેતનાના અગમ્ય વાહકો છે. પશ્ચિમની પરંપરાના વારસામાંથી છોડાવીને સાવ સ્વતંત્ર, એકદમ અંગત મિથની જેમ આ ઉપદેવતાઓને રિલ્કેએ પ્રયોજ્યા છે. જેઓ શુદ્ધ કલાના સાર્વભૌમ કલાના અને નિતાન્ત કાવ્યપ્રેરણાનાં સમીકરણો પણ હોઈ શકે. ઘણાં બધાં સ્તરો પર એક સાથે ચાલતી રિલ્કેની કરુણિકાઓનાં બે સ્તરો, મુખ્યત્વે, અભિવ્યંજિત થયાં કરે છે. કવિ થવા માટે કવિના પોતાના સંઘર્ષનું, પોતાની અંગત વેદના અને સમસ્યાઓનું અને સમસ્યાઓના ઉત્તરો શોધવાના પ્રયાસોનું એક સ્તર અને બીજું તે સમગ્ર માનવજાતના સંઘર્ષનું, માનવજાતની વેદનાનું સ્તર. અલબત્ત, કરુણિકાઓમાં રહેલા અનુભવમાં સંદિગ્ધતાની માત્રા વિશેષ છે, કારણ એનો અનુભવ વિશેષ પ્રકારનો છે.

પહેલી કરુણિકાની પહેલી પંક્તિ જ

કોણ સાંભળે મને
જો હું ચિત્કારું ઉપદેવતાઓના મંડળો વચ્ચે ?

કવિની અન્તઃસ્થતાને, ધારણાના અદૃશ્ય જગતની સામેના પ્રતિકાર રૂપે મૂકે છે. ઉપદેવતાઓનો ભીષણ પ્રારંભ, વ્યાકૃત વિશ્વની અસુરક્ષિતતા, પ્રેમીઓની ભ્રાન્તિ, વીર નાયકનું અસ્તિત્વ, યુવામૃતો અને નિયતિ સાથેનું અનુસંધાન, મૃત્યુનો આત્મનાશ રૂપે નહીં, પણ આત્માતિક્રમણ રૂપે નિર્ભ્રાન્ત અનુભવ : આ બધાં પહેલી કરુણિકાનાં સંકુલ સંવેદનવિશ્વો, શરૂ શરૂમાં કોઈ શિખાઉ, જેમ સૂક્ષ્મદર્શક યંત્રમાં, જુએ, તેમ જોતાં ઝાંખાં પરખાય છે. પણ અન્ય કરુણિકાઓમાંથી

પ્રસાર થયા પછી આ પહેલી કરુણિકાઓનાં સંકુલ સંવેદનવિશ્વો ફોકસ મળતાં જાણે કે પ્રમાણમાં સ્પષ્ટ થતાં હોય તેમ ભાસે છે.

બીજી કરુણિકા ઉપદેવતાની કરુણિકા છે. આ કરુણિકા ઉપદેવતાઓનું જે દશ્ય પરિમાણોમાં અભિજ્ઞાન કરાવે છે તે કવિતામાં પ્રયોજાયેલાં સ્થાપત્ય પરિપ્રેક્ષ્યો માટે નોંધપાત્ર ગણાવું જોઈએ.

'આદિ સાફલ્યો, સૃષ્ટિના પ્રિયાતિપ્રિયો
સર્વ સર્જનોની ગિરિ શૃંખલાઓ, ઉપારકત ભેખડો
ઉત્ફુલ્લ દેવશીર્ષના પરાગો
તેજના સંધાનો, પ્રલંબ પરસાળો, સોપાનશ્રેણીઓ, સિંહાસનો
અભિભૂતતા કક્ષો, નિતાન્ત આનન્દની ઢાળો.'

ઉપદેવના અને મનુષ્યના સંબંધોની વિરોધપીઠિકામાં નિરૂપાયેલી સંવેદનની બાષ્પાયનની ક્ષણો, પ્રેમીઓના પ્રેમનો ભ્રામક અનુભવ, ગ્રીક ખાંભી પરની માનવમુદ્રાઓની પ્રજ્ઞા વિશેનો વિસ્મય અને શુદ્ધ સંપૂર્ણ માનુષી ભૂમિખંડની શોધ; બીજી કવિતાનાં મુખ્ય સંચરણો છે.

ત્રીજી કરુણિકામાં સ્ત્રી-પુરુષ અને પ્રેમના પારસ્પરિક સંબંધ-પ્રવિભાવનું સંયોજન છે. ફ્રોઇડ અને લૂ સોલોમની મનોવૈજ્ઞાનિક પાર્શ્વભૂમાં અજ્ઞાત ઊંડાણોમાંથી ધસી આવતા વાસનાનાં અનંત કોલાહલોનું; પુરાતન ભયો અને ઘેરા સમાગમોની વચ્ચે રહેલું પ્રિય પાત્રનું; માતૃસ્નેહ, શિશુકાલ અને વ્યાકુળ ભવિતવ્યના અંગત સાહચર્યોનું; ભીતરમાં આદિમ અરણ્યનું; પૂર્વતર રક્તનું, અસંખ્ય આંતર વિકારોનું અને પ્રાગૈતિહાસિક સમયનું અત્યંત ઉન્મેષપૂર્ણ નિરૂપણ છે.

ચોથી કરુણિકાના પ્રારંભમાં હિમઋતુ, વૃક્ષ, પંખી, જલાશય, સાવજ વગેરેનાં પ્રતિરૂપોનો સઘન ભાષાખંડ રચાય છે, અને પછી હૃદયની ઊંચકાતી જવનિકા સામે ઉપદેવતા, ઢીંગલી અને મનુષ્યના સંબંધોના તાણાવાણાને અત્યંત નજીકથી જોતા કવિ વચ્ચે પાછો, પિતા-પુત્રની અંગતતમ ઘટનાગ્રન્થિ પર ઠરે છે. આ કરુણિકા કહેવાય છે કે દુઇનો કરુણિકાઓમાં સૌથી પ્રબળપણે નિષેધના ભાવને નિરૂપે છે.

પાંચમી કરુણિકા, આમ તો છેલ્લી લખાયેલી કરુણિકા છે. અને પૂર્વે લખાયેલી એક કરુણિકાને બદલે એને મૂકવામાં આવી છે. રિલ્કેએ મ્યુનિકના વસવાટ દરમ્યાનની હર્થા કોએનિગના એપાર્ટમેન્ટમાં ટાંગેલા પિકાસોના 'બજાણિયા' ચિત્રની સ્મૃતિને તેમ જ ૧૯૦૭માં દોરા દેહરિકને એણે લખ્યું છે તે, પેરીસનાં એનાં પ્રારંભકાળનાં વર્ષો દરમ્યાનના પેરે રોલાં અને એના ટ્રુપના સંસ્કારોને આ પાંચમી કરુણિકાનાં દશ્યો માટે ખપ લગાડ્યાં છે. યાયાવરોના વિષયને નિરૂપતી આ કરુણિકા, આમ જુઓ તો, રિલ્કેની 'નવી કવિતાઓ'ના ગાળાનું સર્જન હોય તેવી લાગે છે. બહારના પદાર્થોને એક ટશે જોઇ આત્મસાત કરી બિનંગત કલારૂપ આપવાની એની કાવ્યપદ્ધતિનું દષ્ટિકાર્ય (Work of Sight) અહીં છે ખરું, પણ એ પૂર્વકાળની કાવ્યપદ્ધતિમાં કરુણિકાઓની રહસ્ય ગર્ભ ભાવમુદ્રાનું અંગત દ્રવ્ય પણ ઉમેરાયું છે. બજાણિયાઓ, એમનું ક્રીડાજગત, અલગ અલગ પાત્રોની ઉપસાવેલી સપાટી નીચેની કરુણતા, મૃત્યુની ઇન્દ્રિયગમ્ય ઉપસ્થિતિ અને આ સર્વનો મનુષ્યજગત તેમ જ અદૃશ્ય જગત સાથેનો અવિનાભાવ સંબંધ સમર્થ રીતે આ કરુણિકામાં અભિવ્યંજિત થયો છે.

છઠ્ઠી કરુણિકાના કેન્દ્રમાં વીર નાયકો છે. યુવામૃતો સાથેનું સામ્ય, સ્થિતિ વગરની ઉદ્દ્ગમની એમની અસ્તિતા, સંકીર્ણ જગતમાં થતું એમનું પ્રાગટ્ય અને જનેતાઓ, કન્યકાઓ સાથેનો એમનો અસાધરણ વ્યવહાર, વીર નાયકોને વિશેષ રૂપે ઉપસાવે છે.

સાતમી કરુણિકા એક અર્થમાં જોઇએ તો અસ્તિત્વનું ગાન છે. કવિની અસ્તિવાચક ભાવમુદ્રા એના અન્તઃસ્થતાનો આ સંપ્રદાય, કરુણિકાઓનું જન્મસ્થાન દુઈનોનો કિલ્લો પ્રથમ વિશ્વયુદ્ધમાં નાશ પામે છે એના પ્રાતિભાવમાંથી આવ્યાનો સંભવ છે. કવિને મન 'અહીં હોવું એ જ ભવ્ય' છે. ગ્રીષ્મનાં પરોઢો, સશક્ત અને સુકુમાર દિવસો, લટારો સાંધ્યમેદાનો, વિલંબિત મેઘગર્જના પછીની નિરભ્રતા, ગ્રીષ્મરાત્રીઓ, તારકો—આ બધાંને કવિ અનંત પામ્યા કરે છે; અને પ્રતીત કરે છે કે ભીતર સિવાય કોઇ વિશ્વ હોઇ શકે નહીં. જીવન રૂપાન્તરોમાં વહે છે અને આ રૂપાન્તરોના ઉત્સવ માટે કવિને શ્વાસ ટૂંકો પડતો લાગે છે.

રિલ્કેનો, બાહ્યવિશ્વની ક્ષણભંગુરતાનો, અન્તર્વિશ્વની શાશ્વતતાનો તેમ જ નિર્જીવ આધુનિકતા સામે સજીવ અન્તઃસ્થતાનો અભિનિવેશ આ કરુણિકામાં અત્યન્ત આસ્વાદ્ય છે.

આઠમી કરુણિકામાં અન્યત્ર વારંવાર સૂચવાયેલો પ્રાણી અને મનુષ્યના સંવેદનજગતનો વિરોધ ઉપસાવ્યો છે. એક બાજુ શાશ્વતમાં ફરતાં, મુક્ત અવકાશને નિહાળતાં પ્રાણીઓ છે, બીજી બાજુ ન-કશે એ વિશે નેતિહીન શુદ્ધ અનધિષ્ઠિત તત્ત્વને શ્વસવા વલખાં મારતાં, શુદ્ધ અવકાશ વગરના મનુષ્યો છે. આ ઉપરાન્ત મહાવ્યથાની ચિંતા અને એનો ભાર કવિએ કરુણિકામાં મૂક્યાં છે આ કરુણિકામાં આવતું એક દૃશ્યચિત્ર અહીં ઝડપવા જેવું છે :

જાણે કે પોતે જ પોતાની જાતથી ભય પામતું
પ્યાલામાં પડતી તરડ સમું હવામાં વાંકુંચૂકું થાય
સાંજની ચિનાઈ માટીને ચીરતો દોડતો ચામાચીડિયાનો
ચીલાનો ભંગ.

નવમી કરુણિકાઓમાં છે સહૃદય મૃત્યુ, રૂપાન્તર અને પૃથ્વીનું મહિમાસ્તોત્ર. રિલ્કેની કવિતામાં બહુ સમર્થ લયવિશ્વનો અહીં અનુભવ કરો :

માત્ર એકવાર
સર્વ કંઈ માત્ર એકવાર
એકવાર અને ક્યારે ય નહીં
પણ આ એકવાર હોવું, ભલેને માત્ર એકવાર
એકવાર આ પૃથ્વી પર, ક્યારે ય લોપી શકાય એમ નથી.'

ઉપદેવતાઓ સમક્ષ અકથ્ય નહીં, પણ કથ્ય અને સરળ વસ્તુનું સંસ્થાપન, વસ્તુઓને અદૃશ્ય હૃદયોમાં સંપૂર્ણ ફેરવી નાખવાનો રૂપાન્તરનો પૃથ્વીનો તાત્કાલિક આદેશ, ખુદ પૃથ્વીનું અન્તઃસ્થતામાં અદૃશ્ય ઊગવું ને સંખ્યાતિરિક્ત અસ્તિત્વનું હૃદયમાં, ઊંડાણમાંથી છલકવું,

સામે જ રિલ્કેએ અહીં બધું જ હૃદયથી વિચાર્યું છે, ચિત્તથી નહીં.

દશમી કરુણિકામાં વેદનાનું નગર છે. છબિઝમના ઘણા પ્રખર સંસ્કારો સાથે મારે કદાચ કામ પાડવું પડશે એવી રિલ્કેએ પૂર્વ આગાહી કરેલી તે અહીં સાચી ઠરી છે સંકુલ-ગ્રન્થિ અને સજીવારોપણને કારણે આ કરુણિકા અન્ય કરુણિકાઓના સંદર્ભમાં જુદો સ્વાદ આપે છે. અહીં વેદનાનું નગર છે. મેળાનો હંમેશનો ચગડોળ, બહુરૂપીઓ અને જાદુગરોથી કિલ્લોલતો સીમાડો, ત્યાંથી યૌવના વેદનાનો સમાગમ, પ્રૌઢ વેદનાનો મેળાપ, વેદનાના વાસ ભણી પ્રયાણ, વેદનાના વિશાળ પટમાં મંદિરસ્તમ્ભો, વેદનાના વંશના રાજવીઓ, વેદનાનાં ખેતરો, વેદનાનાં ચરતાં પશુધન, વેદનાની ભૂમિના તારકો, છેવટે કરાડ અને ત્યાંથી શરૂ થતો આદિમ વેદનાનો પર્વત, એનો ચઢાણ; આ બધાં દૃશ્યો બતાવે છે કે, જર્મનમાં જેને 'શ્રોત્રપુરુષ'ના વિરોધ 'નેત્રપુરુષ' કહે છે તેવો રિલ્કેમાં રહેલો કવિ 'નેત્રપુરુષ' કહે છે.

અહીં કરુણિકાઓ કોઈ ને કોઈ રીતે પરસ્પર, પરસ્પરથી સંકળાયા કરે છે. જેમ કે, પહેલી, બીજી સાતમી અને નવમી કરુણિકાઓ મનુષ્યની જાતીય વૃત્તિ અર્ધ જાગ્રત જગત અને વીરનાયકથી સુશ્લિષ્ટ થાય છે. ચોથી, પાંચમી અને દસમી સાંકેતિક નાટ્યાત્મકતા પ્રગટ કરે છે. એમાં ય પાંચમી અને દસમી, બંને કરુણિકાઓ સૌથી સમૃદ્ધ રીતે સંયોજિત છે અને કરુણિકાઓની શ્રેણીમાં લાંબી રચનાઓ છે બહુ જ થોડા દિવસો વચ્ચે લખાયેલી આ બે કરુણિકાઓ જાણે બાકીની આઠ કરુણિકાઓના માળખાનું વહન કરતાં બે સ્તંભ જેવી છે. આ કરુણિકાઓના ગુચ્છની કંઈક આવી છાપ ઉપસે છે: જાણે કે ભયાનક અતલાન્તની નજીકથી એકબાજુ પર્વત ઊંચકાય છે, જેમાં સાતમી અને નવમી કરુણિકા શિખરો છે, એની વચ્ચે આઠમીની અશુભ ખીણ છે અને છેલ્લે દશમી કરુણિકા બીજી બાજુ પર ધીમેકથી નીચે ઊતરી મેદાનોમાં પથરાઈ જાય છે. આ કરુણિકાઓને વાંચતી વખતે એવો અનુભવ થાય છે કે, આપણે દૃશ્ય ભૂમિપ્રદેશોની વચ્ચે છીએ, જ્યાં પદાર્થો પરિચિત છે અને અપરિચિત છે, જ્યાં પદાર્થો અંદર-બહારની ભેદરેખાને અતિક્રમી ગયા છે. ભૂમિદૃશ્યોની સંજ્ઞામાં અહીં જાણે કે માનવમૂર્ત્યોની

અભિવ્યક્તિ થયેલી છે.

લય, સ્વરભાર, સંદર્ભ અને અર્થની વિશેષ છાયાઓ તથા અર્થનાં ઊંડાણોની સાથે સાથે રિલ્કેને ભાષાની મર્યાદાઓનો સામનો કરવો પડ્યો છે. રિલ્કેએ આંતરભાષાના બાહ્ય ભૌતિક વિશ્વના પદાર્થોની ભાષામાં અનુવાદ કરવાનો સતત પ્રયત્ન કર્યો છે. આ જ કારણે કેટલીક એકદમ અંગત કહી શકાય એવી ભાષા અને પ્રતીકાત્મકતા એની કરુણિકાઓમાં પ્રયોજાયેલી છે. રિલ્કેને પક્ષે સમસ્યા એ હતી કે પોતાના અન્તઃસ્થ અનુભવોને, અ-પ્રત્યાયશીલ અનુભવોને, ભાષાની મર્યાદામાં રહીને સંક્રાન્ત કરવાના હતા, જ્યારે રિલ્કેન' પ્રતીકો અને સમીકરણોને એ જે અનુભવોનું પ્રતીકીકરણ કરે છે એની સાથે જોડવાની ભાવકપક્ષે સમસ્યા છે. આમ પ્રતીકો અને રૂપકો રિલ્કેની કવિતામાં અગત્યનો ભાગ ભજવે છે ખરાં અને કદાચ 'જેમ' શબ્દ આટલી બધીવાર ભાગ્યે કોઇ બીજા કવિએ વાપર્યો હશે અહીં ટોબિયાસ, ગ્રીક બાંભીઓ, નેપચ્યુન, ઓગસ્ટ, સ્ફિંક્સ, એટ્રસ્કન્સ રોમનો દોરડા વણનાર, નાઈલનો કુંભાર, મેડમ લેમોર્ત સાન્તા મારિયા ફોર્મોસા વગેરે પુરાણકલ્પનો તેમ જ સાહિત્યિક અને સૌન્દર્યનિષ્ઠ પ્રતીકો રિલ્કેના વૈશ્વિક ચક્રના આરા જેવા પ્રકારો છે. પણ એની કવિતાનું અંતરતમ ગુણ, એની રૂપકજાળ કે પ્રતીક સામગ્રી ઉપરાંત, પ્રશ્નો, આશ્ચર્યો, ક્રોસ પ્રત્યયોમાંથી લયસભર એનાં લાંબાં અમળાતાં વાક્યો અને ગૌણ વાક્યોના ઘટાટોપમાં છે.

રિલ્કેની રચનાઓમાં તર્ક નહીં પણ કલ્પના, બુદ્ધિ નહીં પણ પ્રેરણા, જે આધિપત્ય ભોગવે છે એને કારણે એની રચનાઓ અને એ રચનાઓની ભાષા દ્વારા ભાવક તર્ક જગતના નારકી સીમાડાઓમાંથી છૂટી કશાક ભવ્ય અલૌકિકમાં સંક્રમણ કરે છે. શરૂ શરૂમાં રિલ્કેની કવિતામાં શબ્દસંડોળ ખાસ્સું વિપુલ દેખાય છે પણ કરુણિકાઓના સર્જનકાળ દરમ્યાન અને એની પછીની રચનાઓના કાળમાં એ માત્ર પુનઃ પુનઃ આવ્યા કરતા વિશેષ અર્થ, અપ્રત્યક્ષ નિર્દેશો અને સાંકેતિક વ્યંજનાઓથી આંદોલિત થતા શબ્દજૂથોનું વરણ કરે છે. અહીં વિસ્તારને સ્થાને કવિએ ઊંડાણમાંથી આંદોલિત થતાં રિલ્કેની ભાષાના

દૂરનાં કંપનો જો કોઇ સાવધ કાનથી સાંભળે તો જ એની ભાષારચનાનો અણુસાર આવી શકે. રિલ્કેના આંતરવિવાદની નાટ્યાત્મક એકોક્તિઓ તો જ એ સાંભળી શકે, તો જ કલ્પનાશીલ સંયોજનોનું અનિયંત્રિત સ્વયંસંચાલન પરનું પરાવલંબન એ સમજી શકે. અહીં શબ્દોનું સંમોહન છે, અહીં મૃત્તિકામાંથી જ્વાળા વિસ્ફુરે છે, આ વશીકરણના પ્રદેશોમાં સામાન્ય શબ્દ ઊંચે ઊંચકાયેલા લાગે છે, અને એટલે જ એ હૃદયના પર્વત પર પ્રગટ, ટચુકડા ગામ જેવા, નાનકડા લાગણીના વાડીવજીફા જેવા લાગે છે. રિલ્કે પોતે એની ભાષાને શબ્દગર્ભની ભાષા કહે છે, ડીંટા ઉપર એકઠી કરેલી નહીં, પણ વાણી બીજમાં ઝીલેલી ભાષા કહે છે.

રિલ્કેની આ શબ્દગર્ભ ભાષાઓના લાક્ષણિક દર્શનકોણનું કારણ જરૂર છે, પણ રિલ્કેની મહાનતા એ ચિંતક છે, એમાં નથી. રિલ્કેની મહાનતા આપણી અત્યંત છટકણી આંતરપ્રક્રિયાને અને આપણી ચેતનાના વિવિધ પ્રદેશોને દૃશ્ય કરીને સંવેદ્ય બનાવ્યા છે, એમાં છે. આ કરુણિકાઓમાં વિચારો ખિચોખીચ છે. દલીલો અને તર્કની પણ ભરમાર છે, છતાં આ કરુણિકાઓ કોઈ મહાનિબંધ પુરવાર કરવા નથી જન્મી. આ બધું જે કરુણિકાઓમાં જે કંઇ છે તે સીધું સંવેદનતંત્રને સ્પર્શે છે. અનેક વિષયો પર ઝાટકા લેતું એ કોઇ એક વિષય તરફ જતાં જતાં અત્યંત સંકુલ, કેટલીક વાર અત્યંત સંદિગ્ધ, એકદમ ગદ્યના સીમાડાનું, બૃહદ પરિમાણ પર વિરોધો અને વિસંગતિઓ વચ્ચે સંવાદી કાવ્યસ્તરોનું રૂપ ખુલ્લું કરે છે.

આ કરુણિકાઓના પ્રદેશમં શુદ્ધ કવિતા ઉપરાંત પણ ઘણું ઘણું છે; અહીં શુદ્ધ સૌન્દર્યવાદ અને સૈદ્ધાન્તિક પ્રતિબદ્ધતા સાથે સાથે છે, એનો સામનો કરવો પડશે. કરુણિકાઓની ઉપરની સપાટીના મુખ્ય પ્રવાહ નીચે રહસ્યમય ફિલસૂફીના ભિન્ન ભિન્ન દિશામાં વહેતા અનેકવિધ આંતરસ્રોતો છે. અહીં કવિતાને દાર્શનિક ઉત્કટતાથી જુદી તારવવી દુષ્કર છે. કદાચ તેથી જ કળા કરતાં પણ કશુંક વધારે મહિમાવાન આ કરુણિકાઓ સાથે 'સંકળાઇ ગયેલું છે. એક બાજુ અપૃથક ભળી

ગયેલો વિરલ રહસ્યાનુભવોનો વિષયસંભાર અને બીજી બાજુ શુદ્ધપણે ઊભેલી કળાનિષ્ઠા દ્વારા રિલ્કે આધુનિક વિવેચકને દ્વિધાગ્રસ્ત રાખે છે.*

---

*દુઇનો કરુણિકાઓ : રિલ્કેનાં વિખ્યાત શોકપ્રશસ્તિ કાવ્યોના અનુવાદ સાથે આપવામાં આવેલો અભ્યાસલેખ. પ્રકાશક: વેસ્ટર્ન ઇન્ડિયા પ્રકાશન, દારૂવાળા બિલ્ડીંગ, અઠવા લાઈન્સ સૂરત. મૂલ્ય પંદર રૂપિયા.

## એક કાવ્ય

યોગેશ પટેલ

આકાશને સમુદ્ર થવા દો
અને મારા ક્રોધિત સૂર્ય પર
ઢળવા દો.
પ્રત્યેક પંખીને
હૃદયમાંથી મુક્ત કરી દઇશ
—પછી હશે માત્ર શાંતિ.
હું
વૃક્ષોના આંખોમાં
આંગળીઓની છાપ છોડી જવામાં
વ્યસ્ત હોઇશ.
જરા યે અફસોસ નહીં હોય
હું આનંદી જ હોઈશ.

# ક્યૂબાના કવિ ખોસે મારતી

પ્રભાતી નૌટિયાલ

જે પોતાની કવિતા વિશે પોતે જ ઘોષણા કરતો હોય કે મારી કવિતા 'પુસ્તકિયા શાહી (એકેડેમિક ઈંક) થી નહીં, બલ્કે 'મારાં પોતાના લોહીથી' લખી છે તે કવિ કયાં તો એવી કેટલીક મહાન પ્રતિભાઓમાંની એક પ્રતિભા હશે, જેઓ પોતાના 'જીવન' અને 'કાર્ય' વચ્ચે કશો તફાવત રાખતા નથી, અથવા તો જેમને પોતાની કવિતા વિશે પોતાને જ કહેવું પડે એવો બડાશખોર હશે કે મારી કવિતા ગૂંગી અને ગાંડી હોય છે.

આ ઘોષણા ખોસે મારતી (૧૮૫૮-૯૫) એ પોતાની વિશે કરી હતી અને મારતીનો એ આત્મવિશ્વાસ કવિતા અને જીવન બંનેમાં પુરવાર થયો છે.

૨૮મી જાન્યુઆરી, ૧૮૫૩માં મારતી સ્પેનીશ મા-બાપને ઘેર જન્મ્યા, છતાં સ્પેનીશ સંસ્થાનવાદના વિરોધમાં એમના મનમાં શરુઆતથી જ ઘૃણા રહી હતી. પિતાએ જીવનભર સિપાહી તરીકે સ્પેનની સેનામાં સેવા કરી અને એ નોકરીમાંથી નિવૃત્ત થઇને એમણે ચોકીદારની ફરજ સંભાળી. 'રેવિસ્તે દે લા હવાના' ના સંસ્થાપક 'રાફેલ મારિયા મેંદીવે' (૧૮૨૧-૮૬)નું ધ્યાન મારતીએ પોતાની નાની ઉંમરે જ ખેંચ્યું હતું. જો કે એ વખતે તેઓ એક પ્રતિષ્ઠિત શિક્ષણ સુધારક અને કાવ્યપ્રેમી તરીકે જાણીતા હતા. મેંદીવેએ જ મારતીના પિતાને સમજાવ્યા અને એને સેકન્ડરી સ્કૂલમાં દાખલ કરાવી દીધો. વાસ્તવમાં મેંદીવે પોતાના સમયના, મજૂર વર્ગને શિક્ષણ આપવાના સૌથી મોટા પક્ષકાર હતા. ૧૮૬૮માં સ્પેનની સામ્રાજ્ઞી ઈસાબેલા દ્વિતીયના પતન પછી 'યારા વિદ્રોહ' સંબંધમાં મેંદીવે પકડાયા. એ દરમ્યાન ૨૩મી જૂન ૧૮૬૯માં 'લા પાત્રિયા લીબ્રે' (મુક્ત માતૃભૂમિ) નામે એક અખબાર પ્રગટ થયું.

તેમાં મારતીનું પ્રથમ નાટક 'આબદાલા' પ્રગટ થવા લાગ્યું. માત્ર સોળ વર્ષની ઉમરે મારતીને ૭ વર્ષનો કઠોર કારાવાસ મળ્યો. કારણ કે એની પાસેથી પોલીસને મેંદીવે લખેલો એક કાગળ મળી આવ્યો હતો. બસ, એને દેશદ્રોહી ઠેરવવા માટે એટલું જ પૂરતું હતું! જેલજીવનની યાતનાએ મારતીને કમજોર કરવાને બદલે અન્યાયને તિરસ્કારવા અને તેની સામે લડવાની તાકાત આપી. એમણે જેલમાં ફેલાયેલા કોલેરામાં સપડાયેલા કેટલા ય કિશોર કેદીઓને અકાળે મરણ પામતા જોયા. મારતીનું એ સદ્ભાગ્ય જ કહો કે, એને એક વર્ષ પછી ૧૮૭૧ના જાન્યુઆરીમાં સ્પેન મોકલવામાં આવ્યા. એમણે ત્યાંના 'સારા ગોસા વિશ્વવિદ્યાલય'માં અભ્યાસ શરૂ કર્યો અને કાયદા અને દર્શનના સ્નાતકની ડિગ્રી મેળવી. બીજું નાટક 'આદુલતેરા' પ્રગટ થયા પછી ૧૮૭૫માં મારતી મેક્સિકો ચાલ્યા ગયા. ત્યાં એમનું છેલ્લું નાટક 'પ્રેમથી ચૂકવાયેલા પ્રેમ' નાટક પ્રગટ થયું અને ભજવાયું પણ ખરું. ત્યાંથી તેઓ ન્યૂયોર્ક, ઉરૂગ્વે, આર્જેન્ટીના, કારાકાસ, હવાના વગેરે સ્થળે કેટલી યે વાર ગયા. 'રેવિસ્તા વેનેસોલાના' અને 'લા અમેરિકા'નું સંપાદન કર્યું. કેટલા યે પત્રો માટે સંવાદદાતાનું કામ કર્યું અને નિગ્રો મજૂરો સુધી અક્ષરજ્ઞાન આપ્યું. ૧૮૮૨ના એપ્રિલમાં મારતીનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ઈસ્મા-ઈલીલ્યો' પ્રગટ થયો અને બીજો કાવ્યસંગ્રહ 'વેર્સોસ સેંસી લ્યોસ' (સરળ કવિતાઓ) ૧૮૯૧માં, ત્રીજો કાવ્યસંગ્રહ 'વેર્સોસ લીબ્રેસ' (મુક્ત કવિતાઓ) મૃત્યુ પછી જ પ્રગટ થયો. મારતી બહુ ઓછી ઉમરે લેટિન અમેરિકાની જનતાના અતિપ્રિય નેતા બની ચૂકયા હતા. એટલા માટે એમણે ઉરુગ્વે, આર્જેન્ટીના અને ન્યૂયોર્કમાં પોતાનો કોન્સલ પણ નિયુક્ત કર્યો હતો ૮મી જાન્યુઆરી, ૧૮૯૨માં મારતીએ 'તાંપા પેટ્રિયાટિક લીગ' સામે 'ક્યૂબન રિવોલ્યૂશનરી પાર્ટી'ના સંગઠનનો પ્રસ્તાવ મૂકયો-તે વિના વિરોધે પસાર થયો. એપ્રિલમાં મારતી એ પાર્ટીના સચિવ ચૂંટાયા. પછી મારતીએ અનેક દેશોનો પ્રવાસ કર્યો, અને ક્યૂબાની મુક્તિ માટે પોતાની જાતને સોંપી દીધી. ક્યુબાનો છેવટની મુક્તિ અપાવવા માટે મારતી ૧૧મી એપ્રિલ ૧૮૯૫માં ક્યુબાના સાગરકિનારે પહોંચ્યા. ૧૬મી એપ્રિલે મારતી મુક્તિસેનાના મેજર

જનરલ જાહેર થયા અને ૧૯મી મેના દિને ઓરિએન્તે પ્રદેશના 'દોસ રીઓસ' નામના સ્થાને મારતી લડતાં લડતાં શહીદ થયા. મારતીની છેલ્લી રચના એમના મિત્ર માન્વેલ મેકરાદોને લખેલો અધૂરો પત્ર છે. મારતીએ એ અગાઉ કેટલાંક વર્ષ પર એક મિત્ર ફેર્મીન વાલ્દેસને લખ્યું હતું—'ફેર્મીન, સચ્ચાઇ તો એ છે કે, હું માત્ર મારી ધરતીને માટે જીવી રહ્યો છું.'

પોતાની એક કવિતા 'ઓદિઓ દેલ માર' હું સાગરની ઘૃણા કરું છું)માં મારતીએ લખ્યું—'મારે માટે જીવવું દર્દ નથી, પણ કંઈ સારું કર્યા વિના જીવવું જ મારું દર્દ છે. એ જીવનમાંથી કવિતા પામ્યા અને જીવ્યા. એટલે જ મારતી આજથી એંસી પંચ્યાસી વર્ષ પૂર્વે કવિતા અને કળાના એવાં વિશ્લેક્ષણો સામે મૂકી શક્યા, જે આજે પણ એટલાં તાજાં અને સાચાં હોવા છતાં વિવાદનો પ્રશ્ન છે. એમણે કહ્યું હતું—'કવિતા ત્યારે જ ટકાઉ હોઇ શકે છે, જ્યારે તે સૌનાં કાર્યનું પરિણામ હોય છે. એને સમજનારા પણ એના લખનાર જેટલા જ રચનાકાર હોય છે'

મારતીની સંપૂર્ણ રચનાઓ અઠ્ઠાવીસ ભાગોમાં પ્રગટ થયેલી છે. આખા લેટિન અમેરિકાની જનતાના હૃદયમાં મારતી આજે પણ ગુરૂ અને નેતાના રૂપમાં વિદ્યમાન છે, તે સાથે જ ઓગણીસમી સદીના સ્પેનીશ સાહિત્યના મહાનતમ રચનાકારોમાંના એક છે.

### દીવાસ્વપ્ન

સ્વપ્નામાં ખુલ્લી આંખોથી  
જોઉં છું—દિન-રાત  
હું હમેંશાં જ જોઉં છું સ્વપ્નાં  
વિશાળ ઉદ્દંડ સાગરના, મોજાં પરથી,  
રણની ઘૂંઘરાળી રેતી પરથી  
અને બળવાન સિંહની પીઠ પરથી;  
પ્રસન્નચિત્ત સવાર છે મારા સીનાનો બાદશાહ

મારી આજ્ઞાંકિત ગરદન પર—
હમેશાં જ જોઉં છું એ તરતા બાળકને
જે બોલાવ્યા કરે છે મને.

## સરળ કવિતાઓ—૮

ચાલ્યો આવે છે મારો એક મૃત દોસ્ત
કાયમ મને જોવાને;
ગાવા માંડે છે બેસીને મારો દોસ્ત.
ગાય છે તો દર્દભર્યા સાદે.
એક, બે પાંખવાળી ચકલી પર
હું ઊડું છું ભૂરા આકાશમાં,
એની એક આંખ કાળી છે
બીજી છે કારિબૂના સોના જેવી.
મન છે એક પાગલ જેવું
નથી જોઈ શકતું કોઇ પણ રંગ
અથવા દોરંગી છે એનો પ્રેમ.
અથવા એ નથી જાણતું, પ્રેમ શું છે,
એક પાગલ સ્ત્રી છે ત્યાં
જે ખિન્ન મન કરતાં યે વધારે તો જંગલી :
એ તે જ છે, જેણે એનું લોહી ચૂસ્યું
પછી ખિલખિલાટ હસી પડી.
ક્ષત વિક્ષત કરી ચૂકયો જે દિલ
ભરોસાપાત્ર ઘરની પનાહ,
ડૂબતો-ઊતરતો ભટકેલી નાવ જેવો,
જેને ખબર નથી હું કયાં જાઉં છું.
પહોંચે છે જેવો એ દુઃખ સુધી
ઠપકો આપે છે મૃતક :
પસવારું છું એનું માથું.
સૂવાડી દઉં છું એને :
ઉંઘાડી દઉં છું મૃતકને.

## સરળ કવિતાઓ—૨૯

સરકારી કાગળ પર છપાઈ છે
સમ્રાટની છબી—રાજાજ્ઞાથી :
અને સમ્રાટની જ બંદૂકનું
બન્યો હતો નિશાન એ છોકરો.
સંતદિવસનો ઉત્સવ ઉજવવાનો છે
રાજાજ્ઞા : અને એ પવિત્ર ઉત્સવમાં
સમ્રાટની છબીની સામે
ગાય છે બહેન એ છોકરાની.

## સરળ કવિતાઓ–૪૫

હું જોઉં છું સંગેમરમરી મઠોનાં સ્વપ્ન
જ્યાં દિવ્ય મૌનમાં ઊભા
આરામ કરે છે અમારા યોદ્ધા :
રાત્રે, આત્માના ઉજળા પ્રકાશ દ્વારા
હું એમની સાથે વાત કરું છું, રાતભર
એ પંક્તિબદ્ધ છે : હું પસાર થાઉં છું
પંક્તિઓની વચ્ચોવચ્ચ : ચૂમું છું
એમના પથ્થરિયા હાથ : બોલે છે તેઓ
એમની પથ્થરિયા આંખો : ખોલે છે તેઓ
એમના પથ્થરિયા હોઠ : હાલે છે
પાષાણ દાઢીઓ : પકડી લે છે તેઓ
પથ્થરિયા તલવાર અને રડી પડે છે :
મ્યાનની તલવાર ઝણુઝણી ઊઠે છે !
હું ચૂમી લઉં છું એમના હાથ ચૂપચાપ.
હું એમની સાથે વાત કરું છુ રાતભર !

એઓ હારબંધ છે: હું પસાર થાઉં છું
પંક્તિઓની વચ્ચોવચ્ચ: રડતો રડતો
બાઝી પડું છું એક સંગેમરમરને:
ઓહ, સંગેમરમર!
તેઓ કહે છે કે તમારાં સંતાનો
પોતાના માલિકોના ઝેરીલા પ્યાલામાં
પી રહ્યા છે પોતાનું જ લોહી!
ને બોલે છે તેઓ
પોતાની ભાંડ જેવી ગંદી જબાન: ને જમે છે તેઓ
સાથે સાથે—લોહીભીના મેજ પર
શરમજનક રોટી
ને ખોઇ છે તેઓએ અંતિમ આગ પણ
ફાલતુ વાતોમાં.
તેઓ કહે છે, 'ઓહ સંગેમરમર!
ઓહ, સૂતા પડેલા સંગેમરમર,
કે મરી ચૂક્યા તમારો વંશ ક્યારનો.
જે યોદ્ધાને બાઝી પડ્યો છું
તે સુવાડી દે છે જમીન પર એક મુક્કાથી:
પકડી લે છે ગરદન: જમીન પર
મારા માથાને બનાવી દે છે ઝાડુ
ઉઠાવે છે હાથ: સૂરજ જેવા
ચમકે છે હાથ.
ગૂંજી ઊઠે છે પથ્થર
ઢૂંઢે છે કમ્મર સફેદ હાથ
છોડી દે છે સંગેમરમરી આદમી
પોતપોતાની બુનિયાદ.

# દલપત-પરંપરા

દૃષ્ટાંતકળામાં સગવડવાદ

□ રતિલાલ 'અનિલ'

વંદાની એક પાંખને અનેક કીડીઓ સહિયારા-સામૂહિક શ્રમથી તાણી જતી હતી. લાડવાનું ચૂરમું ભભરાવીને નાખતાં ઘણી બધી કીડી કણ કણ ખાય એ જોઈ શકનારા પ્રખર મેધાવાન કવિ દલપરામને શાકાહાર વિશે વિશેષ અનુરાગ હોવા વિશે, એ દૃશ્ય જોયા પછી કશી શંકા રહી નહીં. 'કીડી (આખા) કાળા નાગનો પ્રાણ જ લે આ પેર' એ કવિતા એમણે લખી હોય તો શાકાહાર વિશેનો પોતાનો વિશેષ રાગ વીસરીને એ સાપેક્ષ વાસ્તવવાદી થયા હશે. બધી વખતે શાણપણ નથી ખપમાં આવતું એ જોઈ શકનારો ખરેખર શાણો કહેવાય !

આખો લાડવો મૂકી રાખીએ તો પણ અનેક કીડી એનો કણ કણ કરીને ખાય. પણ હપ્તાની બધી રકમ એક સાથે આપીએ તો પણ હપ્તાના જુદા જુદા એકમ રૂપે આપવી જોઈએ એવું લાડવો છૂટો કરીને ભભરાવવાની શિખામણ પરથી સૂચવાય છે.

નાગ લગભગ કાળો જ હોય તેમ લાડવો ગોળનો હોય તો ઝાંખો સફેદ (પાણકોરા જેવો) અને ખાંડનો હોય તો કાંજીવાળાં ખાદીનાં સફેદ કપડાં જેવો હોય. એમના રંગમાં ફેર પડતો નથી. આમ છતાં દલપતરામે લાડવાના રંગનો ઉલ્લેખ કરવાની શાણપણભરી બેકાળજી રાખી છે. લાડવો એના રંગથી નહીં પણ એના આકારથી-સ્વાદથી ઓળખાય, રંગથી નહીં. એમ તો કીડી પણ ઝાંખી લાલ (ગોળના લાડવાના રંગની) અને કાળી (નાગ જેવા પણ ભૂખરા કાળા રંગની) હોય છે. છતાં એનો રંગભેદ પણ કવિએ મહત્ત્વનો ગણ્યો નથી, કેમ કે બંને રંગની કીડીને ચૂરમું કરી ભભરાવેલો લાડવો સરખો ગમે છે.

નાગ અખંડ હોય તોયે કીડીને તે સામે વાંધો નથી હોતો ! એ

ઝેરી હોય તે સામે પણ એમને વાંધો ન હોય !

... દૃષ્ટાંતકળામાં સગવડવાદ કેન્દ્રસ્થળે હોય છે એનો અસ્વીકાર કરનાર બર્નાર્ડ શૉએ પોતાની સાથે પરણવા ઈચ્છતી રૂપવતીને પ્રતિ દૃષ્ટાંત આપીને પૂછ્યું કે આપણે પરણીએ અને આપણા બાળકમાં મારું રૂપ અને તમારી અક્કલ ઊતરે તો ? શ્રી બર્નાર્ડ શૉ ગુજરાતી ભાષા જાણતા નહોતા તેમ દલપતરામના સમયમાં અંગ્રેજીમાં ગુજરાતી કવિતાનો અનુવાદ કરવાનો શાણપણભર્યો ચાલ નહોતો એટલે એમને આવું પ્રતિ દૃષ્ટાંત સૂઝ્યું. 'વિકલ્પો યોજવામાં અહિંસા' એ વિષે કોઈ ગાંધીવાદીએ ગાંધીયુગમાં ગ્રે લેખ ન લખ્યો એથી પણ બર્નાર્ડ શૉ એમના સ્વભાવ પ્રમાણે પ્રતિ દૃષ્ટાંત અથવા બીજો વિકલ્પ કલ્પી બેઠા !

શ્રી ઉમાશંકરે સૂરતમાં લેખકો સાથે વાત કરતાં એકવાર 'સાહિત્યમાં મંગળ દૃષ્ટિનું પરમ સ્થાન' લક્ષમાં રાખીને એક દૃષ્ટાંત આપેલું કે દીવો ઊંધો વળે છે તો યે એની આંચ ઊંચે જ જાય છે-ઊર્ધ્વગામી જ રહે છે......બર્નાર્ડ શૉ જેવી વાસ્તવદુર્બુદ્ધિ એમ કહે છે કે ઊંધો પડી જતાં ઓલવાયેલા દીવાની વાટનો ધુમાડો પણ ઊંચે જ જાય છે ! પણ ડાકણની પીઠ પોલી હોય છે એવું જાણનારા લોકો દૃષ્ટાંતપરીની પીઠ પણ પોલી હોય છે એવું જાણે એ અમંગળ હોવાથી એ વિશે મૌન પાળી શાણપણ દાખવ્યું. કારણ, ધુમાડો કાળો અને અમંગળ હોય છે.

કવીશ્વર દલપતરામની પરંપરા અક્ષુણ્ણ રહ્યાનો મંગળ આનંદ માણીએ !

# કોઇ બીજો

— દુયાન કુશેલ

દિવસ ઝડપથી પસાર થઇ ગયો. સવારે રસોડાના બારણાના ઉઘાડવાસની ચું-ચું'થી એની આંખ ખુલી ગઇ હતી. આંગણે કુક કુક કુક કરતી મરઘીનો અવાજ સાંભળ્યો અને એક દિવસ પહેલાંનો ડોસીનો ગળગળો સાદ સાંભરી આવ્યો—'હે ઇશ્વર ! મને ખાત્રી છે કે, ગાડી પુલ પર આવશે કે એ ધડાકા સાથે ઊડી જશે !' પગરવ આવ્યો. મરઘીઓએ ચબૂતરો બગાડી નાખ્યો હોવાથી આંટી મરઘીઓ પર ખિજાતી હતી. પછી એણે મુઠ્ઠી અનાજ ચણ માટે વેરી દીધું. એણે મસ્તીથી શરીર લંબાવ્યું, આળસ મરડી. પછી ઊઠીને ઝડપથી પાસે વહેતી નદીને કાંઠે દોડી ગયો. એણે બંને હાથમાં પાણી લઈ આંખે છાલક મારી. પાણી એટલું ઠંડું હતું કે શ્વાસ રોકી લેવો પડ્યો.

એક પક્ષી ધીરે ધીરે શાહી ચાલે એની પાસે આવ્યું. અને એણે પ્રશ્ન સૂચક રીતે એની સામે ડોક લંબાવી જોવા લાગ્યું જાણે કહેતું ન હોય કે ભાઇ તમે કોણ છો ? એણે મોંમાં ભરેલા પાણીનો કોગળો પક્ષી પર કર્યો. પછી કોં કોં કરતું રહી ગયું—તો આ છે તમારો પરિચય, કેમ ? એણે થોડું પાણી પોતાની પીઠ પર નાખ્યું અને જોરથી ઘાંટો પાડ્યો—ઓહ ! એક છોકરીના સાદે દૂર દૂરથી એને જવાબ આપ્યો. એ અક્કડ થઈ ગયો. પણ આંટી એને બારણે ઊભી રહી એને બોલાવતી હતી. આંટીએ એની સામે એક કટોરી મૂકી, અને લાકડાની એક અજબ જેવી ચમચી. એણે નાસ્તો કરી લીધો તે પછી આંટી એને ઘરની બહાર લઇ આવી અને બોલી : 'પેલી સામે દેખાય છે તે છત તું જુએ છે ને, હું તારી સાથે આવતે પણ મારે ઢગલો કામ પડ્યું છે.

એ એકલો ચાલ્યો ગયો. એક મોટી ચાવીથી એણે બારણું ખોલીને ચારે તરફ ધ્યાનપૂર્વક જોયું. ઈંટોથી બાંધેલી અંગીઠીએ જ રસોડાનો ઘણો ખરો ભાગ રોકી લીધો. એક સેલ્ફ પર માટીના બે જગ પડ્યા

હતા, અને બારીની લગોલગ એક મેજ પણું હતું. એક કાળે એ એટલું મોટું હતું કે એ એને નીચે બેસીને જ જોઈ શકતો હતો. ત્યારે એનો છેડો પકડીને ઊભા થવાના નિષ્ફળ પ્રયત્નો કરતો હતો. કેમકે ત્યારે એની જિજ્ઞાસુ આંખો ઉપર મૂકેલી ચીજો જોઈ શકતી નહોતી. એ ચીજોમાંથી સરસ સોડમ આવતી હતી. મેજના નીચેના પગને સ્પર્શવામાં એને વધારે મઝા આવતી હતી.

'મેજની નીચે ઉંદર હશે—' એણે એના પિતાનો સાદ સાંભળ્યો હતો. ઉંદર નિસ્તેજ થઈ જતો ત્યારે એનો ઉલ્લાસસભર અવાજ આખા ઘરમાં વ્યાપી જતો. મેજ નીચે એ દબાય અને રડવાનો સાદ આવે કે તરત એના મોટા મોટા હાથ એના તરફ લંબાતા, અને ખેંચીને ઉઠાવી લેતા ત્યારે મેજની ઉપરની ચીજો પણ એ જોઈ શકતો. એ થોડીવાર ડૂસકાં ભરતો, પણ હાથ શરારતથી મેજ પર પછડાતો...અને હવે એ જ મેજ એટલું નાનું અને એટલું જૂનું થઈ ચૂક્યું હતું કે એના પર દયા આવતી હતી !

અને ત્યારે તો એ શરમાયો જ, જ્યારે આંટી આવી પહોંચી ત્યારે એ મેજની નીચે બેઠો હતો. એ અચાનક જ આવી હતી. જો કે એને માટે ઢગલાબંધ કામ પડયું હતું. એ બારણા પાસે ઊભી રહી અને એને જોતી રહી. એણે શયનઓરડાનું બારણું ખોલ્યું, પછી બિછાનું, કપડાંની આલમારી અને નાનકડા મેજનું નિરીક્ષણ કર્યું. બારીએ હાથ-ગૂંથણનો પરદો હતો, અને તાજાં ફૂલોથી ભરેલી એક ફૂલદાની હતી. આંટી જાણે કોઈની રાહ જોતી હોય તેમ ત્યાં જ ઊભી રહી. એને બેચેની થવા લાગી અને ચારે તરફ એક ઊડતી નજર નાખી એ બહાર નીકળી ગયો.

'ખબર નહીં કે તું આવશે—' આંટીએ કહ્યું—'નહિતર મેં બધું વ્યવસ્થિત ગોઠવી દીધું હોત.

'અરે, એમાં શું થઈ ગયું !' એ બોલ્યો. એને એમ લાગ્યું કે આંટી બીજા જ ઉત્તરની અપેક્ષા રાખતી હતી. એ કંઈ બીજું કહેવા જતો હતો, તે એમ કહેવા જતો હતો કે પોતે કેમ અહીં આવ્યો છે,

પણ એ કશું જ બોલ્યો નહીં. મકાનની બહાર નીકળતાં જ, તાજી હવાએ એને ઘેરી લીધો.

એણે ચારે તરફના વાતાવરણ પર નજર નાખી. એમાં ક્યાંક કશું હાસ્યાસ્પદ હતું—જાણે એ સમસ્ત દૃશ્યનું અંકન કોઈ બાળકે કર્યું હોય, એક ઢોળાવ; એક ખીણ, થોડી ટેકરીઓ અને દરેક પર છેટે છેટે આવેલાં નાનાં નાનાં મકાન.



એ ઘરે પાછો ફર્યો. 'આંટી, મને લાગે છે કે તારે સસલાંઓ માટે નવા પીંજરાની જરૂર છે. હું બનાવી આપીશ.' આમતેમથી એણે સારાં પાટિયાં શોધી કાઢ્યાં. બરાબર માપ લઈને પાટિયાં વ્હેરી નાખ્યાં.

'થોડી ખીલી હશે, આંટી?' ખીલી નહોતી. એ આખા ઘરમાં ખોળી વળ્યો, પણ ક્યાંય ખીલી ન મળી. એ નિરાશ થઈને આંગણે બેસી ગયો

'કાંઈ નહીં'—' આંટીએ કહ્યું : 'હું જાતે પીંજરું બનાવી લઈશ. હવે બજારે જઈશ ત્યારે ખીલી લેતી આવીશ, હવે અંદર આવીને જમી લે.'

બપોર પછી એ ઝરણું જોવા ગયો. એના પાણીમાં દવા જેવો ગુણ હતો. આંટીએ જ એને રસ્તો બતાવ્યો હતો. એ ટેકરી પરથી ઊતરતો હતો ત્યારે એણે એક છોકરી જોઈ. શિકકેશની બે લટ એણે ગૂંથી હતી અને ચારો વાઢતી હતી. એ એકલી એકલી કંઈક ગાતી હતી. પણ એને જોતાં જ ચૂપ થઈ ગઈ; કંઈક પરેશાન પણ થઈ. એને એની સાથે વાત કરવાનું મન થયું. એને થયું કે ફેક્ટરીનાં મારા એક સાથી પાસેથી મેં ખરીદેલી રિવોલ્વર પણ એને બતાવું. પણ શી રીતે વાત કરવી તે એને સૂઝ્યું નહીં. પાછા ફરતી વખતે એની સાથે વાત કરીશ એમ મન વાળીને એ ઝરણા તરફ દોડી ગયો.

એ પાછો ફર્યો ત્યારે છોકરી જઈ ચૂકી હતી.

એ પોતાનો સામાન બાંધવા લાગ્યો ત્યારે આંટી બોલી : 'તું રાત રોકાઈ કેમ જતો નથી ?'

'રોકાવાનું બની શકે એમ નથી. મારો દોસ્ત મારી રાહ જોતો હશે.' એણે કહ્યું. એને જવાનો ઘણો અફસોસ હતો. ચરાણભૂમિમાં રોકાવું એને ઘણું ગમતે અને એ સૂર્યાસ્ત પણ જોઈ શકતે.

પ્રકાશ ઝડપભેર ઓઝવાતો જતો હતો, અને કુપગર્ડની પાછળથી નીકળીને એક પડછાયો ઝડપભેર રસોડે જતો હતો.

'તું કાયમને માટે મારી પાસે કેમ રહેવા આવી જતો નથી ?' એને પૂછવામાં આવ્યું.

એ અહીં કાયમને માટે રહી શકે એમ છે. કાલે એ ઘાસિયામાં જાય અને ઘાસ વાઢે. અરે, હું જંગલમાં પણ કામ કરી શકું છું. અથવા નવેસરથી બંગલો યે બાંધવા માંડું.

એણે પોતાનો થેલો ખાંધે લટકાવ્યો. આંટીએ એમાં કેક ભરી દીધા હતા. એ પગદંડીએ ધીરે ધીરે ચાલતો ખીણમાં ઊતરવા લાગ્યો. 'હું પાછો ફરીશ અને ઝરણાં પાસે બંગલો બાંધી આપીશ.' એણે બૂમો પાડીને કહ્યું—'અને ત્યાં સુધી જતો રસ્તો પણ બાંધી આપીશ.' એણે ફરી એકવાર પેન્ટમાં હાથ નાખીને તપાસ કરી કે અંદર રિવોલ્વર છે કે નહીં. 'એ સાથે ન લઈ જા—' પ્રેસ્ટોએ એને કહ્યું હતું, 'પાર્ટીવાળા આપણને બંદૂક તો આપશે જ.' પણ રિવોલ્વર ઘરે મૂકી જવાને બદલે એણે પાસે રાખવી જ ઠીક લાગી. ભલે મારી તલાશી લેવાય અને મારે લાંબો 'રેલ્વેપ્રવાસ' કરવો પડે. થોડા વધારે પગલાં......અને એ નજરથી ઓઝલ થઈ ગયો. પવનનું મોજું આવ્યું તે પાછળનાં વૃક્ષોને વીંઝી ગયું—જાણે એ નદીમાં કૂદી ન પડ્યો હોય !

આંટી હજી પણ એ પ્રશ્ન પર હાથ રગડતી હતી. એના હાથ તો ક્યારના સાફ થઈ ગયા હતા. અરે, હજી તો એ છોકરો જ છે ! આંટીની પાછળ ઘર હતું અને ઘરની આસપાસ વાડ હતી. અરે મેં એને બધું જ આપી દીધું હોત—બસ, એણે અહીં રહી જવું જોઈતું

હતું. પેલું વૃક્ષ, પેલી એને બહુ ગમે છે તે લાકડાની ચમચી અને અલોના નામની મરઘી–જે ભૂખ લાગે છે ત્યારે ચાંચ મારી મારીને બારણું ખખડાવે છે. પણ એ તો બસ થોડા કેક લઈને ચાલ્યો ગયો. આંટીના ભાઈ અને પિતા ચાલ્યા ગયા હતા એમ જ. એણે ઘણી બેચેની અનુભવી. એને થયું કે એ હવે ક્યારે ય પાછો નહીં ફરે.

અરે, નારી–મનનો આ બેહુદો વહેમ! એણે વિચાર્યું–હજી કેટલું બધું કામ કરવાનું બાકી પડ્યું છે! મકાન, બગીચો, ઘાસિયું, મરઘીઓ, બકરીઓ–સવારથી માંડીને રાત સુધી આખો દિવસ એમાં નીકળી જાય છે. જિંદગી જાણે એક બહુ મોટી ગોળ ગોળ ફરતી ચગડોળ છે. અને એ એક ઘરડી, કમજોર અને નકામી જ આ બધું ચાલુ રાખવા માટે બાકી રહી ગઈ છે! એક કાળે એનો પતિ હતો, પણ તે મરી ગયો, ત્યારે પોતાના ઘર ઉપરાંત નજીકના ઘરની પણ દેખરેખ રાખવાનું એના પર આવી પડ્યું, એનો પતિ જીવતો હતો ત્યારે તો ભાગ્યે જ એ ઘરમાં જતી–કોઇ કોઇવાર જતી અને ત્યાંની હવા સૂંઘીને ચાલી આવતી. પણ પતિના મૃત્યુ પછી એણે ભીંતો રંગી નાખી અને આખા ઘરને વ્યવસ્થિત કરી નાખ્યું હતું. છતની મરામત માટે તો એણે છેલ્લું દોઢિયું યે ખર્ચી નાખ્યું હતું. અને તાજાં પુષ્પ લાવીને ગુલદાનમાં રાખવાની તો એને ટેવ જ પડી ગઈ હતી–કોને ખબર, કોઈ ક્યારેક પાછું ફરે તો!

સૂર્ય પહાડના શિખરને સ્પર્શતો હતો. વરસોથી એ જે દિવસની રાહ જોતી હતી, તે લગભગ પૂરો થવા આવ્યો હતો. હવે કદી યે કોઇ નહીં આવે! કેવો વહાલો છોકરો હતો! એક બંગલો અને એક રસ્તો બાંધવાની એની ઇચ્છા હતી. શી ખબર! બનવાજોગ છે કે કોઇ ખરેખર અહીં આવીને એક બંગલો અને એક રસ્તો બાંધે! બનવાજોગ છે કે સસલાનું પીંજરું પણ તૈયાર કરે! પણ કદાચ તે કોઈ બીજો જ હશે...

'શું હું અંદર આવીને પાણી પી શકું છું?' છોકરી કહેતી હતી.

'હા, હા, શા માટે નહીં દીકરી ! પણ જલદી ઘેર જઈને પાણી પીતે તો તે સારું જ હોત !'

છોકરીનો ચહેરો લાલ ..લાલ થઈ ગયો.

'એ ચાલ્યો ગયો છે, તને ખબર છે ?' આંટી બોલી. છોકરીએ આંખો ઝુકાવી દીધી અને પ્યાલામાં જોવા લાગી.

સૂર્ય ડુંગરો પાછળ ડૂબી ગયો.

'–હવે કોઇ બીજો જ તને પ્રેમ કરશે ' 

## 'કંકાવટી' માસિક માટે નિયમ (મુજબ ફોર્મ નં. ૪)

૧. પ્રકાશનસ્થાન : નાની છીપવાડ અંબાજીરોડ, સૂરત–૧

૨. મુદ્રકનું નામ : ડાહ્યાભાઈ જીવણજી નાયક
નાગરિકતા : ભારતીય
સરનામું : કિતાબમહાલ, ગોપીપુરા, સૂરત–૨

૩. પ્રકાશકનું નામ : નાગરિકતા, સરનામું : નં. ૨ મુજબ.

૪. સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૨

૫. માલિકોનાં નામ–સરનામાં
(૧) નાનુભાઈ મગનભાઈ નાયક
નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧
(૨) ડાહ્યાભાઈ જીવણજી નાયક
કિતાબમહાલ, ગોપીપુરા, સૂરત–૨

હું ડાહ્યાભાઈ જે. નાયક આથી જાહેર કરું છું કે ઉપરની હકીકત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

સહી ડાહ્યાભાઈ જે. નાયક : પ્રકાશક

# પોતાને જાણો !

□ ખલિલ જિબ્રાન

**વરસાદની** એક સાંજે બૈરૂત શહેરમાં સલીમ એફેન્ડી ડેવિસ પોતાના અભ્યાસખંડમાં પુસ્તકોમાં કબાટ સામે જઈને બેઠો અને એક મોટા પુસ્તકનાં પાનાં ઊથલાવવા લાગ્યો. વચ્ચે વચ્ચે એ હોઠો વચ્ચે દબાવેલી તુર્કી સિગારેટનો કશ ખેંચતો અને ધુમાડો છોડયા કરતો એ આત્મજ્ઞાન વિશેનો સોક્રેટિસનો સંવાદ વાંચતો હતો– જે સોક્રેટિસના શિષ્ય અફલાતુને નોધ્યો હતો.

સલીમ એફેન્ડી વાંચ્યું હતું તેના પર મનન કરવા લાગ્યો. પૂર્વ તથા પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓ અને ઋષિઓ પ્રત્યે એના મનમાં પ્રશંસાનો ભાવ જન્મ્યો.

'પોતાને જાણો' એ સોક્રેટિસના શબ્દો મોટેથી બોલ્યો, અને ખુરશી પરથી ઉછળીને પોતાનો હાથ ઊંચો કરીને બોલ્યો : 'મારે જરૂર જ મને પોતાને જાણવો પડશે, પોતાના હૃદયના રહસ્યને પામવું પડશે, ત્યારે જ હું સંદેહ અને ચિંતાને નિર્મૂળ કરી શકીશ. મારું એ પરમ કર્તવ્ય છે કે, મારા આત્મિક સ્વરૂપનો પરિચય મારા ભૌતિક સ્વરૂપને કરાવું અને પોતાના હાડમાંસના સ્થૂળ અસ્તિત્વનો પરિચય સૂક્ષ્મ અસ્તિત્વને કરાવું.'

એનામાં નવો ઉત્સાહ આવ્યો. એની આંખો ચમકી ઊઠી જ્ઞાનના પ્રેમથી–આત્મજ્ઞાનના પ્રેમથી.

એ પાસેના ઓરડામાં ગયો ત્યારે એ મૂર્તિની જેમ આયનાની સામે ઊભો રહીને પોતાનો ચહેરો ધારી ધારીને જોવા લાગ્યો, અને પછી દેહની આકૃતિ જોઈને એનો વિચાર કરવા લાગ્યો.

એ અડધા કલાક સુધી એમ જ ઊભો રહ્યો; જાણે અલૌકિક જ્ઞાન એના પર અદ્ભુત અને ઉદાત્ત વિચારોની વૃષ્ટિ કરતું હતું, અને

એ દૃષ્ટિથી એના આત્માનાં રહસ્યો ખૂલતાં જતાં હતાં, અને એનો આત્મા પ્રકાશથી ભરાતો હતો. પછી એણે શાંતિપૂર્વક મોઢું ખોલ્યું અને પોતાને જ સંબોધીને કહેવા લાગ્યો : 'હું કદે નાનો છું, પણ નેપોલિયન અને વિક્ટર હ્યુગો પણ બટકા હતા. મારું માથું નાનું છે, પરંતુ સોક્રેટિસ અને સ્પિનોઝાનું માથું યે નાનું હતું. હું ગંજો છું, પણ શેક્સપિયર પણ ગંજો હતો. મારું નાક લાંબું અને વાંકું છે, પરંતુ વોલ્ટેર અને જ્યોર્જ વોશિંગ્ટનનું નાક પણ લાંબું અને વાંકું હતું. મારી આંખો અંદર ધસી ગયેલી છે, પરંતુ સંત પોલ અને નીત્શેની આંખ પણ અંદર ધસેલી હતી. મારા જાડા જાડા હોઠ લૂઈ ચૌદમાના જેવા છે, અને મારી જાડી ગરદન ઠેઠ હનીબાલ અને માર્ક એન્ટનીની ગરદન જેવી છે.

ક્ષણભર એ ચૂપ રહ્યો. પછી વળી બોલવા લાગ્યો–

'મારા કાન લાંબા છે અને તે કોઈ જાનવરને અનુરૂપ છે, પરંતુ સર્વેન્ટિસના કાન પણ હુબહુ એવા જ હતા. મારો ચહેરો ઉપસેલો છે, મારા ગાલ લટકી પડેલા છે, પરંતુ લાફાયતે અને લિંકનના ચહેરાનો એ ભાગ એવો જ હતો. મારી દાઢી વિલિયમ પિટ અને ગોલ્ડસ્મિથની દાઢી જેવી જ છે. મારો એક સ્કંધ બીજા સ્કંધથી ઊંચો છે, પરંતુ ગોમ્બાટ્ટાના સ્કંધ પણ એવા જ હતા. મારી હથેલિયો ઘણી મોટી છે, અને મારી આંગળીઓ ઘણી નાની છે અને એ મામલામાં હું એડિંગ્ટન જેવો છું.

મારું શરીર સીધુંસટ છે, પણ મહાન વિચારકોમાં યે એવું લક્ષણ દેખાય છે. વિચિત્ર વાત એ છે કે, બાલઝાકની પેઠે હું પણ પાસે કોફીનો કપ હોય ત્યારે જ લખવા બેસી શકું છું. અને સૌથી મહત્ત્વની વાત તો એ કે, રખડુ ગમારો સાથે મેળમેળાપ રાખવાની મને ટેવ છે, એ બાબતમાં હું ટોલ્સ્ટોયને મળતો આવું છું. કેટલીકવાર હું ચાર ચાર, પાંચ પાંચ દિવસો સુધી હાથ–મોં નથી ધોતો. બીથોવન અને વોલ્ટ વ્હિટમેન પણ એમ જ કરતા હતા. કેટલીક અજબ વાત છે કે, સ્ત્રીઓનાં અંદર–અંદરનાં ગપ્પાં સાંભળવા માટે હું ફુરસદ મેળવું છું. બરાબર

એમ જ જિયો બ્રાની કોકેશિયો પણ કરતા હતા. મારી મદ્યપિપાસા મોલી, ઍબીનોબાર્સ અને નૂહથી યે વિશેષ છે, અને જમવામાં અમીર અશીર અને સિકંદર મહાન કરતાં આગળ છું.

થોડીવાર થોભીને સલીમ એફેન્ડીએ પોતાની ગંદી આંગળીઓનાં ટેરવાં માથે મૂક્યાં અને બોલવા લાગ્યો—

'આ છે મારું સ્વરૂપ—મારી વાસ્તવિકતા. ઇતિહાસના આરંભથી માંડીને અત્યાર સુધીના તમામ મહાપુરુષોના ગુણ મારામાં છે. એવો ગુણસંપન્ન માણસ જરૂર જ મહાન કાર્યો કરનારો હોય છે

એવું આત્મજ્ઞાન જ વિવેકનો સાર છે. એટલે હવે હું એ મહાન કાર્ય શરૂ કરીશ, જેને માટે બ્રહ્માંડના નિયામકે મને નિયુક્ત કર્યો છે, જેણે મારા અંતર આત્મામાં જોઈતાં સુસ્પષ્ટ તત્ત્વો સ્થાપ્યાં છે. હું હજરત નૂહથી માડીને સોક્રેટિસ બોકેશિયો અને અહમદ ફરીસ શિદયાકના સમય સુધીના મહાપુરુષોની નજીક રહ્યો છુ. હું નથી જાણતો કે, કયા મહાન કાર્યથી શુભ શરૂઆત કરું. 'પરંતુ દિવસના હાથો અને રાતની પ્રેરણાઓથી કોતરેલા આ રહસ્યમય ગુણો જે વ્યક્તિના રહસ્યમય આત્મા અને ભૌતિક શરીરમાં ભેગા થયા હોય, ચોક્કસ જ મહાન કાર્ય કરવા સમર્થ થશે...હું મને જાણી ગયો છું અને પરમાત્માએ મને જાણી લીધો છે મારો આત્મા ઝિંદાબાદ! આ બ્રહ્માંડ શાશ્વત રહે, જેથી હું મારું ધ્યેય સાધી શકું.'

અને સલીમ એફેન્ડી ઓરડામાં આંટા મારતો રહ્યો. એનો કુબડો ચહેરો આનંદથી ચમકતો રહ્યો અને બિલાડીના મ્યાઉં અને હાડકાંના ખડખડાટના મિશ્ર સાદ જેવા અવાજમાં એણે અબી અલ—અલા અલ ભખારીનું આ પદ લલકાર્યું—

અગરચે મૈં હું અપને દૌર કા અદના ઇન્સાં,
મગર વે કરકે ગુજરુંગા, ફરિશ્તે જો ન કર પાયે.

પછી જેવો અમારો એ મિત્ર પોતાનાં ગંધાતાં કપડાંમાં પોતાના ગંદા બિછાના પર જઈ પડ્યો કે, એનાં નસકોરાં બોલવા લાગ્યાં.

# બીજા સિક્કાની શોધ

☐ રતિલાલ 'અનિલ'

આ સિક્કાને જોયા કરું છું, બસ જોયા કરું છું, અને આરપાર કશું જોઈ શકાતું નથી...પારદર્શકતા અને સિક્કો જુદી ચીજો છે.... સામે સિક્કો હોય ત્યારે બીજું કશું હોતું નથી...સિક્કો એક સોનેરી ભીંત છે...વિશ્વના અપાર સૌન્દર્યાનંદની આડે એ ઊભો રહે છે, એના પર એકની એક મુદ્રા દેખાયા કરે છે...મુદ્રા દેખાય એ માટે તો એ અપારદર્શક છે .....પારદર્શક પર મુદ્રા ઊઠતી નથી, પેલે પારની મુદ્રા દેખાય છે... પારદર્શક આમ શૂન્ય છે છતાં તે એક કે ઘણી મુદ્રા યે બતાવીને પેલે પાર રાખી શકે છે... સિક્કો પ્રમાણિક છે, પોતાની પાછળ પણ તે સિક્કો જ છે! અને એ વફાદારી બક્ષે છે, સિક્કો જોનારી આંખ સિક્કો ફરવા જાય તો યે સિક્કો જ જુએ છે। સિક્કાની બીજી બાજુએ પણ સિક્કો જ દેખાય છે અને મુદ્રા ઘસાઈ જાય તોયે એનો આકાર આંખમાં ઉપસેલો જ રહે છે.

સિક્કાને એક જ બાજુ હોય છે. કારણ કે સિક્કો તેની બંને બાજુએ સિક્કો જ હોય છે.

હવે એ સિક્કો તો અહીં પડી રહેવાનો . મારે જવાનો વારો આવ્યો છે. સિક્કો જોઈ જોઈને આંખમાં એની મુદ્રા એવી તો અંકાઈ ગઈ છે કે...હવે એ છાપ ભૂંસીને મારે જવાનું છે ..જઈશ ત્યાં કહે છે કે આ સિક્કો નહીં ચાલે...હવે મારી ખોજ બીજા સિક્કાની છે.. એના પર ઇન્દ્રની મુદ્રા હોય કે વિષ્ણુની કે ક્રાઇસ્ટની કે બુદ્ધની ? કોઈ ગુરુ કે તીર્થની છાપ હોય તો ચાલે કે કેમ ? મારી પાસેના, જૂના સિક્કાના બદલામાં નવો સિક્કો માગું છું એવું નથી...આ ચાલુ સિક્કો તો મારે વારસામાં મૂકી જવાનો છે...ગણતરી કરી કરીને મેળવેલો સિક્કો, જોઈ

તપાસીને લીધેલો સિક્કો એમ આપી ન દેવાય......મારે હવે ખપનો નથી પણ 'મારા'ને તો ખપનો હોયને! પણ, મારી ચિંતા એ છે કે, મારે જ્યાં જવાનું ત્યાં કયો સિક્કો ચાલે છે? જનારને કયો સિક્કો ત્યાં ચલાવે છે?

ત્યાં કયા સિક્કો ચાલે છે એ કહેનારા અહીં ઘણા છે, પણ વિશ્વાસ પડતો નથી. એવા સિક્કા દેનાર યે ઘણા છે, સિક્કા પણ ઘણા છે. દરેક પર જુદી જુદી મુદ્રા છે...હું પરેશાન છું...કોઈ એક જ રાજ્યમાં અનેક મુદ્રાના સિક્કા ચાલે તો એ રાજ્ય કેવું? એવા રાજ્ય પર વિશ્વાસ કેમ મૂકી શકાય? એ રાજ્યનો બહુ ભય લાગે છે...આ એટલે ત્યાં જવાનું ટાળ્યા કરું છું. મને અહીંનો અને અહીંના સિક્કાનો મોહ નથી રહ્યો, પણ નવા સિક્કાની અચોક્કસતાએ નવો પ્રદેશ મારે માટે શંકાસ્પદ બન્યો છે, ભયજનક પણ ખરો...જ્યાં ઈન્દ્રછાપ, વિષ્ણુ-છાપ, ક્રાઈસ્ટછાપ એવી અનેક છાપના સિક્કા ચાલે તો એ રાજ્ય કેવું? ત્યાં કોઇ વિસ્તારમાં ઈશ્વરમાન્ય મોટો ભગત પોતાની છાપનો સિક્કો યે ચલાવતો હોય એવું યે બને! મારી આંખમાં આમ પણ અહીંના સિક્કાની છાપ અંકાઈ ગઈ છે, બીજી કોઇ છાપ મારી નજરમાં વસવાની નથી...મારા ચહેરે પણ કદાચ એ જ સિક્કાની છાપ હશે...અને એ જ તો મારું આશ્વાસન છે કે ચહેરા પર એ છાપ જોઈને જ ત્યાં આવકાર મળે!

આમ છતાં ત્યાં ચાલતો હોવાનું કહેવાય છે એવો બીજો સિક્કો કે બીજા સિક્કા લઇ રાખવા સારા...સાવચેતી રાખીએ તો સલામતી યે રહે..મને એ સિક્કા પર શ્રદ્ધા નહીં હોય તોયે મારા પર તો શ્રદ્ધા હોવી જ જોઇએ! અહીં સિક્કા ચાલ્યા નથી પણ મેં ચલાવ્યા છે! સિક્કા પરની છાપ કાઢી લઇને જ બધા સિક્કા ચલાવ્યા છે, તો ત્યાં પણ એમ જ છાપ વગરનો યે સિક્કો ચલાવવાની મારી શક્તિ પર મારે વિશ્વાસ રાખવો જોઇએ.

સાધુ-સંતોએ, કહે છે કે, બીજા રાજ્યમાં ચાલતા સિક્કા મોટી

સંખ્યામાં સંઘરેલા છે...અહીં ચાલતો સિક્કો એમને આપીએ તો તેઓ ત્યાં ચાલતો સિક્કો આપણને આપે છે...એવાં તો ઘણાં ચલણ-એક્સચેન્જ બ્યુરો છે. એમના સિક્કા પર આજે વિશ્વાસ તો નથી બેસતો. છતાં સલામતી ખાતર એવી ત્રેવડ કરી રાખી સારી ! બાકી સાચી મુદ્રા તો મારા ચહેરે છે. જ્યાં અનેક મુદ્રાવાળા વિવિધ સિક્કા ચાલે છે એવા ભયજનક રાજ્યમાં જવાનું હોય ત્યારે બધી ત્રેવડ કરી રાખી સારી ! 

## સંબંધ

રતિલાલ 'અનિલ'

કાચને કંઈ તૂટવાની બીક છે ?
આપણો સંબંધ એવો, ઠીક છે !
આભ શો વ્યાપક અને લગરીક છે,
દૂરનું છેટું બહુ નજદીક છે !
સ્મિતના વહેવાર માટેનું મિલન,
સ્થૂળ રેખા કેટલી બારીક છે !
રેખ તૂટે ને વળી સંધાય પણ,
નવજીવનથી મોત પણ નિર્ભિક છે !
કેટલી વિહ્વળતા પામે છે હૃદય,
આપણો સંબંધ બહુ માર્મિક છે !
બેઉ પડછાયા મળે કે ના મળે,
પ્રેમ તો આત્મીય ને આત્મિક છે !

# કંકાવટી

એપ્રિલ ૧૯૭૬

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૦૬ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦-૨, સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૨

## –શિયાળામાં મંત્રગાન ☐ ક્લૉડ વિજી

☐ પ્રમોદકુમાર પટેલ

અશ્રુભીંજ્યા આ અરણ્યમાં
કોણ એ સ્વપ્નરત પંખી ?
અહો ઊગતો સૂર્ય,
અને આ ધરતી નવપુષ્પિતા !

વૃક્ષ જો અગ્નિઝાળથી ઠુંઠાઈ જાય છે.
તો એની ભસ્મ
મૂળવાળા તારાને સગર્ભ કરે છે.

સર્જનનો શ્વાસ,
પડઘાતો શબ્દ,
તે આ વિશ્વના શિયાળામાં
અવતારત સૂર્ય,

આવો,
રાત્રિને અને એના ભયને પ્રકાશિત કરી દો,
બરફના હૈયામાં છે
કો એકાકી જીવંત પંખી.

આદિતમિસ્રમાં ઉદ્‌ભૂત
સર્જનનો શ્વાસ,
પડઘાતો શબ્દ,
પવનમાંથી તું ઝંપલાવી દે.

નવસ્ર, એકાકી,
પૃથ્વીપટે ન કો આશ્રયસ્થાન,
તારા જન્મથી તેં
માતૃહૈયાનો નિષેધ કર્યો,

મૃત્યુથી સુરક્ષિત
રાત્રિનું પંખી,
તારી ખુલ્લી પાંખમાં
તું અખિલ આકાશને ધરી દે.

પ્રાણદાતા સૂર્ય છે
મોજાંઓ પર આરૂઢમાન,
ભય અને સમાધિ
એકમેકમાં મળે.

પ્રકાશ જ્યાં
અંતરની રાત્રિ પર આક્રમણ કરે છે
ત્યાં તું
કવિતાને વિશ્વને
            પ્રાપ્ત કરે છે
સર્જનનો શ્વાસ,
પડઘાતો શબ્દ.



## —એક રાતે □ યાનિસ્ રિત્સો
□ પ્રમોદકુમાર પટેલ

વર્ષોથી એ મહાલય બંધ હતું.
એની જાળીઓ
  ઝરુખાઓ
   તાળાંઓ
સર્વ ધીમે ધીમે જીર્ણશીર્ણ થઈ રહ્યાં હતાં;

ત્યાં
એક રાતે
ઓચિંતાનો જ
આખો ય બીજો મજલો એકદમ ઝળહળી ઊઠ્યો,
આઠેય બારીઓ એની
    સાવ ખુલ્લી,
બે ઝરુખાઓનાં કમાડો પણ
      સાવ ઉઘાડાં
      પડદા ય નહિ ત્યાં
થોડાક રાહદારીઓ ત્યાં થંભી ગયા
      અને
      તેમણે ઊંચે નજર કરી.
કેવળ શાંતિ
કોઈ ચેતનનો સંચાર નહિ.
એક ચોરસ પ્રકાશિત અવકાશ માત્ર.
સિવાય કે એક આદિકાલીન અરીસો,
—દિવાલને અઢેલીને ગોઠવાયેલો,
કોતરણીવાળા સીસમના ભારેખમ
    ચોકઠામાં મઢાયેલો, જે
ફરશ પર
એક બિંદુએ સંધાતાં જીર્ણશીર્ણ
          પાટિયાંઓને
ગજબનાક ગહરાઈએ
પ્રતિબિંબિત કરી રહ્યો હતો.

## —જ્યોર્જિઝ બ્રેકને □ પોલ એલ્વર્ડ

□ પ્રમોદકુમાર પટેલ

પંખી ઊડી જાય છે,
નકામા આચ્છાદનની જેમ
તે વાદળોને ફગાવી દે છે,
ક્યારેય એણે પ્રકાશનો ભય સેવ્યો નથી
પોતાના જ ઉડ્ડયનમાં પરિબદ્ધ,
ક્યારેય કોઈ પડછાયાનો
એણે અંગીકાર કર્યો નથી.

ધાન્યનાં કણુસલાંઓ ભાંગ્યાં છે સૂર્યથી
અરણ્યોમાંનાં પર્ણો સૌ
સંમતિની હા ભણે છે,
સંમતિની હા કેવી રીતે ભણવી
માત્ર એટલી જ તેમને ખબર છે,
હરેક પ્રશ્નમાં, હરેક ઉત્તરમાં
અને સંમતિની ગહરાઈઓમાં
વહી જાય છે ઝાકળબિંદુ.

ભટકતી નજરોવાળો માણસ
વર્ણવે છે પ્રેમનું આકાશ.
અને સંચિત કરે છે તે વિસ્મયો
અરણ્યનાં પર્ણોની જેમ
ઊડતાં પંખીઓની
અને નિદ્રાધીન માનવીઓની જેમ.

## —ભૂરાં આકાશો ☐ ક્લૉડ વિજી

☐ પ્રમોદકુમાર પટેલ

કરોળિયો,
મારી રાત્રિનો સમ્રાટ,
ધરતી નીચેના મારા દરમાં
હું
એક જાળીઓવાળી બારી ગૂંથ્યા કરું છું.

ગુજરેલા દિવસોમાં હું જે કંઈ હતો
તે સર્વ એકાદ દશ્યપટમાં કેવી રીતે આવી શકે?
જીવન અને તેના ચહેરા સાથેના
મારા મુકાબલામાં
મને મળ્યાં છે
ઘણુંય નામો, ચકરાવાઓ અને નયનો.

ખંડિયેરોને એનો રાજમહેલ
બાગબગીચાને અસ્થિકુંભ;
રાત્રિના શરાબપ્યાલામાં
શરાબ પણ બદલાશે.

મૃતાત્માઓ કંઈ દૂર નથી;
તેમની રાત્રિઓમાં
મારી છાયા પણ
ધરતીની આત્મીય ધૂળમા ફરી મળી જાય છે.
ક્યાથી મારું ગીત રુંધવામાં આવ્યું છે;
કોઈ શેતાન
મારી શય્યામાં મારા આનંદને પોષી રહ્યો છે.

પ્રભાતની હીમકણિકાઓ પ્રતિ
અક્ષય્ય ધુમ્મસ
છિદ્રાળુ ઈંટોમાંથી ગળાતું જાય છે.

અશ્રુનો જે ગુંબજ
હું ગૂંથી રહ્યો છું તેમાં
મહારાત્રિના આગમન પૂર્વેના
થોડાક ગણત્રીના કલાકો જ બાકી હશે,
કેટલો ટૂંકો સમય.

નિદ્રાની દિવાલ પરના
પથ્થરોના ગુલાબોમાં
પાંપણરહિત મારી આંખોને
જો ક્ષણભેક્ષણનું સ્વપ્ન કો,
આ મરતી છે તેની પ્રાપ્તિ.

મારા કાચના પગોએ ગૂંથ્યું છે:
મારું જાળું છે મારો સૂર્ય !



## મારી માતાના ખબર ☐ જયઁા બાપ્તિસ્ત તોરિ

☐ પ્રમોદકુમાર પટેલ

હવે હું
ઋતુઓના વૃક્ષ પર
એકદમ ટોચને સ્થાને બેઠો છું,
નીચે દૂર દૂર હેઠાણુમાં
ભૂતકાળની અચળ ધરતીને હું જોઉં છું,
સૂર્યના પહેલા પહેલા આમંત્રણે
પંખીઓના ઉડ્ડયનને
બાઉબાઉ વૃક્ષ તાકી રહે તે પૂર્વે,
બીજના પ્રવાહ સમક્ષ
ખેતરો પોતાને ખુલ્લાં ધરી દે ત્યારે,
તારાં પગલાંઓએ
મારી આસપાસમાં ગીતો ગાયાં.
મારા પવિત્ર અંઘોળ સમયે
ઘંટડીઓ રણકી ઊઠે છે
ઋતુઓના વૃક્ષ પર
હવે હું
એકદમ ટોચને સ્થાને બેઠો છું.

પૂર્ણિમાના આ ચંદ્રમાં નિહાળું
આ અશ્રુઓ—અત્યાર લગીનાં—જે
તારી અનુપસ્થિતિને સભર ભરી દે છે,
મારી કીકીઓમાં તોળાયા કરે છે
તારી પ્રતિમા
તેને તે ટીપે ટીપે અજવાળ્યા કરે છે
જાણે ફરીથી તું મારામાં જીવતી થઈ હો એ રીતે,
હરેક રાત્રિએ,
તારી વેદનાઓમાં ભીંજાતો
હું જાગી પડું છું.

## ત્રણ કાવ્યો □ હેલ્પર ક્રિસ્ટી

□

એક
શીંગડાંવાળો
સળગતો સાપ
સૂર્યમાંથી નીકળીને
તૃણની ટોચમાં ઊતરી ગયો

□

કેટલાંય
વર્ષોથી
બંધ રાખેલી
એક ક્ષણ—ની બારી
ઊઘાડતાંની સાથે જ
મેં
આજસુધી
એકઠું કરેલું અંધારું
૭ પાંખનું પંખી થઈને
ઊડી ગયું
મારામાંથી.

□

હું
તો
ધબ્ ધબ્ ઊતરી ગયો
પેલો અંધારિયો દાદરો
હવે
પગથિયાંની પાછળ પગથિયાં
ઊતર્યા કરે છે

# અન્ના દોસ્તોએવસ્કીનાં સ્મરણો

તાજેતરમાં દોસ્તોએવસ્કીની બીજી પત્ની અન્ના દોસ્તો-એવસ્કીનાં સંસ્મરણોનો અંગ્રેજી અનુવાદ પ્રગટ થયો છે. અન્ના દોસ્તો-એવસ્કીનાં આ સંસ્મરણો સોવિયેત સંઘમાં ૧૯૨૫માં, અન્નાના નિધન પછી આઠ વર્ષ બાદ પ્રગટ થયાં હતાં, પણ એનો અંગ્રેજી અનુવાદ તાજેતરમાં પ્રગટ થયો છે. દોસ્તોએવસ્કીના લેખન અને જિંદગી બંનેએ વીસમી સદીના સાહિત્ય અને વિચાર પર ભારે પ્રભાવ પાડ્યો છે. દોસ્તોએવસ્કીના જીવનની મહત્ત્વની ઘટનાઓ—એના પિતાની ખેડૂતોએ કરેલી હત્યા, એનો સ્વયં મૃત્યુનો સીધો સાક્ષાત્કાર, બંદૂક-ધારી સિપાહીઓ એને ખતમ કરવા તૈયાર થયા હતા ત્યારે, સાઇબિ-રિયામાં એની નિર્વાસિત જિંદગી, જુગાર, ગરીબી, ઉધારી અને બીમારી આદિ એના લેખનની અદ્ભુત કલ્પનાશક્તિનો પરિચય આપે છે, પણ અન્નાનાં સંસ્મરણો દોસ્તોએવસ્કીની જિંદગીમાં એ તથ્યો સાથે ઘણું એવું ઉમેરે છે, જે એક સમીક્ષકે લખ્યુ પણ છે તેમ, અન્નાના પોતાના પતિ પ્રત્યેના પેલા જબરદસ્ત ધાર્મિક આવેગનો આપણને પરિચય કરાવે છે, જે ખુદ દોસ્તોએવસ્કીના પોતાના લેખનની સાથે હતો.

સેન્ટ પીટર્સબર્ગ, ૧૮૬૬. અન્નાની ઉંમર ત્યારે માત્ર ૨૦ વર્ષની હતી. એ સ્ટેનોગ્રાફીની હોશિયાર, સ્વતંત્ર વિદ્યાર્થિની હતી. દોસ્તોએવસ્કી ત્યારે ૪૫ વર્ષનો હતો અને પોતાની વિખ્યાત નવલકથા 'અપરાધ અને દંડ' લખતો હતો માંદગીના હુમલા સહન કરતો હતો. એણે પોતાના આર્થિક સંકટમાં એક પ્રકાશક પાસેથી પહેલી નવેમ્બર ૧૮૬૬ સુધીમાં એક નવી નવલકથા આપવાનો કરાર કર્યો હતો. ચોથી ઓક્ટોબર, ૧૮૬૬એ અન્નાએ દોસ્તોએવસ્કીના ઘરે પહોંચીને પ્રવેશ-દ્વારની ઘંટડી વગાડી ત્યારે દોસ્તોએવસ્કીએ પેલી નવલકથાનો એક શબ્દ પણ લખ્યો નહોતો. ૨૯, ઓક્ટોબરે દોસ્તોએવસ્કીએ પોતાની

નાની નવલકથા 'જુગારી' પૂરી ત્યારે એણે અન્નાને ખુશીના એ પ્રસંગે રેસ્ટોરાંમાં રાત્રીભોજન આપવાનું નોતરું આપ્યું. 'શું તું કોઈ દિવસ કોઈ રેસ્ટોરાંમાં ગઈ છે?' 'ના, કદી નહીં.' 'તો શું તું નહીં આવે? હું મારી પ્રિય સહાયકની તંદુરસ્તી માટે પીવા ચાહું છું.' અન્નાએ જવાબ આપ્યો કે મારે માને પૂછવું પડશે. પણ મનોમન એ શરમાળ સ્વભાવને કારણે અસ્વીકાર કરવાનું જ વિચારતી હતી. અન્નાને ખબર પડી કે આવતી કાલે (૩૦મી ઑક્ટોબર) દોસ્તોએવસ્કીનો જન્મદિવસ છે. એણે નવો ખરીદેલો પોશાક પહેર્યો. દોસ્એવસ્કીએ નોંધ્યું કે અન્ના આજે લાંબી અને શાલીન દેખાય છે.

ચોથી નવેમ્બરે જ્યારે આગલા એક મહિનાની ઘટનાઓ પોતાની વિવાહિત બહેનને કહી તો બહેને કહ્યું, 'એ બધું નકામું છે નેતોશકા, તારો દોસ્તોએવસ્કી પ્રત્યેનો પ્રેમ તને ક્યાં યે નહીં લઈ જાય. તારાં સપનાં કદી પૂરાં નહીં થાય, અને ઈશ્વરનો આભાર કે સપનાં પૂરાં નહીં થાય, એ તો જો કે દોસ્તોએવસ્કી કેટલા માંદા રહે છે અને કરજના બોજથી દબાયેલા છે.' ચોથી નવેમ્બરે દોસ્તોએવસ્કીએ અન્ના સામે વિવાહની ઈચ્છા પ્રગટ કરી.

દોસ્તોએવસ્કીએ અન્ના સાથે વિવાહની ઈચ્છા પ્રગટ કરવા માટે પણ પોતાની રીત અજમાવી. એણે અન્નાને પોતાની એક નવલ-કથાની યોજના કહી. તેમાં એક મોટી ઉમરનો માણસ એક નવયુવતી સાથે પરણવાની ઈચ્છા પ્રગટ કરે છે. એ પ્રસંગનું માળખું વર્ણવીને દોસ્તોએવસ્કીએ અન્નાને પૂછ્યું કે, એ નવયુવતીએ શું કરવું જોઈએ? 'ટાઇમ્સ લિટરરી સપ્લિમેન્ટ'ના વિવેચકે એ પ્રસંગની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે સામાન્યપણે લોકો જે બાબતમાં સહેલાઈથી પસાર થઈ જાય છે ત્યાં દોસ્તોએવસ્કી જેવા અઘરા વ્યક્તિત્વને બીજા સાથે સીધા અને સાદા સંબંધ બાંધવામાં મુશ્કેલી પડે છે. અન્નાએ દોસ્તોએવસ્કી સાથેના શરૂઆતના દિવસો સંભારીને એક અનાડી, વિચિત્ર, ઉતાવળિયા, ઘરડા, રોગી અને ખૂબ સિગારેટ ફૂંકનારા માણસની તસવીર આલેખી છે. એ માણસ ફ્લેટમાં રહે છે, એનામાં

ખૂબ ઉત્સાહી થવાની શક્તિ તો છે, પણ એને તરત આઘાત પણ લાગી જાય છે, દોસ્તોએવસ્કીના વ્યક્તિત્વમાં થાય છે, જોઈશું, અસંયમ અને ચૂપકીદીના અજબ ગુણોનું મિશ્રણ હતું.

પણ એ જ સમીક્ષકના મતે પુસ્તકની શરૂઆતમાં તો દોસ્તો-એવસ્કીની આવી તસવીર મળે છે. પણ ધીરે ધીરે એ તસ્વીર ખોવાતી જાય છે, તે પછી વાસ્તવિક દોસ્તોએવસ્કી આપણને ક્યાંય મળતો નથી. તસવીરનો એક ચોક્કસ કોણ આપણા દિમાગમાં અંકાય છે—એક વિધવા 'પોતાની રીતે' પતિને યાદ કરે છે. એ તસવીરની નૈતિક સાધુતામાં દોસ્તોએવસ્કીને પોતાની આર્થિક સ્થિતિ અને પોતાના ચારિત્ર્યના નૈતિક અંધકારે એક તાકાતની સાથે પોતાને જન્માવ્યો હતો એ માણસ મળતો નથી. હા, ક્યાંક ક્યાંક દોસ્તોએવસ્કીનો ઈર્ષ્યાળુ સ્વભાવ જરૂર એના વ્યક્તિત્વ પર એક ખાસ રીતે પ્રકાશ પાડે છે. દોસ્તોએવસ્કી પોતાની યુવાન પત્નીને લોકો જોઈ રહે એવાં સારાં કપડાં પહેરવા દેતો નહીં.

અન્નાએ લખ્યું છે કે શરૂમાં દોસ્તોએવસ્કી પાછળથી કરતા, એટલો પ્રેમ નહોતા કરતા. પણ ધીરે ધીરે અન્નાએ ઘરેલું, સામાજિક અને આર્થિક બાબતો પોતાના હાથમાં લેવા માંડી. મકાન અને ફ્લેટ એ પોતાના નામે જ ભાડે લેતી. પ્રકાશન, કાગળની ખરીદી, છપાવવાની વ્યવસ્થા, હિસાબ–કિતાબ, બધું એના હાથમાં આવી ગયું 'ન્યૂ સ્ટેટ્સ-મેન'ના સમીક્ષક જોન જોન્સે અન્નાના વ્યક્તિત્વના એ પાસાને એ પ્રસંગ સાથે જોડ્યો છે, જ્યારે વિવાહ કરવા અંગે અન્ના હા પાડે છે ત્યારે દોસ્તોએવસ્કી ઉત્સાહમાં કહે છે, 'તું તો મારો નાનો હીરો છે!'

'ના, તમે ખોટું કહો છો, તમને એક હીરો નહીં, એક નાનો સાધારણ પથ્થર મળ્યો છે.' જોન જોન્સે યોગ્ય જ કહ્યું છે કે, 'હા, સખ્ત, બધું જ સહન કરનારો પથ્થર, અને હા, એક પ્રસન્ન પથ્થર.'

લગ્ન પછી તરત અન્નાને ઘણી મુસીબતોનો સામનો કરવો પડ્યો, કેમકે દોસ્તોએવસ્કીના કુટુમ્બના માણસો એ લગ્નથી રાજી નહોતા. એ તો સ્વાભાવિક જ છે કે ઘડપણ તરફ આગળ વધતા પુરુષ સાથે એક

છોકરી પરણવાનો નિશ્ચય કરે તો વર–વધૂ બંનેનાં કુટુંબો સહેજે એ માટે સહમત ન થાય. દોસ્તોએવસ્કીની જીવનીકાર, અન્નાની માનો સહાનુભૂતિભર્યો વ્યવહારની એવી વ્યાખ્યા કરે છે કે દોસ્તોએવસ્કી એક મોટી ઉમરનો વિધુર, બીમાર અને કરજદાર હતો. પણ અન્નાની મા તો એનાથી ચકિત થઇ ગઈ હતી કે, અરે આવો મહાન માણસ આટલો બધો વિનમ્ર છે!

પણ, દોસ્તોએવસ્કીના આશ્રિતો પોલ, વેમેલિયા તથા નિકોલસે અન્નાને નીચી દેખાડવા પ્રયત્નો કર્યા પણ એમણે સીધાં આક્રમણ તો કર્યાં નહીં, પણ સાવધાનીપૂર્વક અન્નાની ખરાબ છબી રજુ થાય એવા પ્રયત્નો કર્યા અન્નાએ જણાવ્યા પ્રમાણે પોલ ઘરની તમામ દીવાસળીની પેટી છુપાવીને એવું પૂરવાર કરવા મથતો કે ઘર ચલાવવું એ અન્નાના હાથની વાત નથી.

એમ તો અન્નાનાં સંસ્મરણો વિશે ટાઇમ્સ લિટરરી સપ્લીમેન્ટના સમીક્ષકનો એવો મત છે કે આ સંસ્મરણોથી દોસ્તોએવસ્કીની જે છબી પ્રગટ થાય છે તે તો છે જ, પણ અન્નાની પોતાની છબી અંકાય છે ત્યાં પુસ્તક વધારે અંતરંગ અને સચ્ચાઇભર્યું બની રહે છે. અન્ના પોતાની ઊણપો સ્વીકારતા ખંચાતી નથી એથી તો એ છબી વધારે પ્રભાવશાળી બની જાય છે. પણ એટલું અવશ્ય છે કે ઓસિપ માંદલસ્તામની પત્ની નોદેજબાનાં સ્મરણો પોતાની પતિની કવિતાની વ્યાખ્યા પર નવો પ્રકાશ પાડે છે, પણ અન્નાનાં સ્મરણો દોસ્તોએવસ્કીની નવલકથાઓની વ્યાખ્યામાં કશું નવું ઉમેરતાં નથી. (દિનમાન)

□

## ધુમ્મસ

□ એફ. આર. મેક્રીરી
F. R. Mecreary
□ એમ. આર. પાલેજા

ધીમેથી ધુમ્મસ,
ખૂંધા ખભે, ભૂખરા ચહેરે
હાથ ફેલાવી આગળ વધે છે,
આંગળીઓનાં ટેરવાં માર્ગને અડકાડતો
અંધારાં ઘરો
અને અંધારાં ગુલાબ-બાગો પાસે થઈને.

કિનારાથી ગલી તરફ,
ધીમેથી ધુમ્મસ,
ખોળતું, ખોળતું.

હાથ પહોળા કરી, ખૂંધવાળા ખભે,
ફંફોસતું, ફંફોસતું;
શેરીઓમાંથી બહાર ખેતરો તરફ,
ધીમેથી ધુમ્મસ......
એક આંધળો માણસ શોધતો ચન્દ્રને.

# બ્રાઉનની વહુ

મૂ. લે. બ્રેટ હાર્ડ
અનુ. : વિજય શાસ્ત્રી

વિંગહેમ જનારી ઘોડાગાડીની બારીઓ પાસે તમાકુના ધુમાડા અને બૂટની એડીઓના અવાજો ઓછા થઈ ગયા અને વાતચીતો પણ મૃદુ અવાજે થવા લાગી એ પરથી જ સાબિત થઈ ગયું કે ગાડીમાંના મુસાફરોમાં કોઈક યૌવના પણ હોવી જ જોઈએ.

નવરા રખડુઓની દરેક શોભ–સ્થાને થતી ભીડ અને હેટ, કોટ ટાઇને ઠીકઠાક કરવાની ચેષ્ટા એ પણ પુરવાર કરતી હતી કે યૌવના રૂપાળી પણ હોવી જોઈએ. આ બધાંમાં માત્ર મિસ્ટર જેક હેમલિન જ તેના ઠંડા અને કરડા મુખભાવથી જુદો તરી આવતો હતો. તેનો એવો મુખભાવ; સ્ત્રીઓ, પુરુષોને પોતાના તરફ આકર્ષનારી લોભી વ્યક્તિઓ હોય છે જેથી પુરુષો જુગાર રમવા તરફ બેદરકાર બની જાય છે એવા કઠોર તત્ત્વજ્ઞાનના ભાગરૂપે જ ઊપસ્યો હતો. તે ડ્રાયવરની બાજુમાં છેક આગળની બેઠક પર હતો.

પોતાના ઉપરોક્ત કઠોર તત્ત્વજ્ઞાનને લીધે જ એ જ્યારે પોતાના સાંકડા બૂટને ગાડીના પૈડા પર ટેકવી નીચે ઊતર્યો ત્યારે પણ લીલા રેશમની રિબનપટ્ટી જેમાંથી પવનમાં લહેરાતી હતી એ બારી તરફ લેશમાત્ર ધ્યાન આપ્યા વિના તે આમથી તેમ ટહેલવા લાગ્યો. પોતાના સજ્જડ ભીડેલાં બટનવાળા ડગલા અને આત્મપ્રભુત્વયુક્ત વ્યક્તિત્વને કારણે તે, વેવલા અને બેચેન બની ગયેલા બીજા મુસાફરોથી સાવ જુદો તરી આવતો હતો.

'પોતપોતાની જગ્યાએ આવી જાઓ' હાંકેડુએ બૂમ મારી અને મિસ્ટર હેમલિન ગાડીમાં પાછો ફર્યો. તેનો પગ ગાડીના પૈડા પર અને ચહેરો બારીની ઊંચાઈ પર હતો ત્યારે પેલી માદક આંખો તેની આંખો

સાથે પ્રથમ વાર ટકરાઇ. તે શાંતિથી અંદર આવ્યો. અંદરના મુસાફરો સાથે કંઈક ધૂસપૂસ કરી જેને પરિણામે તેની મૂળની બેઠક બદલાઈ અને શાંતિથી અંદરની તરફની એક બેઠક પર તેણે આસન જમાવ્યું. સ્ત્રીઓ વિશેની મિસ્ટર હેમલિનની આગળ જણાવેલી ફિલસૂફી, ત્વરિત અને મક્કમ નિર્ણય લેવામાં તેને ક્યારેય અવરોધરૂપ બનતી નહોતી.

બીજા મુસાફરોને–ખાસ કરીને પેલી સ્ત્રીને રિઝવવાનો યત્ન કરનારા બીજા મુસાફરોને–જેકની હાજરી ગમતી નહોતી. તેમાંના એકે સહેજ આગળ તરફ ઝૂકીને સ્પષ્ટ રીતે પેલી સ્ત્રીને મિસ્ટર હેમલિનના ધંધા અંગે માત્ર એક જ શબ્દમાં જાણ કરી કે 'જુગારી.' આ શબ્દો તેણે સાંભળ્યા કે નહીં અને આવી જાણ કરનાર એ પ્રખ્યાત ધારાશાસ્ત્રી–જેની પાસેથી પોતે અનેક ડોલર જીત્યો હતો તે–ને જેક ઓળખી શક્યો કે નહીં તે હું કહી શકું તેમ નથી. ઓળખ્યો હોય તોય એના ચહેરા પર ઓળખાણની કોઈ એંધાણી વરતાતી નહોતી. શાંતિપૂર્વક બધું નિરખ્યા કરતી તેની કાળી આંખો, કોઈ પણ જાતના ભાવ વગર ધારાશાસ્ત્રીઓને વટાવી દૂરનું કશુંક તાકી રહી હતી. સ્કોટસફેરી ખાતે ગાડી થોભી ત્યાં સુધી તે આંખો, પુરુષોની બાજુમાં બેઠેલી રૂપાળી લલનાને તાકતી જ રહી, તાકતી જ રહી.

ગાડીના થોભતાંની સાથે જ પેલો ધારાશાસ્ત્રી તથા કોંગ્રેસનો એક સભ્ય ગાડીમાંથી કૂદકો મારીને બહાર આવ્યા અને પેલી 'સ્વર્ગીય આકૃતિ'-ને ગાડીમાંથી બહાર આવવામાં મદદ કરવા આતુર બની ઊભા. ત્રીજા એક સજ્જને તે સ્ત્રીનો સુંદર કોટ ઊંચકી લેવાની સેવા બજાવી.

આ બધું માત્ર ક્ષણવારમાં જ બન્યું. દરમિયાનમાં જેક હેમલિને ગાડીની બીજી તરફનું બારણું ઉઘાડી પેલી યૌવનાનો રૂપાળો હાથ ઝાલી, નીચે ઊતરવામાં મદદ કરી. આ જોઈને ગાડીવાન યૂબા બિલ મોંએ હાથ દાબીને હસ્યા વિના રહી શક્યો નહીં.

મિસ્ટર હેમલિન ખાણા માટે પણ રોકાયો નહિ. તેનો ઘોડો જીન સાથે તૈયાર હતો. તે વચ્ચે આવતું નાનકડું ઝરણું કૂદાવી, ટેકરી વટાવી, વિંગડેમ જવા માટેના ટૂંકા રસ્તા તરીકે કેટલીક વાર વપરાતી

પગદંડી પર આગળ દડૂકાવતો રહ્યો.

સવારી કરતે કરતે પાઈનવૃક્ષોવાળાં નાનાં નાનાં ખેતરો તેની નજરે પડ્યાં. ફૂલોથી ખચિત એક ડાળ એક મકાનના બારણા જેટલી ઊંચી વધી હતી. ત્યાં એક માતા બીજી એક ડાળ પર ખીલેલાં પુષ્પોની છાયામાં ઊંઘતાં બાળકનું ધ્યાન રાખી રહી હતી. જરાક આગળ વધતા ઝરણાના પાણીમાં ઉઘાડા પગે છબછબિયા કરતાં કેટલાંક બાળકો હેમલિનને મળ્યા. આ બાળકો સાથે એણે એટલી તો મીઠડી દોસ્તી બાંધી દીધી કે કેટલાક છોકરાઓ તો પગ પકડીને ઘોડાની પીઠે ચડવાને તોફાન કરવા લાગ્યા. ત્યાંથી આગળ વધતાં પહેલાં હેમલિન થોડાંક ચુમ્બનો અને સિક્કાઓ પાછળ મૂકતો ગયો. અને પછી જંગલમાં આગળ વધતા જેકે એટલા તો કોમળ અને મીઠડા અવાજે ગાવાનું શરૂ કર્યું કે, હું માનું છું કે, એને સાંભળવા કદાચ પંખીઓ પણ થંભી ગયાં હશે!

એક હાથમાં પત્તાંની કેટ અને બીજામાં બંદૂક રાખનાર, બહારથી હૃદયહીન લાગતો આ જુગારી ભાવપૂર્ણ અને મધુર રસથી યુક્ત ગીત ગાઈ શકે તે માનવું ખરેખર મુશ્કેલ હતું.

થોડી વાર પછી. મિસ્ટર હેમલિન પાછો વિંગડેમ જનારી ધોરી સડક પર પૂર્વવત આગળ વધી રહ્યો હતો. વૃક્ષહીન તળેટીઓ અને કપાયેલાં વૃક્ષોનાં થડો શહેર ઢૂંકડું આવી રહ્યું હોવાનું સૂચવતાં હતાં. પછી તો દેવળનો શીર્ષભાગ દેખાયો એટલે તેની સંપૂર્ણ ખાતરી થઈ ગઈ કે પોતે ઘેર આવી પહોંચ્યો છે. થોડીક મિનિટો બાદ એક નાનકડી, સાંકડી ગલી વટાવીને તે સોનેરી રંગે શોભતી બારીઓવાળા મેગોલિયા સલૂન પર આવી પહોંચ્યો. જ્યાં દારૂ પીરસાતો હતો એવા એક વિશાળ ઓરડાને વટાવીને તે એક અંધારિયા લાંબા ઓરડામાં આવી પહોંચ્યો અને તેને પણ વટાવીને એક કીમતી રાચથી સુશોભિત, આછા ઉજાસવાળા ઓરડામાં આવ્યો બારણે ટકોરા પડ્યા ને જાગ્યો ત્યાં સુધી એ ઓરડામાં તે ઊંઘતો જ રહ્યો. ટકોરા સાંભળી તેણે એક પાતળી દોરી ખેંચીને બારણું ઉઘાડ્યું અને એક માણસે અંદર પ્રવેશ કર્યો

નવાંગતુક એક, પહોળા, ખભા, અને તંદુરસ્ત–પડછંદ કાયાવાળો આદમી હતો. પરંતુ આ વિશેષણો તેના ચહેરાને લાગુ પાડી શકાય એમ નહોતું, કેમકે તેનો ચહેરો સાવ ગળા ગયેલો અને વ્યભિચારી-પણાની ચાડી ખાતો હતો. વળી તે પીધેલો પણ લાગતો હતો કેમ કે હેમલિનને જોઇને બે ડગલાં પાછળ હટીને તે બોલ્યો : મને એમ કે મારી કેટી અહીં હશે. એના શબ્દો ત્રૂટક અને દારૂડિયાના હોય તેવા જ હતા.

મિસ્ટર હેમલિન રાબેતા મુજબનું કઠોર સ્મિત કરી, ટટાર બની ધંધા માટે (જુગાર માટે) તૈયાર થઇ ગયો.

'તમે ઘોડાગાડીમાં આવ્યા, નહીં ?' નવાંગતુકે આગળ ચલાવ્યું.

'ના' હેમલિને કહ્યું, 'હું સ્કોટસકેરી સુધી જ ગાડીમાં હતો. અહીં આવતા હજી એને અડધો એક કલાક તો નીકળી જ જશે. હમણાં તારું નસીબ કેવુંક છે ?'

'સાવ ભંગાર' બ્રાઉને કહ્યું અને સાથે જ તેના ચહેરે અચાનક નિરાશાની લકીર ઊપસી આવી 'મારી કને એક ડોલર સિક્કે ખર્ચો નથી' તેણે દુઃખે સ્વરે આગળ ચલાવ્યું, 'હું ફરી જીતું ત્યાં સુધી મને સો ડોલર ઊછીના આપી શકશો ? વળી મારે ઘેર પત્નીને પણ થોડા પૈસા મોકલવાના ઊભા છે, વળી એટલા પૈસા તો તમે મારી પાસેથી ઓછામાં ઓછી વીસેક વાર તો જીત્યા છો જ.'

જેકે સોનાના સ્વરૂપમાં સો ડોલર આપતાં કહ્યું : 'પત્નીના નામે તું દર ફેરી બહાનાં કાઢે છે એના કરતાં બીજી કોઈ રમતમાં નસીબ અજમાવવા તારે એ પૈસા જોઈએ છે એમ ચોખ્ખું કબૂલ કરી દે ને. બધા જાણે છે કે તું વાંઢો છે'

'તમારું માનવું ભૂલભરેલું છે.' બ્રાઉને એકાએક ગમ્ભીર બની જઇ કહ્યું, 'મારે પત્ની છે અને તેય ખાસ્સી રૂપાળી. પૂર્વીય પ્રદેશમાં એનું મોઢું ભાળ્યાને ય ત્રણ વરસ થઇ ગયાં. હું જ્યારે પૂરતા પૈ . બચાવી શકીશ ત્યારે હું એને અહીં, મારી પાસે બોલાવી લઇશ.'

'તું અહીં જેને શોધવા આવ્યો એનું શું કરીશ?' હેમલિને પૂછ્યું, 'પેલી કેટી કે શું નામ એનું?'

મિસ્ટર બ્રાઉન પોતાની ભોંઠપ છુપાવતાં બોલ્યો : 'માર ગોલી એને. માણસને થોડીક તો છૂટ હોવી જોઈએ. પણ છોડ એ વાત ચાલ, એકાદ બાજી થઈ જાય. તેં આપેલા સોના બમણા કરવાની એકાદ કોશિશ કરી જોઉં.'

જેક હેમલિને આ મૂરખ મિત્રને કુતૂહલપૂર્વક નિહાળ્યો. કદાચ એને ખબર પડી ગઈ હતી કે બ્રાઉન હારવાનો જ હતો અને તો તો પછી એના પૈસા કોક બીજાના ખીસામાં પડે એના કરતાં પોતાના ખીસામાં આવે એ શું ખોટું? એણે સંમતિસૂચક રીતે માથું ધુણાવી ખુરસીને ટેબલની નજીક આણી.

એ જ ઘડીએ બારણે ફરી ટકોરા પડ્યા.

'ચોક્કસ કેટી જ હોવી જોઈએ.' બ્રાઉન બબડ્યો.

મિસ્ટર હેમલિને ફરીથી પાતળી દોરી ખેંચીને બારણું ઉઘાડ્યું. પણ ઊઘડતાં વ્હેંત, જિંદગીમાં સૌ પ્રથમ વાર તેણે પોતાની સ્વસ્થતા ગુમાવી દીધી ને તે મૂંઝવણમાં પડી ગયો અને જિંદગીમાં સૌપ્રથમ વાર તેના ફિક્કા ચહેરા પર ગરમાગરમ લોહી ધસી આવ્યું.

કેમ કે આવનાર વ્યક્તિ હતી–પોતે જેને વિંગડેમ ખાતે હાથનો ટેકો આપીને ઘોડાગાડીમાં ઉતારી હતી તે! આવનાર યૌવના એ હતી કે જેને બ્રાઉને-હાથમાંથી પત્તાંની કેટ નીચે સરકાવી દેતાં નવરસ સ્મિત વડે–આવકારી : 'ઓ મારા ભગવાન, આ તો મારી વહુ!'

કદાચ શ્રીમતી બ્રાઉનની અસરથી કે પછી કોઈ સફળ યુક્તિને લીધે, ગમે તેમ પણ તે દિવસ પછી મિસ્ટર બ્રાઉનનું નસીબ તેને એકધારી યારી અપાવતું રહ્યું. પત્નીના આગમન પછીના માત્ર એક કે બે અઠવાડિયાંમાં રમાયેલી બાજીમાં તેણે મેળવેલા પૈસામાંથી જ તેણે સોનાની ખાણના શેર ખરીદ્યા. લોકોમાં વાયકા ચાલી કે બ્રાઉને કદીય જુગાર ન રમવાનું પણ લીધું છે અને વળી કેટલાક તો એવી ય વાત

કરતા હતા કે બ્રાઉનને તો જેક હેમલિને પૈસા આપ્યા છે. તેણે 'વિંગ્ડેમ હોટેલ' પણ ખરીદીને નવી બનાવી દીધી, જેમાં કદાચ રૂપાળી શ્રીમતી બ્રાઉનને કારણે-ગ્રાહકોની કદી તૂટ પડતી નહીં. સેક્રેમેન્ટો ખાતે પ્રતિનિધિત્વ કરવા માટે બ્રાઉન ચૂંટાઈ આવ્યો. દેવળોમાં પણ તેણે અઢળક દાન આપ્યું અને વિંગ્ડેમના એક રસ્તા સાથે પણ તેનું નામ જોડાયું.

તેમ છતાં એક નોંધપાત્ર બિના એ હતી કે જ્યારે એક તરફ તે સમૃદ્ધિ ભણી દોટ મૂકી રહ્યો હતો ત્યારે જ બીજી તરફ તે ફીકો, અસ્વસ્થ અને શંકાશીલ પણ બનતો જતો હતો. તેની પત્નીની લોકપ્રિયતાની સાથે જ તેના મિજાજનો પારો પણ વધતો ગયો. પત્નીને ચાહતો હોવા છતાં તે ખૂબ જ ઈર્ષ્યાખોર પતિ બની ગયો. જો કે, પત્નીને તેણે સમાજમાં હળવાભળવાની સારી એવી છૂટછાટો આપી હતી પણ એનું કારણ એમ કહેવાતું કે એક વાર જ્યારે તેણે પત્નીને બધા સાથે છૂટથી હળવાભળવા બદલ ઠપકો આપવાનો જિંદગીનો સૌ પ્રથમ ને એકમાત્ર પ્રયાસ કર્યો ત્યારે જે પ્રચણ્ડ કોપાયમાન સ્વરૂપા બનીને પત્નીએ તેને ચૂપ કરી દીધો હતો, એ હતું. આવી આવી વાયકાઓ મોટે ભાગે તો શ્રીમતી બ્રાઉને વિંગડેમ પધારતા મહેમાનોની દેખભાળ કરવા રાખેલી સ્ત્રીઓ તરફથી જ વહેતી થતી.

०

મધ્ય ઉનાળાની એક રાત્રે મજાનું ચાંદરણું ફેલાયું હતું. મોટી આંખોવાળી, ગુલાબી રૂપકડી બ્રાઉનની વહુ ટેકરીઓ પરથી આવતા મંદ સમીરને માણતી વરંડામાં બેઠી હતી. તેના સૌંદર્યથી આહત બનેલા અને તેને રીઝવવા આતુર એવા કેટલાક લટ્ટુઓથી ઘેરાઈને બેઠેલી હોવા છતાં બ્રાઉનની વહુ અત્યારે ખુશમિજાજમાં હતી. પણ છેલ્લી કેટલીક ક્ષણો દરમિયાન, તેઓ જોઈ શક્યા કે બ્રાઉનની વહુ તેમનો નહીં પણ કોઈક બીજાનો જ વિચાર કરતી હતી.

એટલામાં જ થોડે દૂર રસ્તા પર ધૂળ ઊડતી દેખાઈ અને હાજર રહેલાઓમાંથી એકે ઝીણી આંખ કરીને જોયું તો જેક હેમલિન

પોતાના ભૂખરા અશ્વ પર સવાર થઈને હોટેલ ભણી આવી રહ્યો હતો. બ્રાઉનની વહુને આ બાબતે ખાસ કશું કહેવાનું ન હોઈ સામાન્ય રીતે જ સૂચન કર્યું કે બહાર હવે ઠંડી પ્રસરતી જતી હોઇ બધા અંદર જાય તો સારું.

મિસ્ટર બ્રાઉન અત્યારે ખાણું લીધા બાદ હંમેશની જેમ ઘોડારમાં ગયો હતો. કદાચ એ રીતે તે પોતાની વહુના મિત્રો તરફ અણગમો બતાવવા મથતો હતો. અથવા બીજા માટીપગા બીકણ માણસોની જેમ, સામે જવાબ ન આપી શકતા મૂંગાં પ્રાણીઓ પર પ્રભુત્વ મેળવવામાં આનંદ પામતો હતો. ત્યારે એક ઘોડાને કેળવી રહ્યો હતો જેને મનફાવે એટલી મારપીટ કરી શકાય. પોતાની વહુ પર જે હાથ નહોતો ઉગામતો તે અહીં આ ઘોડા પર વસૂલ કરી શકતો.

ઘોડારમાં રહ્યે રહ્યે તેણે પેલા ભૂખરા વર્ણના અશ્વને જોયો અને નજર તેજ કરીને જોયું તો તેના અસવારને પણ ઓળખી શકાયો. એ હતો જેક હેમલિન. બ્રાઉને તેને ઉષ્માપૂર્ણ આવકાર દીધો અને મૈત્રી-પૂર્ણ ભાવે હસ્તધૂનન કર્યું. જો કે, હેમલિન તો આ બધો વખત દરમિયાન ટાઢોબોળ જ રહ્યો. બ્રાઉનની વિનંતીથી હેમલિન હોટેલના પછવાડેના ભાગમાં આવેલા દાદર પર થઈને ઉપર ગયો. તેઓ જ્યારે એક સાંકડા ખંડ અને ઓરડામાં થઈને આગળ વધતા હતા ત્યારે હેમલિનની નજર તો વારંવાર ઘોડાર ભણી જ વળતી હતી. તેઓ જે ઓરડામાં પ્રવેશ્યા તે ઓરડામાં એક બિછાનું, એક ટેબલ, થોડીક ખુર-સીઓ અને સંખ્યાબંધ બંદૂકો તથા ચાબૂકો હતાં.

'આ 'મારું' રહેઠાણ છે, જેક' આછા નિઃશ્વાસ સાથે બિછાના પર પડતાં, પોતાના સાથીદારને પણ બેસવાનું સૂચવતાં બ્રાઉને કહ્યું, 'મારી વહુનો ઓરડો સામેના છેડે છે. અમે છેલ્લા ૭ મહિનાથી ભેગાં રહ્યાં નથી. સિવાય કે ભોજનના સમયે, પણ તમને મળીને મને ખરેખર ખુશી થાય થાય છે, દોસ્ત!' કહેતાં તેણે પથારીમાંથી બેઠા થઈને ફરીથી જેક સાથે હસ્તધૂનન કર્યું.

'આપણે એકાંત મેળવીને બધી વાત કરી શકીએ એટલા ખાતર જ

હું તમને અહીં ઉપર સુધી ખેંચી લાવ્યો, બત્તી ચાલુ કરશો નહીં, આપણે ચાંદાના અજવાળે જ વાતો કરશું. પણ પેલી બારી પર પગ ટેકવીને મારી જોડાજોડ બેસો. પેલા શીશામાં થોડોક દારૂ હશે.'

હેમલિને પીવાની દરખાસ્ત સ્વીકારી નહીં. કેલેવેરાસ*ના બ્રાઉને દીવાલ ભણી મોં કરી આગળ ચલાવવા માંડ્યું, 'જો હું મારી વહુને ગાંડાની માફક ચાહતો ના હોત તો તો એને વિશે ચાલતી બધી વાતોને જરાય ગણકારતે નહીં. પણ રોજબરોજ તેનો પ્રેમ પામવા ફાંફાં મારતા ભમરાઓને જોઈને મને કંઈનું કંઈ થઈ જાય છે. પરંતુ તમને મળીને સાચે જ હું બહુ ખુશ છું ' અંધારામાં જ તે પથારીમાંથી બહાર આવીને પોતાના સાથીદારનો હાથ પંપાળતો હતો તેણે કદાચ હાથ પંપાળવાનું ચાલુ જ રાખ્યું હોત પણ જેકે હળવેકથી પોતાના હાથ ખેંચી લઈને બટનવાળા કોટ હેઠળ સરકાવી દીધો અને બેફિકરાઈથી પૂછ્યું : 'આ બધું કેટલા વખતથી ચાલે છે ?'

'જ્યારથી તે મેંગોલિયા સલુન[1]માં આવ-જા કરતી થઈ છે ત્યારથી. ત્યારથી જાણે કે તે પહેલાંની બાઈ રહી જ નથી. ત્યારે હું મૂરખ હતો અને હજી ય છું જ. પણ ખુદ હું જ નહોતો જાણતો કે મારો એની તરફનો પ્રેમ કેટલો તીવ્ર છે.

વાત એટલેથી જ અટકતી નથી. મને ન ચાહે તો ય કશો વાંધો નહીં. અને અહીં આવતા પ્રત્યેક પુરુષનું ધ્યાન ખેંચીને જ બેસી રહી હોત તો ય કંઈ નહોતું, પણ મને ખટકે છે એ કે તે પોતે થઈને કોઈકને ચાહે છે! ખસતા નહીં, તમારી બંદૂક તમને ખૂંચતી હોય તો કાઢીને બાજુ પર મૂકો.

છેલ્લા છએક મહિનાથી તે કંઈક દુઃખી, એકલી પડી ગયેલી અને અસ્વસ્થ બની ગઈ છે. છેલ્લા કેટલાક વખતથી તે કોઈકને છૂપા છૂપા કાગળો લખી રહી છે. કપડાં, ઝવેરાત બધું એવી રીતે ગોઠવી રહી છે જાણે મને છોડીને ક્યાંક બીજે ભાગી ન જવાની હોય. હું બધું

*સ્થળનું નામ છે...અનુ.

[1]મેંગોલિયા સલૂન=મેંગોલિયા નામનું દારૂનું પીઠું.–અનુ.

સહી શકું પણ તેના વગર રહી શકીશ નહીં....' –કહેતાં તેણે પોતાનું માથું ઓશીકા હેઠળ છૂપાવી દીધું અને થોડીક વાર માટે તો અભરાઈ પરના ઘડિયાળના ટિક્ ટિક્ અવાજ સિવાય ઓરડામાં શાંતિ છવાઈ ગઈ. મિસ્ટર હેમલિન પણ માત્ર ધુમાડા કાઢતો બેસી જ રહ્યો. થોડીક વાર પછી ઊભા થઈને હેમલિને બારી ખોલી નાખી. ઓરડામાં ચાંદાનું અજવાળું હવે આવતું નહોતું

'હવે મારે શું કરવું ?' અંધકારમાંથી બ્રાઉનનો અવાજ આવ્યો.

તેનો જવાબ પણ એટલી જ ઝડપથી અને સ્પષ્ટતાથી આવ્યો : 'એ માણસને શોધીને મારી નાખ.'

'પણ જેક !'

'પણ બણ કંઈ નહિ, તેને સજા થવી જ જોઈએ.'

'પણ એમ કરવાથી ય મારી પત્નીનો પ્રેમ મને મળશે ખરો ?'

જેક કશો પણ જવાબ આપ્યા વગર બારી તરફથી ખસીને બારણા તરફ આગળ વધ્યો.

'હમણાં જશો નહિ જેક. બત્તી ચાલુ કરો અને ટેબલ પાસે બેસો. તમારી હાજરીથી સારું લાગે છે.'

જેક થોડી આનાકાની કરી પણ છેવટે રોકાયો. બિછાના ભણી નજર નાખતાં તેણે પોતાના ખીસામાંથી પત્તાંની કેટ કાઢી. પણ બ્રાઉનનું મોં હજી દીવાલ ભણી જ હતું. મિસ્ટર હેમલિને એક પાનું કાઢીને ટેબલની બીજી બાજૂએ બેઠેલા કાલ્પનિક ખેલાડીને આપ્યું. પહેલું કાર્ડ દુરીનું હતું અને બીજું, પોતાને ભાગે આવેલું કિંગ હતો. તેણે પાછાં બધાં પાનાં ભેગાં કરીને વહેંચ્યાં. આ વખતે પેલા, સામેના કાલ્પનિક ખેલાડીને ભાગે રાણી આવી અને પોતાને ભાગે ચોગ્ગો. જેકે ત્રીજી, નિર્ણાયક રમત આદરી, જેમાં સામેનાને ભાગે દુરી અને પોતાને ભાગે રાજા આવ્યાં. જેક દેખીતી રીતે જ જીત્યો હતો.

'ત્રણમાંથી બે' જેક બોલ્યો.

'શું ત્રણમાંથી બે ?' બ્રાઉને પૂછ્યું.

'કંઇ નહીં.'

પછી જેકે બીજી રમતમાં પોતાનું નસીબ અજમાવવાની કોશિશ કરી. એમાં પણ એ જ જીત્યો. જીતી જવાની જુગારીને પડી ગયેલી ટેવ કેટલીક વાર આપત્તિરૂપ બને છે.

ક્યાં તો હેમલિનની હાજરીથી લાગતી રાહતને લીધે. ક્યાં તો દારૂની અસરને લીધે, ક્યાં તો એ બંનેની ભેગી અસરને લીધે, ગમે તેમ પણ બ્રાઉનની વેદના તત્કાલપૂરતી તો શમી ગઇ અને તે ઊંઘમાં પડ્યો. મિસ્ટર હેમલિને પોતાની જગ્યા પરથી ઊભા થઈને બારીમાંથી ચાંદાના અજવાળા હેઠળ નિદ્રાધીન થયેલા વિંગડેમ કસબાને નિહાળ્યા કર્યો. રાત્રિની નીરવતામાં ટેકરીઓની પડછેથી આવતા પાઈનવૃક્ષોના નિઃશ્વાસને તે સાંભળતો રહ્યો.

પછી તેણે ઊંચે આકાશમાં જોયું, ત્યાં જ એક તારો ખરીને નીચે પડ્યો. તરત જ બીજો. ને ત્યાર પછી તરત જ ત્રીજો એમ એકસામટા ત્રણ–ત્રણ તારાઓના ખરી પડવાના વિચિત્ર બનાવે હેમલિનને નિર્ણય કરવાની બીજી તરકીબ સૂઝાડી. જો બીજી પંદર મિનિટ દરમિયાનમાં કોઈક તારો ખરે તો......

તે બેઠો...બેઠો રાહ જોવા લાગ્યો. ઓરડામાંના ઘડિયાળને પણ તેણે ધ્યાન–બહાર ન જવા દીધું, પણ ..

એકેય તારો ન ખર્યો.

ઘડિયાળમાં બેના ટકોરા પડ્યા. બ્રાઉન હજી ઘોરતો હતો. હેમલિન ટેબલ પાસે ગયો અને પોતાના ખીસામાંથી એક પત્ર કાઢ્યો, જેની પર સ્ત્રીના હસ્તાક્ષરોમાં માત્ર એક જ લીટી લખેલી હતી–

**'ઘોડાગાડી લઇને બરાબર ત્રણના ટકોરે ઘોડાર પાસે હાજર રહેજો.'**

ઊંઘનારે બેચેનીમાં પડખું ફેરવ્યું અને જાગી જતાં પૂછ્યું :

'જેક તમે 'ત્યાં' છો ને ?'

'હા.'

'હમણાં જતા નહીં. મને હમણાં જ મારા ભૂતકાળ વિશે સ્વપ્ન આવ્યું કે સ્યૂ (=બ્રાઉનની વહુ) અને હું હમણાં ફરીથી પરણ્યાં અને તેમાં તમે અમને પરણાવનાર પાદરી હતા.'

આ સાંભળી પેલો જુગારી હસ્યો, પથારીમાં બેઠો. પેલો પત્ર હજી ય તેના હાથમાં જ હતો.

'એ તો એક શુભ શુકન થયું કહેવાય, નહીં ?' બ્રાઉને પૂછ્યું.

'હું એમ ધારું છું, પણ મને કહે, મિત્ર મારા, શું હવે તારે ઊઠવું ન જોઈએ ?'

આ અપીલને માન આપીને, હેમલિને લંબાવેલા હાથની મદદથી બ્રાઉન બેઠો થયો. તેણે સિગારેટ સળગાવવી હતી પણ દીવાસળી નહોતી એટલે હેમલિને પોતાના હાથમાંના, પેલા સ્ત્રીના હસ્તાક્ષરવાળા કાગળને સળગાવ્યો અને પોતાના સાથીને સિગારેટ સળગાવી આપી. પૂરો બળી ગયો ત્યાં સુધી કાગળ તેણે ઝાલી રાખ્યો. પછી ફેંકી દીધો ત્યારે ખરતા તારાની જેમ કાગળ બારીમાંથી ભોંયે પડ્યો. છેક નીચે ન પડ્યો ત્યાં સુધી હેમલિન તેને જોતો જ રહ્યો. પછી પોતાના મિત્ર તરફ ફરીને બોલ્યો :

'મારા દોસ્ત,' તેના હાથ બ્રાઉનના ખભા પર હતા, 'માત્ર દસ જ મિનિટ પછી હું રસ્તા પર હોઈશ, આપણે ફરી પાછા ક્યારે ય મળીશું નહીં, પણ જતાં પહેલાં મારી, એક મૂરખની-સલાહ માનશે ? તારી પાસે જે કંઈ હોય તે બધું ય વેચી કાઢ અને તારી વહુને તારી સાથે લઈને આ દેશ છોડીને ચાલ્યો જા. તારે કે એને માટે આ રહેવા યોગ્ય સ્થળ નથી. તેને કહે કે 'તારે આવવું જ પડશે' અને જો તે આનાકાની કરે તો બળજબરીથી ઘસડી જા. તું કોઈ પણ જાતની ચિંતા કરીશ નહીં, કેમ કે તે બળવાન નથી અને તું સંપૂર્ણ નથી. હિંમત રાખ મરદ થા ને તેની સાથે સ્ત્રીને યોગ્ય વર્તન કર. મૂરખવેડા છોડ. લે, ચાલ, આવજે.'

આટલું કહીને તેણે પોતાની જાતને બ્રાઉનની બાથમાંથી છોડાવી અને ઉતાવળે પગલે દાદર ઊતરી ગયો. ઘોડા પાસે તેણે તંદ્રાધીન રખેવાળને ઢંઢોળીને જગાડ્યો અને કહ્યું :

'મારા ઘોડાને માત્ર બે જ મિનિટમાં ઝડપથી તૈયાર કરી દે.'

'પણ શેઠાણીએ તો ગાડી તૈયાર કરવાનો હુકમ......'

'જહન્નમમાં ગઈ તારી ગાડી.'

ધ્રુજતા રખેવાળે બને એટલી ઝડપથી ઘોડો તૈયાર કર્યો

'શું કોઈ ઝઘડો થયો મિસ્ટર હેમલિન ?'

'બાજુ પર હટ.'

ઘોડાના એક કૂદકા અને હોઠ પર ઘોડાને દીધેલી ગાળ સાથે જેક સડક પર આગળ વધી રહ્યો. બીજી જ પળે પેલા રખેવાળની ઊંઘરેટી આંખ સામે, દૂર જતા ઘોડાએ ઉડાડેલી ધૂળનું વાદળ તરી રહ્યું.

વહેલી સવારે, માઈલો દૂરના પ્રદેશમાં, રમ્ય વાતાવરણમાં લોકોએ જાણે પંખીનો કલરવ સમો મધુર કંઠ સાંભળ્યો. મીઠી નિદ્રામાં પડેલાં માનવીઓના શ્રવણે તેનો ધ્વનિ પડ્યો અને તેઓએ બિછાનામાં પડખું ફેરવ્યું અને યૌવન, પ્રેમ, વીતેલા દિનોનાં સ્વપ્નોમાં ખોવાઈ ગયાં. ...ર ચહેરાવાળા માનવીઓ અને સોનાની શોધમાં મંડી પડેલા શ્રમ-...ીઓ સુદ્ધાં પોતાના કામમાંથી પળવાર અટકીને, ઊગતા સૂર્યની ગુલાબી આભામંડિત વાતાવરણમાં ખોવાતા જતાં આ સાહસિક પ્રવાસીના ગીતને સાંભળવા લાગ્યા. ☐

[ બ્રેટ હાર્ટકૃત 'ગોલ્ડન ટ્રેઈલ્સ'માંની બ્રાઉન ઓફ કેલેવેરાસ' વાર્તાનો અનુવાદ. ]

# ઈનકાર

વ્લોઝીમીર્જ ઓદોજવસ્કી

એણે રસ્તા પરથી જતી ગાડીનો અવાજ સાંભળ્યો. પથ્થરિયા રસ્તે પડતાં ઘોડાનાં દાબલાં અને ગાડીનાં પૈંડાંનો ખડખડાટ સંભળાતો હતો. પવન આવતાં સામેની ઝાડી હાલી ત્યારે લીલાં પાંદડાં વચ્ચેના અવકાશમાંથી નારંગી અને કાળા રંગની ગાડી પસાર થયાનો અણસાર વર્તાયો. તે સાથે ઘોડાના પરસેવાની ઉગ્ર ગંધ પણ આવી અને હવાની સાથે વહી ગઈ. એ ગંધ અનુભવવા એણે આંખો બંધ કરી વિચારવાનો પ્રયત્ન કર્યો. મહેમાનો નીચે ઊતરતા હતા. એમાંના કેટલાક હસતા હતા તો કેટલાક આકાશ તરફ ઉત્સુકતાથી જોતા હતા. એ વખતે વાદળાં ખર્યાં અને દૂર ક્ષિતિજને સ્પર્શી રહેલાં ડૂબતાં સૂર્યનાં લાલ તીરછાં કિરણો ચમકી ઊઠ્યાં. ગાડીવાન ચાબુક વીંઝતો હતો અને ગાડીએ જોડાયેલા ઘોડા ફાટક તરફ આગળ વધતા હતા. એણે ફરી ગાડીનાં પૈંડાનો ખડખડાટ સાંભળ્યો, તે સાથે ઘરમાંથી આવતો અવાજ પણ 'પ્યોત્ર, જમવાનું તૈયાર છે!' અને પછી 'આ છોકરો ક્યાં છે ? પ્યોત્ર !' એ વખતે આંગણું ધીરે ધીરે ખાલી થઈ રહ્યું હતું અને ઘોડાની ગંધ વરસાદ પછી ધરતીમાંથી ઊઠતી ગંધમાં સમાઈ ગઈ.

સાંજ નમવાને સહેજ વાર હતી પણ બેચેનપણે અધીરતાથી ઊંચેથી ઊડી જતાં પક્ષીઓના ઉડ્ડયનમાં એ એને અનુભવતો હતો. એને લાગ્યું કે આ પક્ષીઓ નથી, અંતરિક્ષમાં લટકતા જ્યોતીહીન તારા છે. પછી એ પક્ષીઓ એકાએક પથ્થરની જેમ નીચે પડ્યા અને ઝાડીમાં એમની ભૂરી ઝલક દેખાઈ.

o

એ ઝાડીઓમાં છુપાઈને એક લીલવાળી બેન્ચ પર બેઠો હતો. ત્યાંથી એ નદી અને પેલે પારના ઘાસનાં મેદાનો બરાબર જોઈ શકાતાં હતાં. એની સ્લેટિયા ભીંતો બરાબર જોઈ શકાતી હતી. એ સામેનાં

પગથિયાં જોઇ શકતો હતો...ઘરમાંથી બહાર પડતાં પ્રકાશમાં આંગણે સફેદ લેબાશ પહેરેલી એક સ્ત્રી વિવશ થઈને આસપાસ જોતી હતી એવામાં ઘરના ખૂણેના ઓરડામાં લાઇટ થઇ અને મેજ પર જમવાની પ્લેટો મૂકાવા લાગી.

એ જોતો હતો ત્યાં એને લાગ્યું કે અંદર થતી વાતો બારીમાંથી થઈને મારી પાસે આવે છે. એ અવાજોમાં કાતારજીનાનું મનને સ્પર્શી જતું હાસ્ય પણ સામેલ હતું. અથવા કદાચ એનો એ ભ્રમ હતો પછી એણે ઉપલા માળના પરદા ટાંગેલા ઓરડા તરફ જોયું...એ પરદાની ધાર લાઈટના પ્રકાશથી ઉજ્જવળ હતી. એવામાં એ ઓરડામાં એક સ્ત્રીનો અણસાર વર્તાયો.

એ હાથમાં મીણબત્તી લઈને આમતેમ ફરતી હતી. એ અટકી અટકીને ચાલતી હતી. એને લાગ્યું કે કદાચ હું એની જ પ્રતીક્ષામાં અહીં બેઠો છુ. કાતારજીના પ્રથમવાર એના પતિની સાથે અહીં આવી હતી. પતિગૃહે જવા પહેલાં એનું બાળપણ અને તે પછી વીતેલાં વર્ષો પસાર થર્યાં હતાં એ સ્થાન બરાબર જોઈ લેવા આતુર હતી. એને પ્રિય હતી એ તમામ ચીજોને એ પોતાના હાથથી સ્પર્શી લેવા ઇચ્છતી હતી અને એ રીતે જાણે એ પોતાનો અદૃશ્ય સ્પર્શ અહીં મૂકી જવા ચાહતી હતી.

એ પછી મીણબત્તીની આંચ અદશ્ય થઇ ગઇ. ઓરડો ફરી અંધકારભર્યો, નિર્જીવ થઇ ગયો. એને લાગ્યું એ બધાં જમવાના મેજ પર બેસી ગયાં હશે અને મને હવે કોઇ બોલાવશે નહીં. થોડીવારમાં હવામાં ઠંડક વધી ગઇ અને ચારે તરફ સન્નાટો છવાઇ ગયો. એણે ફરીવાર વળીને ઘર તરફ જોયું નહીં. હવે એને કશાની યે જરૂર નહોતી. જો કે હજી સાવ અંધારું થયું નહોતું, પણ એને લાગ્યું કે રાત થઈ ગઇ છે. આકાશમાં ક્યાંક એકલદોકલ તારા દેખાતા હતા. ચન્દ્ર ક્યાં યે નહોતો. કેટલીક વાર પછી લાકડાના પુલ પર કોઈ ખુલ્લા પગે ચાલતું હોય એવું એને લાગ્યું, પછી કાદવમાં ચાલતા છોકરાઓનો પદરવ સાંભળ્યો. એ છોકરાઓ બેચેનીથી સીટી વગાડી વગાડીને એને

બોલાવતા હતા—આવ, આપણે અલીબાબા અને ચાલીસ ચોરની રમત રમીશું...નહીં આવે તો પછી પસ્તાશે.. છોકરાઓએ થોડીવાર એના આવવાની રાહ જોઇ, પણ એમને લાગ્યું કે એ નહીં આવે, એ વાયદો નહીં પાળે, ત્યારે જંગલી ઘોડાની જેમ ભાગતા ચાલ્યા ગયા. એ એમના અવાજો સાંભળતો રહ્યો. પણ. પછી એકાએક એને લાગ્યું કે હું યે એ સૌની સાથે ભાગું છું અને છોકરા ઊંચા સાદે કહે છે, તું આવ્યો તે બહુ સારું થયું...હવે આપણે સરસ રમત રમીશું...આપણી આ રમત યાદગાર રહેશે. આપણે રસ્તાના એક કિનારે છુપાઇ જઇશું, ફટાકડા ફોડીશું અને કાતારજીનાને જબરદસ્તીથી ઉપાડી જઈશું...એને છોડી મૂકવા માટે બહુ મોટી રકમ માગીશું...પોતાના એ વિચાર પર એ ખુશીમાં ચીસ પાડી ઊઠ્યો. પણ પછી હવા ઓર ઠંડી થઇ ગઈ અને છોકરાઓના અવાજ સંભળાતા બંધ થયા. પછી એને લાગ્યું કે મેં જાણે કશું જ સાંભળ્યું નથી.

o

એ પથ્થરની એક નાનકડી બેન્ચ પર બેસી ગયો. એની ઠંડક એના શરીરમાં સમાવા લાગી. એ શરીર સંકોચીને જાણે પોટલા જેવો બની ગયો. એ શરીરે આછી ધ્રુજારી અનુભવવા લાગ્યો. એવામાં એણે એકાએક ઉદાસીનતાભર્યું ખાલીપણું અનુભવ્યું...મારામાં કશું યે કરવાનું સામર્થ્ય નથી. થોડીક વાર પછી એ એકાએક ઊઠ્યો અને વાડા તરફ ભાગવા લાગ્યો...જાણે પેલા ભાગી ગયેલા છોકરાઓને બોલાવવા ન જતો હોય...ત્યાં જઈને એ થોભી ગયો પગની એડી પર ઊભો થઈને એ ચાલ્યા ગયેલા છોકરાઓને જોવાની કોશિશ કરવા લાગ્યો. સાચી વાત એ વીસરવા નહોતો માગતો કે હું થોડીવાર પહેલાં એ છોકરાઓ સાથે રમતો હતો અને કાતારજીના પણ મારી સાથે રમતી હતી—હવે તે સ્ત્રી બની ચૂકી હતી અને પોતાના પતિની સાથે એ પ્રથમવાર અહીં આવી હતી. હા, એ મોટી થઇ ગઇ છે....જો કે હું પોતે તો હજી છોકરો જ છું..અને કાતારજીના એટલી દૂર ચાલી ગયાનું લાગતું હતું કે જાણે એ બીજી દુનિયામાં ન રહેતી હોય !

એ છેલ્લી ગાડી આવી ત્યાં સુધી ત્યાં ઊભો રહ્યો. એ ગાડી

કાતારજીનાને લેવા આવી હતી. એણે પગથિયાં ઊતરતા કેટલાક જણને જોયા અને છેલ્લી ગાડી ખડખડાટ કરતી પાછી ફરી ત્યાં સુધી એ ઊભો. અને એમાંથી કાતારજીનાએ ડોકિયું કરીને ઊંચા સાદે કહ્યું–'પ્યોત્ર ! ક્યાં છે તું ? શું આવીને મને વિદાય નહીં આપે ?' પણ એ તો જ્યાંનો ત્યાં અડગ ઊભો રહ્યો. કાતારજીનાએ એની દિશામાં એવી રીતે જોયું, જાણે પોતે અંધારામાં ઊભો છે તેની એને જાણ હોય ..પછી ફરી એક વાર પણ ધીમા સાદે એણે હાંક મારી—'પ્યોત્ર ! અહીં આવીને મને વિદાય નહીં આપે ? પ્યોત્ર....' એને લાગ્યું કે જાણે એ સાદમાં પસ્તાવો છે, નિરાશા છે અને અમુક અંશે ગુન્હાની પ્રતીતિ પણ છે, ત્યારે એ અજાણી પીડાથી કંપી ઊઠ્યો ..કાતારજીનાને ગુનાની પ્રતીતિથી બચાવી લેવા માટે એ દોડી જવા તત્પર થયો, કેમકે એ કાતારજીનાને કોઈ રીતે ય ગુનેગાર માનતો નહોતો, પણ ત્યાં તો ઘોડા આંચકા સાથે આગળ વધ્યા અને કાતારજીનાના ધીમા સાદને દૂર લઈ ગયા .....

ગાડી જોતજોતાંમાં ફાટકમાંથી નીકળીને લાકડાના પુલે પહોંચી ગઈ. એ જ વખતે એણે ત્યાં ભડકાનો ચમકારો જોયો, પછી ફટાકડા ફૂટવાના ધડાકા સંભળાયા, તે સાથે કાતારજીનાનું આનંદભર્યું હાસ્ય સંભળાયું. તે પછી એણે સાદ કર્યો–'પ્યોત્ર ! પ્યોત્ર !' એ સાદમાં પણ ખુશીનો રણકારો હતો. પણ પછી એણે સાદ ન કર્યો, કારણ કે એને કહેવામાં આવ્યું હશે કે આ છોકરાઓમાં પ્યોત્ર નથા. ગાડી આગળ નીકળી ગઈ અને છોકરાઓ શોર કરતા રહ્યા. પછી એને લાગ્યું કે હવે મોટી થઈ ચૂકેલી કાતારજીના માટે આ શોરબકોર સારો ન કહેવાય. પછી એને અફસોસ થયો કે હું કેમ ભાગીને છોકરાઓમાં ભળી ન ગયો ? અંધકાર બરાબર ઘેરાયો હતો અને હવે કશું થઈ શકે એમ નહોતું. એને ઘરે જવાની ઈચ્છા ન થઈ. એ નદીના કિનારે કિનારે ચાલવા લાગ્યો.

હજી એ પોતાના દોસ્તોના ઊંચા અવાજો સાંભળી શકતો હતો... છોકરાઓ દોડતા હતા અને વચ્ચે વચ્ચે એનું નામ દઈને એને બોલાવતા હતા. સાંભળવાની ઈચ્છા ન હોવા છતાં એ બધું સાંભળતો એ પથ-

રોને કારણે નદીનો પટ સાંકડો થઈ જતો હતો અને નદીએવી રીતે વિફ-રતી હતી કે જાણે પાછી ફરવા માગતી ન હોય ત્યાં એ આવ્યો. ત્યાં એની નજર નદી વચ્ચેની એક મોટી શીલા પર પડી. ઉનાળે તેઓ બધાં એ શીલા પર બેસતાં હતાં–એ પોતે, કાતારજીના, પોવેલ અને બીજા ઘણા મિત્રો. પણ પોતે હવે એ શીલા પર પહોંચી શકતો નહોતો. કેમ કે નદીમાં પાણી ઘણું હતું. એણે ઘાસ પર શરીર લંબાવ્યું અને કાચના કટકાની જેમ ચમકતા તારાઓથી ભર્યાભર્યા આકાશને જોવા લાગ્યો. એણે શરદી અનુભવી નહીં, બલકે એ કશું જ અનુભવી શકતો નહોતો.

એ એમ જ અચળ, કશા યે વિચાર વિના બસ પડ્યો રહ્યો અને થાકીને ઊંઘી ગયો ત્યારે એણે જાણે કાતારજીનાનો ધીમો સાદ સાંભળ્યો–પ્યોત્ર ! આખર, તું મને શા માટે વિદાય આપતો નથી ? એ અવાજ નજીક આવતો ગયો. પછી પેલી શીલા પર એણે કાતારજીનાને બેઠેલી જોઈ અને પેલો જ પ્રશ્ન ફરી ફરીને પૂછવા લાગી. એને લાગ્યું કે મેં એને વિદાય આપવાનો ઈન્કાર કર્યો એને કાતારજીના કદી માફ નહીં કરે. એટલા માટે તો એ આજે અહીં આવી હતી. પછી એને લાગ્યું કે અમે હવે કદી પાણીથી ધોવાયેલી પેલી શીલા પર સાથે બેસી નહીં શકીએ, કારણ કે હવે બધું જ સમાપ્ત થઈ ગયું છે. અને એણે કાતા-રજીના જેવા જ ધીમા સાદે પૂછ્યું, 'કેમ ? આખર, કેમ ?' અને કાતારજીનાએ કહ્યું : 'તું પોતે જ સમજી શકે છે.' એણે પૂછ્યું, 'આપણે બંને જુદાં પડીને, અલગ અલગ થઈને શા માટે ઘેર જઈએ ?' અને કાતારજીનાએ કહ્યું : 'માત્ર મૂર્ખ જ એવો વિચાર કરે છે કે કોઈ ચીજ ક્યારેય ખતમ થતી નથી.' એણે કશું સમજ્યા વિના ફરી પૂછ્યું–'કેમ ?' એને હજી યે ચિંતા હતી કે કાતારજીના મને માફ નહીં કરે. અને જો એ માફ ન કરે તો હું હવે પછી ક્યારેય એને મળી નહીં શકું.

અને એણે ભયભીત થઈને એ વિચારને હાંકી કાઢ્યો, પણ એના ભણકારા એને સતત સંભળાયા જ કર્યા. છેવટે એણે થોડી વારે આંખો ખોલી તો અંધકાર અને મૌનમાં એણે પોતાના પિતાને સામે ઊભેલા

જોયા. એ એના પર ઝૂકેલા હતા. એમણે કહ્યું—'તું રડતો હતો?' એણે અટકીને જવાબ આપ્યો, 'હું કદાચ ઊંઘી ગયો હતો.. હું કોઈ સપનું જોતો હતો...' પિતાએ પૂછ્યું, 'ખરાબ સપનું?' એણે કહ્યું–'તમે જાણો જ છો.' અને પિતાએ કહ્યું–'હા, હું જાણું જ છું. એ તારી વિદાય પૂચ્છતી હતી.'

પછી એ બંને ચૂપ થઈ ગયા. ક્યાં સુધી અંધકારમાં એકબીજાને જોવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તે પછી પિતા એની પાસે બેસી ગયા અને બંને નદીના વિફરેલા પાણીને જોવા લાગ્યા. પિતાએ પૂછ્યું, 'આ જગ્યા તને પસંદ છે?' એણે કશો જવાબ આપ્યો નહીં. પિતાએ ફરી પૂછ્યું, 'શા માટે પસંદ છે? મને કહે.' પણ એને જવાબ આપવા યોગ્ય શબ્દો સૂઝ્યા નહીં. એ જગ્યા સાથે એનાં સ્મરણો જોડાયાં હતાં, કવિતા પણ. અહીં એણે ક્યારેક કાતારજીના સાથે એકલા બેસીને નદીની ભયાનક ગર્જના સાંભળી હતી અને એના ઊડતા જળશીકરમાં નાહ્યો હતો, અને અત્યારે પણ પોતાના પિતાની સાથે બેસી પીંજરે પુરાયેલા પક્ષીની પેઠે પાંખ ફફડાવતા પોતાના મનની વાત કહી શકતો નહોતો. અને વળી, એ વાતને ઘણો સમય થઈ ચૂક્યો હતો—બહુ લાંબો સમય.

## વાત કર

આહમદ મકરાણી

તું તને ભૂલી જવાની વાત કર;<br>
માછલી વીંધી જવાની વાત કર.<br>
તું જ બંધાયો હશે તારા થકી;<br>
તું તને છોડી જવાની વાત કર.<br>
મૌનપથ્થર લાગણીપોચા બને;<br>
શબ્દને ફોડી જવાની વાત કર.<br>
એક ઘટના ઐતિહાસિક થૈ જશે;<br>
પાળિયા ખોડી જવાની વાત કર.

# લોહીનો સ્વાદ

## સુદામા પાંડેય 'ધુમિલ'

શબ્દો કઈ રીતે
કવિતા બને છે
એ જૂઓ.
અક્ષરો વચ્ચેના અવકાશમાં
શ્વસતા માણસને વાંચો
શું તમે સાંભળ્યું છે કે આ
લોખંડનો અવાજ છે અથવા
માટીમાં ટપકેલા લોહીનો
રંગ.
લોખંડનો સ્વાદ
લુહારને ન પૂછો,
પેલા ઘોડાને પૂછો–
–જેના મોંમાં લગામ છે.

**કવિકર્મની** મુદ્રાથી અંકિત કવિતા તેના શિલ્પવિધાનને કારણે ફરી ફરી સમજવા અને પામવામાં આનંદનો જ વિસ્તાર છે. એવી બે કવિતા પણ જુદો અભ્યાસ માગે છે—કારણ કે એ કવિતા છે. બંનેને પામવાનો માર્ગ કોઈ એક જ ધોરણ ન હોય આ વિશિષ્ટતા જ ભાવકને માટે કૌતુક, વિસ્મય અને સૌન્દર્યાનંદની અનુભૂતિ કરાવે છે.

પણ એક એવી કવિતા છે, જેનું સ્વરૂપવિધાન સહજ છે. ડુંગરે પડેલો વરસાદ ડુંગરના આડાઅવળા માર્ગે પણ સીધો પ્રવાહરૂપે નીચે ઊતરી આવે એવો સહજ એનો પ્રવાહ છે ધ્વનિ, કાકુ, વ્યંગ્યાર્થ, શબ્દસંકેતનું શિલ્પ રચાયું નથી. છતાં એ કેમ સ્પર્શી જાય છે? કવિ ચંડીદાસ કહે છે કે, 'માણસ બધા પર છે, પણ માનવી પર કોઈ નથી.'

માનવીય સંદર્ભ એમ કવિતાકળા પર પણ સરસાઇ ભોગવે છે અને કઈ કળા માનવ કે માનવ્યનો સંદર્ભ નથી? માણસ વિનાનું જગત હતું ત્યારે તે માત્ર હતું–સ્વર્ગ જેવું યે નહીં, સાગર જેવું નહીં ને આકાશ જેવું યે નહીં. એ પંચધાતુના ઘટ પર મૂકેલું શ્રીફળ નહોતું, કંકુનું કે કાજળનું–કશાનું ય પાત્ર નહોતું. તે માત્ર 'હતું.' પણ એ જગતમાં માણસનું આગમન થાય છે અને માણસસંદર્ભે આ જગત આવું યે છે ને તેવું યે છે, તે ઉપરાંત પણ તે ઘણું છે! પહેલાં ઘોડો માત્ર ઘોડો હતો, માણસ આવ્યો અને તે ગતિનું પ્રતીક બન્યો, ઘોડો વફાદાર બન્યો અને ભાડૂતી ઘોડાગાડીનું મરિયલ ટટ્ટુ યે બન્યો......

માણસનો સંદર્ભ જોડાતા કોઇ પણ જડ ચેતન, હકીકત ઉપરાંત, વૃત્તાંત, વાર્તા, ઉખાણું, સમસ્યા, કવિતા, મહાકવિતા સુદ્ધાં થઇ જાય છે! બધી કળાનો આધાર માનવસંદર્ભ છે. શ્વાનનું એક ચિત્ર છે. આબેહૂબ અને ભાવવાહી છે...સ્મૃતિની સહાય વિના દૂરબીનનો કાચ જોતો હોય એમ જોઈ રહો–એ કળાકૃતિ હોવા છતાં માત્ર એટલાથી જ એ પમાય છે? પણ સ્મૃતિને તેનું કામ કરવા દો... વણઝારનો કૂતરો, યુધિષ્ઠિરનો કૂતરો અને ચન્દ્ર પર પહોંચેલી પેલી રશિયન કૂતરી. કેટકેટલા સંદર્ભો તાજા થાય છે! પછી પેલા ચિત્રમાંનો કૂતરો કેનવાસની સરહદમાં પુરાઈ રહેતો નથી...

ક્યારેક કોઇ સાધારણ કથન પણ અસાધારણપણે કેમ સ્પર્શી જાય છે? કળાના આધાર વિના પણ તેનું વ્યક્તિત્વ કેમ સિદ્ધ થાય છે?

અહીં એક સ્મરણ તાજું થાય છે. ઘનશ્યામ બીરલાએ નોંધ્યું છે. પીલાની ગામમાં કુસ્તી યોજાયેલી. બહારના અને ગામના પહેલવાનો સ્પર્ધામાં ઊતરેલા. બહારના ચઢિયાતા ..ગામનું નામ અને નાક તો રહેવું જોઈએ. ગામના પહેલવાન કુસ્તીમાં હાર્યા ત્યારે કોઈએ કુસ્તી જોતા ગામના ઊંટવાળાને પડકાર્યો. અલ્યા, તું પહાડ જેવા ઊંટને, અહૂઁ દ્વારિકા કરી બેસી પડેલા ઊંટને ઊભું કરી દે છે તો આ પહેલવાનને ઊંચકીને અખાડાની માટીમાં ઊંધો મૂકવો એટલું તારાથી ન થાય?

પેલા ઊંટવાળાએ ધોતિયાનો કચ્છ વાળ્યો ને ઊતર્યો અખાડામાં

હાથ મેળવવા આવેલા પહેલવાનને સીધો જ ઊંચકી લીધો ને ભોંયભેગો કરી દીધો ! કુસ્તીના દાવ પેચની કળાથી અજાણ્યુ એવા એ ઊંટવાળો કુસ્તી જીતી ગયો.

આ ઘટના કોઈ ધોરણ નથી. પણ ધોરણ બહાર પણ રહેલી સિદ્ધિની શકચતા ચીંધે છે. ન્યાયના ધોરણની બહાર પણ કશોક ન્યાય ક્યારેક રહેલો હોય છે એ સંભાવના સ્વીકારવી જોઈએ. તે સાથે અપવાદને 'ધોરણ' માનવાની ભૂલ પણ ન કરવી જોઈએ. નાગરી બાની, છંદપ્રભુત્વ, સિદ્ધ થયેલા યતી, પ્રાસ, કર્ણમંજુલ વર્ણમાળા...આ સર્વથી શોભતી કોઈ કવિતા માત્ર રૂપાળું મમી હોય અને લઘરવઘર વેશવાળો, જીંથરિયા વાળવાળો જંગલનો છોકરો ઓછા શબ્દોની આગવી બોલીમાં કશુંક વર્ણવે તેનો સ્પર્શ અદ્દભુત પણ હોય ! આપણું ધ્યેય તો આદિમ પણ સંસ્કૃતમાં રહીને એનો યથાર્થ કળાપરક બોધ કરાવે તે, પણ કળાસ્વરૂપી મમી કરતાં કોઈ આદિમરૂપે ને આદિવાસીની બોલીમાં કશુંક કહે તો તે સાંભળવા તત્પર રહીએ...નહીં તો માણસનું એક અંશતઃ તથ્ય ખોઈ નાખીશું.

સંસ્કૃતિએ આદિમ જગત પર રૂપ આરોપ્યું છે, ક્યાંક રૂપ દેખાય છે, ક્યાંક માત્ર આરોપણ જ દેખાય છે ! અનેક શબ્દો આપણી સામે આવે છે, તે પ્રત્યેક અર્થવાહી હોવાનું કહેવાય છે....પણ ઘણા-બધા પર અર્થ માત્ર આરોપેલો જ અનુભવાય છે. એવા શબ્દોની કોઈ ધાતુ નથી હોતી, એ અ-ધાતુ નિર્વિર્ય શબ્દો હોય છે. પણ માણસે કરેલા સાક્ષાત્કારને અર્થ આપતો શબ્દ આવે છે ત્યારે એ સાર્થ હોય છે. સંસ્કૃતિ એક લક્ષ્ય છે પણ જે ભૂમિકા પર ઊભા છીએ ત્યાં એ છે એવો દંભ, શબ્દો ને વર્ણાનુરવનો ઘોંઘાટ કરી મૂકે છે. વાસ્તવભૂમિને નિરાધાર કરી લક્ષ્યને જ આધારભૂમિ કરી રોપવામાં આવતા શબ્દો ઓચ્છવટાણે નાળિયેરીનાં પાંદને નિર્જીવ કરીને શામિયાણે રોપી 'શોભા' કરીએ એવી 'શોભા' માત્ર હોય છે ! એમાં હોવી જોઈએ શબ્દને નિર્જીવ કર્યાની વેદના, પણ હોય છે 'શોભા' કર્યાનો ઉલ્લાસ ! સંસ્કૃતિ આવી તો ઘણી લીલાનો પુરસ્કાર કરે છે. આપણાં પાઠ્યપુસ્તકો એવાં 'શોભા–કાવ્યો'થી ભરેલાં છે. મારા ગામમાં પણ અંબામાત છે પણ તે

ઉત્તર દિશાએ આવેલાં નથી. એટલે મારા ગામનું રક્ષણ એ નહીં કરે-કે, છતાં રક્ષણ કરવા જેટલાં ઉદાર છે–એવા તર્કવાદમાં કવિતા નથી. ભૂગોળમાં દેવદેવીનાં થાનક હોય ખરાં, પણ કવિતાની ભૂગોળમાં એવાં થાનક સ્થાપીને એને સ્મરણીય બનાવવાની જરૂર નથી.

'લોહીનો સ્વાદ' કવિતા સોંસરો બોધ કરાવતી વાદળ ચીરીને સીધી પૃથ્વી પર ઊતરી તેમાં સમાઈ જતી વીજળી જેવી છે. કવિ શબ્દો વચ્ચે શ્વસતા માણસને સાંભળવા કહે છે. કોઈ લોહપુરુષ સોંસરી વાત કરી દે છે–એના શબ્દોનો ધ્વનિ એના સંવેદનનો ધ્વનિ છે, એ જે ધાતુનો બનેલો છે એ ધાતુનો એમાં રણકાર છે, અને એનું વેગે ભ્રમણ કરતું લોહી એ વર્ણને પોતાનો 'વર્ણ' આપે છે.

લોખંડનો સ્વાદ લુહાર શું જાણે ? લોખંડનો તે વળી સ્વાદ હોય ? એમ એ સામો પૂછશે, ઘોડો નહીં કહે લોખંડનો સ્વાદ, પણ લીલું ઘાસ ખાતાં યે લગામની લોખંડી આડ ઘાસનો સ્વાદ બગાડે છે, બલકે તમામ ખોરાકનો સ્વાદ ગૌણ બની જાય છે અને બધા જ ખોરાકમાં લોખંડનો જ સ્વાદ આવે છે એટલું તો માણસ જોઈ શકે-તો સંસ્કૃતિની લગામ મોઢામાં રાખી આપણે જે કંઈ આસ્વાદીએ તેમાં તે તે પદાર્થનો નહીં, પણ સંસ્કૃતિનો જ સ્વાદ આવે એવી ગુલામી નથી સ્વીકારી ?

—અ.

## વિદાય

▱ વિદાયના બોલ ટૂંકા અને ડૂસકાં લાંબાં હોય છે...

▱ વિદાયનું મૌન દિવસો સુધી બોલ્યા કરે છે....

▱ વિદાયનો હાથ ઊંચો થાય છે, પણ ઊંચો રહી શકતો નથી...

▱ વિદાયનાં પગલાંમાં ભૂતકાળનો ભાર હોય છે...

▱ વિદાયનાં આંસુ વધારે ગરમ હોય છે...

▱ વિદાયની કોઈ પણ દિશા દૂર જ લઈ જાય...

▱ વિદાય એટલે સંધિકાળની વિગ્રહરેખા...

# શબ્દ

□ સાંદીપનિ

**શબ્દકોશે** સ્વીકારેલો ક્રમ બાજુએ રાખી મને ગમતા ક્રમે શબ્દો મૂકી દીધા અને માની લીધું કે એ 'સર્જન' થઇ ગયું. લોભ થયો કે બીજાને પણ એમાં રસ પડે. છાપેલા શબ્દોના જંગલમાં જઇને એ ઊણું રહે છે ત્યારે કોઇ એ જુએ છે. શબ્દપ્રબંધની માહિતી મેળવવાનો એ વ્યવહાર કરે છે. હું અને વાંચક–બંને વ્યવહારુ છીએ!

સ્મૃતિએ આપેલા વાસી શબ્દો કલમથી ઊતર્યા એટલે જાણે તાજા થઇ ગયા! શબ્દોમાં સજીવન થવાની શક્તિ છે એવું મેં માની લીધું. સ્મૃતિ એક અખૂટ વાસી થાપણ છે. સ્મૃતિ શબ્દોની છે એટલી સાક્ષાત્કારની અનુભૂતિ નથી. નહિતર મેં અર્ણવ પ્રણુવ શબ્દો સડેડાટ આલેખી દીધા હોત નહીં દરિયાએ મને ખારી છાલકે ભીંજવ્યો નથી કે ખારી થાપટ મારીને મને પછાડ્યો નથી, એની ઓસરતા પાણીની તાણે મને ઘસડ્યો નથી અને પ્રણુવ તો માત્ર શબ્દકોશનો જ શબ્દ છે મારે માટે. નકશાનો દરિયો અને પ્રણુવ મંત્રનું ચિત્ર–આ મારી વાસ્તવિકતા છે.

અનેક વાર 'મૃત્યુ' શબ્દ લખી ગયેલો હું તે શું મૃત્યુને જાણું છું? ગૌતમે એક માણસની નનામી જોઈ અને એમને જીવનની ક્ષણભંગુરતાનો વેધક ખ્યાલ આવ્યો અને એ બુદ્ધત્વે પહોંચ્યા એવી કોઇ શોધ અનેક નનામી જતી જોયા પછી યે મારામાં જાગી નથી. હું મૃત્યુને જાણું છું ખરો? સત્યવાન–સાવિત્રીની કથા નાનપણમાં સાંભળી હતી. મિત્રે ઝૂંટવી લીધેલી કોડી એને વળગી રહીને પાછી મેળવેલી. આગ્રહ પછીની એ પ્રાપ્તિનો આનંદ, સાવિત્રીના આગ્રહે કરીને સત્યવાન સજીવન થાય છે એ જાણીને મને થયેલો. મને સાવિત્રી મારા જેવી આગ્રહી લાગેલી. કોડી અને મૃત્યુ વચ્ચેનો અસાધારણ તફાવત મારા મનમાં વસ્યો નહોતો અને આજે પણ મૃત્યુ શબ્દ જે હળવાશથી પ્રયોજું છું તે જોતાં, વસ્યો હોવાનું લાગતું નથી.

ભેંકાર રાતે રડતાં કૂતરાં સાંભળ્યાં છે, આંખે ક્યારેક લાલ પીળાં જોયાં છે, ઈન્જેકશનની અવળી અસરથી હૃદય વલોવાતું અને શરીરનાં છિદ્રે છિદ્રે પ્રસ્વેદ ફૂટ્યાની અકથ્ય ક્ષણો અનુભવી છે, પણ શું હું મૃત્યુને જાણું છું ?

મારી ધૃષ્ટતાને પણ કોઈ હદ છે ખરી ? મૃત્યુ એ કેવળ અંગત અનુભૂતિ છે ! એની જીવંત સ્મૃતિ સહિત સજીવન થયેલો કોઈ માણસ મૃત્યુ શબ્દને જીવંત કરે ત્યારે કંઈક ખ્યાલ આવે કે મૃત્યુ એટલે શું. પણ હું અને પેલો—બધાં મૃત્યુ એ જાણે ગણવેશ જેવો એકસરખા માપનો, સમૂહના સૌ કોઈ માટેનો સરખો અનુભવ હોય એમ એને ઓળખાવીએ છીએ.

મારી પાસે આવેલો શબ્દ એ સ્મૃતિ સિવાય બીજું શું છે ? સ્મૃતિ એટલે મોટે ભાગે સાંભળેલું અને તે ભૂતકાળમાં. ખરેલા પુષ્પની ડાળને શું સ્મૃતિ હોય તો ખરેલા પુષ્પને સ્થાને એક નવું પુષ્પ ખીલી ઊઠે ખરું ? નહીં. પણ મુખેથી ખરી ગયેલા શબ્દ પછી ફરી એ જ શબ્દ હું હોઠે ખીલવી શકું છું. આ જાદુ જેવી કરામત છે. જાદુગરની ટોપીમાં આંબો ઊગે એમ મારા હોઠ પર શબ્દ ઊગે છે. એ એક કરામતી, નિરસ ચમત્કાર છે. સવા પાંચ આના ઉઘરાવવા માટે કોઈની દાઢીમાંથી દસ રૂપિયાની નોટ કાઢી બતાવવા જેવી કરુણ રમત છે.

સ્મૃતિ એ એક ભ્રમણા અને ભ્રમણાને લંબાવતો અતૂટ તંતુ પણ છે,—એને શબ્દોની સાંકળ કહી શકો.

'લોહી' શબ્દ આટલી સરળતાથી વાપરનારો હું જલ્લાદ તો નથી ? એક તીવ્ર ડંખ પછી ટપકેલું લોહીનું એક ટીપું અને ડંખની વેદના ચિત્તમાં તાજી કરું છું ત્યારે સ્મૃતિનો કશોક અર્થ સમજાય છે, 'લોહી' શબ્દ નહીં, એનો અર્થ સમજાય છે. વેદનાનો સાક્ષાત્કાર વ્યક્ત કરવા માટે કોઈ શબ્દ મળતો નથી. કોઈ કલ્પન વિના ભાગ્યે જ એ જરાયે અભિવ્યક્ત થાય.

આ શબ્દકોશ મને સાર્વજનિક ધર્માદા બ્લડ બેન્ક જેવો લાગે છે. એમાં લોહીનું, ગ્રેડ અને નંબરોવાર વિભાગીકરણ થયું નથી. એટલે

મારું ઊંટવૈદું બરાબર ચાલે છે. શબ્દો એ જાણે ધર્માદા બ્લડ બૅન્કની બ્લડ ભરેલી શીશીઓ છે, મન ફાવે ત્યારે ઉપાડી શકાય એવી...પારકું, બીજા ગ્રેડનું લોહી પોતાના લોહીમાં ભળતાં જીવલેણ વ્યાકૂળતા થાય એવી વ્યાકૂળતા પારકો શબ્દ પોતાના શબ્દમાં ભળી જતાં કેમ થતી નથી? મારો શબ્દ મારો શબ્દ નથી, પારકો શબ્દ પારકો શબ્દ નથી– સાર્વજનિક ધ્વનિ છે. પારકો શબ્દ પણ પારકું લોહી નથી–સાર્વજનિક ગંધવાળું નર્યું પાણી છે–એમાં હોય તો કદાચ કોઈ રોગનાં જંતુ હશે.

## શૈલી

'હું માનું છું કે,'થી વાતની શરુઆત કરનાર ભાઈ મને કોઈ બીજાની વાત કહેતા લાગ્યા, વાસ્તવમાં એ વાત ઘણા માણસની હશે એટલે કે કોઈની યે નહીં હોય, માત્ર રૂઢિનું ઉચ્ચારણ હશે.

આપણી વાણી અનેક રૂઢિ અને શૈલીની ટેકણલાકડીએ ચાલે ત્યારે તે 'આપણી વાત' કહેતી હોય ખરી? શું આપણા વિચારો, અનુભવો, આશા, ઈચ્છા, ઊર્મિ વિષાદ, ફરિયાદ, આક્રોશ કોઈ એકરારનામા, અરજી, ફરિયાદનામાના તૈયાર ડ્રાફ્ટમાં સમાય એવાં હોય ખરાં? અને જો તેમ હોય તો એ સૌને 'આપણાં' કહી શકીએ ખરા?

બોલવાની કોઈ શિષ્ટ શૈલીનું અનુકરણ પણ અનુકરણ છે, પોતાના હૃદયભાવ કે મનોભાવ, વિચારોની અભિવ્યક્તિ નથી. સચ્ચાઈ આપણને જે બાની બક્ષે છે તે કોઈ એક શૈલીમાં કેદ થતી નથી, તેનું રૂપ અને સ્પર્શ પોતીકાં હોય છે. ફરિયાદ કરતી વખતે આપણો વિવેક એને શિસ્ત અને સંયમી વાણીનું રૂપ આપે છે એ શિષ્ટતા પણ આપણી હશે અને પ્રશંસાના શબ્દો પણ અભિનંદન કાર્ડમાં છપાયેલા નહીં હોય.

'હું માનું છું' કહેનારો આપોઆપ પોતાનો આભાસી પક્ષ ઊભો કરે છે અને સામે છે તેનો બીજો પક્ષ છે એવો વિનાકારણનો ભાસ પેદા કરે છે. વાર્તાલાપ એ કંઈ આપણી માન્યતાઓને ખખડાવવાનો પથ્થર નથી. 'માન્યતા' પોતે જ સૂચવે છે કે તે સ્વીકાર અસ્વીકારથી પર અંગભૂત છે. 'આ મારો હાથ છે' એમ કહેવાની જરૂર નથી, કારણ

કે તે છે જ. માન્યતા હોય તો હોય જ. માન્યતા માટે કોઈ વૈજ્ઞાનિક કે હાર્દિક સચ્ચાઇનાં પ્રમાણો અનિવાર્ય નથી. માન્યતા એ પરંપરા છે અને પરંપરા ખોટી છે એમ કહેનારો કહેશે પણ તે હોવા બદલ કશું જ આશ્ચર્ય નહીં અનુભવે.

'હું માનું છું' કહેનાર ભાગ્યે જ ગંભીરપણે એ શબ્દો બોલતો હશે! 'મારે' કહેવું જોઇએ' એમ કહે ત્યારે તો હસવું રોકી શકાય નહીં, તમે કહો જ છો, તમને એ અનિવાર્ય લાગે છે એનું કારણ તમારી રૂઢ શૈલીની બોલવાની રૂઢિ છે. તમને એવો કોઈ અદ્દભુત વિચાર કે એવું સત્ય મળ્યું નથી કે જેને માટે 'મારે કહેવું જ જોઇએ' એમ ભારપૂર્વક કહી શકો. એવી અનિવાર્યતા તમે જે કહેશો એમાં નહીં હોય.

'ખાસ તો એ કહેવાનું કે—' એવા પ્રયોગ પછી કહેવાયેલી વાત બહુ સામાન્ય હોવાનો સંભવ હોય છે. આથી જે ખરેખર અર્થ સહિત કહેવાતા શબ્દો સાંભળે છે તેને માટે એ એક રમૂજ થઈ જાય છે. એવા રૂઢિપ્રયોગના સતત વપરાશથી કયારેક કહેવાયેલી અસાધારણ વાત પણ તેનો પૂર્ણ પ્રભાવ પાડી શકતી નથી.

'મારો સખ્ત વિરોધ છે' એમ કહેનાર સામે જોતાં લાગે છે કે આને ખાસ કશો વિરોધ હોય એવું લાગતું નથી. એવો તીવ્ર પ્રતિકાર એના ચહેરા પર દેખાતો જ નથી. એમનો સખ્ત વિરોધ થોડાક સાદા શબ્દોથી દૂર થઈ જાય ત્યારે એ સખ્ત હતો ખરો?

ભાષાનું તૈયાર બખ્તર પહેરી આપણે યુદ્ધ કરી શકીએ નહીં, તેમ કોઇને ચાહી પણ શકીએ નહીં. જો એમ કરીએ તો એ પણ એક રૂઢિ–યુદ્ધ કે રૂઢિ–પ્રેમ જ હશે! એ સર્વમાં 'રૂઢ' કેન્દ્રમાં હશે–માણસ પોતે નહીં, અને કેન્દ્રની આસપાસ દેખાતો માણસ હું કે તમે નહીં, પણ રુઢિ અનુસારનો એક સરેરાશ માણસ હશે.

આપણે કોઈ વાર બહુ વિષાદ સહિત અનુભવીએ છીએ કે, હું કે અમે જાણે છીએ જ નહીં. કોઇ પણ સરેરાશ માણસ હોઇ શકે તે હું છું. આપણી અભિવ્યક્તિ એવી સાર્વજનિક રૂઢ શૈલીની હોય છે કે,

એમાં આપણે પ્રગટ થઈ શકતા નથી, એક શૈલી જ પ્રગટ થાય છે અને જેમ સ્ટેનલેસનાં વાસણો અને સનમાયકા સ્વીકારી લેવાય એમ આધુનિક રૂઢિના પ્રશંસનો શબ્દો પણ એક વ્યવહારુ પદાર્થની પેઠે સ્વીકારી લેવામાં આવે એમાં સ્વીકાર પ્રથાનો છે, આપણી પ્રશંસાનો નથી.

'આધુનિક' અને 'રૂઢિ' એ શબ્દો જ કેવા પરસ્પર વિરોધી છે? આપણી ફ્રાફ્‌ટશૈલીની વાણી બુદ્ધિ અને અર્થની કસોટીએ હાસ્યાસ્પદ ઠરે છે. અને આપણે? શૈલીને વણસમયે અનુસરનારા આ પ્રશ્ન વિચારે.

## 'નવી'ની ગઝલ □ આકાશ શાહ

શકયતા ને શૂન્યતા ને ટેરવાં
ઊંટ/મોજાં/રેત/ દરિયો/રે, હવા !
લોહી/મૃગજલ/બિંબ/મત્સ્ય/ભીંગડાં
પ્હાડ/ પડઘા/ મોર/ સૂરજ/ થીંગડાં
સીમ/ પાદર/ ધાસ/ અવસર/ ઝુંદણું
સ્કાઈસ્ક્રેપર/ ગાર/ લીંપણુ/ વીંઝણું
ક્રેન/ બુસ્ટર/ એરિયલ/ ઘર/ લીમડા
(અર્થના અંબોલડામાં શીંગડાં)
શું કહ્યું, તેં કેસુડો જોયો નથી ?
ચુપ્પ મર, શું કામ જોવાનું અલ્યા ?
મીણ – સ્પર્શે ડીંગરાયા શબ્દનો
આંધળા ફાનસની પાછળ કારવાં.

# સર્જનાત્મક સાહિત્ય પાસે આપણી અપેક્ષા

□ નટવરસિંહ પરમાર

**સા**માન્ય રીતે આનંદ, ઉપદેશ, પ્રત્યાયન એ સાહિત્યનાં પ્રયોજનો ગણાયાં છે. આ પ્રયોજનો, હકીકતમાં, સાહિત્યનો ભાવકના ચિત્ત પર પડતો પ્રભાવ સૂચવે છે. સાહિત્ય પાસેથી આવી અપેક્ષા રાખી શકાય. પરંતુ, સાહિત્ય એ શબ્દ દ્વારા સિદ્ધ થતી રૂપનિર્મિતિ છે એમ કહીએ ત્યારે સાહિત્ય સંજ્ઞાને પાત્ર ઠરતી કોઈ પણ કૃતિ સાર્થ રૂપ-નિર્મિતિ–સિગ્નિફીકંટ ફોર્મ પામી હોય એ જ આપણી સૌથી મોટી અપેક્ષા બની રહે છે. શબ્દનિર્માણ કઈ રીતે અખંડ, અદ્વેષ અને વિશિષ્ટ રૂપ ધારણ કરે છે, એ રૂપસિદ્ધિમાં સાહિત્યકારનું કયા પ્રકારનું કૌશલ્ય પ્રવર્તે છે, એ નિરીક્ષવાનો જ આપણો પ્રમુખ યત્ન હોવો ઘટે.

આ રૂપનિર્મિતિ એટલે જ સૌન્દર્યનિર્મિતિ. સુંદર એટલે સંવાદ, રૂપનિર્મિતિમાં પ્રવેશેલા સામગ્રીના અલગ અલગ અંશોના રચના વિધા-નમાં પ્રવર્તતો સંવાદ–હાર્મની, અલગ અલગ અંશોની ગોઠવણીમાં પ્રવર્તતો સંવાદ. એરિસ્ટોટલથી માંડીને એલિયટ સુધીના, અને ભરતથી માંડીને કુન્તક સુધીના પશ્ચિમ અને પૂર્વના ભિન્નભિન્ન કલામીમાંસકોએ આ સંવાદ સાધનારા જુદા જુદા ઘટક અંશો પર ભાર મૂક્યો છે: એરિસ્ટોટલનો કરુણ વસ્તુ–વિધાન–ટ્રેજિક પ્લોટ વિશેનો સિદ્ધાન્ત, નવસૌષ્ઠવવાદીઓનો ત્રિવિધ એકતાઓનો આગ્રહ, એ. વી. શ્લેગલ તથા કોલરિજનો યંત્રવત્–રૂઢ–મિકેનિક રૂપના સ્થાને સાવયવિક–સજીવ–ઓર્ગે-નિક રૂપનો અત્યાદર, નવલકથા માટે આકારની અપરિહાર્યતા અંગે હેનરી જેમ્સનો અધિકાનુરાગ, કાવ્યઆની અંગેનાં વિવિધ મંતવ્યો, આ ભરતનો રસનિષ્પત્તિનો સંપ્રત્ય, વામનનો રીતિવિચાર–આ સર્વ રૂપના એક યા બીજા ઘટક અંશ પર ભાર મૂકે છે. પરંતુ, એ દરેકના અલગ અલગ કોઈ એક ઘટક અંશ માત્રથી જ રૂપ સિદ્ધ થતું નથી, એ સર્વ પોતાની મેળે એકલાં પ્રમાણભૂત છે એમ પણ કહી શકાય નહીં.

પરંતુ, રૂપનિર્મિતિની એ ભિન્ન ભિન્ન વિચારધારાઓના પરિપ્રેક્ષ્યમાં કોઈ પણ રૂપનિર્મિતિમાં પ્રવર્તતાં ત્રણ સામાન્ય તત્ત્વોનું તારણ કાઢી શકાય. એ ત્રણ તત્ત્વો છે: અખિલાઈ-સાકલ્ય-ઇન્ટેગ્રિટી, સંવાદ-સંશ્લેષ-કૉન્સોનન્સ, પ્રભા-દીપ્તિ-રેડિયન્સ.

સાહિત્યકારના ચિત્તમાં વસ્તુજગતનાં પદાર્થો, વ્યક્તિઓ, ઘટનાઓ વગેરે વિશેનું દર્શન-પ્રત્યક્ષીકરણ-પર્સેપ્શન પ્રત્યય રૂપે ઉદય પામે છે. આ પ્રત્યયને-આઈડિયાને-રસાનુભૂતિને-એસ્થેટિક એક્સપિરિયન્સને પોતાનાં ઉદ્ભવ અને ગતિ હોય છે. એ ઉદ્ભવ અને ગતિનો એક લય રચાવા પામે છે. રચાવા પામતા એ લયમાં પ્રત્યયનું એક વાયવ્ય રૂપ નિર્માણ પામે છે. સાહિત્યકારના ચિત્તમાં ઉદય પામેલો પ્રત્યય અભિવ્યક્તિ સાધે ત્યારે સ્વાભાવિક રીતે જ વિનિયોગમાં લીધેલા ઉપાદાનમાં પેલા વાયવ્ય રૂપને મૂર્ત રીતે અંકિત કરવાનો એક પુરુષાર્થ હોય છે. આ બંને ભિન્ન પ્રક્રિયાઓ છે એવું કહેવાનો આશય નથી. સર્જનાત્મક પ્રક્રિયાઓ છે એવું કહેવાનો આશય નથી. સર્જનાત્મક પ્રક્રિયાની ગતિમાં જ સર્જકચિત્તમાં ઉદય પામી જતું ભાવસંવેદનનું રૂપ એને અનુરૂપ રૂપ પેલા ઉપાદાનમાં ઉપસાવી લે છે. શબ્દ દ્વારા સિદ્ધ થતી રૂપનિર્મિતિ સાહિત્યકારના ચિત્તમાં ઉદય પામેલા પ્રત્યયના રૂપપ્રવર્તનને કારણે શક્ય બને છે. એ શબ્દનિર્મિતિ નાટયરૂપ હોય, પરંતુ, એમાં એના ભિન્ન ભિન્ન અંશો વચ્ચે સાકલ્ય, સંશ્લેષ અને દીપ્તિ પ્રગટતાં હોય છે, અગર એ પ્રગટે એવી એની પાસે અપેક્ષા રહે છે. કોઈ પણ શબ્દનિર્માણને રૂપના સ્તર પર મૂકી આપનારાં આ ત્રણ પ્રમુખ તત્ત્વો છે.

રૂપનિર્માણને શક્ય બનાવતાં આ ત્રણે તત્ત્વોની લાક્ષણિકતા આ પ્રમાણે દર્શાવી શકાય :

૧. સાકલ્ય : કોઈ પણ કૃતિ સર્જનાત્મક રીતે પૂર્ણ બને એ માટે આ પ્રથમ અનિવાર્ય આવશ્યકતા છે. સામગ્રીનો સંચય માત્ર કરવાથી કૃતિ અખંડ બનતી નથી, કૃતિમાં સાકલ્ય પ્રવર્તતું નથી. સર્જકનો આશય-કૃતિમાં એક પ્રકારનું સાકલ્ય, એક પ્રકારની અખંડતા-અખિલાઈ પ્રવર્તાવે છે. આશયનો લય વિનિયોગમાં આવતી સામગ્રીના ભિન્ન-

વિભિન્ન અંશોને અન્વિત કરતો હોય છે, આ પ્રકારની અન્વિતિ કૃતિને અખિલાઈ બક્ષે છે. આ અખિલાઈની પ્રતીતિ એ છે કે એમાં આરંભ, મધ્ય અને અંતનો અનુભવ થાય છે. અનુભાવનની એક ક્રિયામાં એ અખિલાઈ–સાકલ્ય પામી શકાય. એક ઉદાહરણ દ્વારા આ વિચાર સ્પષ્ટ કરીએ : મૂળ, ડાખળાં, પાંદડાં એ બધાંનો સંચય કરવા માત્રથી વૃક્ષ બનતું નથી; પરંતુ, મૂળ જ ડાળી પાંદડાં રૂપે આવિષ્કાર પામી જાય છે, વિકસી જાય છે ત્યારે વૃક્ષ બને છે. એકલાં પાંદડાં કે એકલી ડાળ વૃક્ષ નથી. એ બંનેમાં સધાતો જીવંત અભેદ એને વૃક્ષનું રૂપ આપે છે. એ વૃક્ષ બનવામાં ક્યાંક આરંભ, મધ્ય અને અંત પ્રવર્તતાં હોય છે. આરંભ, મધ્ય અને અંતની પ્રક્રિયામાં પ્રવેશેલા સામગ્રીના ભિન્ન ભિન્ન અંશો વચ્ચે સધાતો અભેદ જ એ અંશોને, સાકલ્ય અર્પીને સાવયવિક રૂપનું પરિમાણ બક્ષે છે. આ રીતે જ સાહિત્યના રૂપને દર્શાવી શકાય. સર્જકના આશયની એકવાક્યતા–સળંગતા કૃતિને પૂર્ણતા–અખિલાઈ–સાકલ્ય બક્ષે છે.

૨. સંવાદ–સંશ્લેષ : સામગ્રીના ભિન્ન ભિન્ન અંશો પરસ્પરમાં સંશ્લેષ પામે ત્યારે જ સંવાદનું તત્ત્વ પ્રવર્તે છે, અને એ જ રૂપનિર્મિતિને શક્ય બનાવે છે. એ ભિન્ન ભિન્ન અંશો વચ્ચે પ્રવર્તતું પ્રમાણ એ પ્રકારના સંશ્લેષને સિદ્ધ કરતું હોય છે. કૃતિનો કોઈ એક અંશ અમુક રીતે કેમ ગતિ પામ્યો, કેમ વળાંક પામ્યો, કેમ અંત પામ્યો, કેમ વળાંક પામ્યો, કેમ અંત પામ્યો એનું તર્કનિષ્ઠ બૌદ્ધિક પ્રમાણ જ એ જુદા જુદા અંશોને સંશ્લિષ્ટ બનાવે છે. અગર એમ કહી શકાય કે કે કૃતિના ભિન્ન ભિન્ન અંશોનાં વિકાસ અને ગતિ વચ્ચે કાર્યકારણ, સાદૃશ્ય, સમર્થન, વિરોધ વગેરેનો અવિનાભાવ સંબંધ પ્રવર્તતો હોય ત્યારે સંશ્લેષ શક્ય બને છે. કૃતિ પૂર્ણ રૂપ પામી હોય છતાં એનો કોઈ એક અંશ પ્રમાણભૂત રીતે કૃતિમાં સંશ્લેષ પામ્યો ન હોય એવુંય બને. કૃતિના અંશો આ રીતે નિરન્વય રહી જવા પામે તો સંશ્લેષ સિદ્ધ થાય નહીં અને એ કારણે રૂપનિર્મિતિમાં એક પ્રકારનો અવરોધ ઊભો થાય છે. એવા અવરોધના કારણે રૂપનિર્મિતિ અદોષ રહેવા પામતી નથી.

૩. દીપ્તિ–પ્રભા: સામગ્રીના ભિન્ન ભિન્ન અંશોના સંશ્લેષથી રૂપ પામતી કૃતિ એનામાં રહેલી એ દીપ્તિ દ્વારા જ ભાવકની સંવિત્તિને સ્પર્શે છે. આ દીપ્તિ જ કૃતિ પરત્વે ભાવકની સંવિત્તિના સમગ્ર પ્રતિભાવને જાગ્રત કરે છે. ભિન્ન ભિન્ન અંશોના સંશ્લેષમાં સજીવ બની ઊઠતી આ દીપ્તિ જ ભાવકના ચિત્તને કૃતિમાં પ્રલીન કરી દે છે, ભાવકને રસસમાધીમાં મૂકી દે છે. આ દીપ્તિ કૃતિના કોઈ એક અંશમાં રહેતી નથી. કૃતિના સમગ્ર વિન્યાસ–ટેક્ષ્ચરમાં એની ઝાંયની ગતિ સદા વિલસતી હોય છે. સ્ત્રી–પુરુષના શરીરસૌષ્ઠવમાં પ્રવર્તતી લાવણ્યરેખ જેવી જ આ એક દીપ્તિરેખ છે. એના અભાવમાં કૃતિ માત્ર એક જડ માળખું જ બની રહેવા પામે.

આ રીતે અખંડ રૂપનિર્મિતિ એ સર્જનાત્મક સાહિત્ય પાસે પ્રથમ અને મહત્ત્વની અપેક્ષા છે એ રૂપનિર્મિતિ જેવું પ્રતિનિધાન કરે તે સામગ્રી સમાજશાસ્ત્ર, મનોવિજ્ઞાન વગેરેની તપાસનો વિષય બની શકે. પરંતુ સાહિત્યકૃતિના આસ્વાદક તરીકે, એનું સાહિત્યિક મૂલ્યાંકન કરતી વખતે આપણી સૌથી મહત્ત્વની અપેક્ષા તો જે કશીક સામગ્રી પ્રતિનિધાન પામી છે તેનું શબ્દ દ્વારા કેવું રૂપ સિદ્ધ થયું છે તે નિરીક્ષવાની જ રહે.*

---

*આ લેખના વિચારનો મુખ્ય મુદ્દો ગ્રેહામ હફના 'એન એસે ઓન ક્રિટીસિઝમ'–માંથી લીધો છે.

☐

☐ વિદાયની એકલતામાં સ્મરણો જ સાથી બને...

☐ વિદાય એ પગલાં ભરતું એકાંત છે ..

☐ વિદાયના માર્ગે ખીલેલાં પુષ્પો વહેલાં કરમાય...

☐ વિદાય પગરવની દિશા જ બદલી નાખે છે....

☐ પગરવને 'ભણકાર' બનાવી દે તે વિદાય !

☐ વિદાયગીતને કૂચગીત બનાવી દે તે સિપાહી.

☐ વિદાયની આંખ વિરહ સિવાય કશું જોતી નથી...

# મારો પાડોશી

□ એડવર્ડ ઉસ્પેન્સ્કી

મારા પાડોશમાં એક નવો માણસ રહેવા આવ્યો. પ્રથમવાર મારા ઓરડામાં આવી એણે પૂછ્યું, 'તમે શું કરો છો ?'

'પાયજામાને ઈસ્ત્રી કરું છું.'

'પાયજામાને ઈસ્ત્રી કરવાની આ રીત છે ? શું તમે આવી રીતે ઈસ્ત્રી કરો છો ?'

અને મારો પાયજામો ચમકવા લાગ્યો.

'તમે શું કરો છો ?' પાંચ મિનિટ પછી આવીને એણે ફરી પૂછ્યું.

'ફ્રિજ સુધારું છું.'

'ફ્રિજ સુધારવાની આ રીત છે ? શું તમે આમ જ ફ્રિજ સુધારો છો ?'

હવે મારી ફ્રિજની ગરમી ૮૮·૬ ડિગ્રી છે.

બાલ્યા મને મળવા આવી ત્યારે અમે નક્કી કર્યું કે સાંજ ઘેર જ ગાળવી.

'તમે શું કરો છો ?' ઝડપભેર મારા ઓરડામાં આવીને એણે પૂછ્યું.

'મારી પ્રેમિકાને ચુંબન કરું છું.'

'શું છોકરીને ચુંબન કરવાની આ રીત છે ?'

જિંદગી અસહ્ય બની ગઈ. મેં નક્કી કર્યું કે હવે આ વાતનો અંત આવવો જ જોઈએ. હું એક મેજ પર ચઢ્યો ત્યારે 'તમે આ શું કરો છો ?' એવો ઘાંટો એણે પાડ્યો.

'આપઘાત કરું છું.' મેં કહ્યું, 'શું આપઘાતની આ રીત...'

એ દિવસથી મને જિંદગી ફરી સારી લાગવા માંડી છે. □

# પ્રથમ પ્રેમ

☐ વ્લાદિમીર બોગામોલોવ

અમે ખુલ્લી જમીન પર એક-બીજાને અડીને સૂતાં હતાં. એ અઢાર વર્ષની હતી અને અમારી રેજિમેન્ટમાં નવી નર્સ થઈને આવી હતી. ત્યારે હું ઓગણીસ વર્ષનો હતો. અમે એક-બીજાને ચાહતાં હતાં એટલું જ નહીં, બેનાં ત્રણ થવાનાં હતાં એ કોઈ જાણતું નહોતું.

સૂર્યોદય થતાં અમારી ટૂકડીને સામેની ટેકરી કબજે કરવાની હતી. મને સૌથી વધારે એની સલામતીની ચિંતા હતી. સૂતાં સૂતાં જ એણે યુદ્ધ, રકતપાત, મૃત્યુની ઘણી ઘણી વાત કરી. છેલ્લાં બે વર્ષથી ચાલતાં યુદ્ધ અને કાલ્પનિક નવી સવારની. હું મેજરને પૂરી વાત કહીને એને ઘેર મોકલવા માગતો હતો. પણ એણે મને એમ કરવા દીધું નહોતું, કેમ કે અમારી રેજિમેન્ટનો કમાન્ડર ફોજના લોકોના પ્રણયકિસ્સાની બાબતમાં બહુ કઠોર વલણ રાખતો હતો.

બીજી સવારે થનારી લડાઈ ભયાનક થવાની હતી છતાં હું કોઈ પણ સંજોગોમાં એને અહીં છોડી જવા માગતો નહોતો. યુદ્ધની વાત જાણીને ક્ષણેક એ વિષાદમાં ડૂબી ગઈ. એણે કહ્યું : 'હું મરી જાઉં તો યે મારે તો ફોજની સાથે આગળ જ વધવું...'

બીજી સવારે દિવસ ચઢચો. મારી બચેલી ટુકડીની સાથે મેં ચઢાઈ કરીને ટેકરી કબજે કરી લીધી હતી. અમારી રેજિમેન્ટના કમાન્ડર અને બીજા લશ્કરી અધિકારીઓએ મને બાથ ભરીને અભિનંદન આપ્યાં. પણ હું તો સૂકા લાકડાના ટૂકડાની જેમ સંજ્ઞાશૂન્ય કંઈ પણ અનુભવતો નહોતો—કંઈ પણ સાંભળતો નહોતો.

અને કોઈ જાણતું નહોતું કે, તે મારે માટે શું હતી અને માત્ર થોડા કલાક પહેલાં અમે ત્રણ હતાં. ☐

# કંકાવટી

મે ૧૯૭૬

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૦૭ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦૦-૨, સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી



ચિત્ર : શ્રી ઠાકોર રાણા

બ્લૉક : 'નવનીત'ના સૌજન્યથી



તંત્રી-મુદ્રક-પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૩

# જીવનાનંદદાસનાં કાવ્યો



અનુ. ભોળાભાઈ પટેલ

## પંખીઓ

ઊંઘથી આંખ ઘેરાવા ઇચ્છતી નથી,—
વસંતની રાતે
પથારીમાં સૂતો છું;—
—અત્યારે કેટલી રાત વીતી ગઈ છે!
એ બાજુએ સંભળાય છે સમુદ્રનો અવાજ,
સ્કાયલાઇટ માથા ઉપર,
આકાશમાં પંખીઓ પરસ્પર વાતો કરે છે
તે પછી આકાશમાં ક્યાં ચાલ્યાં જાય છે?
તેમની પાંખોની ગંધ ચારે બાજુ તરે છે
શરીરમાં આવ્યો છે સ્વાદ વસંતની રાતે,
આંખ હવે ઊંઘવા ઈચ્છતી નથી,
બારીમાંથી પેલાં નક્ષત્રોનો પ્રકાશ ઊતરી આવે છે,
સાગરના પાણીના પવનથી
મારું હૃદય સ્વસ્થ બને છે:
બધાં ચારે પાસ ઊંઘે છે,—
સમુદ્રની આ પારે લંગર નાખવાનો કોનો સમય થયો છે?
સમુદ્રની આ પારે—બહુ દૂરની પારે
કોઈ એક મેરુ પર્વત પર
આ બધાં પંખીઓ હતાં;
તે પછી, બ્લિઝર્ડની થપાટો ખાઈ ટોળેટોળાં
તેઓ ઊતરી આવ્યાં સમુદ્ર ઉપર,—

જેમ માણસ ઊતરી પડે તેના મૃત્યુના અજ્ઞાતમાં!
બદામી–સોનેરી–સફેદ ઊઘડું ઊઘડું પાંખોની વચ્ચે
રબરના દડા જેવા નાના હૃદયમાં
તેમનું જીવન હતું;—
જેમ લાખ લાખ માઈલ સુધી સમુદ્રના મુખમાં મૃત્યુ રહેલું છે
તેમ અતલ સત્ય બનીને!

કયાંક જીવન છે,—જીવનનો સ્વાદ રહ્યો છે,
કયાંક નદીનું પાણી રહી ગયું છે—સાગરનું
કડવું ફીણુ નહીં,
રમતના બોલ જેવા તેમનાં હૃદયે
આ જાણ્યું છે;—
ઠંડી કયાંક પાછળ પડી રહી છે, એક ભરોસાની નિકટ
તેઓ આવ્યાં છે.
તે પછી ચાલ્યાં જાય છે, કોઈ એક ખેતરમાં
તેના પ્રિય સાથે આકાશના માર્ગમાં જતાં જતાં
તે શી વાત કરે છે?
તેમના પ્રથમ ઈંડાં જન્મવાનો સમય થયો છે!
સમુદ્રનું પુષ્કળ મીઠું ડહોળ્યા પછી મળી છે આ
માટીની ગંધ,
પ્રેમ અને પ્રેમનાં સંતાન
અને તે નીડ
આ સ્વાદ ગભીર ગભીર.
આજ આ વસંતની રાતે
ઊંઘથી આંખ ઘેરાવા ઇચ્છતી નથી;
એ બાજુથી સંભળાય છે સમુદ્રનો અવાજ
સ્કાયલાઇટ માથા ઉપર
આકાશમાં પંખીઓ પરસ્પર વાતો કરે છે.

## ઘુવડ

પહેલી ફસલ ઘેર પહોંચી ગઈ છે.—
હેમંતના ખેતરે ખેતરમાં ઝરે છે
માત્ર ઝાકળનું જળ;
હિમ થઈ જાય છે
વાંસનાં પત્તાં—મરેલું ઘાસ—આકાશના તારા !
બરફ જેવો ચન્દ્ર ફુવારો રેડે છે
ડાંગરના ખેતરમાં સીમમાં
ધુમાડિયું ગાઢ ધુમ્મસ જામે છે !
ખેડૂત ઘેર ગયો છે;
તો પણ ખબર પડે છે
કે જાણે કોઈની એ આંખમાં ઊંઘની
કોઈ ઇચ્છા નથી !
પીળાં પાંદડાંની ભીડમાં બેસી
ઝાકળથી પીંછાં ઘસી ઘસી
પાંખની છાયાથી ડાળી ઢાંકી
ઊંઘ અને ઊંઘનારનું ચિત્ર જોતાં જોતાં
સીમના ચન્દ્ર અને સીમના તારાઓની સાથે
જાગે છે એકલું માગશરની રાતે
તે પંખી;—
આજે યાદ આવે છે,
તે દિવસે પણ આમ જ પહોંચી ગઈ હતી
પહેલી ફસલ
ખેતરે ખેતરમાં ઝરતો હતો ઝાકળનો સૂર,—
કારતક કે માગશરની રાતનો બીજો પહોર !—

પીળાં પાંદડાની ભીડમાં બેસી
ઝાકળથી પીંછાં ઘસી ઘસી
પાંખની છાયાથી ડાળી ઢાંકી
ઊંઘ અને ઊંઘનારનું ચિત્ર જોતાં જોતાં
સીમના ચન્દ્ર અને સીમના તારાઓની સાથે
જાગતું હતું માગશરની રાતે
આ પંખી !
નદીના શ્વાસમાં
તે રાતે પણ હિમ થઇ ગયાં હતાં
વાંસનાં પત્તાં–મરેલું ઘાસ–આકાશના તારા,
બરફ જેવો ચન્દ્ર ફુવારો રેડતો હતો
ડાંગરના ખેતરમાં–મેદાનમાં
ધુમાડિયું ગાઢ ધુમ્મસ જામ્યું હતું !
ખેડુત ઘેર ગયો હતો;
આ પૃથ્વી ઝોકાં ખાતી હતી,
તો પણ મને ,ખબર પડી હતી
કે જાણે કોઇની બે આંખમાં ઊંઘની
કોઈ ઇચ્છા નથી. □

# તને

એક દિવસે લાગતું હતું કે તું જળ જેવી છે.
સવાર વેળાના તડકામાં તારા મોં પરની વિભા—
અથવા બપોરની વેળાએ-સાંજના ઢળતા અજવાળામાં
જોઈ રહી છે, ચાલી જાય છે-જળની પ્રતિભા.
એમ લાગ્યું કે તીર પર બેઠાં બેઠાં
સ્તબ્ધ તળાવડામાંથી શિંગોડાં
ઉપાડીને કોઈ કોઈ ચાલ્યા ગયા
નીચે બરાબર તારા મુખની પેઠે.
નિર્મળ જળનો રંગ તાકી રહ્યો છે;
સ્થાનાન્તરિત થઈ દિવસના પ્રકાશની અંદર
પોતાતા મુખની ઠંડી જળરેખા વડે
ફરીથી શ્યામ પરોપજીવી લતાનું સર્જન કરે છે.
એક પૃથ્વીનું રક્ત વહી ગયું છે જાણીને
એક પૃથ્વીનો પ્રકાશ બધી દિશાઓમાં અસ્ત થઈ જાય છે એટલે
રંગીન સાપને તેની છાતીમાં ખેંચી લે છે;
પાછલે પહોરે આકાશનો રંગ ફિક્કો થતાં
તારી છાતી પર અમારી પૃથ્વીની અમોઘ સવાર છે;
તારી છાતી પર અમારી સાંજનો રક્તિમ વિન્યાસ છે;
તારી છાતી પર અમારી પૃથ્વીની રાત છે :
નદીની સાપણ, લતા, વિલીન વિશ્વાસ. □

# તેઓ એકાકી

□ પિયર રેવર્ડી
□ પ્રમોદકુમાર પટેલ

જેના પર એકે સંકેત નહિ
એવી એક અનંત વિસ્તરતી દિવાલ
—ની સાથે ઊભેલા
કો માનવીની પરિસ્થિતિ
ચરણો અને ચક્ષુઓની રેખા
એક બિંદુએ મળે
તેને કોઇ સીમા નહિ
પણ સર્વ કંઈ એક જ સ્થાને બનવાનું છે
શૂન્યાવકાશ
—ની સામે દ્વાર સાવ ખુલ્લું
પ્રત્યેક ક્ષણે
નવું જ કો વિસ્મય
અને
ત્યાં કંપે છે કો પરદો
અને
જે કંઈ તેની પાછળ રહ્યુ છે
તેનું કો અતિજ્ઞાન
ભીતિ આપણને જકડી લે છે
આપણી કને હવે કશું નહિ હોય
ક્યાંય કશે તુટ વિના
વૃક્ષોની પંક્તિ
અવાજની સાથે પસાર થઇ જાય છે

બંદૂકનો પહેલો ધડાકો સંભળાય
તે પૂર્વે જ
બધાંય પંખીઓ
મૃત્યુ પામીને તૂટી પડ્યાં છે
ધડાકો એ અંધકારનો
વનવીથિકા એ દુધગંગા શી
ઝંખાપાંખા શેરીના દીવાઓ
શ્રમથી ઢળી ગયેલી આંખો
સર્વ કંઈ પલકારા મારતું હતું
કેવી રીતે તેની ન અમને ખબર.
આક્રંદતી ઈન્દ્રિયોનો
કેવળ અવાજ
અને ચરણોનો લય
અને સંતુલન
રાત્રિમાં
પૃથ્વીના પરિભ્રમણની
તેને અનુભૂતિ થઈ
અને
એને છોડી જતાં
ભયની પ્રતીતિ થઈ.

## વંકાતી કેડી

□ પિયર રેવર્દી
□ પ્રમોદકુમાર પટેલ

હવામાં
ધૂળની ભયંકર ભૂખરતા
ઝંઝાવાતી પાંખોવાળો
દક્ષિણાત્ય પવન
લથડતાં સાંધ્ય કિરણોમાં
જળરાશિના પડઘાઓનો ગુંજારવ
અને
ખૂણાઓમાં લપાઈને
પ્રતીક્ષા કરતી ભેજવાળી રાત્રિમાં
કઠોર સ્વરોનું આક્રંદ
જીભને ટેરવે કજળતા લાકડાનો સ્વાદ
શેરીના નીચા વિસ્તારમાં
વાજિંત્રનો અવાજ
સમુદ્ર પર
હૃદયની મીટ
અને
વિટંબણાઓ વચ્ચે
વ્યક્તિનો કારાગાર
જ્યારે
રણના ભડકાઓ એક પછી એક
શમી જાય છે
જ્યારે
આંખો તૃણપત્તીઓ શી
ઝાકળભીની બને છે
જ્યારે
ઝાકળબિંદુઓ ખુલ્લાં ચરણોથી

પર્ણો પર સરકી રહે છે
જ્યારે
પ્રભાત હજી માત્ર ફૂટી રહ્યું છે
અને
માર્ગ પર ખોવાઇ ગયેલા સરનામાને
કોઇક શોધી રહ્યું છે—ત્યારે
ખંડિત શાખાઓ વચ્ચેથી
ઝળહળતા તારાઓ અને પુષ્પો સૌ
એકાએક લથડી પડે છે
અને
કો ભીતરી ઝરણું
અર્ધ બીડાયેલા તેના મૃદુલ ઓષ્ઠોને
લૂછે છે
ગતિનું જે શાસન કરે છે
અને
ક્ષિતિજને જે આગળ હડસેલ્યા કરે છે
તે સૂર્ય-ચંદ્રા પર
કોઈકનો પગરવ સંભળાય છે
બધો ય ઘોંઘાટ વહી જાય છે
બધો ય સમય એક બિંદુએ સંચિત થાય છે
અને
સૂર્યમાં મારી આંખો ઠેરવીને
હવે હું સ્વર્ગ પ્રતિ પ્રયાણ આદરું છું
કશા ય કારણ વિના
અહીં ગણગણાટ છે
અને મારા ચિત્તમાં છે સંજ્ઞાઓ
અને જીવંત ચહેરાઓ
અને આ ધરતી પર જે બધી
ઘટનાઓ ઘટી છે તે
અને એ ઉત્સવ
જ્યાં મારો સમય વહી ગયો છે તે.

# રાત્રિચર્યા

□ પિયર રેવર્ડી°
□ પ્રમોદકુમાર પટેલ

દૂર દૂરથી અંદર ગણગણાટ
આવી રહ્યો છે
ઘરમાંડો સૌ એકબીજાની
નિકટ આવે છે
દેવળના શિખરના પ્રાંતમાં તારાઓ
આશિક શા ભટકે છે.
દૂર એક ખૂણામાં
ચિમનીઓના ધુમાડા
અથવા
જલતી મીણબત્તીઓનો પ્રકાશ
કોઈક ઉપર ચઢ્યું છે
હવે ઘંટનાદ થશે
પસાર થતા વાદળે તેને સ્પર્શી લીધાં છે.
એનાથી સૌ ટેવાઈ ગયું છે.
એનું કોઈને વિસ્મય રહ્યું નથી
તમે જ્યાં ઊભા છો તે
ઊંચાઈને
ટીકી ટીકીને આંખો માપી લે છે
ખુલ્લું હૈયું તો વહી ગયું છે
લાંબી સફર પછી
કો વિશ્રાન્તિસ્થાનની
તમે હજી ય પસંદગી કરી શકો છો

ઊંડે ઊંડે ત્યાં એક ડાઘ છે
રાત્રિમાં
અમે કાન માંડી રહ્યા હતા
તેના આગમનની પ્રતીક્ષામાં
ત્યાં ક્ષિતિજની કોરેથી
કોઈક
હળવેકથી
સ્વર્ગ તરફ આરોહણ કરી રહ્યું છે
પગથિયાંઓ ચૂંચવાટ કરે છે
એ તો કૃત્રિમ વસ્તુ છે
કો હિતોપદેશ
અથવા
કો પ્રવેશમાર્ગ
ભાગી છૂટેલો સમય
એકાકી પાંખ પર ઊડી જાય છે.

# વર્ષા

□ કિતામુરા તરો
□ પ્રમોદકુમાર પટેલ

દરેક ભારીખમ બારીમાં
વસંત ઋતુ
શેરીના પડછાયાનું અનુકરણ કરે છે.
શહેરમાં
એકધારી ઝરમર વર્ષા ચાલુ છે,
અને આપણા આવી રહેલા
મૃત્યુના સ્થાનમાંથી
બાષ્પ ઊઠ્યા કરે છે.
ટેકરીની ટોચે ઊભું છે કબ્રસ્તાન.
આપણા દષ્ટિપટમાંથી
કબરોનાં સ્મરણો પસાર થઈ જાય છે
એનો સીમિત આનંદ આવી મળે છે.
જિરેનિયમ–વૃક્ષોથી મઢાયેલા
આ શહેરમાં
કબરો અને બારી વચ્ચેથી
ઝરમર વર્ષા ચાલુ છે.
વર્ષાની મૃદુ ઝરમરમાં
પૈંડાઓનો અવાજ ઓગળી જાય છે
અને ટાયરોના ઘસરકામાં
વર્ષા ઝરમર લુપ્ત થઈ જાય છે.
અમે અમારી કબરોનું બારીક નિરીક્ષણ
કરીએ છીએ
દરેક પથ્થર નીચે
અમે મૃત્યુની તલાશ કરીએ છીએ.

અહીં બધું જ છે. બધાં ય દુઃખો, બધાં ય સુખો,
વહી જતી પ્રત્યેક ક્ષણ અહીં
આપણને ફાંસો દઈ રહી છે.
ટેકરીની ટોચે ઊભું છે કબ્રસ્તાન.
ભઠિયારાની દુકાનમાંથી
જે તીવ્ર વાસ આવી રહી છે
તે આપણી ક્ષુદ્રતાઓને ઉપસાવી આપે છે.
અને આ શહેરને
સુખદ ભ્રાંતિઓથી સંતુષ્ઠ કરી દે છે.
પ્રાપ્તિ ય શી, અને કઈ અનિવાર્યતાએ
આપણે સૌ બંધાયાં અહીં સૌ, કેવું
પોલા પાઈપ જેવું આ અસ્તિત્વ?
પૂલ નીચે વહી રહ્યું છે ઉજ્જવલ ઝરણું
હરેક વસ્તુ અહીં પ્રવહમાન,
આપણાં આંતરડાંઓમાંથી
વહ્યું જાય છે મૃત્યુ.
સવારે અગિયારના ટકોરા
અને ટાયરોના ઘસરકામાં
વર્ષા ઝરમર લુપ્ત થઈ જાય છે
અને પૈંડાંઓનો અવાજ
વર્ષાની મૃદુ ઝરમરમાં ઓગળી જાય છે
શહેરમાં વર્ષાની ઝરમર ચાલુ છે
અને ભારેખમ કાચની પાછળ
અમારા અવયવો પ્રસારીને
અમે ગતિ કરીએ છીએ.

# ગીત ગાઓ, પંખીડાં

□ વિસેન્ટ એલેકઝાન્ડ્રે
□ પ્રમોદકુમાર પટેલ

પંખીઓ,
તમારી મુક્ત પાંખોનો મૃદુસ્પર્શ
મારી ઉદાસ સ્મૃતિને હરી જઈ જકે નહિ.
તમારાં નિર્મળ દિલમાંથી
બોલી ઊઠે છે તમારો ચિંચવાટ,
કેવો તેજસ્વી આવેશ તમારા ઓષ્ઠે !
મારે માટે ગીત ગાઓ,
તમે ઝળકતાં પંખીઓ,
બળતાં જંગલોમાં ય તમે આનંદનું
સ્તવન કરો છો
અને, તમે
પ્રકાશથી ઉન્મત્ત,
પૂર્ણ ઉલ્લાસથી જે તમને અંગીકાર કરે છે.
તે આકાશમાં
ઘંટના રણકારની જેમ તેમ ઊઠો
અને, મારે માટે ગીત ગાઓ,
તમે પંખીઓ,
પ્રતિદિન તમે નવજન્મ લો છો,
અને તમારા ચિત્કારમાં
વિશ્વનું નિષ્પાપ તમે પ્રગટ કરો છો,
ગાઓ, પંખીઓ, મારે માટે ગાઓ,
તમારા દિલમાં ઉલ્લાસ ભરો,
જેથી આ ધરતીમાંથી હું મૂળસોતો
ઉખડી જાઉં,
અને ક્યારે ય અહીં પાછો ન ફરું. □



# સ્વ. 'ધૂમિલ'ની બે રચનાઓ

## અનુ. વિજય શાસ્ત્રી

ગયા વર્ષે (૧૯૭૫) ફેબ્રુઆરીમાં જેમનું અવસાન થયું તે હિન્દી કવિ સુદામા પાણ્ડેય, 'ધૂમિલ'ના તખલ્લુસથી જાણીતા હતા. વાયવ્ય, કલ્પનાપ્રધાન અને વૈયક્તિકતાના વ્યાકરણ પર રચાતી કવિતાનો ત્યાગ કરી તેમણે કવિતાનો સંબંધ સમસામયિક 'યથાર્થ' સાથે જોડ્યો. અમૂર્તતાના અંધકારમાં ખોવાઈ ગયેલી કવિતાનો તેમણે પુનરુદ્ધાર કર્યો. એમના સમગ્ર રચનારાશિના કેન્દ્રમાં મનુષ્ય છે. જે કંઈ રચાય છે તે માનવપદાર્થને લક્ષીને જ આવે છે. તેમણે જ કહ્યું છે કે–

પહેલાં લોકો કહેતા કે 'કવિતા' કરીશું
આજે હું કહું છું કે કવિતા હોય કે ન હોય
અમે 'માનવી' રચીશું.

વેદનાનું કાવ્ય રચવાનો તેમનો નિર્ધાર હતો. પણ વેદનાનું તેઓ કાવ્ય રચવા માગે છે એ વેદનાનો પ્રકાર કયો છે તે એમના જ શબ્દમાં જોઈએ તો :

'દુઃખ પણ બે પ્રકારનાં હોય છે. એક તો એવા માણસનું દુઃખ

કે જે બીજાઓના શોષણ વડે પોતાનું ઘર ભરે છે અને અપચાને કારણે ખાઈ શકતો નથી અથવા તો ભેગા કરેલા ધનની ચિંતામાં ને ચિંતામાં ઊંઘી શકતો નથી. બીજા પ્રકારનું દુઃખ એ છે કે એક માણસને ભૂખ લાગી છે અને ખાવાનું મળતું નથી. અમે આ બીજા પ્રકારના દુઃખની કવિતા લખીશું'

તેઓ કવિતાને આપણા ત્રીશીના કવિઓની જેમ જનતા સુધી પહોંચાડવા માગતા હતા છતાં એમની કવિતા ત્રીશીની મર્યાદાઓથી ગૂંગળાતી નથી એ નિમ્નલિખિત બે ત્રણ દૃષ્ટાંતો પરથી જણાઈ આવે તેમ છે. ભાવનાઓનો શુકપાઠ કે આદર્શોનો, આરામખુરસી પર બેસીને તે માસ્તરિયો ઉપદેશ આપતી નથી.

ધૂમિલ કાવ્યો નહીં પણ સૂત્રો લખતા હતા જાણે. પંક્તિઓ રૂપે જ તેમના અંતરતમનો આવિષ્કાર સિદ્ધ થયો છે. બહુધા આવી સૂક્તિઓ કાવ્યના સમાપનમાં આવતી હોય છે, જેમ કે

'હવે તેને ખબર છે કે કવિતા
કોઈ પાગલ માણસનો
ટોળામાં થતો
ટૂંકો સ્વગતાલાપ છે.' (કવિતા)
'એકતા યુદ્ધની અને દયા
દુકાળ-સમયની પૂંજી છે.' (અકાલ-દર્શન)
'...એ સલામત નથી
જેનું નામ હત્યારાઓની યાદીમાં નથી.'
(હત્યારી સમ્ભાવનાઓં કે નીચે)

ધૂમિલ પાસે એવી અનેક સૂક્તિઓ હતી જેમને કવિતાપ્રવેશ માટે વર્ષો સુધી રાહ જોવી પડી છે, જેવી કે—

સ્ત્રીઓ
યૌન-સાફલ્ય બાદ
ગંગાનું ગીત ગાઈ રહી છે.



હરસની ગાંઠની જેમ શબ્દ
લોહી નીંગળાવે છે.

આ સિવાય જે સૂક્તિઓ કવિતામાં સમાવિષ્ટ ન થઇ શકી તે બધી જ તેમની 'પટકથા' કવિતામાં આવી ગઈ છે. એટલે જ તેમણે 'પટકથા' સંપૂર્ણ કર્યા બાદ કહ્યું હતું કે 'મેં પટકથા'માં મારી જાતને સંપૂર્ણપણે ખરચી નાંખી છે.'

એમની રચનાઓમાં કયાંક કયાંક આયાસસિદ્ધ પંક્તિઓ પણ જોવા મળે છે જેમ કે

કેટલી ભદ્દી મજાક છે
કે અમારા ચહેરા પર
આંખની બરાબર નીચે નાક છે.

અથવા

સૌન્દર્યનો સ્વાદ સાથે
જ્યારે મેળ નથી હોતો
કૂતરાંઓ મહુવાનાં ફૂલ પર
મૂતરે છે.

તેમણે જોયું કે ગામડાનું યથાર્થ કવિતામાં જે રીતે આવવું તે રીતે નથી આવ્યું. તેમની જનપદપ્રીતિ પણ કોઈ મન બહેલાવવાના શોખમાંથી યા રોમેન્ટિક વલણમાંથી જન્મેલી નહીં પણ હેન્રી જેમ્સ જેને Prime Sensibility કહે છે તે પ્રકારની હતી.

તેઓ દૃઢપણે માનતા કે ગામડાને, ખેડૂતોને અને ગરીબોને અત્યાર સુધી શોષણ કરીને ચૂસવામાં જ આવ્યા છે. બુદ્ધિજીવીઓએ ગામડાનો સિદ્ધાન્ત ઘડવામાં અને ચર્ચા કરવામાં જ માત્ર ઉપયોગ કર્યો છે. લેખકો સાહિત્યકારોએ ગામડાની ગરીબી, ભૂખમરો અને નિરાધારતાને પોતાને મહાન બનાવવા માટે જ ઉપયોગમાં લીધી છે. તેમના 'સચ્ચી બાત' કાવ્યની

—દરેક ઈમાનને એક ચોર દરવાજો હોય છે,
જે સંડાસની બાજુમાં ખૂલે છે.

પંક્તિ શહેરી Sophistication– પરનો વેધક પ્રહાર છે. અહીં ાપેલી તેમની બે રચનાઓ 'આલોચના' માસિકમાં પ્રગટ થયેલી મની સાત અપ્રગટ રચનાઓમાંની છે.

## કવિતા વડે હસ્તક્ષેપ

જ્યારે હું મારા જ જેવા કોઇ માણસ સાથે વાત કરું છું; જે
સાક્ષર છે પણ સમજદાર નથી. સમજ છે પણ
સાહસ નથી. તે પોતાની વિરુદ્ધ ચાલી રહેલાં
ષડયંત્રનો વિરોધ ઉઘાડેછોગ નથા કરી શકતો.
અને આ નબળાઈ હું જાણું છું. પણ એટલા માટે
તે સામાન્ય, મામૂલી માનવી મારું સાધન નથી.
એ મારા અનુભવનો સહભાગી બને છે
જ્યારે હું એને ભૂખ અને વેર અને પ્રેમ અને જીવન
–નો અર્થ સમજાવું છું–અને મને કવિતામાં
સરળતા પડે છે–જ્યારે હું શાંતિથા ઊભેલાને
બેચેન બનાવું છું–એક ઉદાસી ખંખેરાઈ જાય છે,
ટાઢાબોળપણું ખતમ થઈ જાય છે અને તે
જિંદગીના સંતાપથી વ્યગ્ર બની જાય છે.
મારા શબ્દો એને જિંદગીનાં અનેક સ્તરો પર
ફેરતપાસ કરવાને ઉશ્કેરે છે અને તે
વીતેલાં વર્ષોને
એક પછી એક ઉખેળે છે.
વર્તમાનને વધુ પારદર્શક બનેલો જુએ છે.
એની આરપાર જોઈ શકે છે.
અને આ રીતે એક એકલો માનવી પણ
અનેક કાળ અને અનેક સમ્બન્ધોમાં એક
સમૂહમાં બદલાઈ જાય છે.
મારી કવિતા આ રીતે એકલાને સામૂહિકતા આપે છે

અને સમૂહને સાહસિકતા.
આ રીતે કવિતામાં શબ્દો વડે એક કવિ
પોતાના વર્ગના માનવીને સમૂહની સાહસિકતાથી
ભરે છે. જ્યારે શસ્ત્ર પોતાના વર્ગ–શત્રુને
સમૂહથી વિચ્છિન્ન કરે છે. એ ધ્યાનમાં રહે કે
શબ્દ અને શસ્ત્રના ઉપયોગનું વ્યાકરણ
જુદું જુદું છે. શબ્દ આપણા વર્ગ–મિત્રોમાં
સફળ થાય છે અને શસ્ત્ર વર્ગ–શત્રુ પર.

## ખેવલી*

ત્યાં નથી જંગલ નથી જનતંત્ર
ભાષા અને બોબડાપણાની વચ્ચે કોઈ
અંતર નથી.
એક ઠંડી અને ગાંઠવાળી આંગળી માથે કરે છે
વિચારમાં ડૂબેલા ચહેરા અને
ત્યાંની ફાટવાળી જમીનમાં
કોઈ ફરક નથી.
ત્યાં કોઈ સ્વપ્ન નથી. નથી વરુનો ડર.
બાળકોને સુવાડાવીને ઓઓ ખેતરો પર ચાલી ગઈ છે
ખાવાલાયક કશું ય બચ્યું નથી.
ત્યાં બધું જ સદાચારની જેમ સપાટ
અને ઈમાનદારીની જેમ નપુંસક છે.
ભાયગફૂટ્યા ભાઈઓને માટે જીવનનો કયો
ઉપાય બાકી રહ્યો છે–જો ભૂખનું પહેલાં પ્રદર્શન
થાય અને પછીથી દર્શન બની જાય છે.
અને હવે તો એવો સમય આવ્યો છે કે
સાચાને પણ સાબિતી વગર
બચવું મુશ્કેલ છે.

*'ધૂમિલ'નું જન્મસ્થાન

# સી. પી. કેવેફી

□ પ્રસાદ બ્રહ્મભટ્ટ

સુપ્રસિદ્ધ ગ્રીક કવિ કોન્સ્ટન્ટીન કેવેફીનો જન્મ ઈ. સ. ૧૮૬૩માં ગ્રીસના એલેકઝાંડ્રિયામાં થયો હતો. તેના પિતાનું નામ પિટર જહોન. નાનપણમાં ઘરે જ એ ફ્રેન્ચ અને અંગ્રેજી ભણ્યો. પછી ઈતિહાસનો તથા દાન્તેની કવિતાનો તેણે અભ્યાસ કર્યો. ઘણી કવિતાઓ લખ્યા પછી છેક ઇ.સ. ૧૯૦૪માં માત્ર ૧૪ કાવ્યોનો સંગ્રહ કેવેફીએ પ્રગટ કર્યો. એને ખૂબ સારો આવકાર સાંપડયો. કેવેફીનાં કાવ્યોમાં સરળતા અને ગહનતા ઘણીવાર એકમેકમાં પરોવાઇ ગયેલાં અનુભવાય છે. પહેલી નજરે સરળ લાગતી કેવેફીની કવિતા જીવનના ઊંડાં રહસ્યોને સહજ રીતે અભિવ્યક્ત કરે છે.

કેવેફીને વર્તમાન કરતાં ભૂતકાળનું વિશેષ આકર્ષણ છે. તેની કવિતાનો પ્રેરણાસ્રોત ગ્રીસનો પ્રાચીન ઇતિહાસ છે. ગ્રીસનો અવનતિ-કાળ કેવેફીની કવિતાનો મુખ્ય વિષય બને છે. જો કે કેવેફીએ ઈતિહાસને માત્ર ઈતિહાસ તરીકે વર્ણવ્યો નથી. પરંતુ ઇતિહાસમાંથી પોતાની કલ્પનાનું જગત શોધવાનો પ્રયત્ન કર્યો છે. છતાં તેનું નિરુપણ રોમેન્ટીક નથી બનતું. વર્તમાન–જીવનની વ્યથા કરુણાગર્ભવાણીમાં કેવેફીએ ઈન્દ્રિય-ગ્રાહ્ય રીતે ઉત્કટ રીતે અભિવ્યક્ત કરી છે.

કેવેફીએ પ્રણયકાવ્યો પણ વિપુલ પ્રમાણમાં લખ્યાં છે. તેનાં પ્રણય-કાવ્યોમાં સજાતીય પ્રેમસંબંધ સ્પષ્ટપણે ઉપસી આવે છે. પ્રેમ અને વાસનાનાં અનેક ચિત્રો કેવેફીએ આલેખ્યાં છે. જુઓ થોડાંક ઉદાહરણો–

'એનાં વસ્ત્રો નીચે ફરી હું એનાં મેં ચાહેલાં ખુલ્લાં અંગોને જોઉં છું.'

'અમારાં વસ્ત્ર અડધાં ખુલ્લાં હતાં.
અને જુલાઈની કાતીલ ગરમીને કારણે
વસ્ત્ર ઝાઝાં પણ ન હતાં
અમારાં અડધાં ખુલ્લાં વસ્ત્રો વચ્ચે

અંગોના આનંદ / એકદમ ખુલ્લાં થતાં અંગો......
જોઈ શકાશે કે

વર્તમાનના પ્રેમપ્રસંગો પણ અહીં મિથ બનીને આવ્યા છે. શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળા કહે છે તેમ મિથનું વર્તમાનકરણ એ જેમ કેવેફીની ગ્રીસ-સંસ્કૃતિને નિરુપતી રચનાઓનું મુખ્ય બળ છે તો વર્તમાનનું મિથકરણ એ એની સજાતીય પ્રણય નિરુપતી રચનાઓનું મુખ્ય બળ છે. (અપરિચિત ક, અપરિચિત ર)

ઈ. સ. ૧૯૩૩માં કેવેફીનું અવસાન થયું. આધુનિક ગ્રીક કવિતાના ઇતિહાસમાં તો કેવેફીનું ખૂબ ઊંચું સ્થાન છે જ, સાથે સાથે વિશ્વ-સાહિત્યના ઉત્તમ કવિઓમાં પણ તેની ગણના થાય છે. પ્રસિદ્ધ અમેરિકી કવિ કાર્લ શેપિરોએ તેના પુસ્તક 'In Defence of Ignorance' માં રિલ્કે, લોર્કા આદિ આધુનિક કવિઓ સાથે કેવેફીને માનભર્યું સ્થાન આપ્યું છે તે ઉચિત જ છે.

## કેવેફીનાં કાવ્યો ◻ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

### સંધ્યાટાણે

આમપણ તે વસ્તુઓ લાંબો સમય ટકવાની ન હતી.
વર્ષોનો અનુભવ મને તે દર્શાવે છે.
પણ નશીબ બે ડગલાં આગળ આવ્યું
અને તેમને અટકાવી.
મોજીલું જીવન હતું અલ્પ.
પણ સુવાસ કેવી તો હતી માદક!
આપણે સુતા'તા તે પલંગ કેવો તો હતો ભવ્ય
અને કેવો રાગાસક્ત આનંદ
આપણે આપ્યો હતો આપણાં શરીરોને ?

ઉલ્લાસમય દિવસોનો પ્રતિધ્વનિ
સરે છે મારી નીકટ,
આપણાં બંનેના યૌવનાગ્નિની નાની શી ચિનગારી,
ફરી મેં હાથમાં લીધો પત્ર
અને પ્રકાશ અદશ્ય થયો ત્યાં લગી
વારંવાર વાંચ્યા જ કર્યો.
વળી ઉદાસીનતા !
હું આવી ઊભો અગાસીએ,
જે શહેરને હું ચાહતો હતો તેના થોડાક ભાગને
તથા શેરી અને દુકાનોમાં થતી થોડી હલચલ નિહાળીને પણ
મારા વિચારો બદલવા
હું બહાર આવ્યો.

પ્રભાતકાલીન સમુદ્ર

મને અહીં થોભવા દો
વળી, મને જરા કુદરતભણી નીરખવા દો.
પ્રભાતકાલીન સમુદ્રનો કિનારો
અને ભુરું તથા પીળું નિરભ્ર આકાશ
ઝગહળી ઊઠયાં—સુંદર અને ભવ્ય !
મને અહીં થોભવા દો.
મને મારી જાતને છેતરવા દો
કે હું આ વસ્તુઓ નિહાળું છું
(જે ક્ષણે હું અહીં પ્રથમ થંભ્યો હતો
તે જ ક્ષણે મેં ખરેખર તેમને નિહાળી હતી.)
અને નહીં કે
રાગાસક્ત આનંદનાં મારાં શમણાં,
મારી સ્મૃતિઓ અને રોમાંચક કલ્પનાઓ.

## બારીઓ

જ્યાં વીતાવ્યા છે મેં પીડાજનક દિવસો
તેવા
આ અંધારા ઓરડાઓમાં
બારીઓ શોધવા
હું આમથી તેમ
આંટા મારું છું.
જો બારીઓ ઊઘડશે
તો રાહત થશે.
પરંતુ
બારીઓ જડી નથી,
કે
શોધી શક્યો નથી હું તેમને
અને કદાચ
હું તેમને શોધી શક્યો નહિ
તે વધારે સારું હોય
કદાચ
પ્રકાશ નવો જુલમગાર નીવડે.
બારી
શું શું નવું બતાવશે
તે કોણ જાણે છે?

## Landscape □ મંગળ રાઠોડ

પ્રગલ્ભ સુંદરીના
નિતંબો જેવા
ઢોળાવો પર ફરફરતી રહે છે હવા....
સરૂનાં વૃક્ષો વચ્ચેથી
આવતો
ભરતીનો અવાજ સાંભળીને
તૂટતી તંદ્રાના વિક્ષેપ પર
પડખું ફરી જાય છે શાંતિ ..
ત્યારે, એક પછી એક
નિતંબિયા ઢોળાવો પર ઢોળાવ
લીલાછમ ઢોળાયા કરે છે અહીં...! □

## તડકો □ મંગળ રાઠોડ

સુખની ઝીણી ઝીણી રૂંવાટી જેવું ઘાસ
ચરતી કાબર ચીતરી ગાયોની
ખરીઓ વચ્ચેથી
નીકળી આવ્યું મારું તૃણ-મન !
ઊડીને ગાયની પીઠ પર
બેસવા જતાં બગલાનું ઉડ્ડયન
થીજી ગયું ત્યાં અદ્ધર !
અહીં
ગાયની પીઠ પરની રૂંવાટી થિરકી ઊઠી
અને, બગલાની પાંખો ખીડાઈ ગઈ
મારી પાંપણોમાં
ઢોળાવો પરથી ગબડવા લાગ્યો
એક પથ્થર ચકમકનો
એમાંથી જ ફૂટતો હશે આ તડકો !



# બજારમાં



રતિલાલ 'અનિલ'

આ લોકો સુખી છે કેમ કે તેઓ ઉત્પાદન નથી કરતા.

તેમના ચહેરા પર ઉલ્લાસ છે કેમ કે એમને પોતાના પરસેવાની ગંધ આવતી નથી.

એમનાં કપડાં સારાં–ચોખ્ખાં છે, કેમ કે આસપાસની ધરતી એમણે પથ્થરે મઢી લીધી છે.

તેમનું હાસ્ય લીસા ચળકતા પથ્થરની સપાટી જેવું જ લાગે છે

તેઓ મોટેથી હસે છે, બીજાની સામે જોયા વિના, છતાં બીજા સાંભળે એમ

તેઓ બીજાની સામે જોયા વિના ગુસ્સે થતા નથી

તેઓ રસ્તા પર અને અંદર–બંને બાજુ નજર રાખે છે, પણ સમૃદ્ધિની દિશા કઈ છે તે વિશે સભાન છે

બંબાખાનાવાળો ઉપાડે એથી વધારે ત્વરાથી તેઓ ટેલિફોન ઉપાડે છે અને મોઢાની રેખા બદલ્યા વિના હસી શકે છે! એમનો સાદ ધીમો પડી જાય છે ત્યારે નજીકના લોકો સતર્કપણે તેમની સામે ફાંગી નજરે જુએ છે

તેઓ ટેલિફોન–અભિનેતા છે!

સૂતાં, બેસતાં, ઊભાં, આડા પડીને પણ તેઓ ટેલિફોન કરી શકે છે!

એ સુખી લોકો ખુરશી પર પણ આડા થાય છે અને ટેબલ પર પણ પગ લંબાવે છે-જો કે ગાદી-તકિયા એમને વધારે રાહત આપે છે.

થોડી થોડી વારે એમની પાસે ગંદા કપડાં અને અસ્તવ્યસ્ત વાળવાળો હોટલનો છોકરો આવે છે-ચા આપવા, ઉપાલંભો સાંભળવા અને એના ઉપર વિચિત્ર હસવા

ગાળ સાંભળીને મારકણું હસનારા છોકરા હોટલમાં કામ કરે છે-તેઓ અંદર અંદર પણ ગાળાગાળી કરીને હસે છે

ચાના સ્વાદથી કંટાળી જાય છે ત્યારે તેઓ ગાળ અને વિચિત્ર હાસ્યનો સ્વાદ ઉમેરે છે

સુખી લોકો પાસે આવવામાં એમને ગમ્મત પડે છે.

સુખી લોકો અવાજો સાંભળ્યા કરે છે છતાં નથી સાંભળતા અને પોતાનો અવાજ ઉમેર્યા કરે છે, તે ન સંભળાય તો મે માસના ઉષ્ણકટિબંધના પ્રખર સૂર્ય શા થઈ જાય છે

સુખી લોકો જ ગુસ્સે થાય છે, કેમકે તેઓ સુખની અખંડતા જાળવવા માગે છે

સુખ સમાધિમાં નહીં, વિહ્વળતા, ચંચળતા અને બહાવરાપણામાં હશે ?

તેઓ એકાએક અને ક્રમવાર પણ આસપાસ જોઈ લે છે

કહે છે કે દુનિયા એમની મુઠ્ઠીમાં છે, પણ પ્રકાશના આશકો મુઠ્ઠી બહારના પ્રકાશમાં ફરતા ઓળાઓને વાણીના આઘાતથી ઉઝરડા પાડવાની રમત રમે છે

પોતાને રમવાનું ગમે છે-પણ બીજા રમે તો ગુસ્સે થઈ જાય છે

પડછાયાઓને ઉઝરડા પાડવાનો નિર્દોષ વિનોદ એમને ગમે છે.

પડછાયાઓ ઉઝરડાથી 'ઊંહ' કરતા નથી, કહે છે કે પડછાયાને ઉઝરડાની પીડા થતી નથી !

સુખી લોકો એકબીજાનાં પ્રતિબિંબો છે

એમણે પ્રતિધ્વનિ અને મૌનનો સંસાર રચ્યો છે

પ્રતિબિમ્બ પ્રતિધ્વનિ કરે છે અને પડછાયા મૂંગા રહે છે

પ્રતિબિમ્બો બેસી રહે છે અને પડછાયા હિલચાલ કરે છે

પડછાયાને આત્મા ન હોવાથી તેઓ આપમેળે કે આદેશ પ્રમાણે જ હિલચાલ કરે છે

કહે છે કે સુખી લોકો સુખ-સગવડ વેચે છે, જેમ જેમ તે વધારે વેચાય તેમ તેમ તેમનાં સુખ-સગવડ વધે છે।

પ્રતિબિમ્બો બેઠાં બેઠાં હાંફી જાય છે પણ પડછાયા શ્વાસ ન લેતા હોવાથી હાંફતા જ નથી।

પંખો અર્ધચંદ્રાકારે ફરે છે, બીજરેખાનો આકાર હવામાં દોર્યા કરે છે

હાંફે તેને હવા જોઈએ, શ્વાસ ન લે તેને હવા સુખ પણ ન આપે, દુઃખ પણ ન આપે

હવા અને હવા વચ્ચે ભાગલા પાડીને સુખી લોકોએ ચમત્કાર સર્જ્યો છે

પંખાની હવા અને બજારની હવાને ભેગી થવા દેવામાં આવતી નથી

બજારની હવા ન હોય તો પંખા વધારે ચાલે છે, પણ એ હવા સુખી લોકોના ચહેરા જોઈને થરથર્યા કરે છે

બજારની હવા શ્વાસનું કામ કરે છે અને હાંફ પણ આણે છે, પણ સુખી લોકો હવાને પણ હંફાવી જાણે છે...

હવા એમની સામે હાંફી જાય છે...

સુખી લોકો સુખ તોલી બંધાવીને આપીને બદલો તોલતા નથી, ગાંઠે બાંધતા નથી, પણ રાષ્ટ્રીયકૃત બેન્કમાં મોકલી આપે છે....

સુખી લોકો માહિતીને અવાકારે છે, પણ જ્ઞાનને નમસ્કાર કરીને સાભાર વળાવે છે।

વસ્તુજગત જ સુખનું જગત છે, સુખનો સંગ્રહ કર્યાથી તે મર્યાદિત થાય છે, સુખ વેચ્યાથી જ વહેંચાય છે, વ્યાપે છે અને કેન્દ્રમાં ઘનીભૂત થાય છે।

સુખ સૌન્દર્યવાદી અને સૌન્દર્ય પેકિંગ અને માર્કાવાદી છે

માર્કાના સૌન્દર્યથી, ઈમેજના ફળ રૂપે સુખ મળે છે

સુખ માટે સૌન્દર્ય અને સૌન્દર્યની નિકાશ દ્વારા ખરેખરું સુખ।

સર્વ સૌન્દર્યોમાં સુખ જ સર્વોત્તમ સૌન્દર્ય છે—બીજાં સૌન્દર્યો તો સુખી લોકો ખરીદી લે છે...

સુખ પામવા પહેલાં જાતે સુખ બનવું પડે છે એટલે એ પ્રથમથી જ સુખી રહ્યા છે.

છપ્પન ઇંચિ, પાઘડીનો ગોળાકાર કે ટોપીનો લંબચોરસ આકાર સુખ પ્રદેશની આકૃતિઓ છે, સીમાચિહ્નો નથી

પાનની પીચકારીના રેલા, ચાના ડાઘ સુખની ભૂમિતિ સૂચવે છે—સાચવે છે

સુખ સચવાય છે—ગલ્લામાં પડેલા શુદ્ધ ચાંદીના કંકુ ચઢેલા રૂપેરી સિક્કાના આશીર્વાદથી, એમ મનાય છે

સુખને માન્યતા મળે છે—અને માન્યતાનું સુખ જ સમાજ અને રાજ્યમાં ટકે છે, કેમકે સમાજ અને રાજ્ય પણ એ બંને સુખ આપનારાં છે એવી માન્યતાથી ટકેલાં છે।

પ્રતિબિંબોના આલબમમાં પડછાયાના ડાઘ આલબમને સલામતીનું સુખ સંપડાવે છે, એથી જીવનસૌન્દર્યમાં ડાઘ પડતા નથી

અહીં મમી ફરે છે અને જીવંત બેસી રહે છે

સુખ સ્થિર અને સુખના પડછાયા હરતા ફરતા રહેવા જોઈએ

એક પ્રતિબિંબદીઠ પાંચ પડછાયા

પ્રતિબિંબ પણ એકબીજાનાં અને પડછાયા પણ એકબીજા જેવા જ।

સગવડ વિના સુખ નહીં, અને સુખ જેવી કોઇ સગવડ નહીં।

પ્રતિબિંબ અશાંત થાય પણ પડછાયા અશાંત થાય જ નહીં

પડછાયાને રક્તવાહિનીઓ નથી હોતી

પ્રતિબિંબનું અસુખ વધારે સુખ માટેનું હોય, સુખની હદો

પ્રતિબિમ્બ પ્રતિધ્વનિ કરે છે અને પડછાયા મૂગા રહે છે

પ્રતિબિમ્બો બેસી રહે છે અને પડછાયા હિલચાલ કરે છે

પડછાયાને આત્મા ન હોવાથી તેઓ આપમેળે કે આદેશ પ્રમાણે જ હિલચાલ કરે છે

કહે છે કે સુખી લોકો સુખ-સગવડ વેચે છે, જેમ જેમ તે વધારે વેચાય તેમ તેમ તેમનાં સુખ-સગવડ વધે છે!

પતિબિમ્બો બેઠાં બેઠાં હાંફી જાય છે પણ પડછાયા શ્વાસ ન લેતા હોવાથી હાંફતા જ નથી!

પંખો અર્ધચંદ્રાકારે ફરે છે, બીજરેખાનો આકાર હવામાં દોર્યા કરે છે

હાંફે તેને હવા જોઈએ, શ્વાસ ન લે તેને હવા સુખ પણ ન આપે, દુઃખ પણ ન આપે

હવા અને હવા વચ્ચે ભાગલા પાડીને સુખી લોકોએ ચમત્કાર સર્જ્યો છે

પંખાની હવા અને બજારની હવાને ભેગી થવા દેવામાં આવતી નથી

બજારની હવા ન હોય તો પંખા વધારે ચાલે છે, પણ એ હવા સુખી લોકોના ચહેરા જોઈને થરથર્યા કરે છે

બજારની હવા શ્વાસનું કામ કરે છે અને હાંફ પણ આણે છે, પણ સુખી લોકો હવાને પણ હંફાવી જાણે છે...

હવા એમની સામે હાંફી જાય છે...

સુખી લોકો સુખ તોલી બંધાવીને આપીને બદલો તોલતા નથી, ગાંઠે બાંધતા નથી, પણ રાષ્ટ્રીયકૃત બેન્કમાં મોકલી આપે છે....

સુખી લોકો માહિતીને અવાકારે છે, પણ જ્ઞાનને નમસ્કાર કરીને સાભાર વળાવે છે!

વસ્તુજગત જ સુખનું જગત છે, સુખનો સંગ્રહ કર્યાથી તે મર્યાદિત થાય છે, સુખ વેચ્યાથી જ વહેંચાય છે, વ્યાપે છે અને કેન્દ્રમાં ઘનીભૂત થાય છે!

સુખ સૌન્દર્યવાદી અને સૌન્દર્ય-પેકિંગ અને માર્કાવાદી છે

માર્કોના સૌન્દર્યથી, ઈમેજના ફળ રૂપે સુખ મળે છે

સુખ માટે સૌન્દર્ય અને સૌન્દર્યની નિકાશ દ્વારા ખરેખરું સુખ।

સર્વ સૌન્દર્યોમાં સુખ જ સર્વોત્તમ સૌન્દર્ય છે—બીજાં સૌન્દર્યો તો સુખી લોકો ખરીદી લે છે...

સુખ પામવા પહેલાં જાતે સુખ બનવું પડે છે એટલે એ પ્રથમથી જ સુખી રહ્યા છે.

છપ્પન ઈંચ, પાઘડીનો ગોળાકાર કે ટોપીનો લંબચોરસ આકાર સુખ પ્રદેશની આકૃતિઓ છે, સીમાચિહ્નો નથી

પાનની પીચકારીના રેલા, ચાના ડાઘ સુખની ભૂમિતિ સૂચવે છે—સાચવે છે

સુખ સચવાય છે—ગલ્લામાં પડેલા શુદ્ધ ચાંદીના કંકુ ચઢેલા રૂપેરી સિક્કાના આશીર્વાદથી, એમ મનાય છે

સુખને માન્યતા મળે છે—અને માન્યતાનું સુખ જ સમાજ અને રાજ્યમાં ટકે છે, કેમકે સમાજ અને રાજ્ય પણ એ બંને સુખ આપનારાં છે એવી માન્યતાથી ટકેલાં છે।

પ્રતિબિંબોના આલબમમાં પડછાયાના ડાઘ આલબમને સલામતીનું સુખ સંપડાવે છે, એથી જીવનસૌન્દર્યમાં ડાઘ પડતા નથી

અહીં મમી ફરે છે અને જીવંત બેસી રહે છે

સુખ સ્થિર અને સુખના પડછાયા હરતા ફરતા રહેવા જોઈએ

એક પ્રતિબિંબદીઠ પાંચ પડછાયા

પ્રતિબિંબ પણ એકબીજાનાં અને પડછાયા પણ એકબીજા જેવા જ।

સગવડ વિના સુખ નહીં, અને સુખ જેવી કોઈ સગવડ નહીં।

પ્રતિબિંબ અશાંત થાય પણ પડછાયા અશાંત થાય જ નહીં

પડછાયાને રક્તવાહિનીઓ નથી હોતી

પ્રતિબિંબનું અસુખ વધારે સુખ માટેનું હોય, સુખની હદો

વિસ્તારવાનું હોય-સુખ રાજ્ય નહીં, પણ સામ્રાજ્ય ઈચ્છે છે!

· લક્ષ્મીને રાજ્યલક્ષ્મી નહીં, સામ્રાજ્ય-લક્ષ્મીનું ગૌરવ જ ગમે છે!

પ્રતિબિંબો સૌને માન્યતા બક્ષે છે, પણ સુખ એમને માટે માન્યતા નહીં પણ આદર્શ વાસ્તવિકતા છે-સુખ સિવાયનું બધું ભ્રમણા હોવા વિશે તેમને કસી ભ્રમણા નથી

સુખ એવી વાસ્તવિકતા છે કે તેમાં ભ્રમણુ-વહેમને સ્થાન જ નથી

અહીંથી બધી દિશાઓ ફેલાતી નથી પણ બધી દિશાઓ ત્યાં કેન્દ્રિત થાય છે

સુખ બધી દિશામાં ફેલાતું જણાય છે, પણ વાસ્તવમાં તમામ દિશાઓમાંથી સુખ અહીં આવી કેન્દ્રિત થાય છે

સુખનું એ બિન્દુ જ વાસ્તવમાં સુખનો મહાસાગર છે-મહાસાગરમાં બધી નદી આવી ઠલવાય એમ તમામ દિશાનું મીઠું સુખ અહીં આવી ઠલવાય છે-લોહી હૃદયમાંથી શરીરમાં ફરે છે, હૃદયમાં જમા રહેતું નથી, એવા સરક્યુલેશનનો અહીં આદર નથી

સરક્યુલેશન મેનેજર બધું જ પોતાની નજીકમાં આવેલી તિજોરીમાં સુખ જમા થાય એવી પેરવી કરે છે

કદાચ એટલે જ સુખી લોકોને હૃદયરોગ લાગુ પડે છે

સુખ-વસ્તુ સૌની ચિકિત્સા કરે છે, પણ સુખીની ચિકિત્સા ડૉક્ટર જ કરી શકે છે, અને સુખીની ચિકિત્સા કરનારો ડૉક્ટર વધારે સુખી થાય છે

સુખની લીલા અપરંપાર છે. 

પ્રેરણાનો સ્રોત

ઉનાળો છે કે શિયાળો
એનો ઉત્તર વિજ્ઞાન પાસે નથી.
ઘૂસણખોરીથી સર્જન નથી થતું
ખાલી ઓરડો માર્ગ બતાવતો નથી
ન ગ્લાસના પાણીમાં કવિતા છે

o

ન માંસ શેકવાની સિક પર
શબ્દોનું ટોળું આવે છે
નીકળી નીકળીને ચૂલાની આગ
અને ફ્રિજના શીતમાંથી
વસ્તુજગત નકામું જ
વસ્તુજગત છે.
શબ્દ સ્તબ્ધ થઈને
જુએ છે આસપાસ, અને
પૂછે છે એકબીજાને
હું શા માટે અહીં ચાલ્યો આવ્યો ?

☐

આયનો : (ગઝલ સંગ્રહ) : અહમદ મકરાણી, પ્ર. પ્રવીણ પુસ્તક ભંડાર, પાંજરાપોળ રોડ, ઉપલેટા, મૂલ્ય : ચાર રૂપિયા

ઝંખના : નવલિકા સંગ્રહ : વિપિન પરેલ, હરિન પ્રકાશન, ૨૦૧ સર્વોદયનગર, બારડોલી–૨, મૂલ્ય : પાંચ રૂપિયા

# કંકાવટી

જૂન
૧૯૭૬

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૦૮ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૫. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦૦-૨, સરનામે જ કરવો.





'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી.





ચિત્ર : શ્રી ઠાકોર રાણા

બ્લૉક : 'સમર્પણ'ના સૌજન્યથી





તંત્રી-મુદ્રક-પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૩

## શબ્દ □ ગુલામ મોહમ્મદ શેખ

મેં તાણ્યો, ખેંચ્યો, ભાગ્યો
એક શબ્દ,
ફેંક્યો.
તેં ઊંચક્યો,
ધાર કાઢી,
તાક્યો
વાગ્યો એક,
હું પટકાયો ભોંયમાં :
ધગધગધગ શબ્દનાં ટીપાં
ઝરે.
થૂંકમાં ઝબોળી
બીજો ફંગોળ્યો, ફટકાર્યો
ધીંગો, ધારદાર.
તું જોતી રહી,
મને શબ્દ ખંખેરવા વિનવતી રહી.
ડંખાયો હું, તરફડું
તારી વિનવણીને બોળું ઝેરમાં
ઢંઢોળું વારંવાર તને શબ્દ–હાથે.
તું સ્થિર, મૂક
શબ્દ હેઠા મૂકવા વિનવે.
તરફડું હું
ત્યાં તું બધા શબ્દોનો ડૂચો વાળી,
(દિવાલ પરનો પડછાયો સંકેલી)
નાસી છૂટી.

મારી સામે
ઝાંવાં
વેરાન દિવાલ
શબ્દના ડૂચા, ફૂરચા.
જંગલ, પશુ, હણહણાટી, ફૂંકાર
ચામડીના છિદ્રે છિદ્રમાં ધખધખાટ...
મારી સામે તું નથી.
મારી સામે પલંગ
પ્રકાશ,
દિવાલ
સૂતેલાં બાળ
મુઠ્ઠીમાં બારી બહારનો અવકાશ.
નાળના છેદનનો ઝટકો ખોપરીમાં—
આંખમાં ભડકે બળે અજાણ્યુ રસ્તો,
પગમાં ચણભણાટ
ખૂંચે પથરાની ધાર.
પગ ઉપડતાં ધ્રુજારી
છતાં ઊભું
ટટ્ટાર નાગ શો
એકલો વેરાનમાં :
મારો શત્રુ કયાં ?
ક્યાં મારું તરાપ, મારો શત્રુ કયાં ?
ત્રાડું અને ડંખું ભોંય પર ઢળેલી મારી છાયાને.
મારી સામે
તું નથી.
તું નથી તો નથી દિવાલ, નથી બારણાં, નથી વેરાન

તું નથી તો પડછાયા નથી, પલંગ નથી.
શબ્દ ફૂટ્યા, ખૂટ્યા,
સર્યા, પડ્યા, ગડગડ્યા
કપાળ પરથી
ધડધડધડધડ
ગબડ્યા
અંતરાળમાં–ધણાકો,
હું ક્યાં ?
છેલ્લા શબ્દને આધારે
તરવા મથું અંતરાળ
ડૂબું.
તું ક્યાં ?
તને મેં ક્યાં ક્યાં શોધી ?
તું પાછી ફરી
કે હું તને લાવ્યો ?
તું આવી ગઈને ?
આમતેમ દીવા આગળ ફફડે છે શબ્દ,
ઝાંખરામાં ઝણઝણે છે અંધાર.
તારો હાથ પકડું હાથથી
હાથમાં શબ્દ નથી.
હોઠ પર મૂકું હોઠ
દેહમાં શબ્દ નથી.
આંસુમાં ઢાળું શિર,
સૃષ્ટિમાં શબ્દ નથી.

(એપ્રિલ, મે,

# ગીત ❑ અજિત ઠાકોર

આખ્ખી અવધમાં વાતો ફેલાણી કે રામજીએ સીતાજીને રાખ્યાં !
આંખો ઢાળીને અમે 'રામ ! રામ !' કીધું ને સીતાએ રામજી રાખ્યા !

ગોતમ જાણે કે બસ જાણું છું હું જ પણ સીતાજી નો'તાં અજાણ,
અફવા ફેલાઈ ગઈ આખ્ખી અવધમાં કે રામજીને શલ્યાનું તાણ !
આંખો ઢાળીને અમે રામ ! રામ !' કીધું ને રામજીએ સીતાજી રાખ્યાં !

વાતમાં ને વાતમાં અમ્મે અવધોએ સીતાનું તોડ્યું ધનુષ,
સીતા અકળાયાં તે હાથવગા રામજીના પડછાયા ભૂંસ બે ભૂંસ !
આખ્ખી અવધમાં વાતો ફેલાણી કે સીતાએ રામજીને ત્યાગ્યા !

સીતાજી ધારે કે વ્હેલા ઊઠીને રામ શિવજીનું રોજ ધરે ધ્યાન,
'આજ કાલ કરતામાં રાવણ થઈ જવાના રામજી યે માન કે ન માન !'
આંખો ઢાળીને અમે 'રામ ! 'રામ' કીધું ને સીતાએ રામજીને ત્યાગ્યા !

રામજીએ પહેરેલા રાઘવના હીરાઓ એક એક એક કરી ત્યાગ્યા,
રામજી સીતાજીને સીતાજી રામજીને મંથરાની ફૂંક થઈ વાગ્યા !
ગૌતમ જાણે કે બસ જાણું છું હું જ પણ સીતાનું તૂટ્યું ધનુષ
અફવા ફેલાઈ ગઈ અફવા ફેલાઈ ગઈ અફવા ફેલાઈ ગઈ :
'સીતાજી રામજીને ? રામજી સીતાજીને ? મંથરાની ફૂંક થૈ ત્યાગ્યા ?'

## ડોકાં ☐ રતિલાલ 'અનિલ'

સ્ટૂલ પર બેસી સખારામ જે ખાતો રૂહેતો ઝોકાં
સજાગ બેઠો જોઈ પૂછ્યું તો કહે દુઃખે છે ડોકાં !

સ્વદેશ- ભક્તિનું ગીત રેડિયે આવે નિત્ય સવારે
'જાગો જાગો જુવાન જાગો' સૂણ્યું હશે એ ગમારે !

ભારત–પાકના યુદ્ધકાળને ફ્રીજમાંથી લઈ કાઢ્યો,
ભૂતકાળ પણ વર્તમાન શો લાગે તાજેમાજો !

મધ્યમ સ્તરનું ડોકું મારું નહિ ઊંઘે નહિ જાગે,
બેબિલોનનાં ખંડિયેરામાં 'લેબેનોન' એ વાંચે !

મહાકાળીની કટિમેખલા બની રહેલાં ડોકાં,
ધન્ય ધન્ય કંઈ થયેલ એવાં, કદી ન મારે ઝોકાં !

## કેતુ ☐ રતિલાલ 'અનિલ'

ચ્હેરા વગરના ચ્હેરાઓની વાત કરે છે ચ્હેરા,
મહેન્દ્ર–મીરાના મત સાથે સહમત રૂસ્તમ–મહેરા !

અક્કલ કહે છે મારું રૂહેવું માણસના માથામાં,
ગણિત–ગમ્મતમાં નહિ કે નહિ ચરિત્રની ગાથામાં.

ચ્હેરે ચ્હેરે જુદી મુદ્રા, મગજે મગજે જુદી મતિ,
હું–તું–તે–નો ભેદ કરે નહિ તમામની આ એકમતિ.

અક્કલહીણી વાત કરીએ હું–તું,
ભરવસ્તીમાં વસે એકલો કેતુ !

## સખીના પત્રાવલમ્ને પિયુની યાદનું ગીત

### જયેન્દ્ર શેખડીવાળા

અષાઢી હેલીયુંના પ્હેલા ઉઘાડ સમા
આંખ્યુંમાં આંજ્યા અક્ષર
સખી ! જુમનાનાં નીર સમો આયો પત્તર.
લીમડાની છાંયમાં ફરફરતી વાત, સેં !
ગૂંથી દીધી છે ભીના હૈયામાં,
થરથરતા દીવાના આછેરા કંપને
વ્હેતો મેલ્યો છે વીત્યા વ્હેણુમાં.
હવે છેટા પડયાનું નામ ખાલી અંતર
સખી ! જુમનાના નીર સમો આયો પત્તર.
પાંપણુના રંગ સ્હેજ ભીના થશે
ને પછી વેરાશું મોરલીની તાનમાં,
ભીંસોભીંસ મૌનનું મોરપિચ્છ વંન
પછી લહેરાશે માધવના ધ્યાનમાં
ગીત મધુવનની મ્હેંક લઈ ગરતાં ગરગર...
સખી ! જુમનાના નીર સમો આયો પત્તર.

## ખંડિત લક્ષ્મણરેખા ☐ રતિલાલ 'અનિલ'

પળથી મારી ઠેક કે સીધા પહોંચ્યા પળમાં,
એકથી પહોંચ્યા એક કે અંકે એક જ ગણુતા.
સળંગ ભાંગી રેખ કે કટકે કટકા કીધા'
આંગળીએ ચોઢી દઈ એના કીધા વેઢા !
તૂટી ગયેલી રેખ– તે કટકે કટકે એક !
સમય ભાંગી ક્ષણ–કટકા કીધા તોય ઠેરના ઠેર,
કટકે કટકે લક્ષ્મણરેખા રાખે ઘેરના ઘેર !

## ગીત ☐ ઇન્દુ ગોસ્વામી

જેવું તેવું તોય નામ છે
પાધર થઈ ગયેલ મારી મુઠ્ઠીની આસપાસ
પંચાસર નામે તોય ગામ છે

ખોંખારો ઓલવે તે ઇડરિયો ગઢ.
એની કાંકરી ટીચાય નહીં, તડકો ફેરવાય નહીં, શમણામાં ઊગે તો શેઢો ખેડાય નહીં; પણ નહીં જેવી વાત ને વાત ભેગો ઊગી ગયો આંગણમાં બાવળ : તે અંધારું તાકતી ગાંગલી છછુંદરને પડખામાં ઠીક થયો છાંયો.

છાયાની દેવીને બેવારી જીભ :
આજ આમથી તરસી તો કાલ તેમથી
પણ નેવાનાં પાણી કોણ મોભે લઈ જાય
કોણ નાહક છંટાય

ને આસમાની ઢાલ આડે જોઈ જોઈને જોઈએ તો
ખાંડાની ધાર પર સૂરજનો વંશ, ત્યાં આપણે માણસજી :
માટીનું ઠામ

હવે દોમદોમ ફૂંકાતી ડંકાની દોણીમાં
ખોબોએક દરિયો ને ખોબોએક ગોરજનાં ફૂલ

હવે આથમણી દોઢીની ડોકાબારીમાં
કોઈ અમથે અમથું સાવ આવી ચડેને તોય આમ છે.

## પરિકથા □ મનસુખ વાઘેલા

ચોયાશીં લાખમે જન્મે
કુત્તરાને સત્યજ્ઞાન પ્રાપ્ત થયું કે
પહેલા જન્મમાં એ બસ નીચે કચડાઈ મર્યો હતો
છતાં ય એ કંઈ જ કરી શકે એમ નહોતો
કારણ કે
એનો ચોયાશીં લાખમો જન્મ બસાવતાર હતો.
પ્રથમ જન્મે
સૂર્યને પકડવા નીકળનારું ઘૂવડ
ચોયાશીં લાખમે જન્મે
રાતના વીજળીગોળાને સૂર્ય માની બળી મર્યું હતું
કારણ કે
સૂરજમુખીને સુગંધાવતાર મળ્યો હતો.
બેતાંલીશ લાખમે જન્મે બેતાળા પ્હેરીને ફરતો કાગડો
પ્રથમ જન્મે
આંગણે બોલી જ શક્યો નહોતો
કારણ કે
એ વખતે
એને માઈક્રોફોનાવતાર મળ્યો નહોતો
એથી
સાપને ઘેર પરોણા સાપ પધાર્યા નહોતા.
પ્રથમ જન્મથી જ
નાની નાની માછલીઓ ગળીને મહાકાય થયેલી વ્હેલ
એકવીસ લાખમા જન્મે
પ્રદૂષણાવતારનો શિકાર બની ગઈ હતી
કારણ કે

એ વખતે બ્હાશેઆએ અણુઅવતાર ધારણ કર્યો હતો.
સૃષ્ટિસર્જનથી માંડીને
આજ ક્ષણ સુધી
આંગણાના લીમડા પરની લીલી લીંબોળી
તે છતાંય
ખરતી નથી કેમ ?
શું એણે શબ્દાવતારમાં જ જીવવું છે ..
હજી ?

△

## આજ અચાનક ◻ મનહર જાની

આજ અચાનક એમ થયું કે
સાવ જરી આ
ભર્યાભાદર્યા અજવાળાના વૃક્ષ ઉપરથી
ભફ્ફાંગ દઈને

કૂદું......

આવું નીચે ધબાક દઈને
અંધારાના રવરવતા કુંડાળે
દૂર. દૂર...ફેંકેલો કટકો
(સૂરજના વડલાનો સૂકો કટકો)
લઈ હાથમાં રોપું
મિત્રોનું ટોળું થઈ એને પાંદ ઊગે
પાંદમાં ફૂટે લીલમલીલી આંખો
આંખો આંખોથી હું સૂંઘું.
હડી કાઢતો ફરી કુંડાળે પૂગું
પૂગું ને હું સપનું ઓઢી ઊંઘું.
આજ અચાનક—

# શાળાશિક્ષક

## ચેવગેની ચેવતુશેન્કો □ અનુ. વિજય શાસ્ત્રી

બારી સફેદ વૃક્ષો તરફ ઊઘડે છે.
શિક્ષક બહાર, વૃક્ષો તરફ નિહાળે છે.
લાંબા સમય, ખૂબ જ લાંબા સમય સુધી.
–તેના એક હાથમાંનો ચાક ધીરે ધીરે તૂટતો જતો—
તેઓ બારીની બહાર, વૃક્ષો ભણી જોતા જ રહે છે.
અને એ જ તેમના મસ મોટા વર્ગખણ્ડની સરહદો.
અને તેઓ મસમોટા વર્ગની સરહદોને
સંપૂર્ણપણે વીસરી ગયા છે ।
કલ્પો તો, મસમોટા વર્ગખણ્ડને
યાદ ન રાખવો એટલે....?
કાળા પાટિયે ભૂલ. જબરી ભૂલ.
અમે તેમને
જુદી રીતનું ધ્યાન આપી નિહાળીએ છીએ
એવું ધ્યાન
જે રાખવા માટે અમને કોઈએ કહેવું પડતું નથી.
આ ધ્યાન
માત્ર જુદાથી ય કંઈ વધુ છે.
શાળાશિક્ષકની પત્ની ક્યાંક ચાલી ગઈ છે
ક્યાં ચાલી ગઈ છે તે અમે નથી જાણતા
કેમ ચાલી ગઈ છે તેય અમે નથી જાણતા
અમે તો બસ એટલું જાણીએ છીએ કે
તેમની

પત્ની
ચાલી ગઈ
છે.
તેમનાં કપડાં નથી નવાં નથી ફેશનેબલ.
નહીં નવો, નહીં ફેશનેબલ એવો
સૂટ પહેરીને શિક્ષક નીચેના
મજલે કલોક-રૂમમાં જાય છે.
ટિકિટ માટે તેઓ ખીસું ફંફોસે છે
'આ શું ? કયાં ગઈ ટિકિટ ?
કદાચ હું લાવ્યો જ ન હોઈશ મારી ટિકિટ
બધો ગોટો થઈ ગયો.'
લમણે હાથ દેતાં તેઓ બોલે છે :
'અરે, આ રહી ટિકિટ.
હવે ઘડપણને લીધે બધું જવા બેઠું.
દલીલ ન કર વહાલી આન્ટી
હવે હું વૃદ્ધ થયો.
ઘડપણ આગળ તમારું શું ચાલે ?'
તેમની પાછળ વસાતા બારણાનો કિચૂડાટ
નીચલા મજલેથી આવતો અમે
સાંભળીએ છીએ.
બારી, સફેદ [illegible] ઉઘડે છે
વૃક્ષો ઊંચાં ને સુંદર છે
અમે ચૂપ થઈ જઈને
શાળાશિક્ષક તરફ જોતા રહીએ છીએ.
કમરેથી વળી ગયેલા અને લથડતી ચાલે ચાલતા
તેઓ

કશાયનો, ના પોતાનો ય નહીં
બચાવ કર્યા વિના આગળ વધે છે
ડગુમગુ,
સાવ થાકી ગયેલા—મારે કહેવું જોઈએ
સાવ ભાંગી પડેલા.
શાંતિમાં થઈ વરસતો બરફ
સફેદ વૃક્ષોની હેઠળ
તેમને પણ સફેદમાં રૂપાન્તરિત કરી નાખે છે
ચારેકોર વ્યાપેલી સફેદીમાં તેઓ ભળી જાય છે.
તેઓ બની રહે છે વૃક્ષો જેવા શ્વેત.
થોડોક જ વધુ સમય
અને તેઓ એટલા તો સફેદ બની જશે
કે
સફેદ વૃક્ષોની વચ્ચે
અમે તેમને જોઈ પણ શકીશું નહીં.
(મોડર્ન યુરોપિયન પોએટસ-શ્રેણીમાંની સિલેક્ટેડ પોએમ્સ
પૃ. ૬૯-૭૦ માંની 'સ્કૂલમાસ્ટર' કૃતિનો અનુવાદ)

□ જ્યોર્જ સેફેરિસ

તમારું લોહી થીજી જાય છે કેટલીક વાર ચન્દ્રની જેમ
અણખૂટતી રાત્રિમાં તમારું લોહી
કાળા ખડકો, વૃક્ષોના આકારો અને મકાનો ઉપર
અમારા બાળપણનાં વર્ષોમાંથી તેજની ટશર
સાથે પ્રસરે છે.

# ભાગી જવું પડ્યું

વનફૂલ □ અનુ. ભોળાભાઈ પટેલ

'પણ તું આમ નગ્ન કેમ ઊભી રહી છે?'

'હું મારા ભણી તમારું ધ્યાન દોરવા માગું છું. હમણાંના તમે મારી સામે નજર સરખી ય કરતા નથી, આખરે આમ જ્યારે સાવ ઉઘાડી થઈને ઊભી રહી ત્યારે તમે મારી ભણી જોયું તો ખરું!'

'હું તને ચાબુકે ચાબુકે ફટકારીશ, હોં.'

'તો તો હું મારી ઇચ્છાઓને ફળીભૂત થયેલી માનીશ, કેમ કે ચાબુક મારવામાં પણ એક જાતનો પ્રેમ હોય છે.'

—મારે ભાગી જવું પડ્યું.

કવિતા

કહો મને—
મને ખેંચીને તળિયે લઈ જતાં
નિદ્રાનાં અર્ધપારદર્શક પાણીથી
જેની રેતી તર થયેલી છે
એવા આ કિનારા પરના
આજના પ્રભાતની સાથે
ગઈ રાતનું શું સામ્ય છે.
જ્યાંથી કૂદી શકાય અને શ્વસી શકાય
એવી સપાટી શોધતી
શબ્દોની માછલીઓ
પોતે ઊડવાને શક્તિમાન છે એવો ભ્રમ
ક્ષણાર્ધ માટે સેવીને
મારી પાસેથી મંથરતી તરતી સરી જાય છે.
ત્વચાની સપાટી નીચે છે અંધકાર.
યુગો ત્યાં કટાતા પડ્યા છે.
ઉપર તેજનાં રજતવરણાં ભીંગડાં—
અર્ધ કુમારી સુંદર; ને અર્ધ અશબ્દ મીન.

—એન્તુનિન બાર્તુશેક
(અનુ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ)

કવિતા વિશે ઠીક ઠીક કવિતાઓ લખાય છે. આવી કવિતાઓનો ઉદ્દેશ્ય મહદંશે કવિતાપદાર્થને સમજવા-સમજાવવાનો રહ્યો છે. હજારો વર્ષથી વિશ્વની અનેક ભાષાઓમાં કવિતાઓ લખાતી આવી છે અને

આજે પણ કવિતાનો મબલખ પાક વર્ષોવર્ષ ઊતરે છે. જેમ કવિતા પ્રાચીન કાળથી લખાતી આવી છે તેમ તેને સમજવાના પ્રયત્નો પણ થતા આવ્યા છે. જો કે એનો પૂરેપૂરો તાગ તો કોઈ પામી શક્યું નથી. માત્ર તેને પામવાના પ્રયત્નો થતા રહ્યા છે. આપણે ચેકોસ્લાવેકિયાના અગ્રગણ્ય કવિ તથા વિવેચક ઍન્તુનિન બાર્તુશેક (૧૯૨૧) ના આવા સમર્થ પ્રયાસને પામવાની મથામણ કરીએ.

કવિતાની પ્રથમ પંક્તિ છે : 'કહો મને–' કવિએ પોતે કવિતાનું રહસ્ય પામી લીધું છે અને તે આપણને જણાવવા માગે છે એવું નથી. કવિ પોતે પણ છે જાણવા, કહો કે પામવા ઈચ્છે છે. અને તેથી એક કોયડો રજૂ કરે છે. કોયડો જેવો જટીલ છે તેવી જ તેની રજૂઆત પણ જટીલ છે. અહીં શબ્દોનો વાચ્યાર્થ સમજવાથી કશો અર્થ સરશે નહીં. કારણ કે અહીં નિદ્રા એ નિદ્રા નથી, પાણી એ પાણી નથી, કિનારો કિનારો નથી ને માછલી માછલી નથી. કવિની જેમ જ કહેવું હોય તો કહી શકાય કે આ બધું 'આ બધું' નથી અને છતાં આ બધું બધું જ છે. હવે આ શબ્દોનાં વ્યંગ્યાર્થ પકડીએ. કવિ કાવ્યસર્જન (કે સંમાર્જન) કરે છે સભાન અવસ્થામાં. કાવ્યસર્જનની આ સભાન અવસ્થા તે 'પ્રભાત.' કાવ્ય અવતરે તે પૂર્વેની સમગ્ર પ્રક્રિયાનો કવિ 'નિદ્રા'માં સમાવેશ કરે છે. કાવ્યસર્જનવેળા કવિ સભાન હોય છે છતાં તેના કાવ્યમાં પેલી અભાન અવસ્થાના અણસારા તો વરતાય છે જ. નિદ્રાનાં ઊંડા અગાધ જળમાં અવગાહન કરીને કવિ પ્રભાતવેળાએ કિનારા પર આવે છે. પણ કિનારાની રેત પાણીથી તરબતર થયેલી છે જ. એક વિવેચકે કહ્યું છે કે ઉત્તમ સાહિત્યમાં સરરિયલના અંશો તો હોવાના જ. અવતરી ચૂકેલી કાવ્યકૃતિ અને અવતરતા પૂર્વે કવિનાં અસ્તિત્વની ભીતર તે જે સ્વરૂપમાં હતી તે વચ્ચે શું સામ્ય છે તે કવિ જાણવા માગે છે

બીજી પંક્તિનો 'તળિયે' અને ત્રીજી પંક્તિનો 'અર્ધપારદર્શક' શબ્દ સવિશેષ મહત્ત્વના છે. અહીં 'તળિયું' તે કવિના સમગ્ર અસ્તિત્વનું તળિયું છે. સામાન્ય રીતે પાણીને આપણે પારદર્શક કહીએ છીએ પરંતુ આ સંજ્ઞા સાપેક્ષ છે. જો ખૂબ જ ઊંડાણ હોય તો આપણે

પાણીના તળિયા સુધી જોઈ શકતા નથી. અલબત્ત, અમુક હદ સુધી તો જોઈ શકીએ છીએ. તેથી કવિએ પ્રયોજેલ 'અર્ધપારદર્શક' વિશેષણ સાર્થક છે. વળી આ શબ્દમાં સમગ્ર કાવ્યનો ધ્વનિ પણ છુપાયેલો છે તે કાવ્યાંતે સમજાશે.

હવે બીજી કડી પર આવીએ. આ કડીમાં 'શબ્દોની માછલીઓ' એમ સ્પષ્ટતા કરીને વ્યંગ્યાર્થને કંઈક અંશે સ્ફુટ કરી દીધો છે. કવિના અસ્તિત્વના ઊંડાણમાં અસંખ્ય માછલીઓ તરે છે. તે શ્વાસ લેવા અને તક મળે તો કૂદકો મારવા સપાટી શોધે છે. આ શબ્દોની માછલીઓ પોતે ઊડવાને શક્તિમાન છે એમ માની કવિ પાસે (સપાટી ઉપર) આવે છે. પણ કવિ કહે છે કે એ તેમનો ભ્રમ છે. બધાં જ શબ્દો સપાટી ઉપર આવી શકતા નથી. કેટલાક ઉપર આવી શકે છે, કેટલાક પાછા અંદર જ સરકી જાય છે. કવિતામાં પ્રગટેલા એક એક શબ્દની આસપાસ અનેક નહીં પ્રગટી શકેલા શબ્દો છુપાયેલા હોય છે.

કવિતાની છેલ્લી ચાર પંક્તિઓ ખૂબ જ અર્થગર્ભ છે. આપણા અસ્તિત્વમાં ચેતન (Conscious) સ્તરની નીચે અર્ધચેતન (Subconscious) અને અચેતન (Uneonscions) નાં અનેક સ્તરો દટાયેલાં છે. કવિ તે બધાંને 'ત્વચાની સપાટી નીચેના અંધકાર' તરીકે ઓળખાવે છે. આ અસ્તિત્વના અંધકારમાં અનેક યુગો કટાતા પડ્યા છે. આપણે આપણી પૂર્વેના અનેક યુગોનો વારસો લઈને જન્મ્યા છીએ આ વારસાનું ભાન ન હોવાથી તે પડ્યો પડ્યો કટાતો હોય છે. આ સંદર્ભમાં એલિયટનો વિચાર પણ જોવા જેવો છે. તે કહે છે કે સર્જક દ્વૈપાયન બનીને પોતાની ચેતનાને નિર્લિપ્ત રાખી શકે નહીં. એની પહેલાનાં પાંચ કે પાંચસો કે પાંચ હજાર વર્ષ પહેલાનાં સર્જકોની પહેલાનાં પાંચ કે પાંચસો કે પાંચ હજાર વર્ષ પહેલાનાં સર્જકોની સર્જનપ્રક્રિયા સાથે એ પોતાને સંકળાયેલો જુએ છે. એ સમસ્તનો એ વારસો ભોગવે છે.

ઉપર બીજી કડીમાં કવિએ 'શબ્દોની માછલી' કહ્યું છે. છેલ્લી પંક્તિમાં કવિ સમગ્ર કાવ્યને માછલીના એક વિશિષ્ટ સ્વરૂપ સાથે સરખાવે છે. આ સ્વરૂપ તે મત્સ્યકન્યાનું છે 'જેનું અર્ધું અંગ સુંદરીનું

છે અને અર્ધું અંગ માછલીનું છે. મત્સ્યકન્યા જોઈને આપણે ભુલાવામાં પડી જઈએ છીએ. આપણને થાય છે કે અરે ! આ તો સુંદરી છે કે મીન ! મત્સ્યકન્યાને આપણે અડધી પડધી સમજી શકીએ છીએ. તેનો પૂરેપૂરો તાગ આપણે પામી શકતા નથી. તેમ કવિતાનો પણ પૂરેપૂરો તાગ મેળવવો શકય નથી. તેમ છતાં તેનો આનંદ તો આપણે માણી શકીએ છીએ. કોલરિજે પણ કહ્યું છે ને– 'Poetry gives most pleasure when only generally and not perfectly understood.' કવિતાનું આંતરજગત તો ઘણું જ રહસ્યમય હોય છે. પરંતુ તેનો બાહ્યદેહ માછલીના ઉપરના 'કોમળ રજતવરણાં ભીંગડાં'ના જેવો સુંદર અને આકર્ષક હોય છે. કવિતાના બાહ્યદેહથી કવિને તેનું શબ્દમય, ધ્વનિમય છંદ, લય, અલંકારોથી યુક્ત સ્વરૂપ વિવક્ષિત છે એ સ્પષ્ટ છે જ

કવિતાના ઉદ્ભવ અને સ્વરૂપને પામવા મથતી આ કવિતા ગુજરાતી સાહિત્યની એક એ પ્રકારની કવિતા– બ. ક. ઠાકોર કૃત 'ભણકારા'–નું સહેજે સ્મરણ કરાવે છે. બળવંતરાય બાહ્યપ્રકૃતિના દર્શનથી ઉદ્દીપ્ત થયેલા કવિચિત્તમાં કેવી રહસ્યમય રીતે કાવ્યસર્જન થાય છે તે દર્શાવે છે. જ્યારે બાર્હુશેક કાવ્યસર્જન પાછળ કેવી સંકુલ માનસિક પ્રક્રિયા થાય છે તે પ્રતીકાત્મક રીતે અભિવ્યકત કરે છે.

વ્યંગ્યાર્થની સહાય વગર આ કવિતા સમજવી મુશ્કેલ છે. છતાં આ કાવ્યનો વ્યંગ્યાર્થ આપણે ઉપર જોયો તે જ અને માત્ર તે જ છે એમ કહી શકાય નહીં. કોઈ વિદગ્ધ ભાવક અન્ય વ્યંગ્યાર્થ કાઢી ભિન્ન અર્થઘટન પણ કરી શકે. અને ઉત્તમ કાવ્યતા (કે સાહિત્ય)નું એક લક્ષણ એ પણ છે કે આઈસબર્ગની જેમ ૧/૮ ભાગ સપાટી ઉપર દેખાતો હોય જ્યારે ૭/૮ ભાગ તો સપાટીથી નીચે છુપાયેલો હોય. આ કવિતા પણ એ લક્ષણ ધરાવે છે.

# □ બે જલ્લાદો

(એકાંકી-બેલ ડ્રામા)

□ ફર્નાન્ડો ઍરાબલ

□ અનુ. પ્રમોદકુમાર પટેલ

પાત્રસૂચિ

બે જલ્લાદો : તેમનાં નામોની મને ખબર નથી.

માતા : ફ્રાંકો

બે પુત્રો : બેનોય અને મૉરિસ

પતિ : જીન

એક ઘણા અંધારા ખંડમાં આ ઘટના બને છે. ડાબી બાજુ એક બારણું છે, જે રસ્તા પર પડે છે. પાછળ જે બારણું છે, તે torture chamber માં જવાને પ્રવેશદ્વાર બને છે. દીવાલો પર ક્યાંય કશી સજાવટ નથી. ખંડની બરોબર વચ્ચે એક ટેબલ અને ત્રણ ખુરસીઓ ગોઠવવામાં આવી છે.

[અંધારું છવાયેલું છે. બે જલ્લાદો એકલા જ ખુરસીઓમાં બેઠા છે. ત્યાં શેરીના રસ્તા પર પડતા બારણા પર સતત ટકોરા સંભળાય છે. પેલા જલ્લાદો એનો અવાજ જરીકે સાંભળી શકતા જ નથી, એમ ખરેખર લાગે છે. જરીકે ચિચવાટ કર્યા વિના, અત્યંત હળવેકથી, પેલું બારણું ઊઘડે છે. એક સ્ત્રીનું માથું દેખાય છે. એ ખંડને તે જોઈ રહે છે. પછી અંદર પ્રવેશ કરવાને નિશ્ચય કરી ચાલી આવે છે, અને પેલા જલ્લાદો સુધી પહોંચી જાય છે.]

ફ્રાંકો (જલ્લાદોને ઉદ્દેશીને) : સુપ્રભાતમ્, સજ્જનો, ક્ષમા કરજો... તમને હું કોઈ જાતની ડખલ તો નથી કરતીને ?

[જલ્લાદો એકદમ સ્થિર બેઠા રહ્યા છે, જાણે આ શબ્દોની તેમને કશી અસર જ થઈ નથી.]

તમને જો હું ડખલરૂપ લાગતી હોઉં તો હું ચાલી જઈશ...

[બિલકુલ શાંતિ છવાઈ ગઈ છે. એમ લાગે કે પેલી સ્ત્રી એના મનમાં હિંમત ભેગી કરી રહી છે. છેવટે તે બોલવાની હામ ભીડે છે. તેના મુખમાંથી થોથવાતા શબ્દો બહાર આવે છે.]

હું તમને લોકોને એટલા માટે મળવા આવી છું કે, હવે હું એ બધું ઝાઝો સમય સહન કરી શકું તેમ નથી. હા, મારા પતિની જ વાત કરું છું. (દીનદયામણા સ્વરે) જે માણસમાં મેં મારી બધી આશાઓ મૂકી હતી, જેને મેં મારા જીવનનાં ઉત્તમોત્તમ વર્ષો આપ્યાં છે, અને... જેને હું આટલો બધો ચાહી શકીશ, એમ કદી કલ્પ્યું નહોતું, તેને...મેં કેટકેટલો ચાહ્યો છે !...(વધુ હળવા સાદે, વધુ સ્વસ્થતા કેળવીને) હા, હા, તે અપરાધી છે....

[એકાએક જ પેલા જલ્લાદો આ સ્ત્રીની વાતમાં રસ લેવાનું શરૂ કરે છે. એમાંનો એક નોંધપોથી અને પેન્સિલ ઉપાડે છે.]

હા, હા, તે અપરાધી જ છે. રુ દુ ત્રેવેલમાં આઠ નંબરમાં તે રહે છે. જીન લણૂ તેનું નામ છે...

[પેલો જલ્લાદ એ વાતની નોંધ કરી લે છે. તે આ કામ પૂરું કરે છે કે તરત જ બંનેય જલ્લાદો રસ્તા પર પડતા બારણામાંથી બહાર નીકળી જાય છે. એક કાર ચાલુ થયાનો અવાજ સંભળાય છે. ફ્રાંકો પણ શેરીમાં પડતાં એ બારણામાંથી બહાર નીકળી જાય છે.]

ફ્રાંકોનો અવાજ : અંદર આવો, બેટા, અંદર આવો.

બેનોયનો અવાજ : અહીં તો જરીકે અજવાળું નથી.

ફ્રાંકોનો અવાજ : હા,તો, ખંડ ઘણો જ અંધારિયો છે. એનો મને ખૂબ ભય લાગે છે. પણ આપણે એમાં પ્રવેશવું જ જોઈએ. આપણે અહીં તમારા ડેડીની રાહ જોઈશું.

[ફ્રાંકો અને તેના બે પુત્રો બેનોય અને મોરિસ પ્રવેશ કરે છે.]

ફ્રાંકો : અહીં બેસી જાઓ, બેટા ગભરાશો નહીં.

[ત્રણેય જણ ટેબલની આસપાસ બેસી જાય છે.]

ફ્રાંકો : (હમેશાં રોતલ સ્વરે જ બોલતી રહે છે) : આપણે કેવી તો હતાશાભરી અને કેવી તો સંઘર્ષની ક્ષણોમાંથી પસાર થઈ રહ્યાં છીએ! આપણે એવાં તે કયાં પાપો કર્યાં હશે કે જિંદગીમાં આટલાં દુઃખો વેઠવાનો વારો આવ્યો ?

બેનોય : તું ફિકર ન કર, મા,* તું બિલકુલ રડતી નહિ.

ફ્રાંકો : ના બેટા ના, હું લગીરે રડતી નથી. રડવાની ય નથી. આપણી સામે જે જે આપત્તિઓ આવી પડશે તે બધી ય વેઠી લઈશું. મારી બધી બાબતોમાં, બેટા, તું કેટલી ફિકર કરે છે! મને એ જાણીને કેટલો બધો આનંદ થાય છે! પણ તારા ભાઈ મોરિસને તું જો ને હમેશની જેમ જ કેવો અતડો બનીને તે બેસી રહ્યો છે......

[મોરિસનો ચહેરો ગમગીન લાગે છે. તેની મા જે દિશામાં જોઈ રહી છે તેથી સાવ ઊલટી જ દિશામાં ચાહીબૂઝીને જોતો હોય એમ લાગે છે.]

એના ભણી જરી જોતે આગળના કરતાં આજે મને તમારા ટેકાની સૌથી વધુ જરૂર છે. ત્યારે જ એ બિલકુલ મારું સાંભળતો જ નથી. ઊલટાંનો મને ઠપકો આપીને વ્યથિત કરી મૂકે છે. મારા નઠોર દીકરા,

---

*આ નાટકના અંગ્રેજી પાઠમાં Mother શબ્દમાં M હમેશાં કૅપિટલ છે. તેથી 'મા' નો ખ્યાલ કંઈક રહસ્યમય બને છે અને લોકોત્તર ભૂમિકા પર એ પાત્રનું મંડાણ જોઈ શકાય.

મેં તારું શું બગાડ્યું છે તે તો કહે. બોલતો દીકરા, કશુંક બોલ.

બેનોય : એનો તું વિચાર જ ન કરતી, મા. માનું ઋણ કેટલું હોય, તેનું તેને કંઈ ભાન જ નથી.

ફ્રાંકો (મોરિસને ઉદ્દેશીને) : તારા ભાઈની વાત તને સંભળાય છે ? જરી સાંભળ એની વાત. મને જો કોઈએ આમ સંભળાવ્યું હોય ને, તો તો શરમની મારી હું ડૂબી જ મરું. પણ તને તો જરીકે શરમ જેવું નથી. ઓ પ્રભુ, મારું તે કેવું કરમ !

બેનોય : હળવી થા મા. એને જોઈને વ્યથિત ન બન. એ કદીયે તારી વાત માનવાનો નથી.

ફ્રાંકો (બેનોયને ઉદ્દેશીને) : ખરી વાત છે બેટા. તમને તો આજે કંઈ ભાન પડતું નથી. આજે તમારો બાપ ન હોય ત્યારે આ મૉરિસ મારે માટે આપત્તિ જ અને મારે તો બંનેયના ગુલામ થઈને રહેવાનું. બેટા, જરા વિચાર તો કરો કે મારી વયની બીજી સ્ત્રીઓ કેવું તો સુખી જીવન ગાળે છે ! રાત દિવસ નાચગાન, કાફે, નાટકસિનેમા, બસ આનંદ જ આનંદ...કેટલી સ્ત્રીઓ સુખવૈભવમાં રાચે છે ! તેને તો આ વાત બરોબર સમજાય જ નહિને.. હજી તું તો નાનો છે હું પણ એવા અમનચમનમાં રહી શકી હોત, પણ મારા પતિને ખાતર મેં બલિદાન આપવાનું સ્વીકાર્યું, સાવ મૂગાં મૂગાં, બિલકુલ નમ્રતાથી, કશાય બાદલાની આશા વિના અને હું તો જાણતી જ હતી કે, જેને મેં સૌથી વહાલો ગણ્યો છે, એ માણસ એક દિવસ જરૂરથી મને સંભળાવશે, જે આજે તારો ભાઈ મૉરિસ કહી રહ્યો છે, કહે છે કે મેં પૂરતી સેવાચાકરી કરી જ નથી. બેટા, તું તો જોઈ શકે છે ને, કે મારા બલિદાનનો મને કેવો બદલો મળી રહ્યો છે ? તું સમજી લે કે, ભલાઈનો બદલો બૂરાઈથી જ મળ્યો છે, હમેશને માટે...

બેનોય : તું કેટલી ભલી છો મા, કેટલી ભલી છો !

ફ્રાંકો : પણ એ જાણવાથી મને શો લાભ ! બધું ય સરખું જ છે.

બધું જ એમાં સમાપ્ત થઈ જાય છે. હવે મને કશુંય કરવાનો હરખ રહ્યો નથી. મને હવે કશાયની તમા પણ નથી. મને હવે કશું ય જરાકે કામનું રહ્યું નથી. હું તો બસ કેવળ તમારું ભલું ઇચ્છું. તમારે માટે સદાય સ્વાર્પણ કરું, કોઈ પણ જાતના બદલાની આશા રાખ્યા વિના, અને એ પણ જાણી કરીને કે, જેને મેં સૌથી વધુ ચાહ્યો છે, જેની મેં સતત ખેવના કરી છે, જેણે મારો ઉપકાર માનવો જોઈએ, તે મારા સ્વાર્પણની ક્રુર અવગણના કરી રહ્યો છે, જીવનભર મેં તો તમારે માટે શહીદી વ્હોરી છે. હજીયે હું તો મારી શહીદી જારી રાખીશ, પ્રભુ મને પાછી બોલાવી લે ત્યાં સુધી...

બેનોય : કેટલી વત્સલ છો તું મા!

ફ્રાંકો : હા, બેટા, હુ તો કેવળ તમારે માટે જ જીવી રહી છું. મને બીજી કાઈ વાતમાં હવે રસ પણ શેનો હોય? જર ઝવેરાત, લૂગડાંલત્તાં, મિજબાનીઓ, નાટકચેટક કશાંયની મને પડી નથી. મને એક માત્ર ચિંતા જ તારી. બીજાંની મને શી પડી!

બેનોય (મોરિસને ઉદ્દેશીને) : મોરિસ, મા, શું કહી રહી છે, તે તું સાંભળે છે?

ફ્રાંકો : રહેવા દે બેટા, મારાં સર્વ બલિદાનોને એ ક્યારેય સમજી શકશે એવી કોઈ આશા હું કેળવું, એમ તને લાગે છે? ના, ના, હું એની પાસેથી કશીય અપેક્ષા રાખતી નથી. હું સમજું છું : એને એમ જ લાગે છે કે, મારું કર્તવ્ય મેં બજાવ્યું જ નથી.

બેનોય (મોરિસને) : તું કશાય કામનો નથી.

ફ્રાંકો : (ઉશ્કેરાટમાં) : મારે માટે અસહ્ય પરિસ્થિતિ તું ન ઊભી કર, બેનોય, એની સાથે ઝઘડો ન કર બેટા, આપણે બધાં સુખશાંતિમાં જીવીએ, સંપીને જીવીએ, એટલી જ મારી તો ખ્વાહિશ છે. ગમે તે થાઓ, પણ તમે બે ભાઈઓ ઝઘડો, એ મારે જોઈતુ નથી.

બેનોય : તું કેટલી ભલી છો, મા! અને, એ કેટલો નકામો છે. તોય તેને માટે તું ભલાઈ બતાવે છે. એને કોઈ કનડગત ન કર

એમ તું કહે છે તેથી, નહિ તો મેં એને શુંનું શું કરી નાખ્યું હોત ! (મૉરિસને, આક્રમક બનીને) મૉરિસ, માનો આભાર તો માન. કેમકે, તું તો મારને જ લાગનો છે.

ફ્રાંકો : ના બેટા, ના, એને જરીકે લગાડતો નહિ. એ પૂરેપૂરો મારને લાગનો હોય તો પણ તેને અડકીશ નહિ. આપણી વચ્ચે પ્રેમ અને શાંતિનું વાતાવરણ જળવાઈ રહે એમ હું તો ઇચ્છું છું. બેનોય, હું તો હવે તારી પાસે આટલી એક જ વાતની અપેક્ષા રાખું છું.

બેનોય : ફિકર ના કર, મા; તું કહે તેમ જ હું કરીશ.

ફ્રાંકો : આભાર તારો, બેટા. જિંદગીએ મારા પર જે ઉઝરડા પાડ્યા છે, તેના પર તું શાંતિદાયક લેપ સમો બન્યો છે. તું સમજ કે, મારો પતિ અને મોરિસ—જેમને માટે મેં સૌથી વધુ સંઘર્ષો વેઠ્યા છે—એ લોકોએ જ મને અપાર યાતનાઓ આપી છે, અને મારા રંક હૃદયને જે કારમા ઘા સહન કરવા પડ્યા છે, તે રુઝવવાને તો પ્રભુએ અંતે મને તારા જેવો પુત્ર આપ્યો—પ્રભુની કેવી બલિહારી !

બેનોય : (રોષમાં) : હવે પછી, તમને કોઈ પણ માણસ જરીકે રંજાડી શકશે નહિ.

ફ્રાંકો : ગુસ્સો ન કર. બેટા. અસ્વસ્થ ન બન. એ લોકોએ તો ખરાબ વરતાવ કર્યો છે, અને એની એ લોકોને જાણ પણ છે. આપણે તો માત્ર તેમને ક્ષમા જ આપવાની છે, અને કોઈ જાતનો દ્વેષ રાખવાનો નથી. અને ગમે તે હો, તારા પિતાએ મોટું પાપ કર્યું જ છે, તો ય તારે તો તેનો આદર કરવાનો જ છે.

બેનોય : તેનો મારે આદર કરવાનો. તેનો ?

ફ્રાંકો : હા બેટા, તેણે મારા પર જે બધું વીતાડ્યું છે તે તારે ભૂલી જવું જોઈએ. જો ક્ષમાનો કોઈ ઇન્કાર કરી શકે એમ હોય તો તે હું જ શકું બેટા, અને શક્ય હોય તો તેમને ક્ષમા આપું. જો કે મેં આગળ ક્યારેય નહોતું વેઠ્યું એટલું દુઃખ તેમણે મારા પર વર્ષાવ્યું છે, છતાં ય, હું તો મારા હાથો પ્રસારીને તેમની જ પ્રતીક્ષા કર્યા કરીશ

અને તેમના અસંખ્ય અપરાધો છતાં તેમને ક્ષમા આપી શકીશ. જ્યારથી હું જન્મી છું, ત્યારથી જિંદગીએ મને સહન કરતાં શીખવ્યું છે. પણ તમારે માટે મને પ્રેમ છે, એટલે જ ગૌરવભેર આ ક્રોસ ઊંચકીને હું ચાલતી રહી છું.

**બેનોય** : મા તું કેટલી ભલી છો, કેટલી ભલી છો !

**ફ્રાંકો** : (વધુ નમ્ર સાદમાં) : બેનોય, બેટા, ભલા થવાનો મારો સદાયનો પ્રયત્ન રહ્યો છે.

**બેનોય** (સ્વયંભૂ લાગણીના હાવભાવ સાથે માને રોકતાં) : મા, આખા સંસારમાં તું સર્વશ્રેષ્ઠ સ્ત્રી છો.

**ફ્રાંકો** : (નમ્રતા અને લજ્જાથી) : ના બેટા. ના, સંસારમાં હું સર્વશ્રેષ્ઠ સ્ત્રી નથી જ, એવો દાવો હું કરી શકું જ નહિ, એ માટે હું જરીકે લાયક નથી. અને વળી, સંભવતઃ મેં પણ કેટલંક પાપો કર્યાં છે. ઘણા શુભ સંકલ્પો છતાંય અને એવા શુભાશયો છતાં, એ તો ખરું જ કે, મેં કેટલાંક પાપકર્મો પણ કર્યાં જ છે.

**બેનોય** (નિશ્ચયાત્મક પ્રતીતિ સાથે) : ના, મા, ના, એ કદીયે શકય નથી.

**ફ્રાંકો** : કર્યાં છે, મારા બેટા, કેટલીક વાર કર્યાં જ છે, પણ હું પ્રસન્નપણે કહી શકું કે, મેં એ બાબત હમેશાં પ્રાયશ્ચિત્ત કર્યું છે, હમેશાં પ્રાયશ્ચિત્ત કર્યું છે.

**બેનોય** : મા, તું તો સાધ્વી છો.

**ફ્રાંકો** : ચૂપ રહે, બેટા ! સાધ્વીપણું તો મારે મન એક સોહામણા સ્વપ્ન સિવાય બીજું શું હોઈ શકે ? હું સાધ્વી બની શકું નહિ એ માટે તો મહાન વ્યકિતત્વ જોઈએ, જ્યારે મારી પાસે તો એવું કશું જ નથી. હું તો કેવળ ભલાઈ ચાહુ છું—એટલો જ દાવો હું કરી શકું.

[ઓરીમાં પડતુ બારણું ઊઘડે છે. આફ્રિકામાં શિકાર પકડેલા વાઘો

કે સિંહોને જે રીતે ઊંચકી લાવવામાં આવે છે તે જ રીતે, ફ્રાંકોના પતિને એક જાડી લાકડીએ હાથપગો બાંધીને ટાંગાટોળી કરીને, બે જલ્લાદો ઊંચકી લાવે છે. જીનને મોઢે ડૂચો મારવામાં આવ્યો છે. તેને આ ખંડમાં લાવવામાં આવે છે ત્યારે તે પોતાનું મસ્તક ઊંચું કરે છે, અને પોતાની પત્ની ફ્રાંકોને જુએ છે; જીનની આંખો એકદમ પહોળી થઈ ગયેલી છે, તેના મુખ પર રોષનો ભાવ છે. ફ્રાંકો પોતાના પતિને એક નજરે આતુરતાથી જોઈ રહે છે. મોરિસ આ સરઘસને અત્યંત રોષથી જોયા કરે છે. બંને જલ્લાદો, થંભ્યા વિના જ, એ ખણ્ડમાંથી પસાર થઈ, જીનને એની બાજુની 'ટાર્ચર ચેમ્બર'માં લઈ જાય છે. ત્રણેય દેખાતા બંધ થાય છે. ]

મૉરિસ : (પોતાની માને ઉદ્દેશીને, અત્યંત રોષાવેશમાં) : આ બધું શું થઈ રહ્યું છે? હવે છેલ્લી કંઈ મેલી રમત માંડી છે તેં?

બેનોય : (મોરિસને) : મા જોડે તું આ રીતે વર્તે છે?

ફ્રાંકો : બેટા, એને ઠીક લાગે તેમ વર્તવા દે. ભલે મારું અપમાન કરતો. છોને મારી નિંદા કરતો. માને દુશ્મન ગણીને વર્તતો હોય, તો તેમ કરવા દે. એને ફાવે તેમ કરવા દે, એને એના દુષ્ટ કૃત્ય માટે ઈશ્વર જરૂર શિક્ષા કરશે.

મૉરિસ : ઓહ, આ તો હવે અસહ્ય જ.

(ગુસ્સામાં, પોતાની માને) તેં જ તો તેને દોષિત ગણાવ્યો છે.

બેનોય (પોતાના ભાઈ પર કૂદી પડવાને તૈયાર થઈ જતાં) : મા જોડે સૌજન્યપૂર્વક વર્તવાને મેં તને કહેલું જ છે, સમજ્યો? સૌજન્ય-પૂર્વક વર્તવાને! સંભળાય છે તને?

ફ્રાંકો : હળવે, બેટા, હળવે, ભલેને એ ઉદ્ધતાઈથી વર્તતો. તું તો સારી રીતે જાણે જ છે કે મને યાતનાઓ આપીને જ તે સુખી થાય છે. એ વાતનું ભલેને એ સુખ લેતો. મારો તો એકમાત્ર ધર્મ છે–

તારે માટે અને એને માટે મારે બલિદાન આપવું, તમારે જે કંઈ જોઈએ તે બધું જ મારે આપવું....

બેનોય : પણ એ તારી સામે બખાડા કરે તે હું ચલાવી લેવાનો નથી.

ફ્રાંકો : પણ કહ્યું કર, બેટા, તું તો મારું કહ્યું કર.

બેનોય : ના, હું તારી વાત માનવાનો જ નથી. તું તો એકદમ ભલીભોળી છે, એટલે જ એ એનો ગેરલાભ લે છે.

[મોરિસ એકદમ નિરાશ દેખાય છે.]

ફ્રાંકો : મારા દીકરા, તું પણ આ રીતે હવે મને દુઃખ આપવા ચાહે છે? અને જો એ મારા પ્રત્યે કઠોર બનતો હોય તો ભલે ને બનતો, એવું તો મેં ધારેલું જ હતું, પણ દીકરા, તું તો એવો નથી. ઓછામાં ઓછું, એમ માનીને હું ચાલું છું. એના દુષ્ટ હૈયામાં એ રીતે ય જો કંઈ સારું લાગતું હોય તો ભલેને મને યાતનાઓ આપતો.

બેનોય : ના, કદી નહિ, હું છું ત્યાં સુધી તો કદી નહિ.

[ચાબૂકના ફટકાઓના અવાજ સંભળાય છે. તે સાથે જ ગળામાં ડુચાને કારણે રૂંધાતી ચીસો સંભળાય છે. જીનની એ ચીસો છે. અલબત્ત, 'ટોર્ચર ચેમ્બર'માં પહેલા બે જલ્લાદો તેને સખત ફટકારી રહ્યા છે. ફ્રાંકો અને મોરિસ ઊભા થયા છે અને 'ટોર્ચર ચેમ્બર'ના પ્રવેશદ્વાર આગળ જઈ ઊભો છે. મા અત્યંત આતુરતાથી કાન સરવા કરીને સાંભળી રહે છે, તેની આંખો એકદમ પહોળી થઈ ગઈ છે, તેના ચહેરા પર ચિત્તભ્રમ દશા (લગભગ મલકાટની રેખાઓ સાથે) અંકાયેલી છે. લાંબી ક્ષણ સુધી ચાબુકના અવાજો મોટા ને મોટા સંભળાય છે. જીન મોટે અવાજે કણસ્યા કરતો સંભળાય છે. છેવટે ચાબુકના અવાજો અને ચીસો શમી જાય છે.]

મોરિસ (અત્યંત રાતોપીળો થતાં, છેક ગદ્ગદ્ આંસુ પાડવાની સ્થિતિમાં, પોતાની માને) : તારી જ ભૂલને કારણે આ લોકો ડેડીને

આજે ફટકારી રહ્યા છે. તેં જ તો એમને અપરાધી ગણાવ્યા છે

બેનોય : બંધ કર તારું મોઢું ! (રાતોચોળ થઈને), મા, તું એની વાત જરી કે લક્ષમાં લેતી જ નહિ.

ફ્રાંકો : ભલેને એમ કરતો, ભલેને એમ કરતો. ભલે એ મારું અપમાન કરતો મને તો ખબર છે જ કે તું જો ન હોય તો એ મને જરૂર મારે. પણ એ બાયલો છે અને તારાથી ગભરાય છે એ કારણે જ એ તો એ આગળ વધી શકતો નથી, બાકી મા પર હાથ ઉગામી શકે એટલો બળવાન તો એ છે જ, હું એની આંખો જોઈને કહી શકું છું. પહેલેથી જ એ એમ કરવા પ્રયત્ન કરી રહ્યો છે.

[જીનની એક હૃદયભેદક ચીસ સંભળાય છે. ફ્રાંકોના ચહેરા પર એવો એક ભાવ પથરાય છે જેને લગભગ મલકાટ કહી શકાય શાંતિ પ્રસરે છે.]

ચાલો આપણે જઈએ અને ગરીબ બિચારા ડેડીની ખબર કાઢીએ. એ રંક માણસને યાતના વેઠતો જોઈએ તો ખરા. કેમ કે, આ લોકોએ તેને સારી એવી ઈજા પહોંચાડી છે એમાં તો કોઈ શંકાને સ્થાન નથી. (ફ્રાંકો તિરસ્કારસૂચક ચાળા પાડે છે. ફરી શાંતિનો પ્રસાર. ફ્રાંકો 'ટોર્ચર ચૅમ્બર'ની નજીક જાય છે, તેનું બારણું થોડું ખોલે છે અને બારણાં નજીકથી જ અંદર ડોકિયું કરે છે. એ 'ટોર્ચર ચૅમ્બર'માં પોતાના પતિ જોડે તે વાત કરે છે, જો કે એનો પતિ એને જોઈ શકતો નથી.) જીન, આ લોકોએ તને ખૂબ જ ઈજા કરી છે નહિ ? બિચારો જીન ! તેં કેટલું સહન કર્યું, અને હજી તારે કેટલું સહન કરવું પડશે, આ લોકો એવી જ પેરવીમાં છે ને, મારા રંક જીન !

[જીનને મોઢે ડૂચો છે, છતાં રોષમાં ચિત્કારી ઊઠે છે.]

તું આવી બિહામણની દશા થવા દઈશ નહિ. અત્યંત ધીરજ ધરીને આ બધું સહન કરવાનો પ્રયત્ન કરે તો તે તારે માટે સારું છે. તમારે જાણી લેવું જોઈએ કે હજી તો તારી યાતનાનો આ આરંભ-માત્ર છે, અને ઘડીએ એ તું બીજું કરી પણ શું શકે ? તારા હાથ

પગ બંધાયેલા છે. તારી પીઠે લોહીનાં ઝાંખાં પડયાં છે. તું હવે કશું જ કરી શકે એમ નથી. માત્ર શાંત થા, અને ગમે તે હો, આ જાતની શિક્ષાથી તને અપાર લાભ જ થવાનો છે. એમાંથી તને કોઈ શુભ સંકલ્પનું બળ મળશે—જે તારામાં આજ સુધી નહોતું. (ફ્રાંકો એ ચેમ્બરમાં જવાનો નિર્ણય કરે છે; તે અંદર જાય છે, એટલે કે તખ્તા પરથી બહાર નીકળી જાય છે.)

ફ્રાંકોનો અવાજ (જાણે તે કોઈ દેવળમાં હોય તે રીતે ઉચ્ચારે છે, પણ મોટે સાદે) : જીન, મેં જ તને અપરાધી ગણાવ્યો છે. મેં જ કહ્યું હતું કે તું ગુનાહિત છે.

[જીન બોલવાનો પ્રયત્ન કરે છે, પણ મોઢે ડૂચો મારેલો હોવાથી તે માત્ર થોડોક ઘોંઘાટ જ કરી શકે છે. ફ્રાંકોનું અસામાન્ય ખડખડાટ હાસ્ય સંભળાય છે. મૉરિસના ચિત્તમાં ઘણું ચાલી રહ્યું છે. ફ્રાંકો ફરીથી પ્રવેશ કરે છે.]

ફ્રાંકો : (પોતાના પુત્રોને) : બાપડો ઘણું સહન કરી રહ્યો છે, તેનામાં સહન કરવાની શક્તિ જ નથી, અને તેનામાં એવી શક્તિ ખરેખર ક્યારે ય હતી જ નહિ.

[જીન ચિત્કાર નાખે છે.]

મૉરિસ : હવે ડેડીને છોડશો તમે! હવે બધું બંધ કરો. તમે તેના પર અત્યાચાર કરી રહ્યા છો તે તમને નથી સમજાતું?

ફ્રાંકો : તેણે પોતે જ પોતાના પર અત્યાચારો કર્યા છે. તેણે પોતે જ, તેણે પોતે જ, અને તે કશા ય કારણ વિના. (તે ફરીથી બારણામાંથી પોતાના પતિને ઉદ્દેશીને કહે છે.) હું સારી રીતે જોઈ શકું છું કે, તું જ તારા પર અત્યાચારો કરી રહ્યો છે. હું એ પણ સારી રીતે જોઈ શકું છું કે, હું કહું છું તેથી તને ચીડ ચડે છે. (થંભી જઈને—મલકાટ સાથે), તું જે યાતના વેંઢારી રહ્યો છે, તે તરફ મારા સિવાય બીજું કોણ વધુ ધ્યાન આપે? જ્યારે જ્યારે તારે સહન કરવાનું આવે છે ત્યારે ત્યારે હું જ તારી સામે ખડી હોઈશ. તું અપરાધી છે, અને

તેથી તારે તારા અપરાધોની શિક્ષા ધૈર્યથી સહન કરી લેવી જોઈએ. આ જલ્લાદોએ તારે માટે જે તકલીફ લીધી છે તે માટે તારે એ બંનેનો આભાર પણ માનવો જોઈએ. તું જો સ્વસ્થ, સૌમ્ય, સમજદાર માણસ હો તો, તો આ જલ્લાદોનો તું જરૂર આભાર માને, પણ તું પહેલેથી જ તો બળવાખોર રહ્યો છે, તારે એમ માની લેવાની જરૂર નથી કે તારે માટે બધું ઠીક ઠીક થઈ ગયું છે–તારી ઇચ્છા હોય તેમ તું સર્વ કરી શકે–એવું તો ગોઠવાયું નથી જ. અત્યારે જલ્લાદોના તાબામાં છે. કોઈ પણ પ્રકારનો વિદ્રોહ કર્યા વિના તું તારી સજાનો સ્વીકાર કરી લે. તારા આત્માની શુદ્ધિ એ રીતે જ થશે તારાં પાપોનું તું પ્રાયશ્ચિત કર, અને એવું વચન આપ કે આવી ભૂલ તું ફરી કદી કરીશ નહિ. અને તને શિક્ષા થઈ તેથી મને આનંદ થયો છે એવા કોઈ ખ્યાલથી પણ વળી તું તારી જાતને પીડીશ નહિ

[જીન મોટા અવાજે કણસે છે]

મોરિસ : તું તેને કણસતો સાંભળી શકે છે? તું જ એને આ બધી સજા કરાવડાવે છે, એમ તને નથી લાગતું? તેને શાંતિમાં પડયો રહેવા દો.

એનોય : મેં તને કહ્યું ને કે મા જોડે તું આ રીતે વાત કરતો નહિ.

ફ્રાંકો : બેટા, એને ઠીક લાગે તેમ ભલે તે મારી જોડે વાત કરતો. હું તો એનાથી ટેવાઈ જ ગઈ છું એ તો મારા કરમમાં લખાયેલું જ છે. તેમને બધાયની ચિંતા કરવી, એનોય ખ્યાલ કરવાનો અને ડેડીનો ય, જો કે એઓ એને લાયક જ નથી અને મને તો કોઈ આભારના બે શબ્દો પણ કહેવાનું નથી.

[જીન મોટેથી કણસે છે.]

મોરિસ : ડેડી! ડેડી! (લગભગ અશ્રુ સાથે) ડેડી!

ફ્રાંકો : હજી ય તે કણસી રહ્યો છે. તેના હાથ–પગ બંધાયેલા છે તેથી, તેમજ ચાબૂકના ફટકાથી જે ઉઝરડાઓ પડયા છે, તેની તેને વેદના થઈ રહી છે, એ તો સ્પષ્ટ વરતાઈ આવે છે (ટેબલનું ખાનું

ઉઘાડે છે અને તેમાં તપાસ આદરે છે. પછી તેની અંદરથી જડેલી એક સરકાની બાટલી અને મીઠાનું પડીકું ટેબલ પર મૂકે છે.) બસ, મારે આની જ જરૂર હતી. તેના ઘામાં જંતુઓ ન પડે તે માટે તેમાં હું આ સરકો અને મીઠું મૂકીશ. જરીક જેટલો સરકો અને ચપટીક મીઠું તો અદ્‌ભુત કામ આપશે! (લગભગ ઉન્માદી બનીને) માત્ર જરીક જેટલો સરકો ચપટીક મીઠું! દરેક ઘા પર થોડીક જ મીઠાની કણી જોઈએ, બસ એટલું જ પૂરતું છે.

મોરિસ (ગુસ્સામાં): એવું ન કરતી.

ફ્રાંકો: તારા પિતાને તું આ રીતે ચાહે છે? તું તેનો લાડકો દીકરો, તેની માવજત તું આ રીતે કરે છે? તું, લોક સમસ્તમાં, કેટલો દુષ્ટ પુત્ર! તું સારી રીતે સમજતો હોઈશ કે આ જલ્લાદો તો છેક મોત સુધી તેને ચાબુક ફટકારતા રહેશે, તો તું તેને અત્યારે એમ જ ત્યજી દેશે અને તેના ઘા પર હું પાટાપિંડી કરું તેમાંયે તું રુકાવટ નાખશે? (સરકાની બાટલી અને મીઠાનું પડીકું લઈને ફ્રાંકો 'ટાર્ચર ચેમ્બર' તરફ જાય છે.)

મોરિસ: તેના ઘા પર મીઠું નાખીશ નહિ! એ જલ્લાદો કોઈ પણ રીતે તેનો જાન લેવાના જ હોય, તો તો તેને ત્યાં જ શાંતિથી પડ્યો રહેવા દે, તેના ઘા પર મીઠું નાખીને તેની વેદના વધારીશ નહિ.

ફ્રાંકો: મારા દીકરા, તું તો હજી ઘણો નાનો છે, જીવનની તને કંઈ જ ખબર નથી, તને તેનો કોઈ જાતનો અનુભવ સુધ્ધાં નથી. મારા વિના તારું શું થયું હોત તેનો તો વિચાર કર. તારે માટે તો જિંદગી હમેશ સરળ રહી છે. તારે જે જોઈએ તે તારી મા તને આપતી રહી અને એ વાતથી તું સાવ ટેવાઈ ગયો છે. હું તને જે કંઈ કહું છું તે તારે યાદ રાખવું જોઈએ. હું તો તને એક મા તરીકે આ બધું કહું છું અને મા હમેશાં તેનાં બાળકો માટે જ તો જીવી રહી હોય છે. તારી માતાનો તું આદર કર, તેને પૂજ, તેના સફેદ વાળને તું ગણતરીમાં લે. એમ સમજ કે તારે માટે એ બધું જ સ્નેહને

વશ થઈને કરી રહી છે. બેટા, તેં તો જોયું હશે કે તારી આ માએ પોતાને માટે ક્યારે, શું, કર્યું ? મેં તો કેવળ તમારો જ વિચાર કર્યો છે. પહેલાં મારાં સંતાન, પછી મારો પતિ. બીજા કોઈને હું લેખાંમાં લેતી નથી, કોઈની નહિ, મારી પોતાની જાત માટે ય મેં અલ્પાંશે જ વિચાર્યું છે. એટલે જ, બેટા, તારા પિતાના ઘાની હું માવજત કરી રહી છું ત્યારે તું વચ્ચે આવીશ નહિ. હું જે માર્ગે ચાલું છું તે બીજાઓ તો ચૂસશે. તારી પાસેથી હું એટલી મોટી અપેક્ષા રાખતી નથી, માત્ર એટલી જ આશા રાખું, કે મેં જે પ્રકારના પ્રયત્નો કર્યા છે, તે માટે તું મનોમન પણ મારો આભાર માનીશ. (થંભે છે. ફ્રાંકો સરકો અને મીઠાની ભૂકી લઈ 'ટાર્ચર ચેમ્બર' તરફ જાય છે.) હું જઈશ અને બિચારા ડેડીના ઘા પર થોડોક સરકો અને થોડુંક મીઠું મૂકીશ.

[મોરિસ પોતાની માનો હાથ અસાધારણ બળથી ખેંચે છે અને ચેમ્બરમાં જતી રોકે છે.]

**બેનોય** : માનો હાથ પકડ નહિ.

**ફ્રાંકો** : ભલેને એ મારા પર હાથ ઉગામતો. હમેશ એ એમ જ કરવા મથતો રહ્યો છે ને ! મારા રંક હાથ પર તેનાં આંગળાંઓ કેવા ઉઝરડા પાડી રહ્યા છે તે તો જો. તેનો તો હમેશનો પ્રયત્ન રહ્યો છે—મને મારવાનો.

**બેનોય** : માને મારવાની તારી હિંમત ક્યાંથી ?

[બેનોય પોતાના ભાઈને મારવાને તાકે છે. ફ્રાંકો પોતાના બે પુત્રો વચ્ચે ઝંપલાવે છે અને તેમને ઝઘડતા રોકે છે.]

**ફ્રાંકો** : નહિ નહિ, બેટા, મારી હાજરીમાં તો નહિ જ. કુટુંબ તો પવિત્ર વસ્તુ છે. મારા પુત્રો ઝઘડે એ મારે જોઈતું નથી.

[બિનોય પ્રયત્ન કરીને પોતાને અંકુશમાં રાખે છે.]

એ જો ઇચ્છે તો મને જીવતી ફુગાવી દે, પણ, બેટા, કૃપા કર, મારી હાજરીમાં તું એને મારીશ નહિ. મારી હાજરીમાં ભાઈ ભાઈ ઝઘડે તે મને પસંદ જ નથી. એને મને લગાડી પાડ્યું છે, પણ હું તેને ક્ષમા જ કરું છું.

[તેના પતિની એક મોટી ચીસ સંભળાય છે.]

તે વેદના અનુભવી રહ્યો છે. જલ્લાદો તેના પર અત્યાચારો કરી રહ્યા છે...પણ ઘણું તે વેઠી રહ્યો છે, મારે બને તેટલી જલદીથી તેના ઘા પર સરકો અને મીઠું નાખવું જોઈએ. ( ફ્રાંકો 'ટોર્ચર ચેમ્બર'માં જાય છે. )

ફ્રાંકોનો અવાજ : ચપટીક મીઠું અને થોડોક સરકો તને ખૂબ રાહત આપશે. જરી પણ હલતો નહિ. મારી પાસે વધારે છે પણ નહિ. એ જ આપણી સ્થિતિ છે ..

[જીન મોટેથી કણસે છે.]

બસ, એટલું જ, બસ, હવે જરીક મીઠાની ભૂકી...

[જીનનો રોષભર્યો ચિત્કાર.]

મોરિસ (મોટે સાદે) : ડેડી ! (અને રડે છે.)

ફ્રાંકોનો અવાજ : બસ, એટલું જ, જરીક બીજી ભૂકી, જરીક જ, જરીક જેટલી જ, જરીકે હલતો નહિ. (ફ્રાંકો શ્વાસ લેતાં બોલે છે.) જરીકે હલતો નહિ. બસ જરીક વધારે.

[જીનનો કણસાટ ચાલુ છે.]

બસ. જરીક વધારે. બસ, એથી તને ખૂબ જ રાહત થશે.

[જીન ચિત્કાર નાંખે છે.]

બસ હવે પૂરું જ થયું, બસ, બસ.

[જીન ચિત્કાર નાખે છે.]

ફ્રાંકોનો અવાજ : બસ, મારી કને તો આટલું જ છે

[ઘણી ક્ષણો શાંતિની. જીનનો ચિત્કાર. શાંતિ]

તો હવે, તારા ઉઝરડાઓમાં કેમ છે? હું જરા હાથ લગાડીને જોઈ લઉં.

[જીન–મોટી ચીસ નાખે છે. પોતાનો ભાઈ તેના તરફ જોતો નથી એ ક્ષણોમાં મોરિસ પેલી ચેમ્બરમાં જાય છે.]

મોરિસનો અવાજ : તું શું કરે છે? એના ઘાને તું ઉખેડી રહી છો

[મોરિસ પોતાની માને એ ચેમ્બરની બહાર ઘસડી આણે છે. બેનોય પોતાના ભાઈ પર તૂટી પડે છે. તેને મારવાને મુક્કી ઉગામી છે. બંને વચ્ચે મા ઊભી રહી જાય છે અને બંનેને જુદા પાડે છે.]

ફ્રાંકો : ના, બેટા, ના. (બેનોયને) તું મને જ ઈજા કરી રહ્યો છે, એને નહિ ના, તું તારા ભાઈને મારીશ નહિ. તું એને મારે એ મને બિલકુલ પસંદ નથી.

[બેનોય શાંત થઈ જાય છે.]

બેનોય : એ તો ઈજા કરે તે હું સહન કરી લઈશ નહિ.

ફ્રાંકો : ભલેને એ મને ઈજા કરતો એમાં જો એને આનંદ મળતો હોય તો ભલેને એ એમ કરતો ભલેને એને એમ જ કરવા દે, મને એ મારે અને હું રડું એમ જ તે ઇચ્છે છે ને! બેટા, તારા ભાઈના મનમાં આ જ વસ્તુ રહી છે. કેવી શહીદી! કેવો ક્રોસ! આ પ્રભુ, જે પુત્ર મને ચાહતો નથી અને જે મને મારવાને કોઈ નિર્બળ ક્ષણની

રાહ જોતા રહે અને મારા પર જુલમ કરવાની તકો જોયા કરે, એવો પુત્ર તેં શાને આપ્યો !

બેનોય (પ્રચંડ રોષમાં) : મૉરિસ !

ફ્રાંકો : હળવે, બેટા, હળવે. (નિરાશ બનીને) કેવો છે આ ક્રોસ ! કેવા છે આ ક્રોસ, મારા પ્રભુ ! ઓ મારા સ્વામી, તું શાને આ રીતે મને સજા કરી રહ્યો છે ? આવી સજા ફટકારવાને મેં તને ક્યાં ઉશ્કેર્યો હતો ? બેટા, તારી રંક માને માટે ઝઘડો નહિ, તારી માએ આજ સુધી વેઠ્યું છે, તેના સફેદ વાળ જોઈને તો વર્તો. (બેનોયને ઉદ્દેશીને) અને એ જો મારા પર ધ્યાન કરે તો, બેનોય, તારે તો મારી યાતનાનો વિચાર કરવો જ ઘટે, બેટા ! કે પછી તને ય મારે માટે કોઈ લાગણી જેવું જ નથી ?

[બેનોય લાગણીવશ બની જાય છે કશુંક બોલવાનો પ્રયત્ન કરે છે. તેની મા તેને બોલવા દેતી નથી અને બોલ્યે જ જાય છે.]

હાસ્તો, તું યે મને ક્યાં ચાહે છે ?

બેનોય (આંસુઓ સરી આવતાં) : મા, ખરેખર હું તને ચાહું છું, હું તને ચાહું જ છું.

ફ્રાંકો : મારી વેદના તું સમજી શકતો નથી ? એક માની અસીમ વ્યથાનો તને કોઈ ખ્યાલ જ આવતો નથી ?

બેનોય (લગભગ રડી પડતાં) : હા, આવે છે.

ફ્રાંકો : બેટા, આભાર તારો, મારી વૃદ્ધાવસ્થામાં તું જ એકમાત્ર આધાર છે આ જીવનમાં મને પ્રભુએ અપૂર્વ આશ્વાસનરૂપે તને સોંપ્યો છે.

[જલ્લાદો જીનને ફરીથી ફટકારતા સંભળાય છે. પતિ ડૂસકાં ભરે છે, ફ્રાંકો અને તેના પુત્રો, ત્રણેય જણ, ચૂપકીદીથી સાંભળી રહે છે.]

ફ્રાંકો : તેઓ તને ફરીથી ફટકારી રહ્યા છે....અને તને તેઓ ભારે

ઈજા કરી રહ્યા છે...(ફ્રાંકો શ્વાસ લેતાં લેતાં બોલે છે). તે રડે છે તે રડે છે.. તે કણસે છે...નહિ . શું ? (કોઈ એનો ઉત્તર આપતું નથી) ..હા હા, તે કણસી રહ્યો છે, કણસી રહ્યો છે, તને પૂરેપૂરો સાંભળી શકું છું..

[ચાબુકના ફટકાઓનો અવાજ અને કણસાટ. જીન એકાએક હૃદયભેદી ચિત્કાર નાખે છે જલ્લાદો ફટાણાજી ચાલુ રાખે છે, જીનનો કણસાટ હવે થંભી જાય છે. ફ્રાંકો બારણા સુધી જાય છે અને અંદર જુએ છે.]

એ લોકોએ એને મારી નાખ્યો છે ! એ લોકોએ એને મારી નાખ્યો છે.

[એકદમ નિઃસ્તબ્ધ શાંતિ. મોરિસ બેસી જાય છે, ટેબલ પર તે માથુ ટેકવી દે છે. કદાચ તે રડી રહ્યો છે. શાંતિનો પ્રસાર. લાંબી ક્ષણોની વિશ્રાંતિ. બે જલ્લાદો જીનને પહેલાંની જેમ જ લાકડી પર ટીંગાટોળી કરીને ઊંચકી લાવે છે. જીન મૃત્યુ પામ્યો છે. તેનું માથું નિશ્ચેષ્ટ બનીને લટકી રહ્યું છે.]

ફ્રાંકો (જલ્લાદોને ઉદ્દેશીને) : મને જોવા દો, મને બરોબર જોવા દો.

[જલ્લાદો ફ્રાંકોના શબ્દો તરફ જરીકે લક્ષ આપ્યા વિના ખંડમાંથી પસાર થાય છે અને શેરીમાં પડતા બારણામાંથી બહાર બહાર નીકળી જાય છે. ફ્રાંકો અને બેનોય બંને જણુ મોરિસની આજુબાજુ બેસી જાય છે. તેઓ તેને જોયા કરે છે શાંતિ.]

મોરિસ (ફ્રાંકોને : એ લોકોએ તારે કારણે જ ડેડીને મારી નાખ્યો.

ફ્રાંકો । તારી માને તું આ સંભળાવવા જેટલી ધૃષ્ટતા ધરાવે છે ? જે માએ તારે માટે હમેશાં કેટકેટલી આપત્તિઓ વેઠી તેને જ તું આ કહે છે ?

મોરિસ (તેને અટકાવતાં) : એ નકામી વાતો હવે છેડીશ નહિ. મારો તો એટલો જ આક્ષેપ છે કે ડેડીને તેં અપરાધી ગણ્યો છે.

[બેનોય એટલો ખિન્ન છે કે તે વચમાં પડતો નથી.]

ફ્રાંકો : બેટા, તને લાગે તે ખરું. તને જો એમાં આનંદ થતો હોય તો હું સ્વીકારીશ કે એ મારી જ ભૂલ હતી. તારે એટલું જ જોઈએ છે ને?

મોરિસ : ઓહ...એકની એક વાત હવે બંધ કર (વિરામ લાંબી ક્ષણો સુધી શાંતિ.) ડેડીએ તમને ક્યારેય કોઈ ફરિયાદનું કારણ આપ્યું નથી તો પછી તમે તેના પ્રત્યે આમ શા માટે વર્ત્યાં?

ફ્રાંકો : બસ, પૂરું થયું. જિંદગીભર આટલી આ એક વાત માટે જ હું રાહ જોતી રહી છું. જ્યારે તારા પિતાજીએ પોતાનાં સંતાનો અને પત્નીના ભાવિને રૂંધી નાખ્યું હતું કેમકે તેના....

મોરિસ : (તેને રોકતાં) : ભાવિ રૂંધવાની શી વાત છે? તારી છેલ્લી શોધ શી છે તે તો કહે?

ફ્રાંકો : બેટા, કેવી દુઃખની કથા છે! કેવો આ ક્રોસ! (વિરામ.) અલબત્ત, પોતાની નિષ્ફળતાઓ દ્વારા તેણે તેનાં બાળકોનું ભાવિ તો બગાડ્યું છે. તે સારી રીતે સમજતો હતો કે જે ગુનાહિત માર્ગે તે જઈ રહ્યો હતો તે રસ્તે જ જો તે આગળ વધે તો વહેલાં મોડાં એ માર્ગે પોતે જ લુપ્ત થઈ જવાનો હતો, આ વાત તે સારી રીતે સમજતો હતો, પણ તેણે ક્યારેય માર્ગ બદલ્યો જ નહિ, બસ પોતાના એ ગુન્હાહિત માર્ગે તે ચાલતો જ રહ્યો, પછી ગમે તે થાઓને! મેં કેટલીયે વાર તેને આ વાતનું ધ્યાન દોર્યું હતું! કેટલીયે વાર મેં તેને કહેલું કે તું મને વિધવા અવસ્થામાંજ છોડી જવાનો છે...અને આ તારાં બાળકો સાવ નિરાધાર બની જવાનાં છે. પણ તેણે શું કર્યું? મારી સલાહની તેણે અવગણના જ કરી, અને ભૂલોની એ પરંપરા જારી રાખી.

મોરિસ : માત્ર તું જ એક એવી વ્યક્તિ છે જે તેને અપરાધી કહે છે.

ફ્રાંકો : હાસ્તો, સ્વાભાવિકપણે જ, આખીય રાત તેં મારું અપમાન કર્યું. એટલાથીય તને સંતોષ નથી તે હવે તું મને જુઠી કહે છે.

અને પ્રતિજ્ઞાપૂર્વક સોગંદ લઈને હું ખોટી જુબાની આપી રહી છું એમ પણ તું મને સંભળાવે છે। જે માતાએ તને જન્મથી જ લાલન-પાલન કરીને ઉછેર્યો છે, તેના પ્રત્યે તું આવું વર્તન દાખવે છે? તારા પિતા જ્યારે પોતાની ગેરવર્તણૂકોથી તમારું ભાવિ રૂંધી રહ્યા હતા, ત્યારે પણ હું તો તમારા સુખનો જ વિચાર કરી રહી હતી– તમને સુખી કરવા, મેં જે સુખો જોયા નહોતાં તે સર્વ સુખો તમને મળે એમ કરવું–એટલો જ એક માત્ર મારો આશય હતો, કેમકે કે, મારી દષ્ટિએ, તું અને તારો ભાઈ સારી રીતે રહે, એ જ એક મોટી વાત હતી, હું તો એક ગરીબ, અભણ, અને અણઘડ સ્ત્રી છું, જેને પોતાનાં બાળકોના હિત સિવાય બીજું કશું જ ઇષ્ટ નથી, પછી ભલેને એ માટે તેને તેની મોટી કિંમત ચૂકવવી પડે।

બેનોય (સમાધાનની લાગણી સાથે): મોરિસ, હવે આ બધી બાબતો છેડવામાં સાર નથી ડેડી મૃત્યુ પામ્યા છે, એ બાબતમાં આપણે હવે કશું જ કરી શકીએ એમ નથી.

ફ્રાંકો: બેનોયની વાત ખરી છે.

[લાંબી શાંતિની ક્ષણો]

મોરિસ: આપણે ડેડીનું મૃત્યુ અટકાવી શક્યા હોત.

ફ્રાંકો: શી રીતે? એ શું મારી ભૂલ હતી? ના, ના તારો પિતા પોતે જ તો અપરાધી હતો. એમાં હું શું કરવાની હતી? તેને તેના જેવો થતો અટકાવવાને હું શું કરી શકું? તે તો જિદ્દી હતો. હું તો એક સાવ ગરીબ, અભણ અને અણઘડ સ્ત્રી છું, મેં મારી જાત વિસારીને બીજાઓની ચિંતા કરવા સિવાય, જીવનભર, બીજું કશું જ કર્યું નથી. સુંદર વસ્ત્રો ખરીદવાનું, સિનેમા જોવાનું કે એવું મને ખૂબ ગમતું. પણ મેં કયારે એ કર્યું છે? ના, ના, મેં આમાંની કોઈ વસ્તુ કરી નથી, અને મને એમાંથી અપાર આનંદ મળ્યો હોત, તે છતાંય અને, તે એટલા જ માટે કે, હું તમારી સેવામાં પૂરેપૂરી રોકાઈ શકું હું તો તમારી પાસેથી માત્ર એક જ વાત માગું છું કે તમારે

કૃતઘ્ની ન બનવું જોઈએ, જે માને મેળવવા તમે સહભાગી બન્યા છો, તેના બલિદાનની કદર કરવા જેટલી શકિત તમારામાં હોવી જોઈએ.

બેનોય : હા, મા, તેં અમારે માટે જે કંઈ કર્યું તેની હું કદર કરું છું.

ફ્રાંકો : હું સમજું છું કે તુ એની કદર કરશે, પણ તારા ભાઈ એ નહિ કરે. તારા ભાઈને એની કશી જ કિંમત નથી, તેને તો એ પૂરતું લાગતું નથી. આપણે જો બધાં એક થઈ શકીએ, આપણે જો બધાં સંમતિ સાધી શકીએ, તો આપણે કેટલા સુખી થઈ શકીએ.'

બેનોય : મોરિસ, આપણે એક-બીજાને સમજવું જોઈએ, અને ત્રણેય જણે શાંતિથી જીવવું જોઈએ, મા ખૂબ ચાહે છે, અને તને જે જોઈએ તે તને આપશે.

માત્ર તારા સ્વાર્થને ખાતર પણ તું અમારી સાથે ભળી જા આપણે ત્રણેય જણ સુખેથી આનંદપૂર્વક જીવીશું, અને પરસ્પરને ચાહીશું.

મોરિસ : પણ...(વિરામ)....ડેડી...(વિરામ.)

બેનોય : એ તો હવે ભૂતકાળની વાત બની ગઈ. પાછળ તું જોઈશ જ નહિ. જે કઈ કામનું છે તે તો ભાવિ, ભૂતકાળને વળગીને લટકતા રહેવું એ ઘણું મૂર્ખામીભર્યું હશે તારે જે કંઈ જોઈએ તે તને મા તરફથી મળી જશે. તેની પાસે જે કંઈ છે તે તારું જ હશે. મા, એમ જ છે ને?

ફ્રાંકો : હા બેટા મારી કને જે કંઈ છે તે એને મળી જશે હું તને ક્ષમા આપું છું.

બેનોય : મા કેટલી ભલી છે તે તો તું જો. તને તે ક્ષમા પણ આપે છે.

ફ્રાંકો : હાસ્તો, હું તને ક્ષમા પણ આપું છું અને તારાં સર્વ અપમાનો પણ હું ગળી જઈશ.

બેનોય : તે તું બધું જ ગળી જઈશ. ને ! (રાજી રાજી થઈને) એ જ મોટી વાત છે. અને આમ આપણે ત્રણેય જણાં એક બીજાને જરીક

દુભાવ્યા વિના એક સંગે રહીશું, મા, તું અને હું આથી વધુ આશ્ચર્ય-કારક બીજી ઘટના શી હોય શકે?

મોરિસ : (અર્ધસંમત થતાં) : હા, પણ...

બેનોય ( તેને અધવચ્ચે રોકતાં ) : ના, ના, તારે કિન્નાખોરી ન રાખવી જોઈએ. માના જેવો તું ઉદાર બન, તારા પર રોષે ભરાવાને ખરેખર તો એની પાસે કારણો છે, પણ તે હવે તારાં બધાં જ અપ-માનો ભૂલી જવા માગે છે. તું જો સમજીને રહેતો હોય તો આપણે ખૂબ સુખી થઈશું

[મોરિસ લાગણીવિવશ બનીને, પોતાનું મસ્તક ઝુકાવે છે. લાંબી ક્ષણોની શાંતિ, બેનોય પોતાના ભાઈની આસપાસ પોતાનો હાથ વીંટાળે છે.]

માને ચૂમી લે.

[શાંતિની ક્ષણો.]

માને ચૂમી લે, અને ગઈ ગુજરી તું ભૂલી જા.

[મોરિસ ઊભો થઈને મા સુધી જાય છે અને તેને ચૂમે છે.]

ફ્રાંકો : મારો પુત્ર?

બેનોય (મોરિસને) : તું માને ક્ષમા માટે યાચના કર.

મોરિસ (લગભગ રડી પડતાં) : ક્ષમા કર, મા.

[મૉરિસ અને ફ્રાંકો ભેટી પડે છે. બેનોય તેમની સાથે જોડાય છે. ત્રણેય પરસ્પરના હાથો ગૂંથીને ઊભાં રહે છે. પરદો પડે છે.]

□ □

# ખિસકોલી

□ યારોસ્લાવ ઇવાસ્કીવિજ

**કાલે** હું કબ્રસ્તાને ગયો હતો.

સોહામણી વાસંતી સવાર હતી. માર્ગની બંને બાજુએ ઊભેલાં ચેરી–વૃક્ષો ગુલાબના ગુચ્છ કે રૂપેરી પાંખડીઓ જેવાં લાગતાં હતાં.

એક સગાની કબર પાસે ઊભો રહીને હું આ તીર્થયાત્રાની નિરર્થકતા પર વિચારવા લાગ્યો. હું કબરો માટે અને કબરો મારે માટે કરી પણ શું શકતાં હતાં? કબરો સૂતી પડી હતી ને મારી મૂંઝવણો વિશે એ તટસ્થ–વિરક્ત હતી. એક વાત સારી હતી–સમય, ચપટી કબરો, પશ્ચિમના પવનથી ઝૂકેલાં વૃક્ષો–મેં ગાઢ શાંતિ અનુભવી. કદાચ આવી શાંતિ માટે જ કબ્રસ્તાનમાં આવ્યો હતો.

એ ભીષણ મૌનમાં હું નત મસ્તકે ઊભો હતો ત્યાં મેં જોયું કે કબરની નજીકના દેવદારના વૃક્ષ પરથી ભૂરી પુષ્પપાંખડીઓ જેવી છાલના કટકા વિખેરતી એક ખિસકોલી નીચે ઊતરતી હતી. એની બધી હિલચાલ આશ્ચર્યજનક રીતે સહજ અને હેતુલક્ષી હતી હું સાવધ થઈને એ નાનકડા જીવની લીલા જોવા લાગ્યો. ત્યાં સુધીમાં એ જમીન પર ઊતરી આવી હતી? અને સ્થિર થઈને મારા વિશે ચોક્કસ ધારણા બાંધતી હતી. હું નિશ્ચળ રહ્યો ત્યારે એ મને મહત્ત્વ વગરનો સમજીને પોતાના કામે મંડી પડી. કબરોની વચ્ચેથી ઝડપભેર પસાર થતી એક સ્મારક પાસેના નાના ખાડા પાસે જઈ પહોંચી.

ક્ષણેક એ થંભી, ઘાસ સૂંઘ્યું અને ખાડામાં દોડી ગઈ અને ઝડપથી પંજા ચલાવીને ઘાસની જડ ખોતરવા લાગી. એના પંજામાં સ્ફૂર્તિ, દૃઢતા અને લક્ષ્યસજાગતા–વિસ્મયજનક હતાં. ઘણું ઊંડું ખોતરીને એણે ઘાસનો ગુચ્છો ઉખેડી નાખ્યો. પછી એણે મારી સામે એવી રીતે જોયું, જાણે એ મને કહેતી હોય કે, જોયું મારી મહેનતનું પરિણામ?

પાછલા પગે શરીર ટેકવીને, જડબાંમાં ઘાસ દબાવીને એ મારી સામે બેઠી હતી. સ્પ્રિંગ ઊછળે એવી કરામતો કરીને એણે ઘાસની જડ પર જામેલી માટી ખંખેરી નાખી. પછી ઘાસના બંને છેડે યંત્રની જેમ કાતરીને ઘાસને અંડે નાની થાપીની જેમ જમીન પર મૂક્યું. એ થાપીને ઠોકી ઠોકીને એણે એક સગવડભર્યો આકાર આપ્યો પછી એ ઉપાડીને એ સડસડાટ ઝાડ પર પહોંચી ગઈ, ઝાડને છેડે પહોંચીને એ દેખાતી બંધ થઈ ગઈ. પણ તરત જ, પેલું ઘાસ ક્યાંક મૂકીને એ પાછી દેખાઈ. એ સડસડાટ ઝાડ પરથી નીચે ઊતરી કબરો વચ્ચેથી થઈને પેલા ખાડે પહોંચી અને અગાઉની જેમ ઘાસની જડ ખોતરવા લાગી.

ચાર-પાંચ વાર આવી એકની એક અને એકસરખી ક્રિયા જોઈને હું કંટાળ્યો. એ ખિસકોલી શિયાળો પસાર કરવા માટે પોતાનો માળો બનાવતી હતી.

ખિસકોલીની ઝડપી ગતિ અને સ્ફૂર્તિએ મારા મૃત્યુચિંતનમાં વિક્ષેપ પાડ્યો. મારા વિચારો આસપાસની ચીજોમાં ગુંચવાતા હતા... કે બટાટા ખોદતો ખેડૂત શું વચવચમાં પોરો ખાય છે? કોઈ માણસ મોસમ પસાર થયા પછી પણ શા માટે બટાટા ખાધા કરે છે?... ખિસકોલીના માળાની હૂંફ મારા અંતર સુધી પહોંચી ગઈ. અને પાછો ફર્યો ત્યારે શાંત, સૂની સડક પર ચેરીનાં પાંદડાં કચડતો જતો હું વિચારતો હતો કે ખિસકોલી શી રીતે વસંત આવે ત્યાં સુધીમાં પોતાનો માળો છોડી દેશે અને કઈ રીતે કબ્રસ્તાનમાં ફરી એ જ બહાદુર ચિંતામુક્ત બને હેતુવિહોણું જીવન ગુજારવા માંડશે. □

# ગૃહત્યાગ

□ વિજય શાસ્ત્રી

જીવણ ડોસાએ પડખું બદલ્યું. હરસુખ હજુ લાઈટ બાળીને વાંચતો હતો. ટેબલલેમ્પનો ઘેરાયેલો પ્રકાશ ડોસાના બોખા ચહેરે પડયો ને ડોસાની બંધ આંખોમાં લાલપીળાં અંધારાં તગતગી ઊઠ્યાં ડોસાની આંખો ખૂલી ગઈ. તેમણે ફરી પડખું ફેરવ્યું નાક લૂછવાનો રૂમાલ નીચે પડી ગયો તે લેવા ખાટલીની નીચે હાથ લંબાવી ફંફોસવા માંડ્યું હરસુખે આ જોયું. તે ગરમ થઈ ગયો. ડોસો ઊંઘતો નહોતો. તો પછી સાજો કયાંથી થવાનો એવી તેની ફરિયાદ હતી. તે દવા પણ લાવતો હતો. પાતો હતો.

ઘર નાનું હતું. ડોસો આખો ખાટલો રોકતો હતો. આખો દિવસ રોકતો હતો. ઘરમાં બેસવાને કામ નહોતું. ભોંયે શેતરંજી પાથરી બેસવું પડતું હતું ભોંયે બેસવાનું ખૂંચતું હતું–શરીરે ને મને પણ. હરસુખને ઘરની સંકડાશમાં ભીંસનો અનુભવ થઈ રહ્યો હતો. ચોમાસે, શિયાળે ઓટલે ન સુવાતું. ઉનાળે ઓટલો મળતો–પણ તે સૂતો નહીં કેમ કે ઘરમાં તેની પત્ની સૂતી હોય ને પોતે ઓટલે પડખાં ઘસે. રાહ જુએ બધાં ઘેનમાં પડે તેની. એ બધું એક મધ્યમ ગરીબ ઘરના સામાન્ય આવકવાળાની જિંદગીનું ટાઈમટેબલ હતું. પણ હવે એ ટાઈમટેબલમાં ચેઇન્જ લાવવો પડયો. પહેલાં ડોસો ઓટલે સૂતો. પોતે અંદર સૂતાં. ડોસો માંદો પડયો ને ઘરમાં આવ્યો હતો.

તે ઊંઘતો નહોતો.

હરસુખ અસ્પષ્ટ અવાજે બબડયો. શું બબડયો તે ડોસે સાંભળ્યું નહીં પણ સમજ્યું. ડોસો બહાર ઓટલે જવા ઇચ્છતો હતો પણ ચોમાસું જામેલું હતું. ડોસો માંદો હતો. ઓટલે મોકલાય તો પડો-

શીઓ ચૂંથી ખાય કે હાય બાપ માંદા બાપને બહાર કાઢી અલો ને અલી...વગેરે વગેરે.

હરસુખ દવા લાવતો. પાતો. અસર થતી નહીં. માંદગી અટકતી નહોતી તેથી હરસુખ વહુ જોડે ડોસાને એકલો મૂકીને બહારયે જઈ શકતો નહીં. ઘરમાં જ રહેતો.

ઘરમાં જ રહેતો ડોસો પણ.

ઘરમાં જ રહેતી હરસુખની વહુ પણ.

રહેવું પડતું હતું ત્રણેયને ઘરમાં જ

ત્રણેને કમને, બળજબરાઈથી, ગોંધાઈ રહેવું પડતું હતું.

ડોસો થૂંકવા જતો એટલી વાર જ ખાટલો, ઓરડો ખાલી પડતો. ૧ ઓરડાનું ઘર. ટૂંકો પગાર.

થૂંકતો એક ગટરમાં, ગટરમાં ગળફો કયાંનો કયાં નીકળી જતો તણાઈને.

શરૂ શરૂમાં હરસુખ જાતે ટીકડીઓ આપતો.

પછી હરસુખના વહુ.

પછી ડોસો જાતે.

જાતે લેતા થયાને ય પંદર દહાડા થઈ ગયા.

ડોસો ઊઠે. ઓટલે આવે. થૂંકે. ખાંસે પાછો ખાટલો ફરે.

મહિનો માસ ટૂંકો થઈ ગયો ને ડોસો ન સુધર્યો.

ડૉકટરો પણ નવાઈ પામતા. દીકડીઓની કોઈ અસર નહીં ! ડોસો ટીકડીઓ ગળવાને બદલે ગળફા ભેગી ગટરમાં નાખી દેતો.

હરસુખ લંબાતી માંદગીથી બબડતો.

માંદગી અટકે કયારે, ડોસો સાજો થાય કયારે, બહાર જાય કયારે ઘર ખાલી પડે કયારે ને.. કયારે ?....

ને ઘર ખાલી થઈ ગયું સહસા.

ડોસો ઘરની બહાર પણ નીકળ્યો.

શરીર વગર પીડાનું લઈને.

ડાઘુઓની ખાંધે.

ઘર ખાલી થઈ ગયું.

ગટરમાં ગયેલી ટીકડીઓ કોઈએ ન જોઈ.

અરે ભાઈ, દવા તો બહુ યે કરી પણ નસીબ જ......

ડોસો જાતે થઈને ઘરની–નાનકડા ઘરની–બહાર નીકળી ગયો હતો. ઘર બહુ નાનું હતું. ડોસાને ય છેલ્લે છેલ્લે ફાવતું નહોતું પણ, કોણ લખે ઇતિહાસ? સોનેરી અક્ષર, અદ્ભુત ત્યાગ! ઘર નાનું ત્યાગ્યું : ડોસે. □

## તાંકા □ કિસન સોસા

દાદાજી–રોપ્યો
આંગણુ રૂડો લીમ
ટીબ ટહૂકે :
પાંદડે પવન ચલે
ને જૂનું ઘર હલે.

□

શ્રાવણ–રાત
સૂસવાય, દીવડો
ઝગે, બુઝાય :
દીવે અડે આગિયો
દીવો સળગી જાય...

પેલી પુરાણી
નગરી શોધું, ખીલ્યા
ચંદ્રગા તળે
જમીન ખોદું જરી
ને અસ્થિ નીકળે

## સુલેખન-સંસ્કાર સમિતિનાં પુસ્તકો

ભારત યુવકનિકેતનની સુલેખન સંસ્કાર સમિતિએ વિદ્યાર્થીઓને ઉપયોગી સસ્તાં ચાર પુસ્તકો પ્રકટ કરશે. ૧. આદર્શ સુલેખન જોડણી-કોશ અને જોડણીની કરામતો, ૨. ઉજ્જવળ કારકિર્દી પરીક્ષા, લોન, સ્કોલરશીપનાં સરનામાં સહિત ધંધાકીય માર્ગદર્શન, ૩. રૂડી વાગે વાંસળી, (વાર્તાસંગ્રહ) ૪. આપણું આરોગ્ય. આ પુસ્તકોની કિંમત આઠ રૂપિયા અગાઉથી મોકલનારને પાંચમું પુસ્તક ભેટ મળશે. મોકલવાનું સરનામું—

આચાર્ય, ન્યૂ ઇરા પ્રાયમરી સ્કૂલ, અડાજણ ક્રોસિંગ, રાંદેર રોડ, સુરત

# ક્ષિતિજ

જુલાઈ-
૧૯૬૬

આ અંકમાં

# કંકાવટી

જુલાઈ ૧૯૭૬

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૦૯ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૫. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦૨, સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫૦૦૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૩૯૫૦૦૩

## ગીતાનું પાન

જીવન
એક કુરુક્ષેત્ર
મારી
અને મારી અંદર રહેલ
આવેગો વચ્ચે
એક ઠંડું યુદ્ધ
સતત ચાલી રહ્યું છે.
હું અર્જુન
અને
વિરાટ દુનિયામાં રહેલ
એક – એક માનવમાં
છૂપાયેલ
કૃષ્ણ
હરહંમેશ ગીતાનું પાન
કરાવી રહ્યો છે
મને.

–જનક નાયક

(નવા કાવ્યસંગ્રહ 'કાલિન્દી'માંથી)

# ત્રણ કાવ્યો

## સમશુર રહેમાન

## અનુ. સુરેશ જોષી

### એક કવિતાને કાજે

વૃક્ષ પાસે જઈને કહું :
હે વૃક્ષ, તું દયાવાન છે,
મને એક કવિતા આપી શકીશ ?
વૃક્ષ કહે : મારા વલ્કલને ભેદીને મારી મજ્જામાં
જો તું ભળી જઈ શકે તો
કદાચ તને એકાદ કવિતા મળે.

જીર્ણ દીવાલના કાનમાં જઈને કહું :
હે દીવાલ, તું મને એક કવિતા આપી શકીશ ?
પુરાણી દીવાલ શેવાળઢાંક્યા સ્વરે કહે :
આ ઈંટચૂનાની અંદર જો તું તને દાટી દઈ શકે તો
કદાચ તને એકાદ કવિતા મળે.

એક વૃદ્ધ પાસે જઈને ઘુંટણિયે પડીને કહું :
હે પૂર્વજ, દયા કરીને એકાદ કવિતા આપશો ?
સ્તબ્ધતાના પડદાને ભેદીને એમનો જાણુકાર કંઠ બોલી ઊઠે :
જો મારા મુખ પરની કરચલીઓ સંકેલીને તારા મુખ પર
પહેરી લઈ શકે તો
કદાચ તને એકાદ કવિતા મળે.

માત્ર થોડીક કવિતાની પંક્તિઓ માટે
આ વૃક્ષ, જરાજીર્ણ દીવાલ અને
વૃદ્ધની સમ્મુખ હું ક્યાં સુધી ઘુંટણિયે પડ્યો રહું ?
બોલો, ક્યાં સુધી ?

# 'નો એક્ઝિટ'

મારે જો જવું જ પડશે, તો હું
ઈશુની જેમ ઉઘાડે પગે ચાલ્યો જઈશ.
ખાંધે ક્રોસ હોવો જ જોઈએ કે કાંટાનો મુગટ
માથે પહેરેલો હોવો જ જોઈએ એ કાંઈ મહત્ત્વની વાત નથી.
એ બધા
મહાન અલંકારની મને જરૂર નથી. હું જેવો છું તેવો
મારા ભુરા ટ્રાઉઝરના ખિસ્સામાં એક હાથ રાખીને
બીજો હાથ હલાવતો હલાવતો
'વારુ, જાઉં છું' ત્યારે, આવજો' કહીને
એક અજીઠી રાતને પાછળ મૂકીને
નિર્જનતાની પાછળ એકાન્તમાં નીચે, કરોડરજ્જુમય
નક્ષત્રમંડળનાં ડાળપાંદડાને સહેજ ઝોલો ખવડાવીને
ખૂબ નીચે ચાલી જવા ઇચ્છું છું.
આમ એકાએક ચાલી જવું એ અલબત્ત, સહેલું તો નથી.
એશટ્રેમાં મરી ગયેલી સિગારેટનાં ઠૂંઠાં, ખાલી ગ્લાસ
વૈધવ્યે નિસ્તબ્ધ અને ટેબલ પર મારા લખાણના
અત્યન્ત અવ્યવસ્થ પડી રહેલાં પાનાં—
જતાં પહેલાં આ બધી તુચ્છ વસ્તુઓ
અત્યન્ત આર્તસ્વરે મને પાછળથી બોલાવે.
ત્યારે મારી છાતીમાં ત્રણ લાખ સૂડા સામટા ઊડી આવે
કેટલાય હજાર નાગા વરવા સંન્યાસી
ચીપિયો વગાડતા ચારે બાજુ ઊભા રહી જાય,
પાંચસો કામિની ઝૂલતાં સ્તન ખુલ્લાં કરી થેઈ થેઈ નાચવા માંડે.
અને હું આંખકાન બંધ કરીને જલદી જલદી
'વદાય વદાય' કહેતો શરતમાં દોડનારા ખેલાડીની જેમ
દોડી જાઉં, દૂર ને દૂર ભાગતો જાઉં. ઇચ્છા હોય છતાં ય
કોઈને આકરો શાપ દઉં નહીં: આટલે દિવસે સમજ્યો છું
કે મારા કર્કશ શાપથી કોઈ નારી વૃક્ષ કે પડઘો કદી થઈ
જવાની નથી.

કોઈ શકુન્તલા આંગળીએથી અભિજ્ઞાનની મુદ્રા પાણીમાં પાડી
નાખવાની નથી.
એટલું જ નહીં કોઈ દેશત્યાગી હંસનું પીછું સરખું ખરવાનું નથી.
સર્કસનો ખેલ પૂરો થતાં એક્રોબેટ કે કલાઉન
બધા જ નેપથ્યમાં ઉદાસ બનીને બેઠા રહે, કોઈ વાળ પીંખે
અંધારા તરુણની અંદર કોઈ ખાય ગડથોલિયાં
દુઃસ્વપ્નના ક્ષુધાર્ત કાદવમાં;
તો કોઈ વળી એક લાલ દડાની પાછળ
દોડતો દોડતો કિશોરાવસ્થાના સમયમાં પ્રવેશી જાય,
કોઈ ઊલટીથી ભોંય ખરડે, કોઈ પ્રલાપ કરે.
હે મારા મિત્રો, તમારા સમ, હવે વિલંબ સહ્યો જતો નથી,
તમે કહી દો મને
તો શું હું આ સર્કસમાં કશું જ નથી? તમારે જે કહેવું હોય તે કહો
હું છાતી પર હાથ મૂકીને કહું છું: કદીક કદીક—ના એ સાચું નથી,
—લગભગ ઘણું ખરું એમ કહું તો ચાલે
હું ભારે ગુનેગાર છું એવું મને લાગે છે.
સ્વપ્નની લાશને કબરમાં ઉતારીને ઝટ ઝટ
ધૂંધળા ભીંઠામાં હું શરાબના ઘૂંટડા ઉતાર્યે જાઉં છું.
પ્રિયતમ મિત્રે
આત્મહત્યા કરી છે એ સાંભળીને ય નરી માનસિક શુષ્કતાની દશામાં
અવૈધ સંભોગ કરીને પરસેવે નાહી ઊઠી શકું છું સહજ ટેવથી.
મારે જો જવું જ પડશે તો હું
ઈશુની જેમ ઊઘાડે પગે ચાલ્યો જઈશ. પણ એકાએક
કોઈ ઊંચે સાદે બોલી ઊઠે છે: 'નો એક્ઝિટ, સાંભળ,
તારે માટે કોઈ ગન્તવ્યસ્થાન જ નથી.' ભલેને નહીં હોય,
તો ય જઈશ. હું તો ખાસ્સો હાથ હલાવતો હલાવતો ચાલ્યો જઈશ.
કોઈ રોકવા આવશે તો રોષે ભરાઈને હાંકી કાઢીશ.
'લેટ મિ એલોન', બધા ખસી જાવ....
સદ્ભાગ્ય હોય કે દુર્ભાગ્ય—મારે કશું જોઈતું નથી.
હું કેવળ ચાલી જવા ઇચ્છું છું.

ગુનેગાર

મેં એને એકાએક ઊંચે સાદે 'ગેટ આઉટ, ગેટ આઉટ' કહીને
હાંકી કાઢયો.

મુખ્ય દરવાજામાં થઈને એ એની પાંચ ફૂટ ચાર ઈંચ
અન્યમનસ્કતા લઈને, બીડી ફૂંકતો જતો રહ્યો.

વરંડામાં થઈને જવા જતાં લાંબો રસ્તો કાપીને
એ હમેશની જેમ સૂર્યાસ્તવેળાએ ચાલ્યો જશે
ખેતરમાંના બાળબચ્ચાંવાળા ઘરમાં.
હું શું નિર્દય છું ? ના, એવું તો નથી.

મેં એને જહાન્નમમાં જવાનું કહ્યું તેના પશ્ચાત્તાપથી
બળતો હવે હું બેઠો છું. છતાં ત્યારે એને–એ નામીજ આદમીને–જો
લોકોની નજર ચૂકાવીને મેં હાંકી ન મૂકયો હોત તો
મારે જંગલમાં જઈને વસવું પડયું હોત.

એ માણસ, એટલે કે એ કમ્પોઝિટર મને હમેશાં કંટાળાના
ચોકઠામાં જ ફેંકી દેતો હતો.

હું એને એક સુડોળ સ્વપ્ન કમ્પોઝ કરવા આપું ને જોઉં
તો એણે સ્વપ્નની જગ્યાએ ખાસ્સું દુઃસ્વપ્ન જ ગોઠવી દીધું હોય!
સ્વસ્થતાની જગ્યાએ અસુખ અને ઉન્મત્તતા!
એના હાથના અસ્થિર સ્પર્શથી

સુવિશાળ ઉન્મુક્ત પ્રદેશ કારાગાર બની જાય, નવજાત શિશુના
ક્રન્દનથી ધન્ય ઓરડો કબ્રસ્તાન બની જાય. હારબંધ ગ્રામ
અને મુખર નગર એને કમ્પોઝ કરવા આપીએ કે
તરત ટાઈપ ગોઠવીને એ ઊભું કરી દે દગ્ધ, વિધ્વસ્ત વિયેતનામ!

આપણે માગીએ પ્રકાશ ત્યારે એ તરત જ છત્રીસ પોઈન્ટના
બોલ્ડ ટાઈપમાં ગોઠવી દે એક જ અણીશુદ્ધ શબ્દ 'અન્ધકાર'
આ કેવી એની ભયંકર બેદરકારી? કે પછી વિપરીતતામાં જ
રાચનારો એ ભ્રાન્તિમાં જ હમેશાં સ્વસ્તિને શોધે?
હવે એને હાંકી કાઢીને હું ટાઈપકેઈસ લઈને બેસી ગયો છું.

જોઉં તો ખરો કે યથાર્થ શબ્દને સ્થાને સાવ ખોટો શબ્દ
શી રીતે ઠસી બેસે છે।
પણ હું 'સ્વપ્ન' કમ્પોઝ કરવા ગયો ને છોભીલો પડી ગયો
જોઉં છું તો ગોઠવાઈ ગયું છે નર્યું 'દુઃસ્વપ્ન'
અને સ્વસ્થતાને સ્થાને અસુખ; નિરાશા આશાને લાત મારીને
લઈ લે છે એનું સ્થાન.

હારબંધ ગામ ને મુખર નગર થઈ જાય છે વિધ્વસ્ત વિયેતનામ
આખું ટાઈપકેઈસ ફંફોસી ફંફોસીને જોઉં છું તોય
'પ્રકાશ' શબ્દ જડતો નથી.
છત્રીસ પોઈન્ટના બોલ્ડ ટાઈપમાં જલદી જલદી ગોઠવી દઉં છું
અભાગિયો 'અન્ધકાર'. □

## એક કવિનો વિશિષ્ટ કાવ્યસંગ્રહ

સાહિત્ય સંગમ, સૂરત તરફથી એક સુફલિર. કવિ 'નાગરાજ'નો વિશિષ્ટ કાવ્યસંગ્રહ આવતે મહિને પ્રગટ થનાર છે. આ કાવ્યસંગ્રહનું કદ ગુજરાતી ભાષામાં અત્યાર સુધીમાં પ્રગટ થયેલા કોઈ પણ પુસ્તક કરતાં મોટું ૧૫ ઇંચ × ૨૨ ઇંચનું હશે. અને એનું નામ આજ સુધીમાં ગુજરાતીમાં પ્રગટ થયેલા કોઈ પણ પુસ્તક કરતાં લાંબું છે. નામ આ પ્રમાણે છે: **'સૂર્યના ગોળાને ભેદવા જતાં હું પોતે જ જો બળીને રાખ થઈ ગયો તો તો પછી આ જગત વિષે બહુ ઓછી આશા રહેશે.'**

**શબ્દ :** (નવું સાહિત્યિક માસિક) : તંત્રી–જિતેન્દ્ર તળાવિયા, સં. દિલેર બાબુ, પ્ર. ચરખડિયા યુવક મંડળ ચરખડિયા, (૩૬૪ ૫૧૫) વાયા–સાવરકુંડલા, વાર્ષિક દસ રૂપિયા.

# ક્ષણ આ અનન્ત

□ ઑક્તાવિયો પાઝ

□ પ્રમોદકુમાર પટેલ

નિદ્રા અને જાગ્રતિની વચ્ચે થઈને વહેતા
એક અવિરત નદપ્રવાહને
હું સાંભળી રહું છું
તંદ્રાવૃત્ત અને રોષાવૃત્ત
આછાં આછાં વરતાતાં રૂપોની વચ્ચે.

કોઈ શિખરેથી પોતાને ફંગોળી રહેલા
ભ્રમિત સંસારનો
એ કોલાહલ
એનું એ અટ્ટહાસ્ય
અને એના કણુસાટા
–નો એ કાળોધોળો પ્રવાહ,

અને મારું મન તો
બસ ઠેકંઠેક કરતું રહે છે
અને છતાં ય
ત્યાંનું ત્યાં જ
પડે આખડે અને ઊઠે
અને ફરી પાછું વળે
અને ભાષાના બંધિયાર જળરાશિમાં
ઝંપલાવે.

શબ્દો !
–આ સંસારને અક્ષય્ય મુદ્રાથી આંકી–
દેવાને કે તેનું હાર્દ ખુલ્લું કરી
આપવાને.

રૂઢિપ્રયોગોના વૃક્ષમાંથી
તાણીતાડીને સંચિત કરેલા વર્ષો માત્ર,
મૃત્યુ સામે ઉગામેલી કુહાડીઓ સમા,
શબ્દો તો છે વહાણનો અગ્ર કોણ
શૂન્યતાનું મહાન મોજું જ્યાં અથડાઈને
તૂટે છે અને ધવાય છે
જળરાશિ છલકાય છે
અનિદ્રાથી અળપાઈ જન્મે છે.

ક્ષણ પહેલાં
એકાદ શબ્દને પકડી લઈને
તેનું પુનઃ ઉચ્ચારણ કરવાનું
અને તેને ફરી ફરીને મમળાવવાનું
સરળ બન્યું હોત.

અરીસાઓ વિહોણા ખંડમાં
એકાકી સ્થિતિમાં
એમાંની કોઈ પણ એક શબ્દાવલિને
વ્યક્તિ ઉચ્ચાર્યા કરે છે
તે માત્ર પોતાને જ પ્રતીતિ કરાવવાને
કે નિશ્ચિત એવું એમાં કંઈ જ નથી
અને છેવટે તો
આપણે હજી યે જીવંત છીએ
પણ હવે વજનરહિત બાહુઓ વડે
રાત્રિ
આ ઝંઝાવાતી ભરતીને શમાવી રહી છે
અને
એક પછી એક ચિત્રો પાછળ હટી રહ્યાં છે
અને
એક પછી એક શબ્દો પોતાના ચહેરાઓ
ઢાંકી રહ્યા છે

સમયના આગમનની આશા ધરવાનો
　　　સમય તો છેક વહી ગયો છે
સમય–
　　　ગઈ કાલનો
　　　આજનો
　　　આવતી કાલનો

ગઈ કાલ તે આજ
આવતી કાલ તે આજ
સર્વ આજ તે આજ
ઓચિંતાની જ તે પોતાની અંદરથી પ્રગટ થઈ
અને
ટીકી ટીકીને તે મને તાકી રહી છે

એ ભૂતકાળમાંથી આવતી નથી
એ ક્યાંય કશે ગતિ કરતી નથી
એ આજ કેવળ અહીં જ છે
એ મૃત નથી
કોઈ પણ મૃત્યુથી મરતું નથી
હરેક જણ જીવનથી જ મરે છે
એ કંઈ જીવન નથી
જીવન છે ક્ષણજન્ય ફળ
તમ્મરો આવી જાય એવી
　　　પારદર્શી આનંદસમાધિ
મૃત્યુનો ખાલી ખાલી સ્વાદ
જે જીવનને વધુ જીવન અર્પે

આજ એ મૃત્યુ નથી
　　　એ જીવન પણ નથી
આજને શરીર નથી, સંજ્ઞા નથી, ચહેરો નથી,
આજ છે અહીં સર્વથા પ્રત્યક્ષ

મારાં ચરણોમાં નખાયેલી
મને નિહાળ્યા કરતી
આજ

મારા મનનથી બહાર જઈને
મેં જે વર્તુળ રચ્યું
તેના બિલકુલ કેન્દ્રસ્થાને હું ઊભો છું

હું ઊભો છું અને
મારી દૃષ્ટિને ઘુમાવી શકું
એવું અહીં કો સ્થાન નથી.
ભૂતકાળમાંથી વિચ્છિન્ન
એકાદ ખંડ પણ શેષ રહ્યો નથી

આ ક્ષણમાં
અખિલ શૈશવ સંચિત થયું છે
અને
ભવિષ્ય તો છે અસબાબના ટુકડાઓ માત્ર
જે પોતપોતાને ઠામે ખોડાઈ ગયા છે
લાકડિયા ચહેરાનો આ કબાટ
કોઈની ય પ્રતીક્ષા ન જોને
એવી આ કતારબંધ ખુરસીઓ
પોતાના હાથાઓ પ્રસારતી
ગોળમટોળ આ આરામખુરસી
તે ય કેવી બીભત્સ
જાણે કોક પોતાની શય્યામાં જ
મૃત્યુ પામ્યું હોય ને.
અને આ વીજળીક પંખો, પ્રપંચી જંતુ
મિથ્યાભાષી આ ખિડકી
ક્યાંક કોઈ તિરાડ
કે ચિરાડ વિનાની યથાર્થતા

સર્વ કંઈ પોતે જ પોતામાં પરિબદ્ધ
મેં જ્યાંથી આરંભ કર્યો હતો
તે બિંદુએ હું પાછો ફર્યો છું
સર્વ કંઈ છે કેવળ સાંપ્રત અહીં
આજ અને
શાશ્વતી

ત્યાંથી
આગળ જતાં
પેલી બાજુ કિનારાઓ વિસ્તરે છે
પ્રણયીની દૃષ્ટિ શા વિશાળ
ત્યાં
જળના આવરણમાં
રાત્રિ પ્રગટ કરે છે એની ચિત્રાલિપિ
એકાદ હાથને છેડે
નિદ્રાધીન ચટ્ટાનની કોરે કોરે
નદી કલકલ ગાતી પ્રવેશે છે
અને સ્વતંત્રતા શબ્દનાં
મૂળોને ભીંજવી રહે છે
ત્યાં પારદર્શી વૃક્ષોના અરણ્યમાં
સજ્જડ બંધાયેલાં શરીરો
પોતાને ખોઈ દે છે
સૂર્યની પર્ણઘટા નીચે આપણે વિહરીએ છીએ

પ્રિયે,
આપણે તો બે પ્રતિબિંબો માત્ર
એકમેકની સામે જે તલવારો ટકરાવી રહ્યાં છે
રાત્રિને ઓળંગી જવાને
રજતપટ આપણે માટે સેતુઓ રચે છે
અને પથ્થરો આપણો માર્ગ બની રહે છે
કલંકિની ઓના હૈયા પર

ચંદ્રમાંથી આવી પડેલ છૂંદણું તમે તો છો
અને ત્યાં
અનિદ્રાથી ઘેરાયેલો હીરો
સ્વાધીન થાય છે
અને એના શૂન્ય કેન્દ્રમાં
આપણે તો છીએ કેવળ એક આંખ
જે કદીયે પલકારો મારતી નથી
અને
એના તેજોવલયમાં રહ્યું છે
પોતાનામાં જ પોતાને ધારણ કરી રહેલી
આ ક્ષણનું સ્તબ્ધ સ્થિરત્વ

સર્વ કંઈ દૂર છે
પાછા વળવાનો કોઈ માર્ગ નથી
મૃત તે કંઈ મૃત નથી
જીવંત તે કંઈ જીવંત નથી
છે માત્ર એક દીવાલ
અને આ આંખ છે એક કૂપ
જે કંઈ છે તે સર્વ
નીચે તરફ ખેંચી રહે છે
શરીર છે બોજ સમું
વિચારોય બોજ બોજ
બધાંય વર્ષો છે આ ક્ષણ
જે નીચે ટપકતી રહે છે
અનહદ કંટાળો જગવતી

સાનફ્રાન્સિસ્કોની એ હોટેલના કમરામાંથી
સીધો જ હું બેંગકોકમાં પ્રવેશું છું
આજ છે ગઈ કાલ
વાસ્તવિકતા તો છે એક નિસરણી જે

નથી ઉપર જતી
નથી નીચે જતી
આપણે ગતિ કરતા જ નથી

આજ છે આજ
નિરંતર છે આજ
રોજ રાતે બીજી કો રાત માટે
છૂટતી ટ્રેનોનો હમેશનો એ અવાજ
દંતહીન શબ્દોનો આશ્રય
તે
દીવાલમાં પાડેલું એક બાકોરું
અને આ આવનજાવન
વાસ્તવિકતા જ દ્વારોને ભીડી દે
માત્ર અલ્પવિરામ મૂકે
સમય પરનું એ ચિહ્ન
સર્વ કંઈ દૂર છે
દીવાલો તો પ્રચંડકાય છે

પાણીનો પ્યાલો
હજ્જારો માઈલ દૂર છે
મારા આ જ કમરાને ફરીથી
વટાવી જવાને
મને હજ્જારો વર્ષો જોઈશે
જીવન શબ્દનો અવાજ કેટલો તો દૂરનો છે
મારી અહીં ઉપસ્થિતિ જ નથી
'અહીં' જેવું કંઈ છે જ નહિ
આ કમરો તો બીજે જ ક્યાંક છે
'અહીં' ક્યાંય નથી
ધીમે ધીમે હું મને પોતાને જ બંધ કરી રહ્યો છું
અને બહાર નીકળવાનો એવો તો કોઈ

માર્ગ નથી
જે મને આ ક્ષણમાં લઈ જતો ન હોય
આ ક્ષણ છે 'હું'
એકાએક જ હું મારી બહાર નીકળી જાઉં છું
મને હવે કોઈ ચિહ્ન નથી
    કોઈ ચહેરો નથી
હું અહીં છું
    મારાં ચરણોમાં નખાયેલો
મારી જાત હું જોઈ શકું તે માટે
મારી જાતને નિહાળવામાં મગ્ન

બહારની બાજુએ
ઉનાળાએ ઉજ્જડ કરી દીધેલા બગીચાઓમાં
એક તમરું રાત્રિની સામે રોષ ઠાલવી
રહ્યું છે
હું અહીં છું
કે

    અહીં
    હતો ?





દરિયા માટેની ખોજ હવે બંધ કરો
બંધ કરો મોજાંના ઊન વડે
    આગળ ધકેલાતાં વહાણોની ખોજ
આકાશની નીચે
આપણે જ તો છીએ
માછલીઓ, અને વૃક્ષો છે
દરિયાઈ છોડવાઓ.

—જ્યોર્જ સેફેરિસ

# કાવ્યમાં ભાષાનું કાર્ય

—અનુ. હ. ચૂ. ભાયાણી—

[જોનાથન કલરકૃત 'સ્ટ્રક્ચરલિસ્ટ પોએટિક્સ'ના

પૃ. નં. ૧૬૨– અને ૧૬૪ના કેટલાક અંશનો અનુવાદ]

**કાવ્યનાં** લાક્ષણિક તત્ત્વોનું એક કાર્ય તેને સામાન્ય દુન્યવી વ્યવહારની વાણીથી જુદું પાડવાનું, અને અર્થાવગમનની સામાન્ય સર્કિટને બદલી નાખવાનું હોય છે એ વાત સાચી. પરંતુ, અમુક સંદર્ભને આપણે કાવ્ય તરીકે લઈએ છીએ, તે તેના ભાષાકીય ગુણધર્મોનું જ પરિણામ છે એમ કહેવું બરાબર નથી. કાવ્યભાષાની વિશિષ્ટતાઓના પાયા ઉપર કાવ્યસિદ્ધાંત ઊભો કરવાના પ્રયાસો નિષ્ફળ નીવડવાનું નિર્માણ જ હોય એમ લાગે છે. 'કાવ્યભાષા એટલે વિરોધાભાસની ભાષા' એ પ્રખ્યાત ઉક્તિમાં ક્લિન્થ બ્રુક્સે એક ભાષાનિષ્ઠ કાવ્યસિદ્ધાન્ત પ્રસ્તુત કરેલો છે. પણ કાવ્યના ભાષાપ્રયોગો સંદિગ્ધાર્થ અને વ્યંગાત્મક વક્રતાવાળા હોય છે, તથા તેમાં તણાવ પ્રગટ થતો હોય છે એ વાત સ્વીકાર્ય હોવા છતાં, આ પ્રકારનો સિદ્ધાંત કાવ્યની પ્રકૃતિનો ખુલાસો આપવામાં નિષ્ફળ જાય છે, કારણ કે એ પ્રકારનો તણાવ કેવળ કાવ્યભાષામાં જ નહીં, ભાષાના કોઈ પણ અન્ય પ્રકારમાં આપણને જોવા મળે.

તે જ પ્રમાણે એ વાત પણ સાચી કે રોમન યાકોબ્સને દર્શાવ્યું છે તેમ કાવ્ય એ એવા શબ્દોની રચના છે, જે શબ્દો અર્થોને પોતાની સાથે ઓગાળી દઈને તેમની પુનર્ઘટના કરે છે. કાવ્યમાં સ્વરૂપગત ભાતોના વર્ચસ્વને કારણે અભિધેયાર્થની નવી સંઘટના કરી શકાય છે. પરંતુ આ સંબંધમાં પણ એ ભૂલાવું ન જોઈએ કે સ્વરૂપગત ભાતોની આ અર્થવત્તા પોતે જ એક પ્રણાલિકાગત અપેક્ષા છે. હકીકતે, કાવ્યનું સત્ત્વ તેની સ્વરૂપગત ભાતો અને શાબ્દિક રચનાયુક્તિઓમાં રહેલું છે, તે કરતાં વિશેષ અને મૂળગત રીતે તો કાવ્યને કઈ રીતે,

કેવા વલણથી વાંચવું વાચકને માટે આવશ્યક હોય છે તેમાં રહેલું છે. ગ્રેનેત કહે છે તેમ, આ વલણ કાવ્યની ભાષાની વર્ણ કે અર્થની લાક્ષણિકતાઓની પૂર્વે કે તેની પેલે પાર જઈને તેને એક પરોક્ષ 'ઉપસ્થિત' અને નિરપેક્ષ હસ્તી બનાવે છે. આ વલણમાં કાવ્યભાષા પોતાનું ખરેખરું 'બંધારણ' પ્રગટ કરતી લાગે છે. આ બંધારણ તે કોઈ **સ્વરૂપગત** બંધારણ નહીં, પણ **અવસ્થાગત** બંધારણ: તે એવા પ્રકારની ઉપસ્થિતિ અને ગાઢતા હોય છે જે કોઈ પણ સંદર્ભને અલૌકિક કરી શકે, શરત એટલી કે ચાલુ વાગ્વ્યવહારની વચ્ચે તે સંદર્ભને અલગ પાડવા તેની આસપાસ મૌનનો અવકાશ ઊભો કરવામાં આવે.

આમ સ્વરૂપગત ભાતો કે છંદની ભાષાકીય વિપથગામિતા કાવ્યનું સાચું બંધારણ કે અવસ્થા નિર્મિત કરવા માટે પર્યાપ્ત નથી. આ માટેનું ત્રીજું અને નિર્ણાયક પરિબળ જે બાકીના બે ન હોય તો પણ પ્રભાવકપણે પ્રવર્તે છે તે છે **પ્રણાલિકાગત અપેક્ષા**–એટલે કે સંસ્થારૂપ સાહિત્યમાં કાવ્યનો જે મોભો છે તેને લીધે જે વિશિષ્ટ લક્ષ તેના પ્રત્યે આપવામાં આવે છે તે. કાવ્યનું કાવ્યમીમાંસાની દૃષ્ટિએ વિશ્લેષણ કરવું એટલે (૧) સામાન્ય વાણીવ્યવહારથી કાવ્યભાષાનું જુદું જ પ્રયોજન હોવાનું જે પ્રણાલીગત અપેક્ષાઓ નિયત કરતી હોય છે તે અપેક્ષાઓમાં શેનો શેનો સમાવેશ થયેલો છે તેનું સ્પષ્ટીકરણ કરવું, (૨) તથા તે અપેક્ષાઓ કે પ્રણાલીઓ, કાવ્યની સ્વરૂપગત રચનાયુક્તિઓનો અને બાહ્ય સંદર્ભના સ્વીકરણનો જે પ્રભાવ છે, તેમાં કઈ રીતે સમર્પક બને છે તેનું સ્પષ્ટીકરણ કરવું. ▱



આ સજ્જન
પ્રત્યેક પ્રભાતે કરે છે સ્નાન
–મૃતોના સમુદ્રના જળમાં
પછી ચહેરે ગોઠવે કરડું સ્મિત
વેપાર અને ગ્રાહકો માટે.

—જ્યોર્જ સેફેરસ

કોણ ઊંઘે છે-આ સતત, જાગતું નથી, જગાડું છું તો ય ?
કોણ જગાડે છે આ સતત, ઊંઘમાંથી એકધારું મને, જાગવું નથી તો ય ?

કોણ ચાલે છે આ સતત, અટકતું નથી, અટકાવું છું તો ય ?
કોણ અટકાવે છે આ સતત, રસ્તા પર એકધારું મને, અટકવું નથી તો ય ?

કોણ મૂંગું છે આ સતત, બોલતું નથી, બોલાવું છું તો ય ?
કોણ બોલાવે છે આ સતત, મૌનમાંથી એકધારું મને, બોલવું નથી તો ય ?

કોણ પકડાતું નથી આ સતત, સરકી જાય છે, પકડું છું તો ય ?
કોણ પકડે છે આ સતત, ક્ષણેક્ષણ એકધારું મને, પકડાવું નથી તો ય ?

કોણ પીઠ ફેરવીને ઊભું છે આ સતત, મોં ફેરવતું નથી, જોવું છે તો ય ?
કોણ તાકી રહ્યું છે પીઠ પાછળથી આ સતત, અનિમેષ એકધારું, મોં ફેરવવું નથી તો ય ?

—લાભશંકર ઠાકર

## આકાશનું મરણ / મણિલાલ હ. પટેલ

મરણ પામ્યું છે મારું આકાશ
અશ્રુના બિલોરી કાચમ્હેલમાં
ઝૂલ્યા કરે છે તમને ચાહ્યા-નાં ઝુમ્મરો !
ઝુમ્મરોમાં ઝૂરે છે દીવાઓનું આકાશ,
હજી ય મારી આંખમાં
પગલાં જેવી પડી રહી છે સોનપરીની મોજડી.

ઉત્તમ સ્તનોના શિખરો પરથી
લપસી પડે છે મારી હથેલીઓના પડછાયા,
અગ્નિશિખા જેવા અધરોષ્ઠ:
હજીય લપકે છે સર્પજિહ્વા,–આશ્લેષપાશ !
આંખોનાં સૂર્ય-પતંગિયાં
બેસે છે ગમે ત્યાં ઘરની દીવાલે આવી,
અંધકારની જેમ ફેલાય છે કેશ-વનો
મારા ચ્હેરા પર; મારા શ્વાસમાં...
કમળપત્ર-શા ઉદર પર તપું છું તવીની જેમ,
ઊંડી ખીણોનાં જળ શેવાળની જેમ
મને વીંટી લઈને બનાવે છે કોશેટા હજી યે...
ને શૂન્યવત્ પડ્યા છે
હોવાપણાના ખુલ્લાખમ્મ ખંડો !

અન્યમનસ્કા પૃથ્વી ય મારી સામું જોતી નથી
સોપો પડી ગયો છે મારી મનીષાની શેરીઓમાં !
ઋતુએ ઋતુએ રંગ બદલતું
મારું આકાશ
મરણ પામ્યું છે આપણું આકાશ.



## —ચિનુ મોદી

### [૧]

પગમાં કાચની બે આંખ મુકાવી
મોતિયો ઊતરાવા ભટકું છું
કાનમાં મેલ નથી / ગામમાં શેરી નથી /
આંખમાં પાણી નથી / શેરીમાં મકાન નથી /
હાથમાં રેખા નથી / મકાનમાં બારી નથી /
તોય બારી ઊઘડાવી વ્હાણ ઘરમાં લીધાં ન લીધાં
ને ઝરણું કહેતું દરિયાને, લે
દવ લાગે તો ક્યાં જૈશ?
એટલે હડફટે ચઢયો રણ મધ્યેનો ચાડિયો
ચાડિયા, ચાડિયા મોલ ક્યાં:
તો કહે: રેતમાં બી વાવ્યાં છે
આંસુપાણી પાયાં છે
કાલ ઊઠીન જોજે.
ડૂંડે ડૂંડે મબલખ પંખી ઊગે છે કે નહીં?
ડૂંડે ડૂંડે કલરવ ઊગ્યા, પણ પંખી પેખાય નહીં
ભખભખ ભખભખ ભખભખ ભખભખ
બાવાં બાઝયાં પાવા ચીખે
સિગ્નલ ઊંચા, સિગ્નલ નીચા
બદલાતા બદલાતા પાટા
પાટાથી અદ્ધર પેસેન્જર, ટ્રેન કશે દેખાય નહીં.
પગમાં કાચની બે આંખ મુકાવી
મોતિયો ઊતરાવા ભટકું છું ને?

### [૨]

ચાલીએ ને રસ્તા લંબાતા જાય
અને લાંબા થતા રસ્તા પર
અધમણ પવનની ગાંસડી મૂકી

કીડી સામે મળે તો
નિસરણીમાંથી પગથિયાં ગાયબ થાય
ચાલીએ ને મારગ ગાયબ થાય
ગાયબ થાય જેમ વાદળનો હાથી.
અરે, હમણાં જ હતા
મેં મારી સગ્ગી આંખે જોયા 'તા ને
પણ, સહિયર મોરી
જોઈને કોઈને બતાવતામાં તો
મેઘનું ધનુષ્ય પણ બાણ સાથે ઓગળી જતું
હોય છે, માટે મોહમુક્ત થઈ
ઊભા બિલ્ડિંગને બેસવા દે
તરતા બરફને પાણી થવા દે
કઠણ શબ્દને પાણી પોચો થવા દે
પવનને થવું હોય તો પહાડ થવા દે
ને કાર્ટૂનિસ્ટની આંખે કમળો થાય
તો પણ પીળા દૃશ્યમાં દેખાતી નદીનાં પાણી
શોષી લેવા મોં ન ઉઘાડ કારણ કે
પગમાં કાચની આંખ મુકાવી
મોતિયો ઊતરાવા હું ભમું છું
એ ઓછું છે?

[3]

આ શું છે?
આ પ ડ દો છે.
પડદો શેમાંથી બને છે?
પડદો શું કામમાં આવે છે?
પડદો છે તો બારી છે કે બારી છે તો પડદો છે?
પડદો પવનથી હલે ખરો?
આપમેળે હલે એને તમે પડદો કહેશો ખરા?
પડદા વિશે પીએચ. ડી. કરવું હોય તો

એક્સ્ટર્નલ રેફ્રીમાં તમે તમારા સિવાય
બીજા કોઈ એકનું નામ સૂચવી શકશો ખરા ?
પડદો શબ્દ બોલાય ત્યારે
નિગ્રોના પાદરી સાંભરે છે
કે ગુહસ્થ અવસ્થા ભોગવતા આરબો ?
મુગલાઈ બેગમો વિશે જાણવાથી
પડદાનું માહાત્મ્ય હ્રદ્‌ગત થાય
એવી થિસિસ સાથે સહમત થવામાં
મોરસ વગરની ચા સ્વીકૃત કરવા જેવો
સંતોષ મળે ખરો ?
પડદા પર દેખાડાયેલી
ન્યૂડ ફિલ્મમાં કામ કરતી નાયિકા
ફેશન પરેડમાં ભાગ લે તો
તમે ઓળખી શકો ખરા ?
આંખના પડદા બાબતે જાણતા
હે મહાનુભાવો !
પગને મૂકી આપવામાં આવેલી
કાચની આંખોના પડદા
પરમેશ્વર તુલ્ય
અર્થાત્
શંકાથી પર છે એમ તમે માનો
છો ખરા ?
હા કહો કે ના કહો
પણ
હું તો પગમાં કાચની બે આંખ
મુકાવી મોતિયો ઊતારાવા ભટકું જ છું.

[૪]

એટલે શું ? એટલે શું ?
અવસ્થા વચ્ચે કરેલી વ્યવસ્થા
વ્યવસ્થા સ્વીકારો તો આસ્થા
અને ન સ્વીકારો તો—

# વાન રામોં હિમેનેસ

——પ્રા. એમ. આર. પાલેજા——

**વીસમી** સદીના સ્પેનિશ સાહિત્યજગતમાં કવિતા નિઃશંકપણે સૌથી વધુ અગત્યની સાહિત્યિક પ્રવૃત્તિ બની રહી છે. સદીના પ્રારંભે સ્પેનની નવી ઊર્મિપ્રધાન કવિતાના અગ્રણીઓ, મચાદો અને હિમેનેસમાં આપણને બે પ્રથમ પંક્તિના કવિઓ સાંપડે છે. પછીની પેઢીના કવિઓ તેમની કવિતાથી સારી રીતે પ્રભાવિત થયેલા છે

વીસમી સદીના સ્પેનિશ સાહિત્યસર્જકોમાં વાન રામોં હિમેનેસ અગત્યનું સ્થાન ધરાવે છે. એક શ્રેષ્ઠ ગીતકાર તરીકે એમના નામની સુવાસ સારાય વિશ્વમાં ફેલાઈ છે. તેમનો જન્મ ઈ. સ. ૧૮૮૧ માં ડિસેમ્બરની ૨૩ મી તારીખે એટલાન્ટિકના પેલોસ બંદર નજીક એન્ડેલુસિયામાં મોઘેર નામના એક નાનકડા શહેરમાં થયો હતો. બાળપણ મુક્ત રીતે, સુખમાં વ્યતીત કર્યા પછી યુવાવસ્થાના પ્રારંભે પિતાની ઇચ્છાને સંતોષવા કાયદાનું શિક્ષણ લેવા અને પોતાની ખુશી ખાતર ચિત્રકામ શીખવા સેવિલે ગયા. પણ તેમને તિલાંજલિ આપી તેમણે કવિતાને વ્યવસાય તરીકે અપનાવી.

આધુનિક સ્પેનિશ કવિઓમાં હિમેનેસ અગ્રસ્થાને છે. ૧૯૫૬માં તેમને સાહિત્ય માટે નોબેલ પુરસ્કાર પ્રાપ્ત થયો. બેકેરના રોમેન્ટિસિઝમ અને સ્પેનના આધુનિકતાવાદની અસરમાં તેમની કવિતા ઊછરી છે. એમની કવિતામાં આપણે સર્વદેશીયતાની મુક્ત હવાનો આહ્લાદક સ્પર્શ અનુભવીએ છીએ. મચાદોએ સ્વતંત્રપણે સ્વીકારેલ માર્ગે સાચી કવિતાનું નિર્માણ કરવાનો એમનો કાવ્યાદર્શ રહ્યો છે. મચાદોની જેમ, હિમેનેસ જે સીધી વસ્તુના હાર્દ સુધી પહોંચી જાય એવી નરી કવિતાના સત્વને શોધે છે. આથી એમને 'નરી કવિતાના પુરસ્કર્તા'નું બિરુદ આપવામાં આવ્યું છે,

'પ્લેટરો એન્ડ આઈ' એ આપણા ઊર્મિતંત્રના તારોને ઝંકૃત

કરી દે તેવો એમનો એક ગદ્ય-કાવ્ય સંગ્રહ છે. તેમણે લખેલા અનેક કાવ્ય-સંગ્રહોમાં 'એલેરિઆસ પ્યેરાઝ', 'લા સોલેડાડ સોનોરા', 'પોએમાઝ-મેહિકાઝ-ય-ડોલિએટસ', 'સોનેટાઝ એસ્પીરીત્યુઆલ', 'ડાયેરિયો-દ-અન પોએટા રેસિયંનકેસુડો', 'ઇટરનિડેડસ'; 'પિદ્રા ય સીલો', 'પોએત્તિઆ', 'બેલ્લેઝા', 'પાસ્ટેરેલ્સ' વગેરે મહત્ત્વના છે.

કેટલીક વાર તેમની કવિતામાં દુર્બોધતા આવી જવાથી સમજવી સરળ નથી પણ આ તો આધુનિક કવિતાનું એક આગવું લક્ષણ છે. હિમેનેસને કોઇ વિશિષ્ટ કાવ્યોના રચયિતા કહેવા કરતાં કાવ્યની સંવેદનશીલતાના શિલ્પી કહેવા વધુ યોગ્ય ગણાશે.

## વાન રામોં હિકોનેસ

### (૧) ક્ષણ

હું ખોઉં છું તેને, ખોઉં છું તેને, ખોઉં છું તેને।
...તે જતી રહી!
ને તે ક્ષણ સાથે
મેં ખોઇ શાશ્વતતા।

### (૨) અમરત્વ

તું, મારા મુખના શબ્દ, પામીને પ્રાણ
અર્થની જે હું અર્પું તને,
બની ગયો મારો દેહ મારા આતમ સાથે.

### (૩)

તારકો, તારકો, મધુર તારકો,
શોકાકુલ, સુંદર તારકો,
તમે અશ્રુઓ મૃત મિત્રોનાં?
કેવી તો સ્થિરતાથી તમે તાકી રહો છો
આત્માના હે ઉજ્જવળ પુષ્પો।
નવગત વસંત સાથે
હવે પૃથ્વીને યાદ કરતા
મૃત મિત્રોનાં અશ્રુ તમે।

## (૪) રાત્રગીત

મહેકે છે ખુશ્બો ગુલાબની
અહીં લે તેને તારા પરમાનંદમાં !
પ્રસરે છે પ્રકાશ ચન્દ્રનો
અહીં લે તેને તારી સમૃદ્ધિમાં !
ગુંજે છે ગાન નિર્ઝરનું
અહીં લે તેને તારી સ્વતંત્રતામાં !

## (૫)

કાં રે, મૃત્યુ, મારે બીવું
તારાથી ? નથી શું તું મારી સાથે અહીં, પ્રવૃત્ત ?
નથી અડતો હું તને હું મારી આંખોથી, કે' છે ન તું મને
ન જાણે તું કશું, કે તું છે ખાલીખમ,
અજાણ્યુ, નિવૃત્તિપૂર્ણ ? નથી માણતું તું
મારી સાથે સર્વ કંઈ : સૌન્દર્ય, એકાંત
પ્રેમ, તારા પેલા તત્ત્વને ?
નથી સહેતું, મારા કાજે, શું તું
જીવનને, ઊભું રહી મારી કને, મૃત્યુ ?
હું નથી દોરી જતો તને શું અહીંતહીં,
તારો અંધજનનો ભોમિયો ? નથી બોલતું તું
નિસ્પંદ હોઠથી
જે હું ઇચ્છું તારી કને કહેવડાવવા ? નથી વહેતું તું
હે ગુલામ, કરુણાને જે થકી હું બાંધું તને ?
શું જોશે તું, શું કે'શે, ક્યાં જશે
મારા વિના ? હે મૃત્યુ, શું ન થવાનો હું
તારો કાળ, જેને તારે, હે મૃત્યુ,
રહ્યો ભયથી પેખવો, પરિતોષવો, પરિતોષવો ?

## સૂ[illegible]

## (The Film Scenario)

રમેશ શાહ

ફળિયામાં પંદર વીસ કબૂતર જમીન પર દાણા ચણે છે. પાંચ-સાત વર્ષનો છોકરો મમરા ખાતો ઘરમાંથી બહાર નીકળે છે. મમરા ખાતો એ કબૂતરના ટોળામાં 'શી ય...યશી....ય....ય...' કરતો આમતેમ દોડે છે. કબૂતરો ઊડી જાય છે. એના ખમીશના ખિસ્સામાંથી મમરા વેરાય છે. એક બે મમરા ભોંય પરથી લઈ મોંમાં મૂકે છે. એક પીંછું તેના હાથમાં આવે છે. પીંછાને ફૂંક મારી ઉરાડે છે. પીંછું જમીન પર ન પડે તેથી એ પીંછા પર ફૂંકો માર્યા કરે છે. દૂર બેઠેલી ખિસકોલી સીંગફળીને બે પગથી ફોલતી બેઠી છે. (ક્લોઝ અપ) કેમેરા ત્યાંથી ડાયનિંગ ટેબલ આસપાસ બેઠેલાં ચાર પાંચ માણસો તરફ ફરે છે-

'લો ને શિખંડ.'

'બસ, હવે જરા ય નહિ.'

અરે એમ તે કંઈ ચાલે? આપ મીના.'

'એ તો ના પાડે!'

'ના...ના....હોં...'

'તમે લો ને...રમા, તું તો કંઈ લેતી જ નથી.'

'હું તો ખાઉધરી હોઉં એમ તૂટી પડી છું.'

હવે, તમારી પ્લેટમાં તો કંઈ હાલ્યું જ નથી.'

રા પેટમાં જ ગઈ કાલનું કંઈ હાલ્યું નથી.'

હસાહસ, ચમચી પ્લેટના અવાજો, ઓડકાર.

'હાશ...'

'આજે તો ખૂબ ખવાઈ ગયું.'

'તમે નકામો આગ્રહ કર્યો. શિખંડ તો શીશા જેવો!' ઓડકાર, ખુરશી ખસેડવાના અવાજો.

એક ઝાડ નીચે ગામડાની સ્ત્રી હાંલ્લીમાં ખીચડી રાંધતી બેઠી છે. તેનાં ૪ અને ૬ વર્ષનાં બે છો[illegible] ે ખાવાનું માગે છે.

'મા, ખાવા દેને.'

'હું ની' ભાળે, આ મે' હાં કરું ?'

'માડી, બવ ભૂખ લાગી સે. દેને.'

'લે, આવો મર, નકર ધીખી નાખઉ....'

'મા...એં...એં...'

'મા...દેને...ખાવા દે...એં...એં...'

'લે, ભર તારું ડોઝું...! જરા વારમાં ભેંકડો તાણ્યો !' ખાખરાના પાનમાં ખીચડી કાઢે છે. ગરમ ગરમ ખીચડી ખાવા જતાં છોકરાં દાઝે છે. મા વળી બે ધબ્બા મારે છે. છોકરાં ઉતાવળથી ખાય છે. મા હાંલ્લીમાંથી વધ્યુંઘટ્યું ખાવા લાગે છે. નાના છોકરાના માથા પર હાથ ફેરવે છે.

લૉજમાં એક ટેબલ પાસે એક માણસ બેઠો છે. આખા ભાણાનો ઑર્ડર આપે છે. પાંચ મિનિટ પસાર...ઘડિયાળ જુએ...લૉજમાં અન્ય જમતા માણસો તરફ આ માણસ જોયા કરે. બીજી પાંચ મિનિટ પસાર...એક વેઈટરને રોકી પૂછે—

'કેટલી વાર છે ?'

'જી સા'બ, અભી આતા હૈ.'

'અભી કયા ! કિતની દેર હુઆ !'

'અબ દેર નહિ લગેગી.'

'જા, જરા જલદી લે આ.'

'જી સા'બ.'

પાંચ મિનિટ પસાર થાય. નજીકનો એક માણસ દાળના સબડકા બોલાવે. દૂર બેઠેલો જાડો માણસ પાપડને કચડ કચડ ચાવે. નજીકની બહેરી સ્ત્રી એના તરફ જોઈ ઓડકાર ખાય. પેલો ગુસ્સે થાય. ગલ્લા નજીક બેઠેલા માણસ સાથે મોટેથી વાત કરે—

'આ તે કંઈ લૉજ છે ? મેં એક કલાકથી ઑર્ડર આપ્યો છે.'

'અત્યારે ઘરાકીનો સમય છે, એટલે જરા મોડું થાય.'

'આ જરા મોડું કહેવાય ?'

'તમે બેસોને, તમારું ભાણું હમણાં જ આવશે.' બેલ લગાવે. વેઈટર આવે. કંઈક વાત કરે.

'જુઓ પેલો વેઈટર તમારું જ ભાણું લાવે છે.' પેલો બેસે છે.

ખાણા પર તરત તૂટી પડે છે. જતા વેઈટરને બીજી રોટલી લાવવા કહે છે. એ ખાતો ખાતો બોલે છે. વેઈટર ઝડપથી આવે છે. એ મોઢામાં રોટલીના ડૂચા સાથે ઑર્ડર આપે છે. વેઈટર આવે-જાય-એ ખાય, ઑર્ડર આપે વગેરે ઝડપથી યંત્રવત્ ચાલે છે.

બપોરે શેઢાનું ઘાસ ચરતા હૃષ્ટપુષ્ટ બે બળદો પર કૅમેરો મંડાય છે. એમના ઘાસ ચાવવાના અવાજો સંભળાય છે. નજીકના વૃક્ષની છાયામાં જુવાન ખેડુ તથા તેની સ્ત્રી ભાતું કરતાં બેઠાં છે. રોટલો, ગોળ, મરચું તથા ડુંગળી ખાઈ રહ્યાં છે. થોડી થોડી વારે છાશના ઘૂંટડા ભરે છે. શેરીના કોઈ ઘરના ઓટલા પર એક ભિખારણ સ્ત્રી તેના બાળકને ધવરાવે છે. એનાં આંગળાં બાળકના માથાના વાળમાં ફરે છે.

કૅમેરો સૂર્ય તરફ ડોકાય – સૂર્ય પ્રખર તપે છે. જળાશયો સુકાયેલાં છે. પંખાઓ ફરે છે...ધરતી વેરાન શી પથરાયેલી છે. એક ડેલીમાં બે ચાર ખેડૂતો વાતો કરતા બેઠા છે.

'આહાડ ગિયો ને આ શરાવણે અડધોક હીંડયો તોય મારો વા'લો મેવો ના આ'યો.'

'આ તો વરહ વરહને ખાતું આયું...ગયા વરહની જયમ આ વરહ એળે ગિયું તો ભારે થાહે.'

'આભલું ખાલીખમ છે. એક નાની હરખી વાદળી ની મળે.'

'પાપ કૈં ઓછું થાય સે.'

'બાપલા, ધણીનું ધાર્યું થવાનું. આપણું કૈં સાલવાનું સે ?'

'આપણે તો વાણિયાને ત્યાંથી બે પાંદડાં પામહું પણ ઘાસ વન્યા ઢોર તો મરવા હીંડયાં.'

'હવે તો મેઘાબાપા મે'ર કરે, તો જીવહું, બાકી તો ઢોર કેડયે આપણુ પણ ભરખાવાનાં.'

કૅમેરો આકાશ તરફ – ધરતી તરફ – કૂવાના તળિયા તરફ – એક ઘરના રસોડામાં પત્ની પતિને કહે છે

'ઘઉં ખલાસ થઈ ગયા છે.'

'હં...'

'મણ-બે મણ લાવી આપો.'

'પણ તેં એનો ભાવ સાંભળ્યો છે ? વીસ કિલોના સાત્તેર રૂ.'

'તે લાવ્યા વિના થોડું ચાલવાનું છે?'

'ઘઉં એકલા જ લાવવાના છે? બજારમાં શાક આવતું બંધ થઈ ગયું. એકલા બટાટા મળે છે, તેય ત્રણ રૂપિયે કિલો. તેલ વીસ રૂપિયે કિલો ને દૂધ પાંચ રૂપિયે લીટર.'

'મૂઆ વેપારીઓ ભાવ ચડાવ્યે જ રાખે છે.'

'વેપારીઓ ય શું કરે? બે વર્ષથી દુકાળ પડયો છે. આવતે વરસે વરસાદ આવે તો જ મોંઘવારી ઓછી થાય!'

'તો હવે શું થશે?'

'જે બધાનું થશે એ આપણું થશે. ગરીબો તો ભૂખે મરવા માંડયા....રોજ પેપરમાં કેટલા આંકડા આવે છે.'

એ જ શેરીમાં એક ભિખારણ ભીખ માગતી ઊભી છે, 'બા, કોઈ આલો. ભગવાન તમારું ભલું કરશે. તમને સુખી રાખે, મારી મા. તમારાં બાળબચ્ચાં સુખી રે' આલો બા. આ સોરું બે દનથી ભૂખ્યું સે. જરા વધીઘટી દાળ રેડો બા....'

'ચલ, આગળ જા...અહીં કશું જ નથી.'

'બા તમને સુખી રાખે, જરા દયા કરો બા એકી રોટલી આલો બા_'

'એક વાર કહ્યું ને કે જા અહીંથી. રાંડો કયાંથી નીકળી પડી છે?'

'બા, તમને સુખી રાખે. આ છોરા તરફ દયા કરો મારી મા.' બારણું બંધ થઈ જાય છે. ભિખારણ આગળ વધે છે.

બે ચાર કબૂતર ધૂળમાં ચાંચોથી ફંફોસતાં ચાલે છે. દૂર કોલસાના થેલા પર કબૂતરને જોતી બિલાડી બેઠી છે. બિલાડીને જોતું એક ખસુડિયલ કૂતરું જીભ કાઢીને ઊભું છે.

ગામના પાદરે ઝાડ નીચે એક સ્ત્રી તેનાં બન્ને છોકરાંને ઊંઘાડતી બેઠી છે.

'મા, ખાવાનું દે ને.'

'હૂઈ જાવ, કયું ને મીં એક વાર.'

'મા, બવ ભૂખ લાગી સે.'

'હમણાં તો ડોઝાં ભર્યાં ને લાગલાં ખાલી ને ખાલી!'

'મા, પાંદડાં ની ભાવે, રોટલો દે ને.'

'બે દા'ડા પસે પાંદડાં ય ની મળે. પછી ખાજો તમારી માને... મારાં પિટયાં...'

'મા...'–રડે છે.

'બવ ભૂખ લાગી છે.' નાનું રડે છે. મા બા બન્નેને મારે છે. છોકરા વધારે રડે છે. ડૂસકાં ભરે છે. ધીમે ધીમે ઊંઘે છે. માની આંખમાં આંસુ ચળકે છે.

આકાશમાં સૂર્ય આકરો તપે છે. સૂકા સરોવરમાં ઘૂમતો કેમેરો કિનારે ઊભેલા બે બગલાં તરફ આવે છે. એક માણસ હળવા પગે બગલાં તરફ આવે છે. અચાનક બગલા ઊડી જાય છે.

'મા ખાવાનું દે ને.' પેલું નાનું બાળક.

'બા, આ છોરા તરફ દયા કરો, તમને ભગવાન સુખી રાખે....' ભિખારણ.

'છપ્પનિયાને ચડે એવો આ દકાળ છે. ત્રણ ત્રણ વરહથી પાણીનું ટીપું નથી ભાળ્યું.' ખેડૂતોની ડેલી જણાય.

'લોજ બંધ છે'નું પાટિયું જણાય.

'ઢોર તો મરી હેંડયાં. થોડાં રિ'યાં એ કતલખાને. કતલખાના પાસે તદ્દન મડદાળ ત્રણ બળદો ઊભા છે.

'ધણીને પુસનાર સે કોઈ ?' ડેલી.

'મા, બવ ભુખ લાગી સે.' નાનું ગ્રામ બાળક.

'હું ઑફિસે જાઉં છું.'

'રસોઈ કંઈ જાદુથી થાય છે ?'

'પણ કૂકર તો હું લાવ્યો છું ને ?'

'તે હવે બેઠા બેઠા કૂકર ખાઓ. ઘઉં નહિ લાવો ત્યાં સુધી હું રસોઈ કરવાની નથી, ચોખા તો કોણ જાણે કયારેય ખાધા હતા...!'

'સાંજે હું આવીશ ત્યારે એક કીલો ઘઉં લેતો આવીશ, બસ !'

ભિખારણ, ગ્રામસ્ત્રી, ખેડૂતો, લોજ, ખેતરો, જળાશય, ઢોર, ભૂખ્યાં માનવી વગેરે તરફ કેમેરો ઘૂમ્યા કરે. કલોઝ અપ અને લોંગ શોટ દ્વારા દશ્યોમાં તીવ્રતા લવાય.

એક કબૂતર ધીમેથી ઊડતું ઊડતું આવી, પાણીના નળ પર બેસે છે. ચાર માણસો એક સામટા પથ્થરો મારે છે. કબૂતર નીચે પડે છે. 'મારા પથ્થરથી પડયું છે, લાવ એ મારું છે' એમ સૌ કૃશ અવાજે બોલે છે. કબૂતરની ખેંચાખેંચ ચાલે છે. કોઈના હાથમાં તૂટેલી પાંખ આવે છે. કોઈની મૂઠીમાં તૂટેલો પગ આવે છે. કોઈ ગળાને બટકું ભરે છે. એક છોકરો (મમરા ખાતો હતો તે જ) આ દૃશ્ય જુએ. એ પણ કબૂતર મેળવવા ખુલ્લા મોંએ ટાંપી રહ્યો છે. એક માણસના ધક્કાથી એ દૂર પડે છે. જે કંઈ મળ્યું તે લઈને ખાતાં ખાતાં ચારે જણ ચાલ્યા જાય છે.

પેલો છોકરો જોઈ રહે છે. નીચે પડેલું કબૂતરનું પીંછું ઉપાડે છે. હથેલીમાં મૂકે છે. ફૂંક મારી ઉરાડવા જાય છે, પણ અચાનક તે તેમ ન કરતાં પીંછાને પકડી લે છે. પીંછાને ઝડપથી મોઢામાં મૂકી ચાવવા માંડે છે.

'આકંઠ સાબરમતી'ના સૌજન્યથી

# બે કાવ્યો

—મંગળ રાઠોડ

## અંધ

કોઈક
પૂંછડી
કોઈક
પગ
કોઈક
સૂંઢ
હતું.
આખુંય
આ
હાથી–નગર
અંધ હતું !

## હાથી

સારું થયું કે
સમયસર
ડોકું
મળી ગયું, મને
ગણપતિ જીવી ગયા
નહિતર આવતા વર્ષે
આપનું શું થાત ?
હાથી દેવો ભવ.

# લોલક

**ઓ. હેન્રી**
**અનુ. વિજય શાસ્ત્રી**

'એકયાસીમી શેરીવાળાને બહાર ધકેલો' સૂરા પોશાકમાં સજ્જ ભરવાડે બૂમ પાડી કહ્યું.

શહેરી વસાહતમાં રહેતાં ઘેટાં બહાર નીકળી આવ્યાં અને બીજું ટોળું વાહનમાં ચડી ગયું. એક ડિંગડોંગ અને મેનહટ્ન એલિવેટેડની ઢોરો મારેની ગાડી ખખડતી ખખડતી દૂર સરકી ગઈ અને ટોળાંને છૂટાં કરી જ્હોન પર્કીન્સ સ્ટેશનનો દાદર ઊતરીને જુદો ચાલી નીકળ્યો.

જ્હોન થાકેલી ચાલે ઘર ભણી આગળ વધતો હતો. ધીરે ધીરે, કેમકે તેના દૈનંદિનીય જીવનના શબ્દકોશમાં 'કદાચ' જેવો કોઈ શબ્દ નહોતો. જેને પરણ્યાને બે પૂરાં વર્ષ જેટલો સમય વીતી ચૂક્યો હોય અને જે ફ્લેટમાં રહેતો આવ્યો હોય તેવા આ માણસને કાજે કોઈ આશ્ચર્યો રાહ જોતાં ઊભાં નહોતાં. ચાલતાં ચાલતાં જ્હોન પર્કીન્સ પોતાની જાત સાથે જ, ઉદાસ, હતાશ અને અસારવાદના કાકૂમાં, વીતી ચૂકેલા દિવસોના રેઢિયાળ, એકધારાપણા વિશે વાત કરી રહ્યો હતો જાણે.

બારણા પાસે જ કેટી ઠંડી મલાઈ અને બટરસ્કોચની ગંધ પ્રસરાવતા હોઠો વડે ચુંબન કરશે. તે પોતાનો કોટ ઉતારશે, પથ્થરજડિત લોબીમાં ખુરશી નાખી બેસશે અને સાંજનું છાપું વાંચશે જેમાં સાવ જડ લાગતા લિનોટાઈપમાં રશિયા અને જાપાનના સમાચારો હશે. ધાતુના વાસણમાં શેકેલું માંસ, તરાડ ન પડે યા તૂટેફૂટે નહિ તેની કાળજી રાખવાની ચેતવણીવાળા ચામડામાં સજ્જ શીશીમાંના દ્રવ્ય વડે સુગંધિત થયેલી કચુંબર, બાફેલી લીલોતરી, લેબલ ઉપર છાપેલા શુદ્ધતાના પ્રમાણપત્ર તરફ જોઈને શરમાતી હોય એવી શીશીમાંનો ફળોનો મુરબ્બો પોતાના સાંધ્ય ભોજન માટે તૈયાર હશે. ભોજન પછી, બરફ વેચનારે પોતાની પાસેના 'ફોર ઈન હેન્ડ'

તાકાના છેડેથી કાપીને વેચેલો કટપીસ ખરીદીને સુશોભિત કરેલી રજાઇ કેટી બતાવશે. લગભગ સાડાસાતના સુમારે, પોતાની બરાબર ઉપરનાં મજલે રહેતા જાડા–પહેલવાન–માણસનાં શારીરિક વ્યાયામોની શરૂઆત થવાને કારણે ભીંત પરથી ખરી પડતા પોપડાઓને ઝીલવા પોતે અને કેટી બંને થઈને પ્રત્યેક ફર્નિચર પર છાપાના કાગળ પાથરશે. બરાબર આઠ કલાકે મુખ્ય ખંડની સામે પડતા ફ્લેટમાં રહેતી મનોરંજન ટુકડીના હિક્કી અને મુન્ની નામના બે સભ્યો હળવા સનેપાતની અસર હેઠળ આવીને ખુરશીઓના ધમપછાડા શરૂ કરશે–એવી ભ્રમણા હેઠળ કે હેમરસ્ટીન (નામની વ્યક્તિ) અઠવાડિયે પાંચસો ડોલરનો કરાર કરવા તેમને દબાણ કરી રહી છે. પછી હવાબારીની સામે આવેલી બારીમાંથી, સામે રહેતા ગૃહસ્થ બંસરીના સૂરો વહાવશે. રાત્રિ દરમિયાન પ્રસવતો ગેસ લટાર મારવા નીકળી પડશે મુખ્ય સડકો પર. મૂગો વેઈટર પોતાની પીરસણગાડી દૂર સરકાવી દેશે, ચોકીકાર શ્રીમતી ઝાનોવિટસ્કીનાં પાંચ બાળકોને ફરી એક વાર પાલૂ (= એક સ્થળનું નામ) ખાતે છોડી આવશે, અવાજ કરતા પગરખાં અને સ્કી (= એક ટાપુનું નામ)થી આણેલા કૂતરાને લઈ દાદરો ઊતરી નીચે આવશે અને 'ગુરુવાર'નું નામ લખેલી કાપલી ઘંટડી અને ટપાલપેટી પર ચોંટાડશે–અને આમ ફ્રોગમેર ફ્લેટ્સ તેના રાબેતા મુજબના સાંખ્ય ક્રમમાં આવી જશે.

જહોન પર્કીન્સને ખાતરી હતી કે બધું આમ જ થશે અને એની પણ ખાતરી હતી કે સવાઆઠ વાગ્યે પોતે. પોતાના જ્ઞાનતંતુઓને હુકમ કરશે અને હેટ લેવા ઊભો થશે અને પોતાની પત્ની ઝઘડાના કાકૂમાં આ પ્રમાણે ભાષણ શરૂ કરશે–

'હવે, કંઈ તરફ ઊપડી સવારી, મારે જાણવું છે જહોન પર્કીન્સ ?'

'એમ થાય છે કે મેકકલોસ્કીને ત્યાં જરા ચક્કર મારી આવું'. પોતે જવાબ આપશે 'અને ભાઈબંધો સાથે એકાદ બે ગેઈમ રમી નાખું.'

હમણાં હમણાંની જહોન પર્કીન્સને આવી આદત પડી ગઈ હતી. દસ–અગિયાર વાગ્યે તે પાછો આવતો. કેટલીક વાર કેટી ઊંઘી ગઈ હોતી, કેટલીક વાર જાગતી હોતી અને ત્યારે વિવાહની સોનેરી ઢોળ ચડાવેલ લોખંડની કડીનો કેટલોક ભાગ તેના ક્રોધની ભેગો ઓગળી જતો. અને

આને માટે, જ્યારે કયામતનો દિન આવશે ત્યારે ન્યાયાસન સમક્ષ, પ્રેમના દેવતાએ, ફોગમોર ફ્લૅટમાં પોતે કરેલ બે જણના શિકાર બદલ જવાબ આપવો જ પડશે.

આજે રાત્રે જ્યારે તે પોતાના બારણે પહોંચ્યો ત્યારે જ્હૉન પર્કીન્સની સરેરાશ સૃષ્ટિ પ્રચંડ ધરતીકંપ અનુભવી હાલી ઊઠી. પોતાના સ્નેહાળ અને મીઠા ચુમ્બન વડે સ્વાગત કરવા કેટી ત્યાં હાજર નહોતી ! ત્રણે ઓરડાઓમાં ચીજો, અસામાન્યપણે વેરવિખેર પડી હતી. બધે કેટીની ચીજો અસ્તવ્યસ્ત થઈ પડી હતી. પગરખાં ઓરડાની વચ્ચોવચ્ચ પડયા હતા, વાંકા હાથાવાળાં સાણસી–ચીપિયાં, હેર બો, વસ્ત્રો, પાવડરનો ડબો, ખુરશીઓ અને ડ્રેસિંગ ટેબલ પર પડયાં હતાં. કેટી ક્યારેય આમ રાખતી નહોતી. બેસી જતા હૃદયે જ્હૉન દાંતિયામાં ભેરવાયેલા કેટીના બદામી રંગના વાંકડિયા વાળના ગુચ્છાને જોતો રહ્યો. કોક દહાડો સુંદર પ્રસાધનસ્થળ બનશે એવી આકાંક્ષાથી અભરાઈ પરના ભૂખરા વાઝમાં જ વાળ હોળવાની સાધન-સામગ્રી સાચવી સાચવીને ગોઠવતી કેટીની એ જ સામગ્રી આમ વેરણછેરણ પડેલી જોઈ જ્હૉનને થયું કે ચોક્કસ તે ઉતાવળમાં હોવી જોઈએ. કોઈ અસ્વસ્થ કરી મુકનારી ઘટના બની હોવી જોઈએ.

પણ ત્યાં જ, ગેસપાઈપની સાથે દોરી બાંધીને કાળજીપૂર્વક લટકાવેલી એક ચિઠ્ઠી પર જ્હૉનની નજર પડી. તેણે ઝટપટ ઉઘાડી અને વાંચ્યું–

**'વહાલા જ્હૉન,**

મા બહુ જ બીમાર હોવાનો તારસંદેશો હમણાં જ મને મળ્યો છે. હું ૪–૩૦ ની ટ્રેન પકડવા જાઉં છું. ત્યાં મારો ભાઈ સૅમ ડેપોટ પર લેવા આવશે. આઈસબૉક્સમાં ઠંડું માંસ છે. તેને ફરી કાકડા ફૂલ્યા ન હોય તો સારું. દૂધવાળાને પચાસ સેન્ટ ચૂકવી દેશો. ગઈ વસંત ઋતુમાં તેને બહુ ખરાબ રીતે કાકડા ફૂલવાથી હેરાન થવું પડયું હતું. ગેસના મીટર માટે કંપનીને લખી દેવાનું ભૂલીશ નહીં, તમારા સારાં મોજાં સૌથી ઉપરના ખાનામાં છે. હું કાલે બીજો પત્ર લખીશ,

ઉતાવળમાં,

કેટી.

દાંપત્યજીવનનાં બે વરસ દરમિયાન પોતે અને કેટી એક રાત માટે ય કદી અલગ રહ્યાં નહોતાં. જ્હોને, દિગ્મૂઢ અવસ્થામાં વાર'વાર એ ચિઠ્ઠી વાંચી. એકધારા જીવનપ્રવાહમાં પહેલી વાર વિક્ષેપ પડયો હતો પરિણામે તે બાવરો બની ગયો.

લાલ પોત ઉપર કાળાં ટપકાંથી શોભતું, ભોજન સમયે પહેરવાનું વસ્ત્ર, ખાલી ખુરશીની પીઠે લટકતું હતું. સપ્તાહાન્તે પર્યટને જવા માટેનાં વસ્ત્રો ઉતાવળથી ફેંકાયાં હોય તેમ આમતેમ પડયાં હતાં. કેટીની પ્રિય વાની બટરસ્કોચનું પેકેટ દોરી સુદ્ધાં છોડયા વિનાનું જેમનું તેમ પડયું હતું. રેલવે ટાઈમટેબલ કાપી લેવાયું હોવાને કારણે ચોખૂણિયા આકારમાં કપાયેલું છાપું આવનારનું મોં તાકતું ભોંયે પડયું હતું. ઓરડામાંની દરેક વસ્તુ, કોઈક સત્ત્વ, કોઈ અર્ક, આત્મા અને જીવનરસ ચાલ્યો ગયો હોવાની ચાડી ફૂંકતી હતી. હૃદયમાં ઉજ્જડતાની લાગણી અનુભવતો જ્હોન પર્કીન્સ બધી મૃત ચીજોના ઢગલા વચ્ચે ઊભો હતો.

ઓરડામાં બધું ઠીકઠાક કરવાની તેણે શરૂઆત કરી. કેટીનાં વસ્ત્રોને સ્પર્શ કરતાંની સાથે જ તેના સમગ્ર દેહમાં થઈને ભયની હોય તેવી ધ્રુજારી પસાર થઈ ગઈ. કેટી વગરના પોતાના અસ્તિત્વની તેને કલ્પના પણ નહોતી. ધીરે ધીરે કરતાં કેટી તેના જીવનમાં એવી રીતે વણાઈ ગઈ હતી જાણે શ્વાસમાં લેવાતી હવા. ખૂબ જ જરૂરી છતાં ખાસ ધ્યાન પણ ન જાય એવી. અને અત્યારે તે પૂર્વ ચેતવણી આપ્યા વગર જ ચાલી ગઈ હતી. અદૃશ્ય થઈ ગઈ હતી—એવી રીતે કે જાણે કદી તેનું અસ્તિત્વ જ નહોતું. અલબત્ત, જો કે કેટીની ગેરહાજરી માત્ર થોડા દિવસો પૂરતી જ હતી છતાં જ્હોનને એમ લાગી આવ્યું કે મૃત્યુનો હાથ પોતાના સલામત અને નિરુપદ્રવી ઘર તરફ આંગળી ચીંધી રહ્યો હતો.

આઈસબૉક્સમાંથી ઠંડું માંસ બહાર કાઢી, કૉફી બનાવી સ્ટ્રોબેરી મુરબ્બાની શીશી પરના શુદ્ધતાના બેશરમ પ્રમાણપત્ર સામે તાકતો, એકાકી ભોજન લેવા જ્હોન બેઠો. તેનું ઘર જાણે છત્રછાયા વગરનું બની ગયું હતું. કાકડાના રોગથી પીડાતી તેની સાસુએ પોતાના કુળદેવતાને જાણે દૂર હડસેલી દીધા હતા. એકલા એકલા ખાણું લઈને

જ્હોન બારી પાસે બેઠો.

સિગારેટ પીવાની સુદ્ધાં તેણે તકલીફ ન લીધી. બહાર શહેર પોતાનાં મૂર્ખ નૃત્યો અને આનંદોમાં સહભાગી થવા તેને મોટા સાદે નિમંત્રી રહ્યું હતું. આ રાત્રિ દરમિયાન તે પોતે સર્વેસર્વા હતો. અપરિણીત માનવીની મુક્તતાથી તે બેરોકટોક વરતી શકતો હતો. મોજમજા મનફાવે તેટલી કરી શકતો હતો. ગમે તેટલો દારૂ ઢીંચી, ગમે ત્યાં રખડી, સવારે પાછા ફર્યા બાદ પણ કોઈ કહેનાર નહોતું. કોઈ ગુસ્સે ભરાયેલી કેટી તેની રાહ જોનાર નહોતી તળિયે જામેલા આનંદના અવશેષવાળો દારૂનો પ્યાલો તે પી શકતો હતો. અરોરા બત્તી ઝાંખી ન કરે ત્યાં સુધી મેકક્રોસ્કીને ત્યાં તેના ધીંગામસ્તી કરતાં ગોઠિયા ભેગો મનફાવે એટલી ગેઈમ રમી શકતો હતો. ફ્રોગમોર ફ્લેટમાં હોય તે દરમિયાન તેના ઉપર લદાઈ જતી દિવ્ય અંકુશની બંધનાત્મક દોરીઓ જાણે એકાએક હળવી થઈ ગઈ હોવાનું તેણે અનુભવ્યું. કેટી ગઈ હતી. જ્હોન પર્કીન્સને પોતાની લાગણીઓનું પૃથક્કરણ કરવાની આદત નહોતી. પણ કેટી વગરના ઘરમાં બેઠેલા, ૧૦ બાય ૧૨ ના વરંડામાં બેઠેલા જ્હોનને પોતાની બેચેનીનું મુખ્ય કારણ જડી જ આવ્યું. અત્યારે તેને સમજાઈ રહ્યું હતું કે કેટી પોતાના સુખ માટે કેટલી જરૂરી હતી. ઘરગથ્થુ જીવનના એકધારા ક્રમમાં ઢંકાઈ રહેતી કેટી માટેની લાગણી અત્યારે તીવ્રપણે જાગૃત થઈ, સળકી ઊઠી હતી. મીઠા અવાજવાળું અને મધુર સત્યો કહેતું પંખી ઊડી જાય ત્યાર પછી જ આપણને તેની ગેરહાજરી સાલે છે એ વાત શું ભોજન વખતે, ઉપદેશ, કહેવત યા દંતકથામાં આપણે નથી સાંભળી?

'હું સાવ મૂર્ખ છું' જ્હોન પર્કીન્સ આખરે નિર્ણય પર આવ્યો. 'હું બહુ ખરાબ રીતે કેટી સાથે વર્તતો હતો. રોજ રાત્રે ઘેર, તેની સાથે રહેવાને બદલે ગેઈમ રમવા અને છોકરડાઓ ભેગો ધાંધલધમાલ કરવા ચાલ્યો જતો. એ બિચારી અહીં એકલી અકળાય ને ઉપરથી મારો રોફ! જ્હોન પર્કીન્સ, તારા જેટલો દુષ્ટ બીજો કોઈ ન હશે. હવે એ બચારી છોકરીને ક્યારેય રેઢી ન મૂકીશ. મારી સાથે જ ફરવા લઈ જઈશ. ચૂલામાં જાય મેકક્લોસ્કીની ગેઈમ.'

હા, બહાર નગર જ્હોન પર્કીન્સને પોતાની સાથે નૃત્યમાં જોડાવા

ચિલ્લાઈ ચિલ્લાઈને નિમંત્રી રહ્યું હતું. મૅકક્લોસ્કીને ત્યાં નાઈટ ગેઈમને શરૂ થવાને વાર હોવાથી છોકરડાઓ ખીસામાં દડાને રમાડી રહ્યા હતા. પ્રિમરોઝનાં પુષ્પોથી સુશોભિત રસ્તો કે બિલિયર્ડની લાકડીઓના અવાજ પણ નિરાધાર પર્કીન્સના પશ્ચાત્તાપસભર આત્માને લલચાવી શક્યા નહીં. જે વસ્તુ તેની પોતાની જ હતી, જે તરફ પોતે બેદરકારી બતાવી હતી અને અર્ધો તિરસ્કાર દાખવ્યો હતો તે તેની પાસેથી ચાલી ગઈ હતી અને હવે તે તેને પાછી પામવા ઇચ્છતો હતો. ભગવાનના પુત્રે જે આદમ નામના માનવને ફળના બગીચામાંથી તગેડી મૂક્યો હતો તેના વંશમાં અત્યારે પર્કીન્સને, તેનું પશ્ચાત્તાપ-છલકતું હૃદય જોઈ, મૂકી શકાય.

જ્હોન પર્કીન્સના જમણા હાથે એક ખુરશી હતી. તેના, પીઠ ટેકવવાના ભાગ પર કેટીનું ભૂરું જાકીટ પડ્યું હતું. તે જાકીટ પર હજી ય કેટીના દેહના વળાંકો અંકાયેલા અકબંધ દેખાતા હતા. કુટુમ્બના સુખ અને આનંદ ખાતર કામકાજ કર્યા કરતા કેટીના હાથોની ગતિનો આકાર બાંયના મધ્ય ભાગે પડેલી કરચલીઓમાંથી ઊપસતો હતો. આછી પણ બેહોશ બનાવતી બ્લ્યૂ બેલની સુગંધ તેમાંથી ફોરતી હતી. જ્હોને તેને ખેંચી લીધું અને તે સ્થિર જાકીટ તરફ ગદ્‌ગદિત બની જોયા કર્યું. કેટી ક્યારેય આવી ઠંડીગાર ન રહેતી. અશ્રુ–હા અશ્રુ–જ્હોન પર્કીન્સની આંખોમાં ઊભરાઈ આવ્યાં. હવે જ્યારે તે પાછી ફરશે ત્યારે હું સાવ બદલાઈ ગયેલો હોઈશ. અત્યાર સુધીના વરતાવનું સાટું વળી રહે એવી રીતે વર્તીશ હું. તેના વગરની તે કંઈ જિંદગી છે?

બારણું ઊઘડ્યું. કેટી નાનકડી હેન્ડબૅગ લઈ અંદર પ્રવેશી. જ્હોન, તેને આ રીતે અણધારી આવી ઊભેલી જોઈ બાઘાની માફક તાકી જ રહ્યો.

'મારા વહાલા! પાછી આવી ગઈ તે કેટલું સારું થયું?' કેટી બોલી, 'માની તબિયત ચિંતાકારક રીતે બગડી નહોતી. સૅમ ડેપો પર આવ્યો હતો, તેણે કહ્યું કે સહેજ અમથો દુઃખાવો જ હતો અને તાર મૂક્યા પછી તરત જ તે સારી થઈ ગઈ હતી. એટલે હું વળતી ટ્રેન પકડી પાછી આવી પહોંચી. મારે એક કપ કૉફી પીવી છે.'

–વ્યવસ્થિતપણે ફરી પાછાં ગતિમાન થઈ ગયેલાં, ફ્રાન્સમોર ફ્લેટના ત્રીજા મજલે આવેલા યંત્રનાં ચક્રોનો અવાજ, ધમધમાટ કોઈનાય કાને પડયો નહીં. પટા ચડાવી દેવાયો, સ્પ્રિંગ ગોઠવી દેવાઈ, ગીઅર એડજસ્ટ થઈ ગયાં અને ચક્રો જૂની આદત મુજબ ફરવા લાગ્યાં.

જ્હોન પર્કીન્સે ઘડિયાળ ભણી જોયું. માત્ર સવાઆઠ જ થયા હતા. તે હેટ લેવા ઊભો થયો અને બારણા તરફ જવા લાગ્યો.

'હં, ક્યાં ઊપડે છે સવારી આપની, જ્હોન પર્કીન્સ? હું જાણવા માગું છું...' કેટીએ ઝઘડાના કાકૂમાં પૂછ્યું.

'એમ થાય છે કે જરા મેકકલોસ્કીને ત્યાં ચક્કર મારી આવું' જ્હોને જવાબ વાળ્યો 'અને ભાઈબંધો ભેગો એકાદ બે ગેઈમ ટીચી આવું.'

[વુડ્રો વ્યાટ સંપાદિત "સિક્સટી નાઇન સ્ટોરીઝ" પુસ્તકમાંની 'ધ પેન્ડયુલમ' વાર્તાનો અનુવાદ]



## સાભાર સ્વીકાર

**ઉદ્‌ગાર** (ગદ્યપદ્યકંડિકાઓના આસ્વાદલેખોનો સંગ્રહ)

લેખક : **વિજય શાસ્ત્રી**. પ્રકાશક : સુવાસિત સાહિત્ય પ્રકાશન, ૧/૩૭૮૭, મોટી દેસાઈપોળ, સૂરત. કિંમત : બાર રૂપિયા.

આસ્વાદલેખોના આ પુસ્તકમાં આલ્બેર કામૂ, પૅટ્રીક વ્હાઈટ, હેન્રી ડેવિડ થૉરો, લિયો ટોલ્સ્ટોય, રિચાર્ડ બાક, બર્નાર્ડ શૉ જેવા વિદેશી, તેમ જ રવીન્દ્રનાથ ટાગોર, ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્, સુરેશ જોષી, કાલિદાસ, ઈત્યાદિ અત્રત્ય સર્જક/વિવેચકોની ગદ્યપદ્યકંડિકાઓના આસ્વાદો રજૂ થયા છે.

મૂર્ધન્ય વિવેચક શ્રી. જશવંત શેખડીવાળા લખે છે તેમ 'પ્રવાહી, રસળતી, શિષ્ટ છતાં ભારેખમતાથી મુક્ત, ભાવભરી શૈલી અને વિચારપ્રેરક છતાં શુષ્કતાથી મુક્ત એવી વસ્તુસામગ્રી સહૃદય વાચકને જકડી રાખે તેવી છે.' □

# શિ ખ ર નું એ કા ન્ત

## રતિલાલ 'અનિલ'

અગ્નિ વરસાવતો બપોરનો સૂર્ય શિખરનું એકાન્ત એકી નજરે જોયા કરે છે...શિખર એકલું છે, દૂર દૂર સુધી કશું જ નથી, કોઈ નથી, ભીંત અને છતવિહોણું વ્યાપક એકાન્ત એ ભોગવે છે, એને મળવા આવતો પવન પણ ક્યાંક ચાલ્યો ગયો છે, કદાચ ખીણમાં ધીરે ધીરે ફરતો હોય....

સૂર્ય એકલો છે, અને એ કદાચ આ શિખરની એકલતા અને એકાન્ત જોઈને પોતાની એકલતાને સહ્ય કરતો હશે.

ગરુડ ચાલ્યો ગયો ત્યારથી કોઈ આ શિખરનું દોસ્ત રહ્યું નથી. નીચે ઊડનારાં પક્ષીઓ જ રહી ગયાં છે અને શિખરની એકલતા અસહ્ય બની ગઈ છે.

અકળાઈ જાય છે, તો યે આ શિખર અકળાઈ ઊઠે એમ નથી. પર્વત પલાંઠી વાળીને માથું સ્થિર રાખીને બેઠો છે તે બસ બેઠો છે.

એને મળવા આવનારાં વાદળાં અત્યારે તો બહુ દૂર છે. શિખર ઊંચું ઊઠીને કદાચ એની જ રાહ જોયા કરે છે, પણ એનું એકાન્ત ભાંગવા આવતું એકે વાદળું દેખાતું નથી.

થાકીને શિખર પોતાના પર જ નજર નાખે છે, પોતાનો પોતા

પર જ પડેલો પડછાયો જોઈ રહે છે. ઘડીક એ અન્યમનસ્ક થઈ જાય છે, પણ બપોરના ભવ્ય વ્યાપક એકાન્તમાં શિખર શૂન્યમનસ્ક જ થઈ ગયું છે. ગેલા ચન્દ્ર જેવું આ બોડું શિખર મૂંગું અને એકલું છે. વીજળી એને પડકારે, તો એનો પડઘો પાડવા આતુર એવું એકાન્ત હમણાં તો મટે એવું લાગતું નથી.

વર્ષાઋતુ આવે, એના પર કોઈ વિહરતું વાદળું આવે અને બેસી જાય, એને હેતે ભીંજવે અને બસ હેતમાં ને હેતમાં જ ઓગળી જાય એ દિવસો તો બહુ દૂર છે. આકાશ હમણાં સૂર્યના ધાકમાં આવી ગયું છે, સાવ મૂગું થઈ ગયું છે–પોલી ભીંત જેવું!

શિખર થયા પછી બહુ સંયમ પાળવો પડે છે, અવિચળ રહેવા સાથે એકલા રહેવાની કઠોર નિયતિ પણ સ્વીકારી લેવી પડે છે. એની એકલતા કોઈને કહે અને ત્યાં કોઈ મંદિર બંધાય અને ધજા ફરકે તો એની એકલતા દૂર થાય! માણસથી શિખરની એકલતા જોઈ ન ગઈ. એનું દારુણ એકાન્ત સહી શકાયું નહીં, ત્યારે એણે ત્યાં મંદિર બાંધી અને ધજા ફરકાવી! પણ આ તો બોડા પર્વતનું ઊંચું શિખર! એના પર તો સૂકા ઘાસની ધજા પણ ફરકે નહીં, એ ફરકતા ઘાસનું કુતૂહલ પણ એને લભ્ય નહીં. 'કોઈ વૃક્ષ ઊગ્યું' હોય તો વૃક્ષનાં પીળાં પાંદડાં ખરીને પડે અને 'જઈએ છીએ' એટલું કહીને પણ એના એકાન્તમાં આછો રવ કરે. કોઈ તપસ્વી પણ આ બોડા પર્વતના શિખરે આવતો નથી. 'ખરેખરું તપ તારા લલાટે જ લખાયું છે' એમ કહીને એનાથી એ છેટો જ રહે છે. તપ કરનારને પણ જીવનની લીલાભૂમિ જ ગમે છે–ભલે એમાં બીજા માણસની ગેરહાજરી હોય!

તપ કરું ને કોઈ પક્ષી માથે માળો બાંધે તો મારું એકાન્ત દૂર થાય અને શરીર પર કોઈ સાપ ફરીને અંગને પસવારી જાય તો મઝા આવે. ખિસકોલીને મારા શરીર પરથી ચઢઊતર કરવી હોય તો ભલે કરે–એથી તપનો ભંગ નહીં થાય, કદાચ સાર્થક થતું હશે!

ઉનાળુ, સ્તબ્ધ બપોરે વૃક્ષોનો દૂર દૂરથી આવતો બોલ પણ સંભળાતો નથી, શિખરનું એકાન્ત ભેદાતું નથી.

ક્યારેક અંગ પરનો કોઈક પથ્થર તૂટી પડે છે ત્યારે જ જાણે કોઈકનો મૂંગો સથવારો હતો તે ગયો એવું લાગે. પણ એ ય ચાલ્યો

ગયો. પથ્થર જતાં જતાં બોલે છે એ સારું છે. પર્વત એક અક્ રમૌન હોય તેમ પથરો મૂંગો થઈને એનું અંગ બની રહે છે, પણ અંગ મટી જાય ત્યારે બોલે છે–બોલવા માટે જ કદાચ એ છૂટો પડી જતો હશે!

એ પોતાના જ રવથી, પોતાના જ વાણીપ્રહારથી કે ગુંજનથી પોતાના એકાન્તને ભાંગી નાખવાનું વરદાન માણસને જ મળ્યું છે– આ મૂંગા શિખરે તો મૂંગા રહીને એકલતા અને એકાન્ત ભોગવ્યાં કરવાનાં છે.

એકાન્ત શરીરને જડ કરી મૂકે ત્યારે શરીરને હચમચાવીને પણ આંદોલિત થઈને જડતાને દૂર કરી શકાય છે, પણ શિખરને તો અડોલ રહેવાનું છે, પોતાની સ્તબ્ધતાને વળગી રહેવાનું છે.

શિખર પોતાના એકાન્તને જોયા કરે છે–સમાધિ તો એને સાધ્ય જ નથી! અંધકાર આવીને એને ઓઝલ કરી દે ત્યારેય એને કોઈ સ્વપ્નું નહીં આવતું હોય! કદાચ અંધકારની ઓથમાં એ ડૂસકે ડૂસકે રડી પડતું હશે, લૂખું લૂખું! ઉનાળે તો એનાં સવારનાં આંસુ પણ સુકાઈ ગયાં છે. ધુમ્મસ અને અંધકારના ગોપનમાં એ પોતાની એકલતા છુપાવે છે, પણ આ નીરવ બપોર એની એકલતાને વિરાટ એકાંત વચ્ચે મૂકીને ખુલ્લી પાડે છે...

પોતાના પડછાયાને પોતાનાં બાળક ગણી એને પસવારવાનું મન શિખરને થતું હશે પણ શિખરને હાથ હોતા નથી, માત્ર માથું જ હોય છે! એને હાથ નથી, હેત કરવાનું સાધન નથી, એની પાસે આશીર્વાદ અને અભયવચન નથી. રેખા વગરના હાથ જેવા બોડા પર્વતના શિખરને રેખા નથી, પણ તરાડો છે, એવી તરાડો છે કે, જેમાંથી પાણી ઝરપતું નથી, ઝમતું નથી, અને શિખર સાથે કોઈ વાત કરતું નથી. શિખરનું એકાન્ત એની કોઈ બખોલમાં બેસી ગયું છે– તો યે બહાર ઉઘાડું પડી ગયું છે.

એણે આકાશની મૈત્રી સાધવા માટે ધરતીની ઉપેક્ષા કરી અને આ ઉનાળે તો એ આતતાયી સૂર્યના રાજ્યમાં એ પોતે જ એકલું અને ઉપેક્ષિત રહી ગયું છે. અત્યારે તો પવન પણ અહીંથી હિજરત કરી ગયો છે. આ શિખર કોલાહલથી ભાગી આવ્યું નથી, પણ કોલાહલ જ એનાથી ભાગી જઈને દૂરના નગરમાં ચાલ્યો ગયો છે.

ગરુડના માળા ન હોય તો શિખરનું એકાન્ત દૂર ન થાય, પણ બોડા પર્વતના શિખર પાસે કયું જીવન છે કે કાળું ગરુડ પણ એનો પાડોશ કરે ?

પેલા ચન્દ્રનું એકાન્ત...એના પરની ધૂળ ઉડાડવા યે પવન આવતો નથી....એની રજ રજને ઢાંકી દેવા ત્યાં લીલનાં પોપડાં યે બાઝતાં નથી...જડને પણ જીવંત કરી મૂકતા પવનની ત્યાં ગતિ જ નથી ! એ ચન્દ્ર કરતાં આ શિખર ભાગ્યશાળી છે–એટલું અને એવડું જડ એકાન્ત એને મળ્યું નથી, પણ સભાન એકાન્ત, ખુલ્લું સજાગ, વિસ્ફારિત આંખના સફેદ ડોળા જેવું એકાન્ત, ભય પમાડે છે–શિખર એ જોઈને સ્તબ્ધ થઈ ગયું છે. એ ઝોકું ખાઈ શકતું નથી, કે વર્ષાઋતુનાં સ્વપ્નોમાં ખોવાઈ શકતું નથી, એને બંધ કરવા માટેની આંખ જ મળી નથી, સ્વપ્ન જોવા માટેની ઊંઘ જ મળી નથી.

શિખર પાસે માથું છુપાવવાની જગ્યા જ નથી !

મનનું એકાન્ત અને એકાન્તને ભરી દેવાની મનની લીલા નથી, સ્મૃતિ નથી, શિશુવયમાં પાછા ફરી અલગારી લીલાની કવિતા મમળાવનારું ચિત્ત નથી, અને એ એની એકલતાથી, વિરાટ એકાન્તથી ફફડી ઊઠે તો યે ધક્ ધક્ થનારું હૃદય નથી...અને છતાં એકલતા વેઠવાની છે, બળબળતું એકાન્ત ભોગવવાનું છે.

રાતે આકાશમાં તારક મંડળીની હસું હસું વાતો સાંભળવા આ શિખર ઊંચું થયું–એ વાત તો એ સાંભળી શક્યું નહીં અને માણસના બોલાશથી યે દૂર થઈને દૂરતાનો માઈલસ્ટોન થઈ ગયું !

આ શિખર ન હોત તો આસપાસનું વિશાળ એકાન્ત હોત, પણ એ એકાન્ત વચ્ચે શિખર ઊભું અને દૂરતાનો માઇલસ્ટોન બની ગયું. એ છે તો દૂરતા છે–એ દૂરતાના માઇલસ્ટોનને આપણે 'શિખર' કહીએ છીએ ! એ એકાન્તની નજીક છે અને એનાથી દૂર દૂર સુધી એકાન્ત છે....એ નહોતું ત્યારે એકાન્ત જ નહોતું–નીરવતા હતી અને જેમ ભૂરી નીરવતા આકાશ કહેવાય છે તેમ એ ઉજળી નીરવતા પથ્થરિયું મેદાન કહેવાતું હતું. પણ શિખર આવ્યું અને નીરવતા એકાન્ત થઈ ગઈ. જે સ્વતંત્ર હતું તે આલંબન થઈ ગયું–અને એકલાનું આલંબન તે એકાન્ત ! એકલો જ્યાં હોય ત્યાં એકાંત રચે છે.

અરીસો દૂરના આકાશને નજીક આણે છે, પણ આ શિખરને, આકાશ કરતાં નીચા અને વધારે નજીકના શિખરને આયના દ્વારા પણ નજીક આણી શકાતું નથી. ખીણમાં એક મોટું જળાશય રચાય-તો શિખર નજીક આવે, પણ એ તો આડું પડેલું શિખર...અને આડું પડે તે શિખર રહે નહીં...આકાર હોવાનો દંડ અરીસો બરાબર કરે છે—આકાશને આકાર નથી એટલે અરીસો એને દંડ કરી શકતો નથી.

અસ્તિત્વ જ પોતે એક આકાર બનીને આસપાસ એકાન્ત રચે છે. સંદર્ભવિહોણું એકાન્ત એ એકાન્ત જ નથી, અસ્તિત્વ સંદર્ભ બને છે અને એ એકાન્ત બની જાય છે.

અસ્તિત્વ એકાન્તનો સંદર્ભ હશે? એકાન્તને સંદર્ભ પૂરો પાડવા માટે જ અસ્તિત્વ હશે?

આકાર બનવામાં કેટલું મોટું જોખમ છે। આકૃતિ બનવામાં આકૃતિ અપેક્ષિત પ્રાપ્તિના અભાવો જન્માવવાનું બની જાય છે. અભાવ પોતે અભાવ નથી, આકૃતિનો ભાવ એને અભાવ બનાવે છે અને અભાવ એ જ તો એકાન્ત છે. ભાવરહિતતા, પોતે કશું હોતી નથી પણ આકૃતિ તો કોઈને કોઈ ભાવની સૂચક હોય છે, એ જ રહિતતાને એકાન્ત બનાવી મૂકે છે!

મને થાય છે—એ બોડા પર્વતનાં શિખર પર છીણી અને હથોડો લઈને પહોંચી જાઉં, ત્યાં થોડાક ખાડા કોતરું, પૃથ્વી પરથી થોડાક દેડકા લઈ જઈને વરસાદના દિવસોમાં શિખર પરના ખાડાના પાણીમાં મૂકી આવું—શિખરને અટૂલાપણું નહીં લાગે, એને એકાન્ત નહીં લાગે—એ દેડકા સિવાય શિખરની એકલતા કોઈ દૂર કરી શકે એમ નથી, દેડકાનું ડ્રાઉં ડ્રાઉં જ એના એકાન્તને ખંડિત કરી મૂકશે, અને પૃથ્વીમાં આઠ આઠ માસ મૃત પડી રહેતા દેડકાને એકલતા કે એકાન્ત લાગતાં જ નથી। □

ત્રણ રાતાં કબૂતરો પ્રકાશમાં
ચીતરી રહ્યાં છે આપણી નિયતિ પ્રકાશમાં
આપણે જેમને ચાહ્યાં છે
એવા રંગો અને માનવહાવભાવ વડે.

—જ્યોર્જ સેફેરિસ

# તડકો ઊઘડયો છે

—મણિલાલ હ. પટેલ

ઘણા દિવસો પછી તડકો આજે ઘેર આવ્યો છે. એના આગમનનો આનંદોત્સવ સવારથી જ ઉજવાય છે. પારેવાં એમની પાંખોની હવાઈ ગયેલી ભુખરતાને સૂકવી રહ્યાં છે, વૃક્ષોનાં વાચાળ પાંદડાં તડકા સાથે ભુતકાળની ખટમીઠી વાતો કરતાં કરતાં હસી પડે છે, એને સાંભળે છે ને વળી ગંભીર થઈ જાય છે. ઘણી ઋતુઓ પછી મળેલાં પતિપત્નીની જેમ વૃક્ષો એકબીજાને સહસ્ર આંખે ચંચલ ચંચલ તાકે છે. કાબર એના કર્કશ અવાજથી તડકાની મુલાયમતાને ઉકેલી રહી છે. ચકલી તડકાની સળીઓ એકઠી કરવાનાં ઉદ્યમમાં લાગી છે. વર્ષા પછી કાળી પડી ગયેલી વૃક્ષડાળોની ચામડીને ખિસકોલી સૂંઘે છે ને અણગમો વ્યક્ત કરતી ફરે છે. કાગડાઓ સફરે નીકળ્યા છે. વાડવેલાનાં ખીલેલાં ફૂલોમાં પતંગિયાં પોતાના રંગો શોધે છે, કીડીઓની હાર પોઠ ભરીને ચાલી છે, એના દરની આસપાસ કર્કશ લોટ જેવી વેળુ–માટી રાફડા જેવી ચૂપકીદી ઓઢીને બેઠી છે.

તડકાની ચાદર પર શિશુઓ લખોટીઓ રમે છે. ખાબોચિયાનાં પાણી દર્પણોની જેમ ચમકી ઊઠે છે. ઘરનાં નળિયાં એકકાન બનીને શું સાંભળતાં હશે ? કોઈ આગંતુકનો પગરવ એમને ઉત્સુક કરી મૂકતો હશે ? !

કવિના નાસી છૂટેલા શબ્દો જેવાં પગલાં નદીની રેતીમાં સૂઈ રહ્યાં છે. ગઈ કાલે ધોધમાર વહી ગયેલા સમયજળના આંકા કિનારાને વળગી રહ્યા છે. ભીનાશને વિષાદની જેમ હટાવી રેતકણો સ્ફટિક જેવું ચમકે છે. એમનો આખોય સમૂહ શ્રમ પછીનો આરામ ભોગવે છે. દૂર વહી જતા ઝરણાનો શબ્દ એમને સાંભળવો નથી. તળિયાના હસતા કાંકરાઓ ઉપર મૃદુ પગલે વહેતું ઝરણું પોતાની વાત કિનારે કોતરતું જાય છે. કોઈ ધૂની માણસની જેમ એનું વહ્યે જવું પાસેનાં વૃક્ષોને વિસ્મિત કરી દે છે. મૂળ લંબાવીને વૃક્ષો એનો પરિચય કરવા

મથે છે. રેત પર ચાલવાનો અવાજ કણસતા સમયના ડૂસકા જેવો લાગે છે. સંબંધો રેતી જેવા હોય છે, થોડી વાર એ આપણને તીવ્રતાથી વળગે છે ને પછી ખબર નહીં કંઈ વેળાએ વછૂટી જાય છે! રેતીમાં આવા અસંખ્ય સંબંધ–સમયની પગછાપ હોય છે. પવને પોતાની કુંવારી હથેળી વડે રેતી પર લાગણી ચીતરી છે. રેતીમાં પડેલી પગછાપ પણ કોઈની રાહ જુએ છે, પણ ક્યાં સુધી? દરેક વસ્તુને એક છેડો હોય છે એ વાત કેવી તો વિઘાતક છે! પવન પોતે જ કશુંક ભૂંસી નાખે છે, ને વળી આપોઆપ બીજું કશુંક ચિતરાઈ જાય છે ને એટલે જ પવન ગાંડોતૂર બની આ બધાથી છૂટવા મથે છે—પણ કદી ય ન રુકવાનો એને શાપ છે!

પવનની જેમ આપણે પણ પળે પળે ઘૂસરાઈએ છીએ, છૂટવા મથીએ છીએ, પણ આપણી પગલિપિને ભૂંસવા જતાં વળી બીજી પગછાપ ઉપસે છે—માણસ કેટલો નિઃસહાય હોય છે અને એટલે જ ક્યારેક ઊઘડેલો તડકો જોઈને ખોવાયેલું શિશુ પાછું મળ્યાનો આનંદ થાય છે. આવા અલ્પ આનંદો પામતાં જેને નથી આવડતું એનું જીવન દરિદ્ર છે. ખરેખર તો જેની આંખ કંજૂસ, જેનું મન કંજૂસ છે એ માણસ દુનિયાનો સૌથી મોટો કંજૂસ છે.

નદી વચ્ચે નૌકાના છૂટેલા શઢનો ફફડાટ સંભળાય છે. ઘણી વાર મનમાં શબ્દોનો આવો ફફડાટ જાગી ઊઠતો હોય છે, ત્યારે શબ્દોને પકડી રાખવાનું અને યોગ્ય દિશામાં વાળવાનું દોહ્યલું બને છે. પણ સાચો કવિ તો શબ્દોને નવી સ્વતંત્રતા આપીને પોતે એક નવું સ્વાતંત્ર્ય રચે ને ભાવકના સ્વાતંત્ર્યના વિસ્તાર કરી આપે છે! શઢ પવનની શક્તિનો ઉપયોગ કરે છે એવી સાહજિક પ્રક્રિયા શબ્દપ્રયોજનમાં હોવી જરૂરી છે.

ઘણા દિવસો પછી પહાડોની સૂખરતા હસી ઊઠી છે. દૃષ્ટિ સામે ચગડોળ જેમ ઝૂલતું એક દૃશ્ય છે. આખો ય પહાડ ચંચળતાનો શબ્દ શોધી અભિવ્યક્ત થવા મથે છે. તડકાએ કેટકેટલાને વાચા આપી છે ને પોતે નિર્મળ ભાવે બધું જોયા કરે છે. પેલા ઝરણાના ગીતમાં તડકે પરોવેલા શબ્દોની હાર છે. પ્રકૃતિ ક્યારેય નિરવ નથી હોતી, એ પોતાનો શબ્દ શોધી બનાવી લે છે. પથ્થરની તિરાડોમાં ચમકતું જળ

એના હાસ્યને બત્રીસ લક્ષણું બતાવે છે! લીલ ઉગાડીને પથ્થરકાંકરા ગતજન્મની શાપવાણીને ઢાંકવા મથે છે. પથ્થરની નક્કર વેદનાને આરપાર વીંધી શકાતી નથી, ને એટલે જ ઝરણું કે નદી પથ્થરને અભિષેક કરે, રમાડે, દોડાવે, વડીલની જેમ કયારેક કાલી કાલી વાણીમાં હાલો-ગાઈને એને સૂવાડે. કોઈવાર ગંભીર નાદે વેદનાને ઓકી કાઢવા મથે, ને કોઈકવાર એને ગોદમાં ઊંડે ઊંડે ઢબૂરીને સૂઈ જાય. જળ કશું ઢાંકતું નથી, તો એક વાર મૈત્રી કર્યા પછી એ અવગુણોની ચાડી ખાતું નથી! આદિમ માણસે જળને દેવતા તરીકે પૂજયું છે એનાં ઘણાં રહસ્યો હશે એ સમજાય એવું છે.

કોઈકના નસીબ આડેથી પાંદડું ખસી ગયું છે. આ તડકો આજે હરિતવરણું ઊઘડ્યો છે. તડકો કશુંય છૂપાવી રાખતો નથી. પ્રકૃતિને એવું તેવું આવડતું જ નથી! પ્રકૃતિની હથેળી સદાય ખુલ્લી જ છે. એની હસ્તરેખાઓ આપણને એક રહસ્ય ફેંકેલી બતાવીને બીજા રહસ્ય-પ્રદેશમાં લાવીને છૂટા મૂકી દે છે! 'એક એકથી અદકાં મોતી'ની ખલ્લાજાળ ઘણી વાર ગમે છે. કારણ કે જીવનમાં લાગણીઓનો છેદ હમેશાં અપૂર્ણાંકમાં જ ઊડે છે, કુદરતમાં એ છેદ પૂર્ણાંકમાં હોય છે, ને પૂર્ણાંકનો આનંદ નાનોસૂનો નથી હોતો!

આવા જ દિવસની કોઈ બપોરે તડકાની બારી બંધ કરીને શિશુની જેમ ગોટમોટ સૂઈ જાઉં છું. ઘરમાં ઊડાઊડ કરતી ચકલીની પાંખોનો ફરકાટ સાંભળતાં સાંભળતાં ઊંઘવા મથું છું—બહાર તડકાનું રાજ્ય તપતું હશે એ વિચાર મારા ખંડિયા મનને ચેન પડવા દેતો નથી. અચાનક કોઈનો પરિચિત અવાજ સંભળાય છે, સફાળો ઊભો થઈને બારી ખોલી નાખું છું, ને જોઉં છું તો બારી ઉપર જ સ્થિર પડેલા મારા હાથ પર કુંવારી છોકરીના હાથ જેવો તડકો મરક મરક હસે છે. બારી બંધ કર્યાના પાપ બદલ રોઈ પડીશ એવું લાગે છે. પ્રાયશ્ચિત્ત માટે મારી પાસે જાણે કોઈ શબ્દ જ રહેતો નથી ત્યારે વિસ્ફારિત નેત્રો ઢાળી દઈને અનાથ બાળકના જેવો ઊભો રહી જાઉં છું! આ તડકામાં જ મારો કુંવારો શબ્દ ઊછરતો—ઊઘડતો નહીં હોય એની શી ખાતરી?! □

# સગાઈની વીંટી

—નૂટ હેમ્સન

એક પાર્ટીમાં એક યુવતીને મેં પ્રેમની ઉન્મત્ત અવસ્થામાં જોઈ. એની આંખોમાં બેવડી ખુમારી અને બેવડી ચમક આવી ગઈ હતી. તે પોતાનો હૃદયભાવ બીજાઓથી છુપાવવામાં નિષ્ફળ ગઈ હતી. એને કોના પ્રત્યે પ્રેમ થઈ ગયો હતો ? મિજબાનના જુવાન પુત્ર પ્રત્યે. એ બારીની પાસે ઊભો હતો. એણે ખૂબસુરત વર્દી પહેરી હતી અને એના અવાજમાં વાઘ જેવી ગર્જના હતી. એના પર જ એ યુવતીની નજર ઠરી હતી. પોતાની પોતાની ખુરસીમાં તે સાવ સ્થંભિત થઈને બેઠી હતી.

'વાહ ! કેવી સરસ મોસમ છે !' તે રાત્રે ઘર તરફ જતાં મેં યુવતીને કહ્યું હતું...હા, એ મારી ભાવિ પત્ની હતી. એના હાથની મેં માગણી કરી હતી

'શું આજ સાંજની પાર્ટીમાં તને મઝા પડી ?' અને એના ઉત્તરની રાહ જોયા વિના, એના હૃદયની ઇચ્છા અનુભવતાં મેં મારા હાથની આંગળીમાંની સગાઈની વીંટી ઉતારી કાઢી.

'તને ખબર છે, તેં મને આ અંગૂઠી આપી છે તે મારી આંગળીમાં સખ્ત ફસાઈ ગઈ છે ? તું જરા એને ખૂલતી ન કરાવી લે ?'

એણે હાથ મારી સામે લંબાવ્યો, 'લાવો, એ મને આપી દો ! હું બનતી તકે એને ખૂલતા ઘાટની કરાવી દઈશ.'

અને મેં એને અંગૂઠી આપી દીધી.

એક મહિના પછી હું એને ફરી મળ્યો. મેં એને અંગૂઠી વિશે પૂછવા ધાર્યું હતું પણ એક બીજા વિચારે મને રોક્યો. ઉતાવળ શી છે ? મેં વિચાર્યું. એને થોડો વધારે સમય આપું. એક મહિનો તો બહુ થોડો સમય છે.

'ઓહ ! હા...! મને યાદ આવ્યું. પેલી અંગૂઠી ' એ કહેવા લાગી, 'એ અંગૂઠી જ કમનસીબ છે. મને લાગે છે કે હું એને ક્યાંક મૂકીને ભૂલી ગઈ છું. એ ક્યાંક ખોવાઈ ગઈ છે.'

અને એ મારા ઉત્તરની પ્રતીક્ષા કરવા લાગી

'શું તું મારાથી નારાજ છો?' એણે દ્વિધામાં પૂછ્યું.

આહ! એ મારાથી જુદી પડી ત્યારે એ કેટલી પ્રસન્ન હતી! મેં એવો જ દેખાવ કર્યો હતો કે હું એનાથી નારાજ નથી.

આખું એક વર્ષ વહી ગયું. હું ફરી મારી જાણીતી જગ્યાએ હું આવ-જા કરવા લાગ્યો.

એક સાંજે હું મારી પરિચિત પગદંડી પર ફરતો હતો ત્યાં મેં એને સામેથી મારી તરફ આવતી જોઈ. એની આંખોમાં હવે ત્રેવડી ખુરાશ અને ત્રેવડી ચમક આવી ગઈ હતી. હા, એનો ચહેરો પડી ગયો હતો અને એના પર પીળાશ છવાયેલી હતી

એણે દૂરથી જ મને કહ્યું, 'આ રહી તમારી અંગૂઠી! સગાઈની અંગૂઠી! મારા વહાલા! મને ફરી મળી ગઈ. અને મેં એને ખૂલતા ઘાટની પણ કરાવી લીધી છે. હવે એ તમારી આંગળીમાં તંગ નહીં પડે.'

મેં પહેલાં તો નિરાશ અને પીળી સ્ત્રીને જોઈ, પછી અંગૂઠી પર નજર નાખી...

'અફસોસ!' મેં એની સામે ઝૂકીને કહ્યું, 'આ અંગૂઠી ખરેખર જ કમનસીબ છે, કેમકે એ હવે એટલા ખૂલતા ઘાટની થઈ ગઈ છે કે મારી આંગળી બંધબેસતી રહી શકતી નથી.' □

પવન વાય છતાં તાઝગી અર્પે નહીં
અને સાઈપ્રસનાં વૃક્ષોનો પડછાયો સાંકડો
ઢોળાવોની ફરતેનું સઘળું જાય ઉપર પર્વતો પર
તેઓ અમારા પર ભારેખમ બોજ
મિત્રો, જેઓ મૃત્યુની દિશાથી સાવ અજાણ.

—જ્યોર્જ સેફેરિસ

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૭૬

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૧૦ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૫. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ' ૩, આનંદનગર સોસાયટી સગરામપરા, સૂરત, ૩૯૫૦૦૨, સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ મોકલવી



તંત્રી–મુદ્રક–પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા સૂરત–૩૯૫૦૦૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૩૯૫૦૦૩

# કવિની વિદાય

□ ડૉ. સુરેશ હં. જોષી

એકાએક જ સાંભળ્યું કે પ્રિયકાંત ગયા.

પ્રિયકાન્તે એમની જ એક કવિતામાં કાળને ઉપાલંભ આપ્યો છે તે યાદ આવી ગયું. કાળની કલ્પના એમણે ખાઉધરા પશુ જેવી કરી છે. એને ભક્ષ્યમાં કશો ભેદ નથી. સતત ચર્વણા એ જ એની પ્રવૃત્તિ. આવું કાળપશુ એમને ભરખી ગયું.

શું કરીશું? શું કરીશું? કાલિદાસને યાદ કરીને કહું કે 'ન ખલુ, સ ઉપરતો યં જનઃ સ્મરતિ'? 'એઓ અક્ષરદેહે અમર છે.' એવી રેઢિયાળ ઉક્તિનો આશ્રય લઈને મૌલિક અભિવ્યક્તિ જ જેનો ધર્મ એવા કવિનું અપમાન ન કરી શકાય. હું પંડિત નથી એટલે અનુશોચ તો થવાનો જ. 'તત્ર કા પરિદેવના?' એવો પ્રશ્ન કોઈ કરે તો કહું કે કવિનું જવું એ જ તો સંસ્કારી પ્રજાને માટે મોટી ક્ષતિ લેખાવી જોઈએ.

પ્રિયકાન્તને અને કોઈ વ્યાધિને સંબંધ હોય એવું મેં જાણ્યું નથી. એમની પડછંદ કાયા, ઉત્સાહનો ઉદ્રેક અને એમનું ભાવુક હૃદય, એમની આંખો મુગ્ધતાથી અંજાયેલી હતી. પણ આ મુગ્ધતાની પાછળ કેળવાયેલી સૂક્ષ્મ રુચિ હતી. પેલી માયાવી માછલીનું કાવ્ય યાદ કરો. એક મુંબઈ કલકત્તા જેવું મહાનગર છે. ઉપલી મેડીએ ઝરૂખામાં પંખી માટે પાણીની માટલી ટાંગી છે, નીચે તાપમાં સસડતા પીગળતા ડામરના રસ્તા છે, કોલાહલ છે, કવિ આ જાદુઈ માછલીને જુએ છે. માટલી પવનમાં હાલે છે. એના જળમાં પડતા તડકાનાં પ્રતિબિમ્બો હાલે છે. એ ચટુલતા કવિને માછલી દેખાડે છે ને કવિથી અચરજભર્યો ઉદ્ગાર નીકળી જાય છે, 'અરે, આ તે કેવું? ક્યાં આ શહેર, ક્યાં આ મધ્યાહનનો તાપ–એમાં સેલારા મારતી માછલી? અહીં એક પીંછીના

લસરકાથી એક સુરેખ ચિત્ર અંકાઈ ગયું છે. આ વિસ્મયમાં બાલિશ મુગ્ધતા નથી, પણ ઉન્મેષે અપૂર્વનું નિર્માણ કરનારી દૃષ્ટિ છે.

એવી જ ચટુલતાનું ચારુ ચિત્ર 'ખિસકોલીઓ'માં અંકાઈ ગયું છે. શિશિરની રાતે ઠરી ગયેલી સૃષ્ટિ જાગી ન જાગી, હજી તો સૂર્યની હૂંફ સહેજ જ મળી ન મળી ત્યાં તો ખિસકોલી સેલતી ગેલતી આવી ચઢી. એની આ ચટુલતાથી સદાથી ચોરસ ભીંત પણ વર્તુળાકાર બની ગઈ. એની પૂછડીની પીંછી કવિની આંખમાં કેટલાંય વૃક્ષો ચીતરી ગઈ. શિશિરની વાત નીકળી એટલે 'અશબ્દ રાત્રિમાં' કાવ્ય પણ યાદ આવી જ જાય ને! બધું જ ઠરી ગયું છે, સાવ અશબ્દ થઈ ગયું છે. એવી ક્ષણે કવિહૃદયની પણ આ અશબ્દતાને વિક્ષુબ્ધ ન કરવાની ચિંતા કેટલી! મટકીમાંના શાન્ત પાણીને જગાડવું પડ્યું પણ એટલી નિઃશબ્દતાથી કે મટકીને સુદ્ધાં એની જાણ ન થઈ. એમાંથી વધેલું પાણી નીચે ઢોળ્યું તેણે પણ કશો કોલાહલ ન કર્યો, એ પણ શીતલ શાન્તિના સ્વર જગાડીને ક્ષણમાં જ જંપી ગયું.

આવી જ ઠંડીભરી રાતે પોતાના સ્પર્શ વિના ઠરી ગયેલી પથારીની કોરને પડખું બદલતાં સ્પર્શી જતાં કવિ એ સ્પર્શથી ચોંકી ઊઠે છે. બારી ભૂલથી ખુલ્લી રહી ગઈ છે. તે બંધ કરવા જતાં કવિ જુએ છે તો આભના થોડાક કટકા ઉપર ચન્દ્ર ઠુંઠવાતો ઊભો છે ને રાતવાસો આપવાની માંગણી કરી રહ્યો છે. પણ તન્દ્રાવસ્થામાં આ કશું સમજાયું નહીં ને બારી બંધ કરી દીધી, ચન્દ્ર તો બહાર થથરતો જ રહ્યો!

અષાઢના પ્રથમ દિવસે પ્રિયકાન્તને પ્રત્યક્ષ કરીને આ લખી રહ્યો છું. આજે તો અવકાશમાં મેઘની ઘટા નથી, ગર્જના નથી, વીજળીનો કષાઘાત નથી. પણ પ્રિયકાન્તે એમની આગવી રીતે નાની છ એક પંક્તિમાં 'મેઘદૂત'ને સારવી લીધું હોય એવું નાનકડું કાવ્ય લખ્યું હતું તે યાદ આવે છે. આ તો પ્રિયને કંઠાશ્લેષમાં જકડી લઈ શકનાર સુખીજનોને પણ 'અન્યથાવૃત્તિચેતઃ' બનાવી દેનારી ઋતુ છે. તો જેને પ્રિયજનનો વિરહ થયો હોય તેની તો શી દશા? કવિ કહે છે, 'નહિ

કવિ આ બધું અનુભવીને ઊંડી સહાનુભૂતિ અનુભવે છે. બાથરૂમના ફૂવારામાંથી લોહીની સેર છંટાતી હોય એવું એમને લાગે છે. કવિનું હૃદય હવે એરણ જેવું બની ગયું છે. એના પર ઘણ વેદના પર વેદના ઝીંકે છે, છતાં એને 'કંઈક ઘડવા'ની ઈચ્છા છે. કવિને છેલ્લે લાગ્યું છે કે આ દુનિયામાં આપણી પાંચ આંગળી બીજા કોઈકની પાંચ આંગળીમાં ગુંથાય અને એનો ગુણાકાર થાય તે જ એક સાચી પ્રાપ્તિ છે. એમાંથી જ 'પરિચયનું આકાશ' જોડાતું જાય છે. પણ આ સહેલું નથી. સ્નેહના મૃદંગની એક બાજુ વાગે અને બીજી બજે જ નહીં તો ? તો એક જાણીતું ગુંજતું આકાશ પણ ફાટી જાય. પ્રેમની ઝંખના તો તેવી જ તીવ્ર રહી છે, પણ હવે એને વેદનાનો પાસ બેઠેલો લાગે છે.

પ્રિયકાંત કાવ્યરસિક લોકોના ખરેખર પ્રિય હતા. ઘણાં કવિ સંમેલનોમાં મેં જોયું છે. વાતાવરણ બરાબર જામતું નહીં હોય ત્યારે પ્રિયકાંતને ઊભા કરવામાં આવે ને તરત બધા શ્રોતાઓ પણ સાથ આપવા લાગે પછી 'છેલછબિલે છાંટી મુજને' આવે એટલે વાતાવરણ ઓર જામે. વળી અલ્હડ પ્રેમનું પેલું ગીત આવે 'એ સોળ વરસની છોરી' ને શ્રોતાઓ ઝુમવા લાગે. મને યાદ છે: દ્વારકાના જ્ઞાનસત્રમાં તો બધી શુષ્ક વાતોનાં કથણાં ચાલ્યા કર્યાં, પણ મીઠાપુરની જનતા આગળ સાહિત્યકારોનો પરિચય કરવામાં આવ્યો ત્યારે ઉપસ્થિત શ્રોતાવર્ગે એકેઅવાજે પ્રિયકાંતનાં ગીતો સાંભળવાની માંગણી કરી. હવે લોકો કવિતાથી દૂર સરતા જાય છે, કવિ સંમેલનો ઝાંખાં થતાં જાય છે, કવિ સંમેલનોને બદલે મુશાયરાઓ વધતા જાય છે ત્યારે રસિક ગુણીજનને પ્રિયકાંતની ખોટ વરતાશે. નર્યા પ્રેમથી નીતરતા શબ્દોવાળો એ કવિ હવે ક્યાં છે ? એમના મિત્ર નલિને એક કાવ્યમાં કહ્યું છે તેમ 'લયબદ્ધ અપ્સરા એવું' કયું સાંભળી ગાન ગૈ કે ઉન્માદમાં' એના ગાનારને જ ઉપાડી ગઈ ? □

## તારી યાદમાં □ થાન્હ હાઈ

હું એક ક્ષણ આ કાંતણચરખો અટકાવી દઉં છું,
અને બારીની બહાર જોઉં છું :
બે પક્ષી, નારંગીના વૃક્ષની
કોમળ લીલી ડાળખી પર કલશોર કરતાં ઝૂમે છે :
કાળાં સફેદ પીંછાંવાળી મરઘી પોતાના પ્રિયને અડીને
ચાંચથી એનાં પીંછાં પસવારે છે, અને
એની પાંખ વિભિન્ન આકારમાં ફૂલી રહી છે :
ડાળો પર પુષ્પ તાઝગીથી ચમકે છે
પુષ્પોનો એક નેકલેસ એનું મસ્તક ચૂમે છે.
મને લાગે છે કે કોઈ નવવિવાહિત યુગલ
પ્રેમથી એ માદક પુષ્પોને નિહાળી રહ્યું છે.
એ જોઈને મારું મન સુદૂર યુદ્ધભૂમિ પર જાય છે.
મારા હાથમાંની ચીજ અજાણ્યે જ પડી જાય છે
એક ચીસ ઊઠે છે
અને આંસુ મારી આંખો તરફ દોડવા લાગે છે.
તને યાદ છે, મારા પ્રિય !
આપણે પ્રેમની કેટલી વાતો કરી હતી,
જ્યારે નારંગીનું વૃક્ષ ખીલીને હસતું હતું,
કેવી રીતે એ જ વૃક્ષો નીચે મેં એક સોનેરી નારંગી
તારા હાથમાં મૂકી હતી—
મારી વિદાય લઈ ફોજમાં ચાલ્યો ગયો તેને.
ત્રણ વસંતો આવી અને ચાલી ગઈ

નારંગીઓ રસથી ભરાઈને મીઠી બની ગઈ.
નારંગીનું આ વૃક્ષ હવે ફરી ખીલી ઊઠ્યું છે:
ગાયક પક્ષીઓ ચાલ્યાં ગયાં છે,
પુષ્પોની સાથે સાથે ફરી આવવા માટે,
તારા આગમનની ઈચ્છાથી ભરી ભરી
હું હમેશાં બારણાની દિશામાં જોયા કરું છું.
મા માથે કેશ સરખા કરવા કહે છે
મને તો એવો ખ્યાલ જ નથી આવતો.
એ કેશ જોઈને કોણ ખુશ થશે?
કોની નજરો એમાં ગૂંથાશે?
હું જૂના અરીસામાં મને જોઉં છું
હું તારો પહેલો પત્ર ફરી વાંચું છું—
ભૂરી શાહી આજે પણ ચમકે છે,
પણ કોઈ ચિત્ર ઉપસતું નથી,
તારા હાથની ચંચળ આંગળીઓનું,
તારા પ્રેમભર્યા સ્મિતનું.
આજે સવારે
એક ક્ષણ માટે મેં ચરખો ચલાવવો અટકાવી દીધો
મેં નારંગીના વૃક્ષની ડાળો તરફ જોયું
મેં ચકલીઓના સ્વરમાં સ્વર મેળવી ગાન સાંભળ્યું.
ઓ, મારા પ્રિય! હું તારી પ્રતીક્ષા કરું છું
જેવી રીતે નારંગીનું વૃક્ષ પુષ્પોથી છલોછલ થવા માટે
વસંતની પ્રતીક્ષા કરે છે. 

# કે ] રાધેશ્યામ શર્મા

સંતરાના ફળ વગર
કૃષ્ણકર્મ કરવાનું કહેનારની ગીતા (ખાલી)માં.
પણ આસક્તિનો અમળાટ છે
–કૃષ્ણકર્મનો, સંતરાના ફળનો !
સુનો સંજય–ધનંજય
મારે–તમારે આટલું કરવું છે
કરવાનું છે
કે
મારે
તમારે કશું કરવું કરવાનું નથી
મારે–તમારેનો ભેદ શો ?
મારે છે કરવું
આટલું કે
નથી કરવું મારે કશું
છે છે તો નથી નથી
મારે કશું આટલું
કે છે શું મારે ?
અથવા
ઊર્ફે મારે શું નથી ?
કે કરવું કશું મારે તેથી ?
મારે કશુંક કરવું છે ને નથી
કે
મારે આટલુંય કરવું કશું નથી છે
આદમબાપજીબાવાના ભોગ લાગ્યા કે

એક તરુનું સંતરું ખાધું ને કીધું કુંભાનું
સત્યાનાશ જજો મારું
કે
મારે કશું કરવાનું હોય એનો મને
મોડો...મોડો યે ખ્યાલ આવ્યો
ના બાબા
મારે કશું કરવાનું જ ના હોય
પ્રેમ–બેમ–વહેમ–રહેમ–ભેમ–કેમ–હેમ–જેમ–નેમ અને નાશ
ચિંતન–ચિંતા સમાયુક્ત–ચિંતાસે ચતુરાઈ ઘટે
ના બાબા ના બાબા
આપઘાત પણ નહિ હોં
કે કકે કે કે k के que...

## ગઝલ ☐ કિશન સોસા

હું સમયની છેક છેલ્લી ક્ષણુ સુધી આવી ગયો છું;
નિસ્સમયના રણુ સુધી આવી ગયો છું.
શબ્દનું અહીં ઊડતું દેખાય નહિ એકેય પંખી;
શૂન્યના આંગણુ સુધી આવી ગયો છું.
એ બિલોરી વર્ણની વિખરાયેલી કરચો ઉપર થ;
ધૂંધળાં દર્પણુ સુધી આવી ગયો છું.
પાણીનો અક્ષર છું, ભૂંસી નાખ હળવે હાથથી તું;
શું કરું ? પાંપણુ સુધી આવી ગયો છું.
સેંથીએ સિન્દુરિયો સૂરજ બની ઊગવું હતું, પણ
પણ હવે તો પણુ . સુધી આવી ગયો છું
ઢોલિયેથી આંગણેથી ડેલી ફળિયું ચોતરેથી;
પાળિયાના ઘણુ સુધી આવી ગયો છું.

# આઠ હાઇકુ

જ્યોર્જ સેફેરીસ □ વિજય શાસ્ત્રી

(૧)

તળાવમાં રેડો
માત્ર એક ટીપું શરાબનું
અને સૂર્ય આથમે.

(૨)

(મ્યુઝિયમ બાગમાં)
ખુરશીઓ ખાલી
પૂતળાંઓ પાછાં ગયાં
કો'ક બીજા મ્યુઝિયમમાં

(૩)

આ અવાજ
શું આપણા મૃત મિત્રનો ?
કે ગ્રામોફોનનો ?

(૪)

સુકાનને થયું છે શું
નાવ વમળોમાં જ જાય
અને ન એકે પંખી.

(૫)

આ સ્તંભને છે
એક છિદ્ર.
જોઈ શકો છો તમે
મૃતોની રાણી ?

(૬)

કેટલું કપરું કામ ?
દરેક...દરેક માનવના
સહસ્ર ટુકડા
ભેગાં કરવાનું ?

(૭)

(માંદી ઉગ્ર સ્ત્રી)
હવે તે નેત્રહીન
સર્પો-જે તેણે
એકદા હાથે ધર્યા
ભક્ષી રહ્યા તેના હસ્ત

(૮)

જેમ ..જેમ તમે લખતાં જાઓ
શાહી જાય ખૂટતી
દરિયો વાધી રહે.

# માર્ટિન હાઇડેગર

'દર્શનશાસ્ત્ર બુનિયાદી રૂપે સમયાતીત છે, જો કે તે તત્કાળ પોતાનો ધ્વનિ નહીં પામનારી ચીજોમાંનું એક છે. અગર એવા ધ્વનિનો આપણને આભાસ થાય છે, એટલે કે જ્યારે દર્શનશાસ્ત્ર ફેશનપ્રિય બનવા માડે છે, અથવા એની ખોટી વ્યાખ્યા અને ખોટો ઉપયોગ કરવામાં આવે છે ત્યારે એટલે તો દર્શનશાસ્ત્ર શારીરિક તથા ટેકનિકી રીતની કારીગીરીની રીતે શીખી શકાતું નથી, તથા એની ઉપયોગિતાને આર્થિક અથવા અન્ય ધંધાદારી જાણકારીની પેઠે તપાસી શકાતું નથી પરંતુ જે અનુપયોગી છે, એમાં પણ તાકાત હોઈ શકે છે–કદાચ એકલી સાચી તાકાત. રોજરોજની જિંદગીમાં જે ચીજનો તત્કાળ કોઈ અવાજ નથી, તે કોઈ દેશના ગહન ઐતિહાસિક વિકાસની સાથે અંતરંગ જોડાયેલી હોઈ શકે છે. જે સમયાતીત છે તેને એક દિવસ પોતાનો સમય મળશે. દર્શનશાસ્ત્રના વિકાસની પ્રત્યેક દશા તથા એની પ્રત્યેક શરૂઆતની અંદર એના પોતાના નિયમો છુપાયેલા હોય છે. દર્શનશાસ્ત્રમાં બુનિયાદી ચીજ એ છે કે એ એક એવો વિચાર છે, જે રસ્તો ભાંગે છે તથા જ્ઞાનનાં નવાં પરિપ્રેક્ષ્યો શોધે છે, અને જેમાં લોકો પોતાનાં ઐતિહાસિક તથા સંસ્કૃતિક પિછાન પામે છે. આ એવી જાણકારી છે, જે તમામ ખોજને ઉત્તેજિત કરે છે, એને અનિવાર્ય બનાવે છે. એટલે કે એ જાણકારી આપણાં તમામ મૂલ્યો માટે ખતરો બની જાય છે.'

ઉપલું અવતરણ વીસમી સદીના વિખ્યાત દાર્શનિક માર્ટિન હાઈડેગર (૧૮૮૯–૧૯૭૬) ના પુસ્તક 'તત્ત્વમીમાંસાનો એક પરિચય'માંથી ઉતાર્યું છે એ પરથી આપણને એની જાણ થાય છે કે, હાઈડેગરના

વિચારો કેટલા ઉત્તેજક અને તાજા રહ્યા છે. ગઈ ૨૬મી મેના દિવસે જર્મની (હાઈબર્ગ)માં ૮૬ વર્ષની વયે નિધન થયું. હાઈડેગરનું આખું જીવન ચિંતનને સમર્પિત થયું હતું અને એકવાર એક મુલાકાતીએ એમની જિંદગીનો સાચે જ પરિચય આપ્યો હતો કે એમની આદિમ રીતની જિંદગીમાં પુસ્તકો બહુ ઓછાં દેખાય છે. આ દુનિયા સાથેનો એમનો સંબંધ લખવા માટે રાખેલા સાદા કાગળની થોકડીથી જોડાય છે. કદાચ તેઓ એ કાગળો પર કંઇ ને કંઈ લખવાની શાંતિ ચાહતા હતા.

માર્ટિન હાઈડેગરે દર્શનશાસ્ત્રના ફેશનપ્રિય હોવાની વાત ઉપાડી અને એ ફેશનપ્રિય હોય એને તેઓ દર્શનશાસ્ત્રને માટે મોટો ખતરો માનતા હતા. થોડા સમયને માટે હાઈડેગરના દર્શનશાસ્ત્રને એક એવી વિચારધારા સાથે જોડવમાં આવતું હતું, જે વિચારધારા ધીરે ધીરે વિચારોની દુનિયાની એક જબરદસ્ત ફેશન બની ગઈ હતી, એ વિચારધારાને અસ્તિત્વવાદ નામે જાણીતી છે. ક્યાં સુધી તો હાઈડેગરને અસ્તિત્વવાદની છાત્રણીના જર્મન વ્યાખ્યાતા માનવામાં આવતા હતા, પણ પોતાની આદત અને સમજ પ્રમાણે હાઈડેગરે બહુ જલદી પોતાને અસ્તિત્વવાદના ઝંડાથી અલગ કરી દીધાં. તેઓ પોતાને અસ્તિત્વવાદી માનતા નહોતા, જો કે એમની ખોજ વૈયક્તિક અસ્તિત્વ તથા નૈતિકપસંદગીના પ્રશ્નો સાથે જ જોડાઈ નહોતી, બલકે તે મુખ્ય રૂપે સામાન્ય સત્તામુલક સમસ્યાઓથી પોતાના વિચારોમાં ઝૂઝી રહ્યા હતા. એ સાચું છે કે તમામ બીજા અસ્તિત્વવાદી દાર્શનિકોની પેઠે હાઈડેગર પર પણ ડેન્માર્કના વિખ્યાત ચિંતક સોરેન કીર્કેગાર્દનાં લખાણોની ઘણી અસર પડી. પણ ખુદ હાઈડેગરના લેખને અસ્તિત્વવાદના સૌથી પ્રસિદ્ધ ફ્રેન્ચ વ્યાખ્યાતા જ્યાં પોલ સાર્ત્ર પર મહત્વપૂર્ણ અસર પાડી.

બીજા વિશ્વયુદ્ધ પછી ઓકસફર્ડ વિશ્વવિદ્યાલય સમાજે હાઈડેગરને ઠેક ઉપાધિથી સન્માનિત કરતાં એમના વિશે કહ્યું હતું—'આ માણસ

બહુ ઓછા જાણીતા છે, પણ આ દુનિયાની રીતોને પ્રભાવિત કરવા માટે એમણે ઘણું કામ કર્યું છે.'

૧૮૮૯માં જન્મેલા હાઈડેગરે શરૂઆતમાં પાદરી થવાનો વિચાર કરેલો, ફ્રાઈબર્ગ વિશ્વવિદ્યાલયમાં ધર્મશાસ્ત્રના અધ્યયન માટે તેઓ દાખલ પણ થયા, પણ બહુ જલદી એમણે પાદરી બનવાની ઈચ્છા છોડી દીધી, અને તેઓ એક એવી દુનિયામાં આવી ગયા, જ્યાં અસ્તિત્વ અને સમયનો પ્રશ્ન એમના જીવનને ઘેરી રહ્યો. એટલે કે અસ્તિત્વ શબ્દનો કોઈ ઠીક.. ઠીક અર્થ શું આપણે કદી પણ પામી શકીએ છીએ ? અસ્તિત્વનો પ્રશ્ન તમામ ગંભીર વિચારો અને દર્શનશાસ્ત્રનો કેન્દ્રિય વિષય રહ્યો છે. દેખીતું છે કે અસ્તિત્વના પ્રશ્નની શોધમાં એમને 'માનવ' શબ્દની વ્યાખ્યા કરવાની જ હતી. તમામ પ્રાણીઓમાં માનવ જ એવું પ્રાણી છે, જે અતીતને સમજી શકે છે, ભવિષ્ય વિશે વિચારી શકે છે, અને વર્તમાનને સમજવાની કોશિશ કરી શકે છે. એ પોતાની નિયતિને પ્રભાવિત કરી શકે છે. માણસ હંમેશાં એવી દુનિયામાં રહે છે, જે ન તો એણે બનાવી છે, ન તો એણે પોતે પસંદ કરી છે. પરંતુ બીજી વ્યક્તિઓની હાજરી વ્યક્તિને પોતાના સંપૂર્ણ સામર્થ્યનો અંદાજ કાઢવા દેતી નથી. માણસ જ્યારે પોતાની સંપૂર્ણ તાકાત બીજા પર અજમાવે છે, ત્યારે એ પોતાના મૂળ કામથી અલગ પડતો જાય છે. એવામાં બહુ ઓછા લોકો જ પોતાની અંદરની શૂન્યતાનો સામનો કરતાં પોતાની નિયતિને પોતે એક સ્વરૂપ આપી શકે છે બીજાની દુનિયામાં ડૂબેલો માણસ એક સામાન્ય જિંદગી જ જીવી શકે છે.

'એ સાવ સાચું છે કે આપણે શૂન્ય વિશે એવી રીતે વાત કરી શકતા નથી, જેવી રીતે બહાર પડતા વરસાદ વિશે વાત કરીએ છીએ. સિદ્ધાંતતઃ વિજ્ઞાન શૂન્યતાને પ્રાપ્ત જ ન કરી શકે. વ્યક્તિ શૂન્ય વિશે જો ખરેખર વાત કરવા માંગતી હોય તો એણે જરૂરી રીતે અવૈજ્ઞાનિક

બનવું પડશે. પણ આ એક ઊણપ જ્યાં સુધી આપણે વૈજ્ઞાનિક ચિંતનને જ એક માત્ર પ્રામાણિક તથા પરિશુદ્ધ વિચાર માનીએ ત્યાં સુધી જ રહેશે. જાણે વૈજ્ઞાનિક વિચારના આધાર પર જ દાર્શનિક ચિંતન શક્ય ન હોય ! જ્યારે વાત સાવ ઊલટી છે. સમસ્ત વૈજ્ઞાનિક ચિંતન દાર્શનિક ચિંતનમાંથી જ જન્મે છે. દર્શનશાસ્ત્ર હમેશાં વિજ્ઞાનની પહેલાં આવે છે. માત્ર કવિતા એની બરાબરીની ચીજ કહી શકાય. વાસ્તવમાં શૂન્યની વાત વિજ્ઞાનને માટે હમેશાં એક દહેશતની વાત બની રહેશે.' હાઈડેગર કવિ અને દાર્શનિકના કાર્યમાં એક સામ્ય જોતા હતા અને એમણે વિખ્યાત જર્મન કવિ હોલ્ડેરલિન વિશે પોતાનો અભ્યાસ પણ પ્રગટ કર્યો હતો.

વિખ્યાત દાર્શનિક તથા ઘટના–ક્રિયા–વિજ્ઞાન (ફિનોમિનોલોજી)ના જનક હુસર્લ ૧૯૧૬માં ફ્રાઈબર્ગ વિશ્વવિદ્યાલયમાં આવ્યા હતા અને ૧૯૧૯માં હાઈડેગર એમના સહાયક બન્યા. તે પછી હુસર્લના પદ પર હાઈડેગર લાંબા સમય સુધી રહ્યા. હાઈડેગરના સુદીર્ઘ અને સંમાનિત જીવનમાં એકમાત્ર ડાઘ એમનું નાત્સીવાદ પ્રત્યેનું સહાનુભૂતિભર્યું વલણ પાડે છે. કદાચ એ સંબંધે (જો કે એ સંબંધ ક્યારેય બહુ સ્પષ્ટ નથી રહ્યો) નવલકથાકાર ગુંટર ગ્રાસને પોતાની એક નવલકથામાં હાઈડેગરની મુશ્કેલ પ્રકારની ભાષામાં મજાક કરવાની તક આપી.

(દિનમાન)

# નીતિમત્તા અને નવલકથા

□ ડી. એચ. લૉરેન્સ

□ પ્રમોદકુમાર પટેલ

**કળા** માત્રનું કાર્ય માનવી અને તેના પરિવૃત્ત વિશ્વ વચ્ચેનો જીવંત ક્ષણનો સંબંધ પ્રગટ કરી આપવાનું છે. માનવજાતિ જો હંમેશ માટે જૂના સંબંધભાવો (Relation Ships)નો ભાર વેંઢારીને મથામણ કરતી રહે છે, તો જીવંત ક્ષણોની જે પાછળ રહી જાય છે તે 'સમય'થી કળા હંમેશાં આગળ નીકળી જાય છે.

વાન ગોગ જ્યારે સૂર્યમુખીઓનાં ચિત્રો આલેખે છે, ત્યારે સમયની એક ચંચલ ક્ષણે એક માનવી તરીકે પોતાની અને એક સૂર્યમુખી લેખે સૂર્યમુખીની વચ્ચે રચાતો સાક્ષાત્ સંબંધ તે પ્રગટ કરી આપે છે; અથવા, એવો સાક્ષાત્ સંબંધ તે સિદ્ધ કરી રહે છે, તેની ચિત્રકૃતિ કંઈ સૂર્યમુખીના ફૂલને પોતાને યથાતથરૂપમાં પ્રસ્તુત કરતી નથી. સૂર્યમુખીનું ફૂલ પોતે ખરેખર શું છે, તે આપણે એમાંથી ક્યાંય જાણી શકીશું નહિ અને, વાન ગોગના કરતાં તો કેમેરા એવા સૂર્ય-મુખીના ફૂલને વધુ પૂર્ણતાથી તાદૃશ કરી શકે છે.

કેન્વાસ પર અંકિત દર્શન તો ત્રીજી જ વસ્તુ છે, સર્વથા અગ્રાહ્ય અને અકળ; સૂર્યમુખીના પોતાના તેમ વાન ગોગના પોતાના–બંનેયના સંબંધમાંથી ઉદ્ભવતું એ દર્શન છે. કેન્વાસ પર અંકિત થયેલું એ દર્શન છે. કેન્વાસ જોડે કોઈ રીતે પ્રમેય નથી, તેમ કેન્વાસ પરના રંગ જોડે ય તે પ્રમેય નથી. એક માનવજીવ લેખે વાન ગોગ જોડે ય તેને એકરૂપતા નથી, તો વનસ્પતિશાસ્ત્રમાં નિર્દિષ્ટ સૂર્યમુખી જોડે ય તેને સરખાવી શકાય નહિ. કેન્વાસ પર અંકિત એ દર્શનને તમે તોળી શકો નહિ, માપી શકો નહિ, વર્ણવી પણ શકો નહિ; ત્યાં

કેવળ સત્યના પ્રગટીકરણરૂપે, અત્યંત ચર્ચિત એવા ચોથા પરિમાણમાં, તે અસ્તિત્વમાં આવે છે, પરિમાણી અવકાશમાં એનું એવું કોઈ અસ્તિત્વ જ નથી.

કોઈ એક ચોક્કસ ક્ષણે એક માનવી અને એક સૂર્યમુખી વચ્ચે પૂર્ણતા પામેલો જે સંબંધ રચાવા પામ્યો છે, તેનું પ્રગટીકરણ એમાં છે. 'અરીસા-માં-માનવપ્રતિમા' કે 'અરીસા-માં-સૂર્યમુખી પ્રતિમા'-નો અહીં પ્રશ્ન જ નથી; કશાકની તે ઉપર છે કે નીચે છે કે સામે છે-એવો કોઈ પ્રશ્ન પણ અહીં નથી. ચોથા પરિમાણમાં સર્વ કંઈ વચ્ચે એનું સ્થાન છે.

માનવજાતિને માટે, માનવી અને તેના પરિવૃત્ત વિશ્વ વચ્ચે પૂર્ણતા સાધતો સંબંધ, એ જ તો જીવન છે. શાશ્વતી અને પૂર્ણતાનું ચોથું પરિમાણ એને પ્રાપ્ત થયુ હોય છે; અને છતાં ય તે અત્યંત ક્ષણાવલંબી હોય છે.

નવા સંબંધભાવના નિર્માણની પ્રક્રિયામાં માનવી અને સૂર્યમુખી બંને ય એ ક્ષણથી તો ઘણા દૂર નીકળી જાય છે. પરિવર્તનની ગૂઢ રહસ્યમય પ્રક્રિયામાં રોજ રોજ બધી યે વસ્તુઓ વચ્ચેનો સંબંધભાવ બદલાતો જ રહે છે. એટલે, બીજો એવો પૂર્ણ સંબંધભાવ જ્યાં પ્રગટ થાય કે સિદ્ધ થાય તેવી કળા તો નિત્ય નૂતન જ હશે.

એ સાથે જ કેવળ સંબંધભાવનાં બિનપરિમાણી અવકાશમાં જે કંઈ અસ્તિત્વમાં આવે છે તે મૃત્યુરહિત, જીવનરહિત અને શાશ્વત હોય છે. એટલે કે જીવન કે મૃત્યુથી એ વસ્તુ પર છે એવી અનુભૂતિ આપણને એમાં થાય છે. આપણે એમ કહીએ કે, એસિરિયાનો સિંહ કે ઈજિપ્તના બાજ પંખીનું શીષ હજી ય 'જીવે છે.' આપણે અહીં એમ સૂચવવા માગીએ છીએ કે, એવી વસ્તુ જેમ જીવનથી તેમ મૃત્યુથી પર છે, એની એ અનુભૂતિ કરાવે છે. અને આપણા અંતરમાં ય કંઈક એવી વસ્તુ છે જે જીવન અને મૃત્યુથી પર હોય છે. કેમ જે, એસિરિયાનાં સિંહ કે ઈજિપ્તના બાજપંખીના શીષને જોતાં જે અનુભૂતિ

આપણુને થાય છે તે આપણુને અતીવ મૂલ્યવાન લાગે છે. રાત્રિ અને દિવસ વચ્ચેના શુદ્ધ સંબંધભાવના તણખા સમો પેલો સાંધ્યતારક આવા કોઈ કારણે જ સમયના આરંભથી માનવીને મૂલ્યવાન લાગ્યો છે.

આ વિષે આપણે વિચાર કરતાં આપણુને જણાશે કે, આપણું 'જીવન' તે આપણે પોતે અને આપણી આસપાસના જીવંત વિશ્વ વચ્ચે કેવળ સંબંધભાવની સિદ્ધિ છે. મારી અને બીજી વ્યક્તિ વચ્ચે, મારી અને અન્ય લોકોની વચ્ચે, મારી અને રાષ્ટ્ર વચ્ચે, મારી અને માનવજાતિ વચ્ચે, મારી અને પ્રાણીજગત વચ્ચે, મારી અને વૃક્ષરાજિ વચ્ચે, મારી અને પુષ્પો વચ્ચે, ધરતી વચ્ચે, આકાશ વચ્ચે, સૂર્ય ચંદ્ર અને તારકો વચ્ચેનો કેવળ સંબંધભાવ—આકાશના તારકો સમા નાના-મોટા કેવળ સંબંધભાવોની જ અસીમતા—સિદ્ધ કરીને જ હું મારા આત્માને ઉગારી શકું છું. જે લાકડું હું વ્હેરું છું તેની અને મારી વચ્ચે, બળની જે રેખાઓને હું અનુસરું છું તેની અને મારી વચ્ચે, રોટી માટે જે લોટ હું મસળું છું તે અને મારી વચ્ચે, જે ગતિએ હું લખું છું તેની અને મારી વચ્ચે જે સુવર્ણકણ મારી પાસે છે તેની અને મારી વચ્ચે—જે સંબંધભાવ છે, આપણામાંના પ્રત્યેક માટે આવો જે સંબંધભાવ છે—તેમાં જ આપણી શાશ્વતી રહેલી છે : મારી અને મારી આસપાસના પરિવૃત્ત વિશ્વ વચ્ચે સૂક્ષ્મરૂપનો પૂર્ણતા પામેલો સંબંધભાવ : એને જો આપણે ઓળખતા હોઈએ તો, એ જ આપણું 'જીવન' અને એ જ આપણી શાશ્વતી છે

અને નીતિમત્તા એ મારી અને મારી આસપાસના પરિવૃત્ત વિશ્વ વચ્ચે રહેલી એક નાજૂક સતત કંપાયમાન અને સદાય ઝૂલ્યા કરતી તુલા છે, જે ખરેખરા સંબંધભાવની પૂર્વે અને તેની સાથોસાથ સંભવે છે

અને, અહીં જ તો નવલકથાની રમણીયતા અને તેની મોટી મૂલ્યવત્તા આપણને પ્રાપ્ત થાય છે. તત્ત્વજ્ઞાન, ધર્મ, વિજ્ઞાન—એ સર્વ વિષયો સ્થિર સમ-તુલા રચવાના પ્રયત્નમાં પદાર્થોને સતત રીતે જડી દેતા હોય છે ધર્મના ક્ષેત્રમાં એ રીતે એક ઈશ્વરને જડી દેવામાં

આવ્યો છે, જે 'તારે આમ કરવાનું છે' 'તારે તેમ કરવાનું નથી' એવા એવા આદેશો આપે છે અને દરેક પ્રસંગે એકની એક વાત કહ્યે જાય છે; તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં યે એના ખ્યાલો દૃઢ નિશ્ચિત કરી દેવાતા હોય છે; વિજ્ઞાન નિશ્ચિત નિયમો લઈને ચાલે છે; આમ આ બધાંય વિજ્ઞાનો સદાયને માટે આપણને એક યા બીજા વૃક્ષ પર જડી દેવા માગે છે.

પણ નવલકથા, ના. માનવીએ સૂક્ષ્મ એવો જે આંતર–સંબંધભાવ શોધી કાઢ્યો હોય છે, તેનું તે સર્વોત્કૃષ્ટ દૃષ્ટાંત છે. દરેક વસ્તુ તેના પોતાના સમય, સ્થળ અને સંજોગોની વચ્ચે સત્ય છે, તેની બહાર તે અસત્ય છે. નવલકથામાં તમે કશાકને પણ ખીલાઓથી જડી દેવા જશો તો, ક્યાં તો એ વસ્તુ નવલકથાને મારી નાંખશે, ક્યાં તો નવલકથા ઊભી થઈ જશે અને ખીલાઓ સાથે જ ચાલવા માંડશે.

તુલાની આ કંપતી રહેતી અસ્થિરતા એ જ તો નવલકથાની નીતિમત્તા છે. નવલકથાકાર જ્યારે પોતાના રુચિકર ખ્યાલોથી પ્રેરાઈને કોઈ પલ્લાને નીચે લઈ જવાને તેના પર પોતાના અંગુઠાથી ભાર આપે, તો એમાં અનીતિ જ રહેલી છે.

આજનો નવલકથાકાર પ્રણયભાવના, શુદ્ધ પ્રણયના, પલ્લામાં અથવા સ્વચ્છંદી 'સ્વતંત્રતા'ના પલ્લામાં અંગુઠાથી ભાર આપવાનું વલણ કેળવી બેઠો છે; અને, તેથી જ આધુનિક નવલકથા વધુ ને વધુ અનીતિમાન બનતી રહી છે.

નવલકથાના સર્જક પાસે કોઈ બળવાન વિચાર કે હેતુ હોય એ કારણે જ કંઈ નવલકથા અનીતિમાન બની જતી નથી. સર્જક પરાધીન બનીને તેનાં અજ્ઞાત રુચિકર વલણોને તાબે થાય, એમાં તેની અનીતિ રહેલી છે. પ્રણય, અલબત્ત, એક મહાન સંવેદના છે. પણ નવલકથાના આલેખનમાં પ્રણય એ જ એક સર્વોત્તમ ભાવ છે, માત્ર પ્રણયને ખાતર જ જીવન જીવવા જેવું છે, એવા એવા રુચિકર ખ્યાલો માટે જો તમને બળવાન આસક્તિ રહેતી હોય, તો તમારી નવલકથા અનીતિમાન જ બનશે.

કેમ કે, જીવનમાં કોઈ એક ભાવ જ સર્વશ્રેષ્ઠ નથી, તેમ જીવનની યોજનામાં તેનું એકનું જ કેન્દ્રીય સ્થાન પણ ન હોઈ શકે. માનવવ્યક્તિ અન્ય વ્યક્તિઓ, પ્રાણીજગત, કે પદાર્થજગત જોડે જે વિશુદ્ધ સંબંધભાવ કેળવે છે, એ જીવંત સંબંધભાવમાં બધાય પ્રકારના ભાવો પ્રવેશે છે: કોઈ પણ બે વ્યક્તિ વચ્ચે જો સંબંધ રચાય છે, તો તેની વચ્ચેની એ કંપતી અસ્થિર તુલાના અનુકૂલનમાં પ્રણય અને ધિક્કાર, ઉગ્ર રોષ અને કોમળતા, જેવી અસંખ્ય પરસ્પર વિરોધી લાગણીઓ ભાગ ભજવતી રહે છે. નવલકથાનો સર્જક જો આ પ્રસંગે માત્ર પ્રેમ, કોમળતા, મધુરતા, કે શાંતિના પલ્લામાં પોતાના અંગુઠાથી ભાર આપે, તો તેણે અનીતિ આચરી કહેવાય, શુદ્ધ સંબદ્ધતા, એની જો આપણને મહત્તા છે, તો પછી અહીં તો એની શકયતાને જ રુંધવામાં આવે છે. અને, આ જ રીતે જો ધિક્કાર, અમાનુષીતા, હિંસતા, અને વિનાશના પલ્લામાં અંગુઠાથી ભાર આપવામાં આવે, તો એ વસ્તુ પણ અનિવાર્યતયા ભયંકર પ્રત્યાઘાતો જન્માવે.

જિંદગીની રચના જ એવી છે કે, કંપતી તુલાના કેન્દ્રમાં બધાં દ્વન્દ્વો ઝૂલતાં રહે છે. પિતૃઓનાં પાપકર્મો તેમના વારસદારો પર છાયા પાડતાં હોય છે. હવે પિતૃઓની તુલાને પ્રણય, શાંતિ, અને સર્જન તરફ ઝુકાવવામાં આવે, તો ત્રીજી કે ચોથી પેઢીએ તુલા ફરીથી ધિક્કાર, ખૂનામરકી, અને વિનાશના પલ્લા તરફ ઝૂકશે. જે રીતે આપણે આગળ વધીએ એ રીતે આપણે સમ-તુલા જાળવવી રહે.

અને, બધાં ય કળારૂપોમાં, તુલાનો કંપ અને તેનું ડોલન, સૌથી વધુ તો નવલકથા માગે છે. 'મધુર સ્વાદ'ની નવલકથા ઘણી ફતક સંભવે છે, અને એ કારણે જ 'લોહી–અને–ઝંઝાવાત'ની નવલકથા કરતાં યે તે વધુ અનીતિમાન હોય છે.

બોલકી અને સંદિગ્ધપણે વક્રદર્શી એવી નવલકથા પણ જ્યારે એમ કહે કે, તમે જે કંઈ પ્રવૃત્તિ કરો છો તેનું કોઈ જ મૂલ્ય નથી, કેમ કે, કોઈ પણ રીતે જુઓ–બધી જ વસ્તુઓ સરખી છે, વેશ્યાપ્રવૃત્તિ પણ બીજી પ્રવૃત્તિઓ જેટલી જ જીવનસભર પ્રવૃત્તિ છે, ત્યારે તેને

માટે ય આ વાત એટલી જ લાગુ પડે છે.

અહીં એક મુદ્દો આખેઆખો ચૂકી જવાયો છે: કોઈ માણસ અમુક એક વસ્તુ કરે, એટલા કારણે જ તે કંઈ 'જીવનસભર' બની જતી નથી: આ વાત કળાકારે પૂરેપૂરી સમજી લેવી જોઈએ. બેંકનો કોઈ એક સામાન્ય કારકુન પોતે એક નવી સ્ટ્રૉ–હેટ ખરીદે, એ કંઈ 'જીવનસભર' પ્રવૃત્તિ નથી: એ તો માત્ર અસ્તિત્વની જ બાબત થઈ; બિલકુલ સાદીસીધી એવી એ બાબત છે, રોજબરોજના ખાણા લેવા જેવી જ એ વાત છે, પણ એમાં 'જીવન' પ્રગટતું નથી.

'જીવન' શબ્દથી આપણે એવું કંઈક સમજીએ છીએ, જે તેજમાં ઝળહળી ઊઠે છે, અને જેમાં ચોથા પરિમાણની ગુણસમૃદ્ધિ રહેલી છે. પણ, પેલા બેંકના કારકુનને પોતાની સ્ટ્રૉ–હેટથી ખરેખર જો કોઈ રોમાંચક સંવેદન થાય અને એની સાથે તે જો કોઈ જીવંત સંબંધ સ્થાપી શકે અને એ હેટ પહેરીને દુકાનની બહાર નીકળતાં તે પોતાને બદલાઈ ગયેલો અનુભવે અને પોતાની આસપાસ કોઈ અપૂર્વ તેજોવલયની ઝાંખી કરે તો અલબત્ત ત્યાં 'જીવન' છે.

વેશ્યાજીવનને માટે ય આ જ વાત છે. જો કોઈ વ્યક્તિ વેશ્યા જોડે જીવંત સંબંધ રચી શકે, ભલેને થોડીક ક્ષણો માટે, તો ત્યાં 'જીવન' છે. પણ જ્યાં એમ બનતું નથી, ત્યાં સંભવે છે કેવળ સોદાબાજી, કેવળ વ્યભિચાર. એમાં પછી ક્યાંય જીવનને સ્થાન નથી, છે માત્ર અભદ્રતા, અને જીવનનો દ્રોહ.

નવલકથા જો સાચો અને તાદૃશ સંબંધભાવ પ્રગટ કરતી હોય, તો એ નીતિપરાયણ કૃતિ છે, કયા પ્રકારનો સંબંધભાવ એમાં રહ્યો છે તે પછી જોવાનું રહેતું નથી. નવલકથા–કાર જો આવા સંબંધભાવનો આદર કરે, તો તેની કૃતિ એક મહાન સાહિત્યકૃતિ બની આવશે.

પણ, એવા ય ઘણા સંબંધભાવો છે, જે વાસ્તવિક નથી. 'Crime and Punishment)' માં પેલો માણસ જ્યારે માત્ર ૭

પેન્સને ખાતર વૃદ્ધાનું ખૂન કરે તો ત્યાં તે પૂરતું યથાર્થ લાગતું હોય પણ તે પૂરતું વાસ્તવિક તો નથી જ લાગતું. એ ખૂની અને વૃદ્ધા વચ્ચેની તુલાની ગરબડ જ થયેલી છે; એને યથાર્થતા તમે ભલે કહો, પણ એ 'જીવન' તો નથી જ, એના જીવંત અર્થમાં.

બીજી બાજુ, લોકભોગ્ય નવલકથાઓ કેવળ રૂઢ સંબંધભાવોને જ ફરી ફરીને રજૂ કરે છે, વાસી ભોજનને ગરમ કરીને પીરસ્યું હોય તેમ 'If winter Comes' એનું દૃષ્ટાંત છે. જૂના સંબંધભાવોની પુનરાવૃત્તિઓ પણ અનીતિ જ કહેવાય. અને, રાફેલ જેવો પ્રસિદ્ધ ચિત્રકાર પણ પૂર્વે જે જે સંબંધભાવોની અનુભૂતિ થઈ ચૂકી હોય, તે જ સંબંધભાવોને નવા રૂપાળા લેબાશમાં સંજાવીને મૂકે છે. આમવર્ગના પ્રાકૃત ભોગવિલાસો જેવો એમાંથી આનંદ મળે. અને એક પ્રકારની ભોગવૃત્તિ અને રમણવૃત્તિ જ એમાં રહેલી છે. સૈકાઓથી વિલાસની મૂર્તિમંત પૂર્ણ સ્ત્રીને જોઈને માણસો કહેતા હોય છે: 'એ તો રાફેલની મેડોના છે.' પણ સ્ત્રીઓ આવા વિધાનને અપમાનજનક ગણવા જેટલું હવે ભાન કેળવવા લાગી છે.

નવો સંબંધ, નવો સંબંધભાવ—એના બોધમાં ક્યાંક આઘાતકારી રહ્યું હોય છે: અને હંમેશાં એવું આઘાતકારી એમાં રહેશે જ, એટલે કે, 'જીવન' હંમેશાં આઘાતકારી હશે જ. અને કારણ એ કે, ખરેખર રસપ્રદ પ્રવૃત્તિ તો જૂના સંબંધભાવોની સામેની પ્રતિક્રિયામાં રહેલી હોય છે; પરમ ક્ષણોમાં, નીતિથી કંઈક ઉફરા જવામાંય, એક પ્રકારનો નશાલો આનંદ પામવામાં એ રહેલી છે.

કોઈ વ્યક્તિ કે વસ્તુ જોડે નવો સંબંધભાવ સ્થાપવાને આપણે પ્રયત્નશીલ બન્યા હોઈએ એવા હર એક પ્રસંગે ક્યાંક ને ક્યાંક એમાં આઘાત તો મળવાનો જ. એમાં મૂળથી જ એમ સૂચિત છે જ કે જૂના નાતાઓ સામેનો એ સંઘર્ષ છે, તેને દૂર કરવાનો તો એ પ્રયત્ન છે; એટલે, એવી પ્રવૃત્તિ કદીયે રુચિકર બને જ નહિ. અને આગળ જઈને જોઈએ તો, કમસે કમ, જીવંત પદાર્થો વચ્ચેય અનુકૂલનની પ્રક્રિયામાં

સંઘર્ષો રહ્યા જ છે, કેમ કે, દરેક પક્ષ અનિવાર્યતયા બીજામાં પોતાને 'શોધે છે,' અને એમના તરફથી અસ્વીકાર પામે છે. જ્યારે પક્ષમાં પણ દરેક જણ પોતાને માટે સ્વીકૃતિ શોધે છે, પુરુષ કેવળ પોતાને જ માટે સ્ત્રી કેવળ પોતાને જ માટે, ત્યારે છેક મૃત્યુ સુધીનો એ સંગ્રામ બની જાય છે. 'ભાવાવેગ' કહેવાતી વસ્તુ માટે આ સાચી વાત છે. બીજી બાજુ, એ પક્ષમાંની એક વ્યકિત જો સામેની વ્યકિતને શરણે થઈ જાય તો તેને સ્વાર્પણ કહે છે. અને એ પણ એક પ્રકારનું મૃત્યુ જ છે. એટલે જ તો, Constaut Nymbh તેની અઢાર મહિનાની દૃઢતાથી જ મોતને વરી.

દૃઢ રૂપ ધારી રહેવું એ પરીઓના સ્વભાવમાં જ હોતું નથી. તેઓ માત્ર તેમનાં 'પરી–પણા'માં જ અવિચળ રહી શકે. અને, સ્વાર્પણના સ્વીકારમાં મરદાનગી નથી. તેણે પોતાની મર્દાનગીને પ્રથમથી જ વળગી રહેવું જોઈતું હતું.

પણ આ સિવાય એક ત્રીજી વસ્તુ ય છે, જે સ્વાર્પણ નથી તેમ મૃત્યુ પર્યંતનો સંગ્રામ પણ નથી. એ છે એક વ્યકિતની અન્ય વ્યકિત જોડેની ખરેખરા સંબંધભાવની શોધ. એ માટે દરેક પુરુષ, દરેક સ્ત્રી, પોતપોતાની સચ્ચાઈભરી જિંદગી ગાળે, પોતાના પૌરુષેયને કે સ્ત્રીત્વને જાળવે, અને એ રીતે એમાંથી સંબંધભાવને પોતાને પ્રગટ થવા દે. આમાં સૌથી વધુ તો હિંમતની જરૂર છે. અને પછી શિસ્તની વ્યકિતની પોતાની અંદરથી જ તેમ સામેની બીજી વ્યકિતની અંદરથી પણ 'જીવન'નો જે હડસેલો આવે છે તેને સ્વીકારી લેવાની હિંમત જોઈએ. એ જ રીતે, વ્યકિત પોતે જે કંઈ સહાય કરી શકતી હોય તેની મર્યાદા તે ઓળંગી ન જાય તે માટે તેનામાં શિસ્ત જોઈએ. વ્યકિત પોતાને જ ઉલ્લંઘી જાય, ત્યારે એ હકીકતનો સ્વીકાર કરવો, તેને વિષે કરગરવું પણ નહિ, એ માટે જોઈએ છે હિંમત.

દેખીતી રીતે જ, સાચેસાચ નવી નવલકથા વાંચતાં થોડો ય આઘાત તો થવાનો જ. તેમાં હંમેશ પ્રતિકારનો ભાવ જાગવાનો જ. નવીન ચિત્રો અને નવીન સંગીત માટે ય આ જ વાત લાગુ પડે છે. એવી કૃતિઓ તમારામાં અમુક વિરોધભાવ જગાડે છે, અને પછી લાંબે

ગાળે, અમુક સ્વીકૃતિ આપવાની તમને ફરજ પાડે છે. આ હકીકતને અવલંબીને જ તમે તેની વાસ્તવિકતાનો ખ્યાલ કરી શકો.

માનવજાતિ માટે, મહાનમાં મહાન જો કોઈ સંબંધભાવ હોય, તો તે હંમેશ માટે પુરુષ અને સ્ત્રી વચ્ચેનો સંબંધભાવ છે. પુરુષનો પુરુષ જોડેનો, સ્ત્રીનો સ્ત્રી જોડેનો કે માતા પિતાનો સંતાનો જોડેનો સંબંધ તો હંમેશ ગૌણ જ રહેવાનો.

અને પુરુષ અને સ્ત્રી વચ્ચેનો એ સંબંધભાવ નિરંતર પરિવર્તિત થતો રહેશે, અને માનવજીવનમાં એક કેન્દ્રીય રહસ્ય તરીકે જ તેનું સ્થાન હશે. એક આકસ્મિક ઘટના તરીકે સંબંધોમાંથી આકારાતો પુરુષ પોતે નહિ, સ્ત્રી પોતે નહિ, બાળકો પોતે પણ નહિ, પણ સંબંધભાવ પોતે જ જીવનનું સદ્યોપલબ્ધ એવું કેન્દ્રીય રહસ્ય છે.

પુરુષ અને સ્ત્રીના સંબંધો, છે તેમના તેમ જળવાઈ રહે, અને એ માટે તમે તેના પર કોઈ નિશ્ચિત મુદ્રા આંકી દેવાનો વિચાર કરો, એ બરોબર નથી. તમે એમ કરી શકો જ નહિ. ઈન્દ્રધનુ કે ઝરમર વર્ષા પર મુદ્રા આંકવા જેટલું જ એ અશક્ય છે.

પ્રણયના બંધનની વાત એથી જો તમારી લાગણી દુભાતી હોય, તો બહેતર છે કે તમે તે છોડી જ દો. પુરુષો અને સ્ત્રીઓએ પરસ્પરને ચાહવાં જોઈએ એવો આદેશ આપવો એ બેહૂદી વાત છે. પુરુષો અને સ્ત્રીઓ તે નિરંતરપણે સૂક્ષ્મતર સ્તરે પરિવર્તનની પ્રક્રિયામાં પસાર થતાં એકબીજાના સંબંધે બંધાયેલાં જ રહેશે. કોઈ ધૂંસરી નીચે તેમને બંધનમાં મૂકવાની આવશ્યકતા જ નથી. નીતિમત્તા માત્ર એટલી જ કે, પુરુષ પોતાના પૌરુષેયને વળગી રહે, સ્ત્રી પોતાના સ્ત્રીત્વને અને, પછી એ બે વચ્ચે રચાતા સંબંધભાવને એના પૂરેપૂરા સ્વીકાર સાથે, આકાર લેવા દો દરેક પક્ષે એ સંબંધ પોતે 'જીવન' છે

આપણે જો નીતિમત્તાને અનુસરવા માગતા હોઈએ, તો તો કશીક પણ વસ્તુમાંથી, એક બીજામાંથી, કે કોક ત્રીજી જ વસ્તુમાંથી પણ, જે

સંબંધભાવ હંમેશનો આપણુ બંને ય માટે ભૂતાવળ બની રહે છે તેમાં, ખીલા ઠોકી બેસાડવાનું આપણે ન જ કરીએ. સ્વાર્પણ અર્થે આવતા દરેક ક્રુસારોહણમાં પાંચ ખીલાઓ તો જોઈએ જ, ચાર ટૂંકા અને એક લાંબો. અને, એમાંનો દરેક ઘૃણાસ્પદ: પણ તમે સંબંધભાવને પોતાને જ ખીલાઓથી જડી દેવા માગો; અને, 'આ જયુઓના રાજા છે' ને બદલે પ્રેમની કહાણી લખાવાનું સ્વીકારો; તો તો તમે હંમેશ ખીલાઓ જડતા જ રહેવાના. ઈશુએ એને Holy Ghost તરીકે ઓળખાવેલ છે, એના પૂચ્છ પર તમે સિંધવ ન મૂકી શકો તે બતાવવાને.

આપણા જીવંત સંબંધભાવના નિરંતર પરિવર્તિત થતા રહેતા ઇન્દ્રધનુને આપણે આપણી સમક્ષ પ્રગટ કરી શકીએ એ માટે નવલકથા એક પૂર્ણ માધ્યમ છે. નવલકથા આપણને જીવન જીવવામાં એવી સહાય કરી શકે–જેવી અન્ય કશી ય વસ્તુ ન કરી શકે, કોઇ ઉપદેશપ્રધાન શાસ્ત્ર પણ નહિ. શરત એટલી જ કે, નવલકથાનો સર્જક ત્રાજવાના કોઇ પણ પલ્લા પર પોતાના અંગુઠાથી ભાર ન આપે. □

**કાલિન્દી :** કાવ્યસંગ્રહ : કર્તા : જનક નાયક, પ્રકાશક : સાહિત્ય સંગમ, બાવાસીદી, ગોપીપુરા, સુરત–૧, મૂલ્ય : બાર રૂપિયા.

બે વર્ષની સુદીર્ઘ માંદગીના વિષાદભર્યા એકાંતમાં એક તરુણ હૃદયમાં અનાયાસ જ એક સ્વસ્થ સાદ મુખર થાય છે, અને સ્વગત શૈલીએ કશા યે અભિનિવેશ કે કાવ્યોના પરંપરિત પરિવેશ રહિત અછાંદસ રચાય છે, એના વિષય પોતીકાં અને અભિવ્યક્તિ પણ પોતીકી રહે છે. એ સહજ રચનાઓનો સ્વસ્થ સાદ અને તટસ્થભાવ અનુભવવા સરખા છે.

# એક પત્ર



## ગઝલ : ભાવવિશ્વ અને સંવિધાન
## સંજાનાથી શર્મા સુધી



રતિલાલ 'અનિલ'

ભાઈશ્રી અજિત

'ગઝલ : ભાવવિશ્વ અને સવિધાન' લેખ (કવિલોક) વિશે તમે કેટલાક પ્રશ્નો કર્યા તે નજીકના માણસને સરનામું પૂછાય એવો વ્યવહાર છે, મારી યોગ્યતા નથી.

'ગઝલવિવેચન સંજાનાથી શર્મા સુધી પહોંચી ગયું ?' હા ! પણ આર્ય-અનાર્યભેદ સમજવા જેવો છે. શ્રી સંજાના ઇરાન-ભારતની મૂળ બે આર્યભાષાનો સંબંધ પુરવાર કરવા તો સમર્થ હતા, પણ વિવેચનની ગુજરાતી આર્યરીતિ સાથે પોતાની વિવેચનરીતિનો કશો સંબંધ ન જોતાં પોતાના વિવેચનને એમણે 'અનાર્યનાં અડપલાં' નામ આપેલું !

શ્રી સુરેશ હ જોષીએ સૂરતમાં તાજેતરમાં આપેલા એક પ્રવચનમાં 'ગાંધીયુગના હિંસક ગુજરાતી વિવેચકો' નો સોલ્લાસ ઉલ્લેખ કરીને તે પછીના અહિંસક (ડરપોક કાયર નહીં !) સમન્વયવાદી-જીવદયાવાદી વિવેચકો જાતને, સંબંધોને જાળવીને કેવી ચતુરાઇથી વિવેચનલીલા કરે છે તે નાજુક હળવાશથી, વેધકપણે વર્ણવ્યું હતું.

આપણે આર્ય શિષ્ટાચાર તરફ વળીએ-

---

ન હો જબ દિલ હી સીને મેં,
તો ફિર દિલમેં જબાં ક્યોં હો ?

શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ રણજિતરામ સુવર્ણચન્દ્રક સ્વીકારતાં કરેલા પ્રવચનમાં એ સૌમ્ય મનિષીએ મુશાયરા–પ્રવૃત્તિ પર, ગઝલ અપ્રતિષ્ઠ થઈ રહે એવા ઉગ્રાતિઉગ્ર પ્રહાર કર્યા, તે પછી ગુજરાતભરમાં મુશાયરા અને ગઝલ વિશે વ્યાપક ચર્ચાઓ થઈ હતી. એવા હવામાનમાં અમદાવાદમાં જોશ મલિહાબાદીનું આગમન થયું અને એક પત્રકારે જોશને ગઝલ વિશે પ્રશ્ન પૂછ્યો ત્યારે જોશે કહી દીધું: 'ગઝલ તો ચાલણગાડી છે!' તેણે ગઝલચર્ચાને ઓર રંગ આપ્યો અને ગઝલના સ્વરૂપ અને માળખાની ઝીણવટભરી તપાસ સુધી પહોંચી.

બપોરે ચારેકના સુમારે શ્રી વિષ્ણુભાઈએ અમદાવાદના પ્રાર્થના-સમાજ હોલમાં પ્રવચન કર્યું તે જ દિવસે રાત્રે અમદાવાદના પ્રેમાભાઈ હોલમાં શ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે મુશાયરો હતો અને તેમાં ગુજરાતભરના જાણીતા ગઝલકારો અને અમદાવાદના જાણીતા કવિઓએ ભાગ લીધો હતો, પોતે નરી અસાહિત્યિક પ્રવૃત્તિમાં સંડોવાઈ ગયા એવું તો કોઈને લાગેલું નહીં.

કવિતા વ્યવહારના સમય બહારની ક્ષણોએ થતી વૈયક્તિક પ્રાપ્તિ છે, તેને સૂક્ષ્મતાએ પામવી એ પણ રસજ્ઞ ચિત્તની એકાંતિક પ્રવૃત્તિ છે–તે સામૂહિક આસ્વાદની મંચકક્ષાએ પહોંચતાં, બીજી સામૂહિક પ્રવૃત્તિની જેમ, એમાં પણ સ્થૂળ મર્યાદા આવી જ જાય છે. મોટા વરામાં દૂધી–ચણા–દાળ–શાક જ સૌને પહોંચે એમ પીરસી શકાય એવા સ્થૂળ વ્યવહારુ સફળતાના અંશો અજાણ્યે ય આવી જાય. પણ કોઈ સામૂહિક પ્રવૃત્તિની મર્યાદા સ્થૂળતા એ કોઈ કાવ્યપ્રકારની મર્યાદા ન હોઈ શકે, કોઈ કૃતિમાં દેખાતી એવી સ્થૂળ મર્યાદા તેના સર્જકની હોઈ શકે. અને માણસજાતનો ઇતિહાસ જુઓ–માણસે ઉત્તમોત્તમ સર્જ્યું છે, તો ઉત્તમોત્તમને અભડાવ્યું પણ છે! 'બામણી વંઠે તો તરકડાને જાય' કહેનારી લોકબોલી બાંગડ તો લાગે, પણ જૂઠી તો નથી, એમાં વિપર્યાસ પહોંચે છે ત્યારે ક્યાં પહોંચે છે એનો વેધક નિર્દેશ છે. આજે યોજાતા શાયરા વિશે પણ કેટલીક ટીકા તો કરી જ શકાય એમ છે, સાહિત્ય પરિષદના પાર્લા, મુંબઈમાં ભરાયેલા અધિવેશનના

કવિસંમેલનની સમીક્ષા તો કેવળ ટીકા જ નીવડે! ગાંધીજીના તપ જેવા ઉપવાસને 'લાવ, વધારે, બને એટલું વધારે આપ, કોઈ પણ હિસાબે આપ'ના હઠાગ્રહીએ લાંઘણ સુધી પહોંચાડી દીધા! નરી સાહિત્યિક ચર્ચામાં પણ, સાહિત્યપ્રવૃત્તિમાં પણ, માણસ જ સંડોવાયો હોવાથી, માનવીની લીલાને વિચારમાંથી બાદ કરી શકાય નહીં. વિવેચનની ન્યાયી પ્રવૃત્તિમાં પણ માણસ લીલા કરે છે! કોઈ મુદ્દાને ઉભારી આપે છે. કોઈ મુદ્દાની ઉપેક્ષા કે માત્ર આડકતરો નિર્દેશ જ કરે છે. ભયથી ભીડાયેલા હોઠે કશુંક કહે છે અને પ્રશંસાની આવકના ખ્યાલે મોટા ઘાંટે બોલે છે! માણસ ક્યાં લીલા નથી કરતો!

શ્રી શર્માએ એમના લેખમાં માનવ અભ્યાસુને રસ પડે એવી ઘણી લીલા કરી છે.

શ્રી વિષ્ણુભાઈની ટીકાએ ગઝલને તેના સ્વરૂપ સહિત તપાસી જવાની ચેતના ઉભારી આપી અને જોશના કથને ફેર વિચારના બળને વેગ આપ્યો. વિદેશી કાવ્યસ્વરૂપો ગઝલ અને સોનેટની ચર્ચા પણ એમાં આવી ગઈ. ત્યારે દ્વિજોત્તમ કહેવાતી કવિતાના શંકરાચાર્યની ચારે દિશાની ગાદીની બૌદ્ધિક આણ પ્રવર્તતી હતી.

'કવિલોક'માંના લેખના તમામ મુદ્દાઓ નર્યું ચર્વિતત ચર્વણ, પિષ્ટ પેષણ અને વિષયનો નર્યો ઉપલકિયો, આભાસી સ્પર્શ છે. એમાં કોઈ નવી, શંકા કે નવી શ્રદ્ધા નથી; નવું પ્રતિપાદન નથી. એ તો ખોજ કરી હોય તેને પ્રાપ્ય થાય! પૂજાનું સાહિત્ય બજારમાંથી ભેગું કરીને સત્યનારાયણની કથા તો કોઇ પણ ભાવિક કરી શકે!

ગઝલ જે વીગતો–હકીકતોનું વિગલન માગે છે, ઓછામાં ઓછા શબ્દોમાં, બને તો ગઝલની જ બાનીમાં અણસાર, સંકેત, કે વ્યંગના કાકુ દ્વારા અભિવ્યક્તિ સાધવા માગે છે એ માધ્યમ, અલંકારો, ઉપમા, ઉપમાનના કાફલા સહિતના વીગતપ્રચુર વર્ણનકળાના બાદશાહ જોશ મલિહાબાદીને અનુકૂળ ન જ આવે એ દેખીતું છે. ઇતિહાસખંડ કે ઇતિહાસનો કોઈ વિશિષ્ટ સમય–આનાં આલેખન માટે ગઝલ યોગ્ય

માધ્યમ નથી: ગઝલ પ્રજા સમસ્તની હોય ત્યારે પણ તે આત્મલક્ષી હોય છે, અંગતતાએ જ સર્વસ્પર્શ સાધેલો હોય છે–એ સમૂહની કે પ્રજાની કવિતા એ અર્થમાં બનતી નથી. એટલે જ જોશ મલિહાબાદી અને ઈકબાલની નજર પ્રજાઓ અને પ્રજાઓના તેમજ માણસના યે ઈતિહાસ પર છે–ગાલિબ ઘરના ખંડિયેર પર ઊગેલું ઘાસ જોઈને કાવ્યવિષય કરનારા કવિ છે–ત્રણેય મહાન છે, પણ ગાલિબ માનવીની અંતરંગ મથામણો અને સ્થાપિત મૂલ્યોની વિસંગતિ પર હસી લેનારા કવિ છે. મહાકાવ્ય લખીને જ વિશ્વકવિ થઈ શકાય એવું નથી, ગઝલ જેવી લિરિક કવિતા પણ હાફિઝ, શિરાઝી, ગાલિબને વિશ્વકવિનું ગૌરવ બક્ષે છે. 'મુક્તક લખીને મહાકવિ ન થવાય' એવું શ્રી સુન્દરમ્ જૂનાગઢમાં મને કહ્યું ત્યારે નમ્રતાએ મને આ પ્રશ્ન પૂછવા ન દીધો–'લાંબાં કાવ્યો લખીને યે તમે ખૈયામની કક્ષાએ પહોંચ્યા છો ?'

ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીએ બ્રાહ્મણ–સંસ્કૃતિ સામે કરેલા ખુલ્લા બળવા કહે છે કે આપણે કૃત્રિમતાની શરૂઆત જ સંસ્કૃતિથી કરી છે! છે તે પર નહીં, હશે તેના પર નહીં, પણ હોવું જોઈએ એવા આગ્રહ પર એની આખી ઈમારત છે! એવો ભૂમિનો નહીં, ભત્ન પરના આકાશનો નહીં, પણ દૂરની ક્ષિતિજમાં જ વસવાના આગ્રહના જવાબ રૂપે જ જૈનોનો સ્યાદ્વાદ આવ્યાનું કહીએ તો તે ખોટું છે? સનાતન અને સાપેક્ષનું દ્વંદ્વ શા કારણે છે? આધુનિક સર્જકની મથામણ પણ ત્યારે, સાપેક્ષના સંદર્ભમાં અસ્તિત્વની ખોજ કે નિરર્થકતા સિવાય બીજી કંઈ છે?

સંસ્કૃતિએ જે માનવકળાઓ ઉપજાવી તેમાં શબ્દ રચના કળા સૌથી મોટી કળા; તે આખરે તો એક કૃત્રિમ માળખું છે. એ જ કૃત્રિમ માળખાની ઘોડીને ટેકે આપણે ચાલીએ છીએ–એની સાથે સમજૂતી કરી લીધી છે, છતાં સમર્થ સર્જકોએ શબ્દથી ઓળખાવી ન શકાય એવી ચૈતસિક અને આત્મિક પ્રખરતાથી ભાષાના માળખાને કારણે નહીં, પણ સર્જકની અવ્યાખ્યેય ઉપલબ્ધિને કારણે અભિવ્યકિત સિદ્ધ કરેલી અનુભવાશે.

આ આખી વાત શરીરના અંધારણમાં રહીને શરીરથી પર થવાની આત્મિક પ્રતિભાની છે, સાધન દ્વારા જ સાધનમુક્ત થવાની આત્માની કળા છે. ગઝલ જે લાઘવ માગે છે એ ગઝલની બાનીથી સાધ્ય છે. તો આ ગઝલની બાની શું છે?

ન કીસીકી આંખો કા નૂર હૂં,
ન કીસીકે દિલ કા કરાર હુ —

આ વિખ્યાત ગઝલ બાદશાહ ઝફરે દિલ્હીની બાદશાહત ખોઈ અને બર્મામાં જેલવાસ કર્યો એ વખતે લખી હતી. એમને સ્થાને જોશ મલિહાબાદી હોત તો એમણે બસો પાંચસો સ્ટાંઝાની, ઈતિહાસમાં ભણાવવી જ પડે એવી વીગત-વર્ણનપ્રચુર, આકર્ષક અતિશયતાથી લખલખતી સુદીર્ઘ નઝમ લખી હોત. પણ ખલિલ જિબ્રાન તેના એક રૂપકમાં કહે છે કે બે કવિ મળ્યા. એકે પૂછયું કે શું લખ્યુ, તો તેણે ભારે ગૌરવથી મહાકાવ્ય લખ્યાનું કહ્યું, ત્યારે બીજાએ નમ્રભાવે કહ્યું કે મેં તો માત્ર એક હાલરડું જ લખ્યું છે. ખલિલ જિબ્રાન છેવટે કહે છે કે પેલું મહાકાવ્ય યુનિવર્સિટીની લાયબ્રેરીઓના કબાટમાં પડ્યું છે, અને હાલરડું બાળાને હીંચતી માતાઓના મોઢે છે! –તો ગઝલનું મહત્ત્વ એના નાના સ્વરૂપ છતાં વાસ્તવમાં ઓછું નથી. કવિતા તેના માપથી નહીં, ગુણથી સિદ્ધ થાય છે.

બાદશાહ ઝફર દિલ્હીની રોનકને સંભારતા નથી, ગુમાવેલા રાજ્યને કે કેવી મહાન રાજયપરંપરાનો કેવો દુઃખદ અંત આવ્યો તેનો વિચાર પણ કરતાં નથી, પોતે કોઈની આંખનુ નૂર કે દિલનો કરાર ન રહ્યાં– એનો જ તીવ્ર વિષાદ પ્રગટ કર્યો

તો આ છે ગઝલની બાની. એ ગઝલ બાદશાહે સલ્તનત ગુમાવ્યા પછી લખી હતી, એટલી પૂર્વભૂમિકા સાથે એનો આસ્વાદ થાય ત્યારે એની ઊંડી કરુણા, ઘેરો વિષાદ આસ્વાદકના હૃદયમાં પણ ઊતરે છે–ઘુંટાય છે. દિલ્હીનો કુતુબમીનાર, લાલ કિલ્લો, મજલીસેઆમ અને મજલીસેખાસ કયાં છે? આવા ઉદ્ગારોએ કૃતિને નરી 'પ્રાસંગિક' બનાવી મૂકી હોત, પણ ગઝલની બાનીમાં ગઝલ લખાતાં એના ઐતિહાસિક સંદર્ભ છતાં–

તે ભાવક માટે સર્વકાળની કૃતિ બની રહી છે. ગઝલનું ફોર્મ પસંદ કરવામાં કવિની ઊંડી કળાસૂઝ રહેલી છે, અને આજના ભિનકુરસદિયા, વેગીલા, વ્યસ્ત જીવનમાં આ ફોર્મ બરાબર સમાયું હોય તો, વધારે વ્યાપક પ્રમાણમાં વિસ્તરવાનું છે.

ગાલિબ બહુ સભાનપણે ગઝલમાં પ્રતીકની અનિવાર્યતા વિશે કહે છે—

બનતી નહીં હૈ સાગરો–મીના કહે બગૈર ।

આજના યુગનાં પ્રતીકો જુદાં હોય, પણ ગઝલમાં લાઘવ સાધવા હૃદયવાણી જેવી નવી ગઝલબાની પ્રયોજવી પડશે અને તેમાં નીવડેલી પ્રશિષ્ટ ગઝલોની બાનીનો અભ્યાસ માર્ગદર્શક નીવડશે. કેવળ બુદ્ધિજન્ય તર્કો કે આવેશભર્યા ઉદ્‌ગારોથી ગઝલની બાની સર્જાતી નથી. આજની સંકુલ મનઃસ્થિતિમાં યે ઊર્મિનો અંશ સ્નિગ્ધતા સહિત ટકી રહ્યો હોય તો, ગઝલ યોગ્ય ફોર્મ બની રહે તેમ છે.

ગઝલને સામંતશાહી સમાજની પેદાશ કહેનારો, શહેનશાહે લખેલી પેલી ગઝલને શેની અભિવ્યક્તિ કહેશે? ઈતિહાસમાંથી ઈતિહાસનું વિગલન કરી માનવહૃદયની તીવ્ર, અપેક્ષા માનવપ્રેમને વિષાદી સૂરમાં મુખર કરતી એ કેવળ કવિહૃદયની અભિવ્યક્તિ છે.

ગઝલના કાફિયા–રદીફ સહિતના તૈયાર ફોર્મ વિશે ત્રીસ પાંત્રીસ વર્ષ પહેલાં ઉર્દૂમાં પ્રગતિશીલ શાયરો અને નવા વિવેચકોએ ભારે ઊહાપોહ જગાવ્યો હતો. ગઝલ વિશેની તમામ શંકાઓની રજૂઆત અને વિશ્લેષણો થયાં હતાં—ત્યારે ગઝલ લખતા સજાગ ગુજરાતી ગઝલકારો એનાથી અજાણ નહોતા. અછાંદસ કવિતા ગુજરાતમાં આવી તે અગાઉ ત્યાં આઝાદ નઝમ આવી ચૂકી હતી અને અને ગુજરાતમાં યે એક ગઝલકારે એવા પ્રયોગો કર્યા હતા, પણ ઉર્દૂના એ જ પ્રગતિશીલ શાયરોએ પછી સારી ગઝલો યે લખી છે. ઊહાપોહની સારી અસર એ થઈ કે કૃતક રચનાઓ અપ્રતિષ્ઠ થઈ.

ગઝલના કૃત્રિમ માળખા અને પ્રાસ–તુકાન્તની કૃત્રિમ યોજનાના

મુદ્દાને હું સાર્વભૌમ કૃતક માળખા સુધી વિસ્તારીને તમામ કૃત્રિમ આયોજનો સાથે સમજૂતી કરનારા એક ફોર્મની કહેવાતી કૃત્રિમતા વિશે શંકા કરી પ્રગતિશીલ કે ક્રાંતિકારી દેખાવાનો ચાળો કરે ત્યારે એ કેવળ સસ્તી ચાલાકી સિવાય કશું હોતું નથી એમ ભારપૂર્વક કહેવા માગું છું.

મળે ત્યારે ગઝલના નક્કી કરેલા કાફિયાની જેમ 'કેમ છો?' અને વિદાય વખતે ગઝલની અફર રદીફની જેમ 'આવજો' કહેનારમાં જાતતપાસની ખોજ હોય તો એવા કૃતક આચારમાંથી ઉગરી જાય! માત્ર ગઝલના જ ચોકઠામાંથી નહીં, રેવન્યુ ટિકિટ પર સહી કરવાના પગારપત્રકના ચોકઠામાંથી યે નીકળી જાય! દર્શન સાર્વભૌમ અને અસહકાર સર્વ કૃત્રિમતા સાથે હોય તો તે પ્રમાણિક, નહિતર નર્યો દંભી!

જીવનમાં મૂઢ આચાર ને સાહિત્યમાં કોઈએ સૂચવેલી કળાદષ્ટિ— એ ભાગેડુપણું છે, તે સાથે મૂઢ આચારને ઢાંકવાની ભીની પછેડી પણ છે.

માણસે આદિમ મટી ભદ્ર, સંસ્કારી થવા માટે કેળવણી અને સંસ્કાર તથા વિધિનિષેધોના એટએટલાં ચોકઠાં સર્જ્યાં અને તેને ગઝલની રદીફની જેમ અફર અને સનાતન માન્યાં કે યુગેયુગે એની સામે શંકા ઉઠાવનારા સુધારકો અને એનું ઉન્મુલન કરનારા ક્રાંતિકારીઓ આવ્યા, પણ તેઓ તો શહીદ થયા, પછી આવ્યા એમની શહીદી પર ધંધા ચલાવનારા—'બાપુને કહા થા' કહેનારા! સાહિત્યમાં પણ પરમતની મૂડીએ જીવનારા ધંધાદારીઓ છે જ.

ભાષા વિના સંસ્કૃતિ તો ઠીક, માણસ હોવું પણ શકય છે ખરું? તો, આ ભાષા શું છે? એક ઉપજાવેલું બંધારણ, 'સં' સંજ્ઞાએ ઓળખાતી રચના

નૃત્યની ભાવમુદ્રા અને સંગીતની સ્વરછટા ભાવાભિવ્યક્તિ માટેનાં સૂક્ષ્મ સાચાં માધ્યમો છે, એટલા આ શબ્દો નથી. એક તો શબ્દમાં અર્થ જ નથી, છે તે આરોપણ છે, એને મળેલી માન્યતા તે સાપેક્ષ જ

'સત્ય' છે. એ શબ્દો પરાપૂર્વથી અનેક માણસોએ વાપર્યા છે. આથી તેને અનેક વ્યકિતગત, કાળગત અને ઐતિહાસિક સંદર્ભો પણ વળગેલા છે. એ વળગણિયા શબ્દને પોતીકો કરવો, પોતીકી અભિવ્યક્તિ માટે પ્રયોજવો એ કૃત્રિમ સાધન-પ્રબંધ દ્વારા અભિવ્યકિત સાધવાની મથામણ છે. આવા મોટા કૃત્રિમ સાધનપ્રપંચ દ્વારા જ સર્જકને આગળ વધવાનું છે, અને કૃતિ સર્જવા માટે વિવિધ રચનાના કૃત્રિમ માળખાં પણ સ્વીકારવાનાં કે માળખાં બદલવાનાં કે માળખાને ઓગાળીને કૃતિને જ આકાર આપવાનો છે.

માણસે જે કૃત્રિમ ભાષાવ્યવસ્થા અનિવાર્ય ઈષ્ટાપત્તિ રૂપે સ્વીકારી છે, અને ઘણા ખરા એની કૃતકતા સાથે જ એનો ઉપયોગ કરે છે, છતાં એ જ કૃત્રિમ સંવિધાન દ્વારા એની કૃત્રિમતાને ગાળી નાખીને કોઈ કવિ, સર્જક, કદી વાસી ન થતી સદાબહાર વાણી આપી જાય છે.

કૃત્રિમ એટલે શું? નિસર્ગવાદી કહેવાનો કે સંસ્કારી અને સાંસ્કૃતિક-બધું જ કૃત્રિમ છે! એનો અતિરેક તો માણસ બુદ્ધિમાન પ્રાણી છે એનો યે છેદ ઉડાડી દે છે! મૂઢ ભદ્ર પ્રણાલિ રાણીનો ઝભ્ભો ઉપાડવા સુધી પહોંચી અને ઝભ્ભો ઉપાડનારો પોતાને હાસ્યાસ્પદ નહીં પણ ગૌરવાંકિત માનતો! ટોલ્સ્ટોય અને થોરો એ જોઈને જ નિસર્ગ તરફ ચાલી નીકળ્યા.

કોઈ ઊંડી ખોજની તીવ્ર તરસથી જેણે એકલપંડે વિકટ પ્રવાસ આરંભ્યો નથી, આસપાસનો ગમતો બોલાશ જ સાંભળ્યો છે, સમાચાર જેવી તૈયાર માહિતી મેળવી લીધી છે, તેને યુક્તિપૂર્વક લખી નાખવાથી વિવેચન થઈ જતું નથી.

ન્યાયાધીશ પોતે કરેલા ગુન્હાનો વિચાર કર્યા વિના બીજાના ગુન્હા પ્રત્યે ચગરાકિયો કટાક્ષ કરવાનો વિદુષકી ચાળો કરે ત્યારે તે વાસ્તવમાં સરકસના મંચ પર જ ઊભેલો હોય છે.

તમે જે પેરેગ્રાફ ટાંક્યો છે-

'ઉર્દૂ–ફારસી શબ્દોને બદલે 'શકયતા', 'લીલાશ', 'પંખ.ર્ડું'
'ધુમ્મસ', 'રણ', 'ક્ષણ', 'સમય', 'વિસ્તાર', 'અસ્તિત્વ', 'રિક્તતા,'
આદિ શબ્દોને ચોંટાડી દેવાથી ગઝલ બને છે એવી માન્યતા વિશેષતઃ
કવિપદવાંચ્છુ નવીનોમાં પ્રવર્તમાન છે.'

એના અનુમોદન માટે તમે 'સંભવ'ની ગઝલો જોઈ જશો તો
'આધુનિકોમાં અગ્ર' થવાના ઉત્સાહી ગઝલકારની રચનાઓમાંથી
એવાં ઉદાહરણો મળી આવવા સંભવ છે. 'સંસ્કૃત' અને 'બોલી'—ભદ્ર
સંસ્કૃતિ અને લોકસંસ્કૃતિ, એવી બે સાવ છેડેની, સંચરના અને
સહજ સ્વાભાવિક એવી, પ્રપંચ અને નિષ્પ્રપંચ એવી બે છેડેની સંસ્-
કૃતિની ઉપજ છે. 'અસ્તિત્વ' અને 'પીસચટ્ટૂ' જેવા શબ્દોનો સંભાર
તમને 'સંભવ'માંથી મળી આવશે. આવો 'સંકર' 'ઇમ્પ્રેશન'થી થાય છે,
આંતરિક ખોજ કે આંતરિક સ્ફુરણાથી નહીં

તમે ટાંકેલા પેરાને કારણે આડકથા થઈ ગઇ!

માન્યતાને સત્ય સ્વીકારીને ચાલનારો માત્ર પાઠ કરે છે, પોતે
કશું કહેતો નથી તો જે માન્યતા વિશે કોઇએ અગાઉ સમર્થપણે
વિરોધ કર્યો છે અનો સ્વીકાર કરીને માન્યતાનો વિરોધ કરનારો પણ
શુકપાઠ જ કરે છે—એ એની શોધ નથી, પ્રાપ્તિ નથી. ગઝલના ભાવ
અને સંવિધાન વિશે જે કંઈ કહેવયું છે તે વિશે ટૂંકમાં આટલું
કહી શકાય.

સંસ્કૃતિ–પ્રપંચમાં રહેલી કૃત્રિમતા, માણસને સંસ્કારવા અને
સાંસ્કૃતિક કરવાના વિધિવિધાનો, નીતિ–નિયમો, કાયદા–કાનૂનોનાં
ચોકઠાંમાં માણસ જ છેવટે ગૌણ થઈ ગયો! ભર્યાભર્યા જગતમાં
માણસ જ અભાવ બની ગયો–આવા વિષાદભર્યા નિર્ભ્રાન્ત અનુભવમાંથી
નિરર્થકતાનો બોધ અને કલાન્તિ આવ્યાં.

સાહિત્યમાં આધુનિકતા તે આ જાતની સાર્વભૌમ નિરર્થકતાને
સાચા અર્થમાં જોનાર નિર્ભ્રાન્ત દર્શન છે. એ વિચારસરણીનું પોપટિયું
રટણ, એવા રટણની ફેશનો અને સંકર શૈલીઓ આધુનિકતા નથી.

સિલેનિયમ પર તાજા પોલિશ કરેલા બૂટ મૂકી, પાંચ તારા હોટલમાં હોય એવા ફરનીચર અને શોભાખચિત ઓરડામાં શરીર ખૂંપી જાય એવા ગદેલાવાળી આરામચેરમાં બેસી કોફી સીપ કરતો ફ્લાવરવાઝમાં રોપેલા થોરને જોઈને ચિંતકની મુદ્રાએ જોઈ રહેલો 'આધુનિક જાગીરદાર' છે! ૧૯૭૬નો ફ્રેશ સામંત છે!

–બાઝાર સે ગુજરા હું. ખરીદાર નહીં હું! કહેનાર ગાલિબ નથી!

સાહિત્યની માર્કેટમાં કયો નવો માલ આવ્યો? હમણાં શેનું બજાર તેજ છે? કોના ઝાઝા ભાવ ઊપજે છે? મોડર્ન સોસાયટીમાં શેની માગ છે એની જાણકારી મેળવી જાપાનીસ ઈજનેરની કુશળતાથી કોઈ ચતુર સર્જક બજારની કમાણી તો કરી શકે છે, એને ગ્રાહકોની ખોટ નહીં પડે, પણ એ સાહિત્ય પ્રવૃત્તિ નથી, ઉદ્યોગ–વ્યાપાર છે. અને આપણે ઉદ્યોગ–વ્યાપારે ફેલાવેલી સભ્યતામાં જીવીએ છીએ.

જૂની ગઝલની કૃતકતાને પામવા જેટલો સમય ગયો એટલો આધુનિક ગઝલની કૃતકતાને પામવામાં નહીં જાય. કેમકે એની ભૂમિકા રચી આપનારા હાફિઝ, શિરાઝી કે ગાલિબ જેવા વિશ્વકવિ નથી. એવી પ્રતિભાએ પ્રતિષ્ઠિત કરેલી ગઝલનો ગેરલાભ લેવા જેવી આધુનિક ગઝલની ભૂમિકા નથી.

નવી ગઝલ અને આધુનિક ગઝલ જુદી જુદી છે. નવી ગઝલ કવિની નિજી ભાવ–ભાષા–અભિવ્યક્તિએ, નિજી મુદ્રાએ અંકિત છે–પણ આધુનિક ગઝલ આધુનિકમાં ખપતા ભાવ–વિચાર–લાગણી અને ભાષાની સજાવટ છે. એ પરજીવી વેલ નવી ગઝલના થડમાં મૂળ નાખીને એનું શોષણ કરી રહી છે. કૃતક વિષાદ અને ઉપલકિયો નિરર્થકતાબોધ એના શ્વાસપ્રાણ છે.

વિશ્વકવિતા સાથે હાફિઝ, શિરાઝ, ગાલિબ, ખૈયામે તેમની કવિતા દ્વારા તંતુ સાધ્યો, ત્યારની કોઈ આધુનિક કહેવાતી ફેશન કે કાવ્યવિચારધારા દ્વારા નહીં. ગ્રેટ પોએટ–વિશ્વકવિ જ વિશ્વકવિતા

સાથે નિજી કવિતાનો તંતુ જોડી શકે છે, કોઈ ગ્રેટ કહેવાની પોએટ્રી સિસ્ટમ, વિશ્વકાવ્ય-વિચારધારા નહીં.

ભાઈશ્રી અજિત, તમે પૂછો છો કે ગઝલના શે'રમાં દાવા-દલીલ એ શું છે? એ જાણવાનો મારો કશો દાવો નથી, કોઈ દલીલ નથી. શે'ર રચનાકળાઓ પૈકીની એ એક કસબ કક્ષાની કળા છે. ગણિતમાં કોઈ નિયમ પ્રતિપાદન કર્યા પછી ઉદાહરણ આપી તે સિદ્ધ કરવામાં આવે એવી એક શે'ર રચનારીતિ છે.

તમે પોતે સૂરતના મુશાયરાઓમાં અનેકવાર એક અનિવાર્ય દુર્ઘટના રૂપે, અબાધિત અધિકાર રૂપે, વ્યાયામસિદ્ધ સફળ અભિનય રૂપે શ્રી ગનીભાઈ દહીંવાળાને, કેળવેલી નમ્રતા સહિત, હાથની અદબ વાળીને (ગઝલ ગાતી વખતે તેઓ વારંવાર જમણો હાથ ઉગામે છે!) ખરજમાં ઊપડીને મધ્યમાં પહોંચતા સાદે, કેળવેલા ઠાવકા ઠરેલ ગાંભીર્યથી 'ગઝલમા દાવા-દલીલનું મહત્ત્વ' એ વિશે બોલતા સાંભળ્યા છે. એમનો મત તે ગઝલકારોની સમસ્ત જૂની પેઢીનો મત છે એવા વ્યાપક અજ્ઞાનથી 'શે'રમાં દાવા-દલીલ'નો મુદ્દો આ લેખમાં ઉપસ્થિત કરવામાં આવ્યો છે.'

'તમે મુશાયરાના પ્રમુખ હો ત્યારે હું મુશાયરાનું સંચાલન કરીશ, અને તમે મુશાયરાનું સંચાલન કરશો ત્યારે હું જ મુશાયરાનો પ્રમુખ હોઈશ! તમે ગઝલ ગાશો ત્યારે આપણી આખી મિત્ર મંડળી સહિત હું 'વાહ, ગની ભાઈ' કહીને ઉછળી ઉછળીને દાદ આપીશ અને અમે ગઝલ બોલીએ ત્યારે તમે અમારું ધ્યાન રાખજો-'ગૃહસ્થો (!)ના અણમલખ્યા કરારનું" વફાદારીપૂર્વક પાલન કરનારા શ્રી શર્મા એકાએક કેમ વિદ્રોહી બની ગયા એ કૌતુક-રહસ્યનો વિષય છે!

લાભ, સવાઈ અને બરકતનાં આવાં ચોકઠાં ગોઠવનારને ગઝલના તૈયાર ચોકઠા વિશે કંઈ પણ કહેવાનું હોય એ જ કેટલું અદ્દભુત, ચમત્કારી અને મુગ્ધ આશ્ચર્યકારી છે!

મને તો આશ્ચર્ય થયું, પણ ગાલિબચાચા તો સોંસરો પ્રશ્ન જ પૂછે છે:—

न हो जब दिल ही सीने 'मे',
तो फिर, मूंह मे जबां क्यों हो ?

शे'रनी दावादलीलनी रचनारीति जोईए—

भले संसार खारो छे, जीवन खारुं नथी सारुं,
सरितामां समंदर खार कंई लावी नथी शकतो.

आ शे'रमां प्रथम पंक्तिमां ध्यान खेंचे एवुं प्रतिपादन करवामां आव्युं छे अने बीजी पंक्तिमां उदाहरण द्वारा ते पुरवार करवामां आव्युं छे. पण पोताना दर्शननी ए प्राप्ति न होय तो 'झाझा हाथ रळियामणा' कहेवानी साथे 'झाझी सुयाणीए वेतर वंठे' एवी परस्परने ज छेदे एवी रजुआत पण केवळ कसबने वरेलो गझलकार करे, अने जूनी गझलोमांथी एवां उदाहरणो पण मळी आवे. मात्र 'तरकीब' अने 'त्रेवड'नो विचार केन्द्रमां राखे छे, तेमनाथी आवुं थई जाय छे.

राजा रवि वर्मानुं एक चित्र छे. एमां विश्वामित्र हैये डाबो हाथ मूकी चाली जती मेनकानी साडीनो छेडो जमणे हाथे पकड्यो होवानुं देखाय छे.

हाथ नीकला मेरे दोनो कामके,
दिलको थामा, उनका दामन थामके !

दावा-दलील शैलीनो आ उर्दू शे'र उपला चित्रने प्रगट करे छे.

ओ हेनरीनी वार्तानो चमत्कार स्पर्शतो ए काळे आवा शे'रो ठीक लागता हता पण आजे आवी त्रेवड के टेकनिक प्राथमिक शाळामां भणाववा माटे गझल लखाय तो ते माटे उपयोगी बने खरी ?

उनके आने से आ जाती है मूंह पे रौनक
वो समजते हैं कि बीमार का हाल अच्छा है !

परिस्थितिना व्यंगनो काकु ध्वनित करीने गालिब एवी शे'र रचनानी

મર્યાદાને ઓળંગી ગયા છે. સ્ફૂલી કવિતા જેવું ઉદાહરણ આપવાને બદલે 'બીમાર' શબ્દ પ્રયોજીને વ્યંગના કાકુને ધ્વનિ ન કરી દીધો છે.

જૂની અને આધુનિક વિચારધારાઓ સમજીએ, તોલીએ, ચકાસીએ, પણ સૈદ્ધાંતિક પટાબાજીમાં ઊતરવાને બદલે કવિએ લખ્યા તારીખને ભૂંસી નાખી આજે પણ કવિતા લાગે છે એવી કવિતા, ગઝલનો રસભર અભ્યાસ કરીએ તો કાવ્ય સમજવા પામવાની આંતર પ્રજ્ઞાનો વિકાસ થશે, કાવ્ય પામવા 'વિદ્વાન' કહેવાતા વકીલ થવાનું કાવ્યવિરોધી છે.

ગઈ કાલ સુધીનું લગભગ ગુજરાની વિવેચન બ્રાહ્મણિયું અને ચોક્કસ અંશે ચુસ્ત સનાતની રહ્યું છે. જે સંસ્કૃતિવલણે ઈશ્વરાવતાર રૂપે સ્વીકારીને પણ ગૌતમ બુદ્ધને દેશનિકાલ કરવાનો મહાઉદ્યોગ કર્યો તે, ગઝલ જેવા મલેચ્છ કાવ્યપ્રકાર માટે......શું કરે .....?

ઠાવકી ભદ્ર સંસ્કૃતિનો વિજેતા વ્યૂહ એવો છે કે, પોતાની બહાર કોઈ નવું પરિબળ ઉદ્દભવે તો પ્રથમ તેની તુચ્છ ભાવે ઉપેક્ષા કરવી, ઉપેક્ષાથી જ એ મરી જશે એવી આશા રાખવી, એમ છતાં એ જીવવા જ લાગે તો પોતાને દાસદાસીરૂપે સેવા મળે તે હેતુથી ગામને છેડે રહેવા દેવું, પણ તે ઉજળા પરામાં અને ઠેઠ નાગરવાડા સુધી પહોંચી જાય તો મરણતોલ ચારિત્ર્યખંડનના ઉગ્ર પ્રહારો કરી એને અપ્રતિષ્ઠ કરી મૂકવું, તે છતાં એ જીવે એટલું જ નહીં, લોકનજર સામે રહેતું થઈ જાય ત્યારે પોતે જ એ પરિબળમાં પ્રવેશી જઈ 'અમે એને સંસ્કારી નાખ્યુ' કહીને એના વ્યાપક સ્વીકારનો લાભ ઉઠાવી સમૃદ્ધ થવું !

ચિંતનની અખૂટ સામગ્રી પડી છે ભાઈ..... —અ. □

# સાહિત્ય અને વાચાળતા

□ વિજય શાસ્ત્રી

'પ્રત્યેક સાચી કવિતા, સૌપ્રથમ એક સાર્થક વક્તવ્ય હોય છે' સદ્ગત કવિ 'ધૂમિલ'ના કાવ્યસંગ્રહ 'સંસદ સે સડક તક'ના મુખબંધ તરીકે ઉપરની બે પંક્તિઓ મૂકાયેલી જોઇ ત્યારે તેની સાર્થકતાનો જ સૌપ્રથમ વિચાર આવ્યો. અળાઈની જેમ ફૂટી નીકળતી કહેવાતી કાવ્ય-પંક્તિઓ સામે એ વિચક્ષણ માણસે એમાં વિરોધ નોંધાવ્યો છે. દરેક યુગમાં અમુક ખાસ પ્રકારની વાચાળતા ધરાવતા, બોલકા લોકો સાહિત્યમાં એ જ વાચાળતાને જોરે દાખલ પડી ગયેલા જોવા મળે છે. ગયા જમાનાઓના સંખ્યાબંધ કહેવાતા સર્જકો અને વિવેચકોને, માત્ર નૈમિત્તિક વિધિઓ સિવાય કોઇ ઝાઝું યાદ કરતું નથી તેમાં આ પણ એક બાબત કારણભૂત હોઇ શકે. પોતાના જમાનામાં (અને દરેક જમાને જમાને) વાચાળ લોકો ચલણી ભાવભંગીઓ, વાક્પટુતા, ભાષાઓ વગેરેની તદબીર અજમાવી સર્જન સાથે રમત રમી જતા હોય છે. આવું થાય ત્યારે સાચા સર્જન અને કૃતક સર્જન વચ્ચે ભેદ તારવવા માટે જે સાર્થક વક્તવ્યની મદદ આપણે શોધીએ તે પણ આવા વાચાળ લોકોએ હાથ-વગી કરી લીધી હોય છે.

અને આવાની બોલબાલા પણ થોડોક સમય સમય વરતાય. શરૂ શરૂમાં અપરિચિતતાને કારણે ભોળા અને મુગ્ધ ભાવકો પર તેની ભૂરકી પણ સારો એવો પ્રભાવ પાડી જાય. જેમ ગાંધીયુગમાં તુચ્છ વસ્તુને કાવ્યવિષય બનાવી કવિમાં ખપી જવાના નિષ્ફળ દાખલાઓ જોવા મળે છે તેમ ચાલાક નવીનો, નવીનતાનાં સાવ સાધારણ લક્ષણો હાથવગાં કરી લઈ પોતાનો વેપલો દમામપૂર્વક ચલાવે છે. આમાં કોનું સ્થાન

તદબીરે લીધું અને નિપુણતાની જગ્યાએ ચાલાકી આવી ગઈ! કૃતક અને સાચું એ બે વચ્ચેનો ભેદ પાડી આપનારો ભાવકો-વિવેચકોનો વર્ગ બહુ સક્રિય રહ્યો નહીં. અથવા ગાંધારીવત લઈ હાથે કરીને આંખે પાટા બાંધી લીધા. તેને બદલે આ બધાને વધાવી લેનારો એક નવો કૃતક સાહિત્યરસિક Neo Litevafe વર્ગ ઊભો થયો. તેમણે ભલામણો લખી આપી, આથી જે તિરસ્કાર્ય હતું તે આવકાર્ય બની રહ્યું. અને ચાલાક લોકોએ આનો લાભ લઈ પોતાની કહેવાતી રચનાઓને દુર્બોધ બનાવનારી કેટલીક સામગ્રીઓનો જથ્થો મહેનતપૂર્વક જમા કરવા માંડયો. આપણી નવલકથામાં હોટેલો, શરાબ, બસ, થિયેટરો અને બગીચાઓનો જટાજૂટ ઊભો થઈ ગયો, પણ તેની અનિવાર્યતા સિદ્ધ કરનારું કોઈ આંતરિક પ્રયોજન એઓ દાખવી શકયો નહીં. આથી એક નવા પ્રકારની આધુનિકતાની હવા સરજી કાઢ્યાનો સંતોષ બધે પ્રવર્ત્યો. પશ્ચિમની નવલોના અનુકરણથી આવું બધું થયું એમ કહેવું એ નવીનોનું મિથ્યા ગૌરવ કરવા જેવું થશે. પશ્ચિમની પ્રભાવક નવલોનો અપરોક્ષ સંપર્ક એમાં વરતાતો નથી. આપણામાંના ઘણા બહુ સહેલાઈથી અસ્તિત્વવાદ યા પ્રતિનવલ જેવી સંજ્ઞાઓને અમુકતમુક નવલકથા માટે લાગુ પાડી દે છે ખરા, પણ અમુક અપવાદ સિવાય વિ-નાયક કે પ્રતિનાયકની વિભાવનાઓની ઝાઝી ચર્ચા કશે થતી જણાતી નથી.

થોડીક રમૂજ, થોડાક કટાક્ષો, આઘાત આપવા માટેના અમુક ઘાતક પ્રયોગો અને મહેનતપૂર્વક આણેલી દુર્બોધતાના માળખાને પરિણામે જથ્થાબંધ કૃતિઓની એકવિધતા અને રૂઢિયાળપણું પણ દેખાઈ આવે છે. વાચકોનો એક વર્ગ આવી ચબરાકીઓને અહોભાવથી પોસતો હોય છે અને આવા, એક પ્રકારની નવી બીભત્સતા Neo vulgarity ધરાવતા વર્ગને રાજી રાખી વાચાળ લોકો સર્જનની આત્મતુષ્ટિ અનુ-

બને છે. યુદ્ધોત્તર પરિસ્થિતિની વિટંબણાઓ અને યાતનાઓની અનુભૂતિ સુધી લઈ જતી કૃતિઓ કલાની મદદથી તેમ કરવાને બદલે દર્શનની ભૂમિકાએ ઊતરી પડતી દેખાય છે. અને દર્શનની બાની પણ સર્જનાત્મકતા કરતાં ચડિયાતી ઠરે એવાં ગૃહિતો આત્યંતિક કક્ષાએ જઈ, વિદગ્ધતાના કાકૂમાં, કરી આપનારા કહેવાતા પંડિતો પણ નીકળ્યા. આથી દાર્શનિકતાની કોટિએ ચડી જઈ, આરામથી પઠનની સુવિધા પૂરી પાડનારા સર્જકો અને કલાની શક્તિથી રહસ્યાત્મક સંકુલતા વડે દર્શન સુધી પહોંચાડનારાઓ વચ્ચેનો ભેદ કરવામાં આવ્યો નહીં. નગરકવિતાનો ઉપાડો એટલો તો વકર્યો કે ડામરની સડક અને હોટેલોના કોફી-ઘૂંટડાઓની મદદથી પ્રયોગશીલમાં ખપવા માગનારાઓ, સહેલાઈથી શૈલીના તૈયાર ઢાંચા અપનાવી કાયમી રોગની જેમ ઘર કરી ગયા. ભલામણો લખી આપનાર વડીલ મુરબ્બીઓના વર્ગની માન્યતા પ્રાપ્ત કરી નવી પેઢીનો 'સર્જક પગભર થવા પડાપડી કરતા લાગ્યો. મુશાયરા અને જાહેર કાવ્યવાચનોમાં સ્વાગતથી માંડીને આભાર સુધીની વિધિઓમાંથી એકાદમાં ઉપસ્થિત થઈ વાંકીચૂંકી, ખંતપૂર્વક ગોઠવેલી પંક્તિઓની મદદથી પ્રભાવ પાડવાનો સરળ કીમિયો ઉઘાડો પડી જાય ત્યાં સુધી અપનાવાતો રહ્યો. ચોમાસામાં પણ ઘસી ઘસીને ક્ષીણકાય થઈ ગયેલા લૂછણિયા જેવી ભાષાનું નવું પોત પ્રગટાવવાની સૂઝ દાખવ્યા વગર ટૂંકલ ડોળિયા, પ્રસિદ્ધિ-લાલચુ અને વાચાળતાને વટાવી ખાનારા વર્ગમાંથી કોઈ સાર્થકતાનો કવિ/સર્જક નીકળશે ખરો? પોલા ગદ્યની મદદથી 'આધુનિક'નો અંચળો ફગાવી તે નીકળે તો સારું. □

# લૉટરી

□ ઍન્તન ચેહોફ
□ અનુ. શિરીષ પંચાલ

ઈવાન ડિમીટ્રીચ નામનો મધ્યમવર્ગનો એક માણસ પોતાના કુટુમ્બ સાથે વરસે દહાડે બારસો મેળવીને રહેતો હતો, પોતાના કુટુમ્બીજનોથી તેને ખૂબ સંતોષ હતો, તે એક દિવસ વાળુ કરીને છાપું વાંચતો સોફા પર બેઠો.

ટેબલ સાફ કરતાં કરતાં તેની પત્નીએ તેને કહ્યું: 'આજનું છાપું જોવાનું રહી ગયું છે. આજે ડ્રૉના નંબર આવ્યા છે કે નહિ તે જરા જુઓને!'

ઈવાને કહ્યું: 'હા, આવ્યા છે, પણ તારી ટિકિટ આગલી તારીખની ન હતી?'

'ના, મેં તો મંગળવારે લીધી હતી.'

'કયો નંબર છે?'

'સીરીઝ ૯,૪૯૯, નંબર ૨૬.'

સારું...ચાલ જોઈએ.. ૯૪૯૯ અને ૨૬.'

ઈવાન ડિમીટ્રીચને લૉટરીના ભાગ્યમાં કશી શ્રદ્ધા ન હતી, અને સામાન્ય રીતે વિજેતાઓની યાદી જોવાની ના જ પાડી હોત પરંતુ અત્યારે તે નવરો હતો અને આંખ આગળ છાપું હતું એટલે તેણે પોતાની આંગળી આંકડાઓની કતાર પર ફેરવવા માંડી. અને ત્યાં તેની સંશયવાદની જાણે ઠેકડી ઉડાડાતી હોય બીજી જ હરોળમાં તેની આંખ આગળ ૯,૪૯૯નો આંકડો તરી આવ્યો! પોતાની આંખો પર તે વિશ્વાસ મૂકી ન શક્યો અને તરત જ ટિકિટનો નંબર જોયા વિના જ પોતાના પગ પર ઉતાવળે છાપું મૂકી દીધું, કોઈએ ઠંડા પાણીની તેના

પર ડોલ ઢાલવી ન હોય તેમ તેના શરીરમાં એક ચમકારો દોડી ગયો; કમકમાટી, ભયંકર અને મધુર!

તે બોદા સાદે બોલ્યો : 'માશા, ૯૪૯૯ આ રહ્યો!'

તેના આશ્ચર્યચકિત અને રઘવાયેલા ચહેરા સામે તેની પત્નીએ જોયું અને તેને ખાત્રી થઇ કે તે મજાક કરતો ન હતો.

તે પણ ફિક્કી પડી ગઈ અને ગડીવાળો ટેબલક્લોથ ત્યાં જ ફેંકી દીધો. તેણે પૂછ્યું : '૯,૪૯૯?'

'હા, હા...આ રહ્યો, ખરેખર!'

'અને ટિકિટનો નંબર?'

'ઓહ! હા. ટિકિટનો પણ નંબર છે. પણ ઊભી રહે...થોભ. ના. ગમે તેમ, પણ આપણી શ્રેણીનો નંબર તો છે! ગમે તેમ, તું સમજ....'

તેની પત્ની સામે જોઈને ઈવાને જરા મોં પર નિરર્થક હાસ્ય ફેલાવ્યું, કોઈ બાળકને સરસ વસ્તુ દેખાડો ત્યારે તેના ચહેરા પરના હાસ્યના જેવું. તેની પત્ની પણ હસી, તેણે માત્ર શ્રેણીનો જ ઉલ્લેખ કર્યો અને વિજેતા ટિકિટનો નંબર જોવાનો પ્રયત્ન કર્યો નહીં તેનાથી એની જેમ તેને પણ આનંદ થયો. સંભવિત સંપત્તિની આશાઓ સેવીને પોતાની જાતને પીડવી અને ઉત્તેજવી એમાં ખૂબ જ મધુરતા હોય છે, ખૂબ જ સનસનાટી હોય છે.

લાંબી ચૂપકિદી પછી ઈવાને કહ્યું, 'આપણી શ્રેણી છે. એટલે આપણે જીત્યા હોઈએ એવી સંભાવના તો છે. ભલે એ સંભાવના હોય પણ છે તો ખરી ને!'

'સારું, હવે જુઓ!'

'જરા થોભ. નિરાશ થવા માટે તો આપણી પાસે ખૂબ જ સમય છે. તે બીજી હરોળમાં છે, એટલે ઈનામ પંચોતેર હજારનું છે. આ

માત્ર પૈસા નથી પણ સત્તા, મૂડી કહેવાય. એક મિનિટમાં જ હું યાદી જોઈશ અને ત્યાં. ૨૬ ! ઓહ ? ધારો કે આપણે ખરેખર જીત્યા જ હોઈએ તો ?'

પતિ-પત્નીએ હસવા માંડયું અને ચૂપચાપ એક-બીજા સામે જોયા કર્યું. જીતવાની શકયતાએ તેમને ચોંકાવી મૂકયા, પંચોતેર હજાર શા માટે જોઈતા હતા એ તેઓ કહી શકે તેમ ન હતાં, તેમણે સ્વપ્ને ય કલ્પ્યું ન હતું. તેઓ શું ખરીદશે, કયાં કયાં જશે ? તેમણે માત્ર ૯,૪૯૯ અને ૭૫,૦૦૦ના આંકડાઓનો જ વિચાર કર્યો અને તેમની કલ્પનામાં તેમનું ચિત્ર આંકવા માંડયું. પણ તેઓ તેનાથી થનાર સુખનો વિચાર કરી જ ન શકયાં.

હાથમાં છાપું લઈને ઈવાન ડિમીટ્રીચે એક ખૂણામાંથી બીજે ખૂણે કેટલીય વખત આંટા માર્યા, તે જરા પહેલવહેલી છાપમાંથી પરવાર્યો ત્યારે તેણે વિચારવા માંડયું.

તે બોલ્યો : 'જો આપણે જીત્યાં હોઈશું તો તો નવું જીવન શરૂ થશે. કાયાપલટ થઈ જશે ! ટિકિટ તારી છે પણ જો મારી હોત તો સૌથી પહેલાં તો હું પચીસ હજાર મિલકત વસાવવા પાછળ જ ખર્ચી કાઢું, દસ હજાર તાત્કાલિક ખર્ચને પહોંચી વળવા. નવી સજાવટ, હરવા.. ફરવા, દેવાની ચૂકવણી. વ_બીજા ચાલીસ હજાર બેન્કમાં મૂકીને તેનું વ્યાજ મેળવ્યા કરું.'

'હા, મિલકત, સારી વાત કહેવાય.' તેની પત્ની બોલી. નીચે બેઠી અને ખોળામાં હાથ રાખ્યા.

'તુલા કે ઓર્યલના મુલકમાં કયાંક. આપણે કંઈ વસંત કુટીર જોઈતી નથી અને વળી તેમાંથી આપણને હંમેશ આવક તો થયા કરે'

અને તેના મનશ્ચક્ષુ આગળ એક પછી એક ચિત્ર આવતાં ગયાં. દરેક ચિત્ર આગલાં કરતાં વધુ સુન્દર, વધુ મોહક બધાં જ ચિત્રોમાં તેણે પોતાની જાતને હૃષ્ટપૃષ્ટ, સ્વસ્થ, હુંફાળી અને ગરમ પણ જોઈ.

ઉનાળામાં સૂપ પીને બરફની જેમ શીતળ બનીને તે ઝરણાં પાસેની બળબળતી રેતીમાં તે બેઠો છે, લીંબોઇના ઝાડ નીચે બાગમાં બેઠો છે...બહુ તાપ છે...તેનાં નાનાં દીકરા–દીકરી તેની પાસે છે, રેતીમાં ખાડા ખોદે છે, ઘાસમાં જીવડાં પકડે છે. તે મીઠી તંદ્રા અનુભવે છે, કશો જ વિચાર કરતો નથી, આજે હવે ઑફિસે જવાની જરૂર નથી, કાંઈ પણ નહીં, પરમ દિવસે પણ નહીં.

અથવા એમને એમ પડી રહેવાનો કંટાળો આવતાં તે ઘાસના ખેતરમાં જાય છે યા બિલાડીના ટોપ માટે જંગલમાં જાય છે અને જાળ વડે માછલી પકડતા ખેડૂતોને જુએ છે...સૂર્ય આથમે એટલે તે ટુવાલ અને સાબુ લે છે. સ્નાનાગારમાં જાય છે, નિરાંતે કપડાં કાઢે છે, હાથ વડે પોતાની ખુલ્લી છાતી ચોળે છે અને પાણીમાં કૂદે છે. પાણીમાં સાબુના પારદર્શી વર્તુળો પાસે નાનકડી માછલી સેલારા મારે છે, લીલાં પાંદડાં ડોકાં હલાવે છે. નાહી લીધા પછી મલાઈવાળી ચા, રોજ સાંજે એકાદ લટાર યા પાડોશીઓ સાથે ગપસપ.

તેની પત્ની પણ સ્વપ્નો સેવતાં...સેવતાં બોલી : 'હા, મિલકત વસાવવી બહુ સારી વાત કહેવાય–તેના ચહેરા પરથી લાગતું હતું કે તે પણ પોતાના વિચારોથી ખુશખુશાલ થઈ ગઈ હતી

ઇવાને પાનખર અને તેની વર્ષાની, તેની શીતળ સંધ્યાઓની અને સેંટ માર્ટિનની વસંતની કલ્પનાઓ કરી. તે ઋતુમાં તે બાગની આજુ...બાજુ, નદીકાંઠે લાંબી લટારો મારશે, જેથી સારી એવી ઠંડક મળે, પછી મોટો ગ્લાસ ભરીને વોડકા પીશે અને મીઠાવાળા બિલાડીના ટોપ ખાશે, આથેલી કાકડી ખાશે, પછી પાછો બીજો ગ્લાસ વોડકા પીશે...બાળકો રસોડાના બગીચામાંથી માટીની વાસવાળા તાજાં ગાજર મૂળા હાથમાં લઇને દોડતાં આવશે...પછી તે સોફા પર આડે પડખે થશે. કોઈ સચિત્ર સામયિકના પાનાં નિરાંતે ઉથલાવશે, તેના મોં પર તે મૂકીને કોટનાં બટન કાઢીને મીઠી નીંદમાં ઢળી જશે.

સેંટ માર્ટિનની વસંત પછી વાદળવાળી ઝાંખી ઋતુ આવી ચઢી, રાત દિવસ વરસાદ પડે છે, પાંદડાં વગરનાં વૃક્ષ રુદન કરે છે, પવન

ભેજવાળો અને ઠંડો છે. કૂતરાં, ઘોડા, મરઘાં–બતકાં બધાં ભીંજાયેલાં, થાકેલાં અને ખિન્ન છે. ચાલવા માટે કોઈ સ્થાન નથી, દિવસો સુધી કોઈ બહાર જઈ શકતું નથી. ઓરડામાંજ આંટા મારવા પડે છે, ભૂખરી બારી સામે આતુરતાથી નજર માંડવી પડે છે. નીરસ છે બધું!

ઈવાન ડિમીટ્રીચ અટકી ગયો અને તેણે પોતાની પત્ની સામે જોયું તે બોલ્યો: 'માશા, તને ખબર છે ને? મારે પરદેશ જવું જોઈએ.'

પાનખરના અંતિમ દિવસોમાં દક્ષિણ ફ્રાન્સમાં, ઈટાલીમાં...હિંદમાં જવાની કેવી મજા આવે તેનો વિચાર હવે તે કરવા માંડ્યો.

તેની પત્ની બોલી: 'હું પણ પરદેશ જઈશ. પણ ટિકિટનો નંબર તો જુઓ.'

'જરા ઊભી રહે!'

તેણે ઓરડામાં આંટા મારવા માંડ્યા અને વિચાર કરવા માંડ્યા. તેની પત્ની ખરેખર પરદેશ જાય તો શું થાય એ વિચાર તેને આવ્યો. એકલા ફરવાની મજા આવે યા રમતિયાળ, બેદરકાર ને માત્ર આજનો લહાવો લેતી તથા આખો વખત પોતાનાં બાળકોની વાતો કર્યા કરતી ન હોય, વારંવાર નિશ્વાસ નાખીને એક...એક પૈસાની ચિંતા ન કરતી હોય તેવી સ્ત્રીઓની સંગાથ ફરવાની મજા આવે. ઈવાન ડિમીટ્રીચની દૃષ્ટિ આગળ ડઝનબંધી પારસલો, થેલીઓ સાથે ટ્રેનમાં બેઠેલી તેની પત્નીની છબિ તરવરી ઊઠી; નાની નાની બાબતમાં હતાશ થતી હતી, ટ્રેનની મુસાફરીથી માથાના દુ:ખાવાની ફરિયાદ કરતી હતી અને ઘણા બધા પૈસા વપરાઈ ગયા તેની ફરિયાદ કરતી હતી...સ્ટેશન આવે એટલે હમેશાં જેને ગરમ પાણી, પાઉં અને માખણ માટે દોડદોડ કરવી પડતી હતી...ભોજનની થાળી તો બહુ મોંઘી પડે એટલે તેની પત્ની એની તો અડે જ નહીં...

તેણે પોતાની પત્ની સામે જોઈને વિચાર્યું: 'મને એક પૈસો આપતાં પણ તે તો મરવા પડશે. લોટરીની ટિકિટ તો તેની છે, મારી ક્યાં છે? વળી તે પરદેશ જઈને શું કરવાની છે? તેને ત્યાં શું જોઈએ

છે ? તે તો હોટલમાં પુરાઈ રહેશે અને મને નજર આગળથી દૂર જવા જ નહિ દે...મને ખબર છે ને !

અને તેના જીવનમાં પહેલી વાર તેને ખ્યાલ આવ્યો કે તેની પત્ની મોટી ઉંમરની થઈ ગઈ છે, સાવ સાદી બની ગઈ છે, હવે તેના શરીરમાંથી માત્ર રસોઈની જ વાસ નીતર્યા કરે છે, જ્યારે પોતે તો સાવ જુવાન, સુદઢ અને તાજોમાજો છે અને ફરી લગ્ન કરવા હોય તો પણ કરી શકે એવો છે.

તેણે વિચાર્યું, 'જો કે આ બધું વાહિયાત છે પણ તેણે શા માટે પરદેશ જવું પડે ? તેથી તેને કયો લાભ થશે ? અને છતાં એ પરદેશ તો જવાની...હું કલ્પી શકું છું...વાસ્તવમાં તો તે નેપલ્સ જાય કે કલીન જાય તેને મન તો બધું સરખું જ છે. તે માત્ર મારા માર્ગની આડે ઊભી રહેશે મારે તેના પર આધાર રાખવાનો. બધી જ સ્ત્રીઓની જેમ તે પણ જેવા પૈસા હાથમાં આવશે એટલે સંતાડી દેશે...તે તેનાં સગાંવહાલાંઓની સંભાળ લેશે પણ મને તો એક પૈસો આપતાં મરવા પડશે...

ઈવાન ડિમીટ્રીચે તેનાં સગાંસંબંધીઓ વિશે વિચાર કર્યો. સાવ કંગાલ ભાઈ–બહેન, માસા–માસીઓ...બધાંને જ્યાં લોટરીના ઇનામની ખબર પડશે એટલે તરત જ ઘૂંટણિયે પડતાં આવશે, ભિખારીઓની જેમ કાકલૂદીઓ કરશે, તેમના ચીકણા, દંભી હાસ્ય વડે તૂટી પડશે. જો કંઈ પણ આપો તો તરત વધારે માગવાનાં. જો ના પાડે તો ગાળો દેશે, શાપ વરસાવશે.

ઇવાન ડીમીટ્રીચને પોતાનાં સગાં–વહાલાં યાદ આવ્યાં, ભૂતકાળમાં તટસ્થતાથી ડોકિયું કર્યું તો તેમના ચહેરા આજે તિરસ્કારપાત્ર અને અણગમતા દેખાયા.

તેણે વિચાર્યું, 'બધા જ સાપ જેવા છે !'

તેની પત્નીનો ચહેરો પણ તેને તિરસ્કારપાત્ર અને અણગમતો લાગ્યો. તેની સામે તેના હૃદયમાં રોષ ભભૂકી ઊઠયો, તેણે ઈર્ષાથી વિચાર્યું–

'તેણે પૈસો શું છે તે ખબર નથી એટલે મખ્ખીચૂસ છે. જો તેને ઈનામ લાગશે તો મને સો રૂબલ આપશે અને બાકીના બધા તાળા-કૂંચીમાં મૂકી દેશે.'

તેણે તેની પત્ની સામે હસીને નહીં પણ તિરસ્કારપૂર્વક જોયું. તેની પત્નીએ પણ તેના સામે તિરસ્કાર અને ક્રોધથી જોયું. તેણે પણ તરંગો દોડાવ્યા હતા, તેની પાસે પણ યોજનાઓ હતી. પોતાના વિચારો હતા. પોતાના પતિના તરંગો વિશે તેને પૂરેપૂરી ખબર હતી. પોતાના ઈનામની રકમ પર પહેલી તરાપ કોણ મારશે એ તે જાણતી હતી.

'બીજાઓને ભોગે સ્વપ્નાં સેવવાં એ બહુ સારી વાત છે.' તેની આંખો જાણે કહેતી હતી, 'ખબરદાર, જો એવી હિંમત કરી તો!

તેની દષ્ટિનો ભાવ તેનો પતિ સમજી ગયો. તેના હૃદયમાં તિરસ્કાર ઘુમરાવા માંડ્યો, તેની પત્નીને ચિડાવવા તેણે ચોથા પાન પર જોયું અને વિજેતાની અદાથી તે બોલી ઊઠયો.

'શ્રેણી ૯,૪૯૯ નંબર ૪૬/૨૬ નહીં.'

તરત જ તિરસ્કાર અને આશા અદશ્ય થઇ ગઈ ગયાં, ઈવાન ડિમીટ્રીચ અને તેની પત્નો બંનેને ખ્યાલ આવ્યો કે તેમના ઓરડા અંધારિયા, નાના, નીચા હતા. ભોજનમાં કશો રસ હતો નહીં, પેટમાં ભાર જેવું લાગ્યા કરતું હતું. સાંજ લાંબી અને કંટાળાજનક હતી....

ઈવાન ડિમીટ્રીયે પોતાનો સ્વભાવ દેખાડવા માંડ્યો : 'આ બધું છે શું? ઘરમાં પગ મૂકો એટલે બસ કચરાપટ્ટી જ દેખાય, અહીં આ વસ્તુ તે વસ્તુ, શું બધું વેરણછેરણ પડ્યું છે? કોઈ કચરો જ વાળતું નથી! હવે તો સાવ ત્રાસી ગયો છું. બસ હવે તો મારે આપઘાત કરવાનો જ વારો આવ્યો છે!' □

## રમત ▱ જયંત પાઠક

કરડ નદીની રેતીમાં
રમતાં રમતાં દાટેલું
તે
હવે જડતું નથી :
જેમ જેમ ખોળું છું
તેમ તેમ ખોવાતું જાય છે
મારું શૈશવ.

પૂરનાં ડહોળાં પાણીમાં
એ રેતી તો તણાઈ ગઈ,
ને એનાં એ પાણી પણ
આજની નદીમાં ક્યાં છે!

આ રમતમાંથી
અધવચ્ચે નીકળી જઈને
ઘેર પાછા ન જવાય-
—ને રમત તો બંધ ના થાય!

## હવા અને ચકલી — સતીશ વ્યાસ

હવા જેવો લય
અને
ઊડતી ચકલી જેટલો શબ્દ !...

પાંખો વીંઝાય તોય કેટલી?
માળો બંધાય તો કેવડો?

ચકલી એટલે ધૂળનું સ્નાન.
ચકલી એટલે વાસના.
ચકલી એટલે ચકચક.
કુંચકુંચ.

ચકલી કંઈ હવાની વિસાતમાં આવે?

હવા એટલે? લ્હેરખી?
હવા એટલે? વંટોળ?
હવા એટલે? વાયુ?
હવા એટલે? શ્વાસ?
હવા એટલે હવા જ.

ચકલી એ તો હવા-તિર્યક

હવા એટલે ચકલી
એવું સમીકરણ કંઈ થાય ખરું?

## શિલા દ્રવીભૂત થાય

દિવ્યેન્દુ પાલિત □ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

શિલા દ્રવીભૂત થાય જ્યારે તારા મુખ પર શીત ગોધૂલિની
અનંત વિશાળ છાયા આવી પડે, ખૂબ દૂરથી
ચાલ્યો જાય કલકત્તાની ચતુર્થ ટ્રામનો શબ્દ, અને તરત હવા.
લાઈલાક ફૂલની વાત જ્યારે મુણી'તી સુવાનીમાં
પ્રેમિકાએ પાઠવેલ પત્રના પડમાંથી, અને
બપોરની લ્હાયમાં પંખીના ગમગીન મુખથી
સરી આવ્યો દેતદૂત, શબ્દો આશ્રય પામતા આગિયાના દેહે.
હવે શીત સમૂહ ફરી આવે લોકલ ટ્રેનની
જડવત્ ભૂમિતિ લઈ, દિશાઓ બદલે રેખાઓ
રક્તની ભીતર, શીત, માત્ર ગોધૂલિવેળા જાણે કે એકાએક કોઈ
શિલા દ્રવીભૂત થાય, વય સ્વયંભૂ ઉપસ્થિત થાય.

## દાયિત્વનો બોજ

બુદ્ધદેવ બસુ □ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

કશું સહજ નથી; કશું સહજ નથી અન્ય.
લેખન, વાચન, પ્રૂફવાચન, પત્રલેખન, વાર્તાલાપ,
જે ભુલાવી રાખે, હાલ પૂરતો તો પ્રતિદિનનો બોજ–
બધું જાણે બૃહદ્ અરણ્યની પેઠે તર્કપરાયણ
બની ગયું છે વિકલ્પકુટિલ એક ચતુર પહાડ.
તે યુદ્ધમાં વારંવાર હારી જઈને, મરી જઈને, મન
જ્યારે કહે છે, માત્ર દેહ લઈને જીવવું તે જ છે, તેને માટે
બધાથી નિર્વાચિત, વાંછનીય, કેમકે તે સિવાય અન્ય
કશું નથી શાંત, સ્નિગ્ધ, અવિચળ પ્રીતિપરાયણ–
હું તેને ત્યારે વિશ્વસ્ત માનીશ, કોઈ એક દીપ્ત પ્રેમિકાના
આલિંગને જ્યારે તે કરશે અસ્તિત્વનો સાર સમર્પિત–

નિહાળું છું બેસેલ દૂર, જો કે તે ઉદાર ઉદ્ધારે
લુપ્ત કરી દીધું છે વિચારવાનું, લખવાનું, વાંચવાનું,
વાર્તાલાપ કરવાનું
તો યે પ્રેમ, પ્રેમિક પર કરીને ઈર્ષા લઈ આવે છે ક્રૂર હઠેજ–
દુરૂહ, નૂતનતર, ક્ષમાહીન દાયિત્વનો બોજ.
કશું સહજ નથી, કશું સહજ નથી અન્ય.

## મોર ▱ કિસન સોસા

તળાવ–કાંઠે ઘટાટોપ વૃક્ષો
ડાળીઓથી ઝૂલી રહ્યું જમીન પર
મેઘધનુષ
પકડવા
નાનકડા હાથો લંબાવી હું
નાનકડા પગે દોડ્યો...
મેઘધનુષ ફર્‌ર્‌ર...ઊડ્યું, બેઠું અન્ય ડાળે
વળી દોડ્યો...ફર્‌ર્‌ર...વળી...
તળાવ–કાંઠે
ઘટાટોપ વૃક્ષોની છાયામાં, વૃક્ષે વૃક્ષે
નાનકડા હાથો લંબાવી મને
દોડતો નિહાળી ઉદ્‌ગ્રીવ
દેવસ્થાનને ઓટલે બેઠાં
સતસંગ કરતા પિતાજી આછું મલકી બોલ્યા:
રહેવા દે બેટા, તારાથી મોર નહિ પકડાય...
હવે
આટલે વર્ષે
તમારું વેણ સાંભરે છે, બાપુ !
મોર
—મોરાથી પકડાયો નહિ તે પકડાયો જ નહિ...

આગિયા □ હેલ્પર ક્રિસ્ટી

પેલા
આગિયાનો
એકાદ ઝબકારો
થયો ન થયો
એટલામાં તો
મેં
વાંચી લીધું
સૂરજનું સરનામું

□

પેલા
આગિયાએ
સૂરજના હોલવાયાની
અફવા વહેતી મૂકી.

□

પછી
પેલા
આગિયાને
મેં પૂછ્યું
શું સાચ્ચે જ
સૂરજ હોલવાઈ ગયો ?
એણે કહ્યું,
તું તો આંધળો છે, આંધળો
શું ક્યારેય સૂરજ સળગતો હતો ?

□

સૂરજ વિશેના
વહેમમાં ને વહેમમાં
આગિયો જોઈને
અચાનક
એક ઘૂવડ
આંધળું થઈ ગયું.

## લક્ષ્મણરેખા ▱ મનોહર જાની

અવાજોના દણ્ડકારણ્ય વચ્ચેથી
ધીમે ધીમે રાવણ ડગલાં ભરે છે.
સોનેરી ખૂટ્ટાવાળા મૃગલાના લેબાસમાં
મારીચ સ્થિર ઊભો છે.
લક્ષ્મણરેખા ઓળંગીને હવે ક્યારેય
સુપ્રજ્ઞા સીતા બહાર નીકળતી નથી.
કદાચ–
–રામ હવે મૃગલાનો શિકાર ખેલવાના નથી.
–લક્ષ્મણ પંચવટી ત્યજીને ક્યાંય જવાના નથી.
ટાઈમ ક્લોકના લોલકમાં ચોંટાડેલો
કાગળનો રાવણ
કેટલીયે વાર
પર્ણકુટીના દ્વાર સુધી
આવી આવીને પાછો વળી જાય છે.

## સાભાર સ્વીકાર

ગુજરાત રાજ્ય, માહિતીખાતું, ગાંધીનગર; તરફથી વિવિધ કાર્યક્રમો અને કાર્યક્રમોની રૂપરેખા અને માહિતી આપતી પુસ્તિકાઓ પ્રગટ થઈ છે.

ગુજરાત રાજ્યની પાંચમી પંચવર્ષીય યોજનાની વ્યૂહરચના : લે. ડૉ. વિ. એચ. જોષી, ૨૦ મુદ્દાનો કાર્યક્રમ : પ્રગતિની ઝાંખી : ગુજરાત, સિદ્ધિનું વર્ષ : ગુજરાતમાં વીસ મુદ્દાનો કાર્યક્રમ–ઊડતી નજરે હકીકતો, આયોજનની પ્રગતિનાં વર્ષો (૧) ભુમિહીન મજૂરોને ઘરથાળ, (૨) ગ્રામ ગૃહનિર્માણ, ગુજરાત : આયોજનની પ્રગતિનાં વર્ષો : પછાત કલ્યાણ; શિક્ષણ; સિદ્ધિનું વર્ષ : ગુજરાતમાં વીસ મુદ્દાનો કાર્યક્રમ; ગુજરાત આયોજનની પ્રગતિના વર્ષો : મજૂર, મજૂર કલ્યાણ : કારીગર તાલીમ યોજના : માનવશક્તિ વગેરે.

## ખારાં મોજાં ▱ રતિલાલ 'અનિલ'

રેતીનો કાળો રંગ ધોઈ નાખવા નહીં પણ એને પોતાની ખારાશ અર્પવા મોજાંઓ તેના પર ફિણોટાતાં ધસી જાય છે....

રેતીનો રંગ ધોઈ નાખવા નહીં, એની ખારાશ ધોઈ નાખવા મોજાં ઓસરે છે....

મોજાં જાણે જે આપવા માટે જાય છે તે ફરી લઈ લેવા માટે મંદ મંદ ખારાં પાણી રૂપે પાછાં ફરે છે ..

ખારાશ આપીને આગળ જવાનું એનું ગજું નથી, એ અવશપણે રેતી પર લાગેલી ખારાશ લહોતાં ખારાં પાણી રૂપે પાછાં ફરે છે.

મોજાંની આવ-જા ચાલ્યા કરે છે, નથી રેતીને એ ખારાશ અર્પી શકતાં, ન તો એનો શ્યામ રંગ ધોઈ શકતાં–એની ખારાશ એનામાં રહી જ જાય છે.. નિજી ખારાશ કોઈને આપી શકાય શું? બસ, આ રટણમાં એ આવ-જા કર્યા કરે છે.

સિસિફસ–જાતે પથ્થર લઈને પથ્થરના પહાડ પર ચઢ-ઊતર કરતો સિસિફસ એ રમતથી કંટાળ્યો...એણે પથ્થર ફેંકી દીધો...એ કાંકરી કાંકરી થઈ ગયો.. એ કાંકરીઓ પરથી જાય છે, પાછો ફરે છે–પણ ખારાશનો બોજ ફેંકી શકતો નથી. ▱

## સાભાર-સ્વીકાર

સુપર્ણા (નવલકથા) લેખક : સુરેન્દ્ર ધી. ઉપાધ્યાય 'સરલ', પ્રકાશક : સૂરજ પ્રકાશન વતી, સરજી સી. લાધાણી, કાજીનું મેદાન ગોપીપરા, સુરત. ૩૯૫૦૦૨, કિંમત દસ રૂપિયા.

# મનમાં આવ્યું



મનોજ



## ગંધના પિતા બાળક હોય ?

કાવ્યમય કે કાવ્યાભાસી શિર્ષક દ્વારા વાચકને પ્રથમ નજરે આકર્ષતા વિચારલેખો કે ટૂંકા નિબંધોની એક અખતરિયા તરાહ શરૂ થઈ છે અને તેમાં શ્રી વાડીલાલ ડગલી અને સૂરતના શ્રી ગુણવંતભાઈ શાહ મોખરે છે. પ્રથમ નજરે સ્ફૂર્તિલા લાગતાં વાક્યો, તરત સ્પર્શવાની અધીરાઈ ધરાવતાં ઉદાહરણો અને તાજપનો વહેમ જન્માવતો ઓપ-ક્યારેક ઘટાટોપ પણ વર્તાય. વિચાર-ચિંતનપ્રધાન ગદ્ય વિચારસૌષ્ઠવ, પ્રૌઢી અને શબ્દપ્રબંધ તથા શબ્દપસંદગીની ચોકસાઈની અપેક્ષા જન્માવે છે, પણ આ તરાહના લેખો કે ટૂંકા નિબંધો, સ્વસ્થપણે, વિચારપૂર્વક વાંચતા વાચકની અપેક્ષાને આઘાત આપે છે. શ્રી હરીન્દ્રભાઈ દવેએ શ્રી વાડીલાલ શબ્દપસંદગી માટે કેટલી ચીવટ અને ખોજ કરે છે તેનો નાટકી લાગે એવો એક પ્રસંગ ટાંક્યો છે—એમના એક પરિચયલેખમાં, પણ એ શબ્દપસંદગી અને શબ્દપ્રબંધમાં કેવા કાચા છે તે શ્રી દલપત પઢિયાર જેવા અભ્યાસુ હોવાનો કશો જ દાવો ન કરનારા અને લેખક હોવાનો ય કશો ક્લેમ ન કરનાર યુવાને 'સંભવામિ'ના બીજા અંકમાં અનેક ઉદાહરણો સહિત ચીંધી બતાવ્યું છે. અપરિપક્વ ગદ્યનાં લક્ષણો શ્રી વાડીલાલનો કોઈક લેખ વાંચતા દેખાતાં જ હતાં, હવે એવા લેખો ગ્રન્થસ્થ થતાં અને કાકા કાલેલકર પછી ગુજરાતને બીજો સમર્થ નિબંધકાર ન મળ્યો હોય એવા ઉત્સાહથી પુસ્તકના પ્રકાશન સાથે યુદ્ધના ધોરણે એક સાથે આઠ-નવ સામયિકો

અવલોકનો આવી ગયાં અને ગુજરાતના સાહિત્યજગતમાં કોઈ અભૂતપૂર્વ ઘટના બની હોય એવો આડંબર રચાયો ત્યારે એ ગદ્યની નિરાંતે સ્વસ્થપણે તપાસ કરવાનો સાહિત્યધર્મ કોઈકે બનાવવો રહ્યો.

## આકર્ષક શૈલીનાં ભયસ્થાનો

આચાર્યો અને શિક્ષકોનું મુખપત્ર 'નૂતન શિક્ષણ' ચારેક હજાર નકલોનો વ્યાપક ફેલાવો ધરાવે છે. એના એક સંપાદક કેળવણીકાર અને હવે જાણીતા લેખક શ્રી ગુણવન્તભાઈ શાહનો એમાં એક તાજો વિચારલેખ છે, 'તાણેલી પણછ જેવું જીવન.' સ્વસ્થ ચિત્તે એનો પહેલો પેરો વાંચ્યો ત્યારે પ્રતીતિ જ થઈ કે નીતર્યું ગદ્ય લખવું કેટલું દુષ્કર, દોહ્યલું છે. 'હરિજન'માંના મો. ક. ગાંધીની સહીથી છપાતા લેખોનાં શિર્ષકો યાદ આવ્યાં, 'સાચું' હોય તો ખોટું' 'એક તીખો કાગળ' વિ. કેવાં સચોટ, સાદાં, નીતર્યાં તથા અર્થસૂચક બની રહેતાં એ શિર્ષકો! અને પ્લાસ્ટીક અને સનમાયકા યુગમાં આવેલા ઝગારા મારતા અબરખિયાં શિર્ષકો ક્યાં!

ખબર નથી કે વ્યાપક ફેલાવો ધરાવતા, આચાર્યો અને શિક્ષકોના જ મુખપત્રમાં છપાયેલા આ લેખ વિષે કોઈને કશો પ્રશ્ન થયો કે કેમ! મને લાગે છે કે પ્રશ્ન નહીં, પ્રશ્નો થવા જોઈએ! વર્ષોથી ડિક્ટેશન તપાસનારા અને માર્ક મૂકનારાઓને આદતના જોરે પણ વાક્યે વાક્યે અટકીને લાલ પેન્સિલ હાથમાં લેવા જેવું લાગવું જોઈએ. જો એમ ન થયું હોય તો આચાર્યો અને ભાષાશિક્ષકોની યોગ્યતાની પરીક્ષા લેવાનો ઉપાય યોજવો જોઈએ.

આકર્ષક શૈલીનું વળગણ લેખકને કેટલું જોખમી નીવડે છે તેનું જીવંત ઉદાહરણ શ્રી જિતુભાઈ પ્ર. મહેતા છે. સદ્દગત મેઘાણીભાઈની 'કલમ કિતાબ' કોલમ ખૂબ વંચાતી હતી ત્યારે 'જન્મભૂમિ'માં એ લેખકની 'રસ્તે જતાં' કોલમ પણ અતિ લોકપ્રિય હતી. પણ આકર્ષક શૈલીનો મરણફટકો કેવો હોય છે તે આજે જોઈ શકાય છે. શક્તિશાળી લેખકની કરુણતા વાચકની યે કરુણતા જ છે.

પ્રસ્તુત લેખનો પ્રથમ પેરો તપાસીએ—

૧. 'વિલિયમ્સ જેઈમ્સ' જાણીતા મનોવૈજ્ઞાનિક હતા. (માનાર્થે બહુવચન) એણે (એકવચન! એક વાક્યમાં જ માન પૂર્ણ થઈ ગયું!) એક વિચારવા જેવી વાત કરી છે. ચેઈન ખૂબ ટાઈટ હોય છે ત્યારે સાયકલની ગતિ બરાબર નથી રહેતી. (મધ્યમ માર્ગ વિશે બોલતાં ભગવાન તથાગતે આપેલું, વીણાના તાર અતિ તંગ હોય તો વીણા વાગવી જોઈએ એમ ન વાગે અને તાર વધારે ઢીલા હોય તો યે વીણા વાગવી જોઈએ એમ ન વાગે—એ ઉદાહરણ સૂક્ષ્માર્થમાં વધારે સચોટ અને યોગ્ય નહોતું?) સંકલ્પો આપણા મનની પણછ તાણેલી રાખે છે. તીર ખૂબ દૂર સુધી મોકલવાની (જે રીતે ચીજ–વસ્તુ કોઈના દ્વારા મોકલાય છે એ રીતે આ તીર મોકલવાનું હોય નહીં (તીરંદાજી માટે, ડિલીવરી માટે અચૂક યોજાતો 'સર્વિસ' શબ્દ યોજાય નહીં) એ તો નિશાને 'પહોંચાડવા', 'છોડવાનું' હોય)ને કારણે પણછને જેમ બને તેમ વધુ ખેંચવી જ પડે છે. માણસને (લેખક 'આપણા' પરથી, ત્રીજી વ્યક્તિ 'માણસ' પર આવે છે) જીવનમાં ઘણું બધું પ્રાપ્ત કરવાની આકાંક્ષા (કે મહત્ત્વાકાંક્ષા?) રહે છે. (બહુ ઓછા માણસને–ઘણા ખરા તો ટકી રહેવાથી આગળનું વિચારી શકતા જ નથી!) પોતાનું તીર ખૂબ દૂર સુધી જાય અને ધાર્યું નિશાન પાડે (વીંધે નહીં! બધાં જ ઊડતાં પક્ષી પાડે? તે વીંધ્યા વિના પડે ખરાં?) એ માટે આખી જિંદગી માણસ ('એ' શબ્દ ચાલતે–નામ અનિવાર્ય નથી.) પણછ તાણતો રહે છે. (એટલે કે જીવનના અંત સુધી તીર છોડી શકતો જ નથી! પછી નિશાન વીંધવા–પાડવાની તો વાત જ ક્યાં આવે?) જીવનમાં (એક માણસ એની પોતાની જ હરીફાઈ કરે! અહીં 'માણસોમાં' શબ્દ ન જોઈએ?) આ હરીફાઈ ચાલ્યા કરે છે કોઈનું તીર દૂર સુધી પહોંચે, (મોકલાય નહીં જ!) એટલે બીજાઓ તેની અદેખાઈ કરવાના જ (બીજાઓ એટલે પ્રતિસ્પર્ધીઓ, પરમહંસોનો એમાં સમાવેશ ન થાય.) તીર આગળ વધે છે (ઉપર 'પહોંચે' છે, પહોંચ્યા પછી કયું તીર આગળ વધે? ઘરે પહોંચ્યા પછી કોણ આગળ વધે? 'જવું' એ 'પહોંચવું' નથી.) આખી (આ શબ્દનું શું પ્રયોજન? અહીં કોઈ અડધી રમતની તો વાત થતી નથી! 'આ' જોઈએ ને?) રમતના બે અગત્યના શબ્દો છે, હરીફાઈ અને સરખામણી. આ બે શબ્દોએ (કે એ શબ્દોથી

સૂચવાતી માનવપ્રવૃત્તિએ ?) દુનિયાની શાંતિને બેચેન બનાવી મૂકી છે.' (બેચેન થાય તેને કઈ રીતે 'શાંતિ' કહી શકાય ? 'શાંતિ' અને 'બેચેની' એ કંઈ વ્યક્તિસમૂહો નથી—મનની ભાવસ્થિતિ સૂચવતા શબ્દો છે).

પેરામાં કૌંસમાંના શબ્દો મારા છે.

## સદ્ભાગી શંકરાચાર્ય

શ્રી ઉમાશંકરભાઈ સંપાદિત 'ક્લાન્ત કવિ' સંકલનની બીજી આવૃત્તિ પ્રગટ થઈ તે 'સંવર્ધિત' હોવાનું વંચાતું નથી. 'પ્રજાબંધુ' સાપ્તાહિકમાં સદ્ગત શ્રી સંજાનાએ એ પુસ્તકની તલાવગાહી વિસ્તૃત ચર્ચા 'કલાન્ત કવિ કે કલાન્ત કવિ ?' શિર્ષકે હપ્તાઓ સુધી કરેલી તે જેમણે કશા પૂર્વગ્રહ કે અભિનિવેશરહિત વાંચી હશે અને પ્રસ્તુત સંકલન પણ જોયું હશે તેમને આ માત્ર 'બીજી આવૃત્તિ'થી આઘાત લાગશે. મૂળ સંપાદન, સંકલન એટલા બધા ઉઘાડા દોષોથી ભરપુર છે કે નવી આવૃત્તિની સમૂળી કાયાપલટ થઈ જવી જોઈએ. એવું ન થયું હોય તો, શ્રી ઉમાશંકરભાઈનું આ વલણ આઘાત અને વિષાદ પ્રેરનારું છે. ચિંતક, વિચારક એવા સર્જકને પણ સત્યનો આદર ન હોય તો તેમની બધી લીલા અહમ્ કે અચળ પ્રતિષ્ઠાના આગ્રહની સૂચક ન લાગે ? 'મહાજન મા–બાપ, પણ મારી ખીંટી નહીં ખસે' એવા વલણમાં રહેલી સત્યની હાડોહાડ ઉપેક્ષા સ્તબ્ધ કરી મૂકે એવી છે.

આદિ શંકરાચાર્યના સદ્ભાગ્યની જેટલી યે સરાહના કરીએ તેટલી ઓછી છે. એમણે કહેલું સત્ય લાગતાં મંડનમિશ્રે તે સ્વીકારી લીધું અને નિખાલસપણે પોતાનાં ગૃહીતો અને પ્રતિપાદનો છોડી દીધાં... 'કલાન્ત કવિ'ની બીજી આવૃત્તિ 'સંવર્ધિત' ન હોય તો કહીએ કે આદિ શંકરાચાર્ય વર્તમાને થયા હોત તો એમનો ચરમ પુરુષાર્થ કરુણપણે વિફળ જાત...સંજાનાના પ્રસ્તુત વિવેચનને બહુમુખી પ્રતિભાનો પ્રખર પુરુષાર્થ જ કહી શકાય.

'કલાન્ત કવિ કે કલાન્ત કવિ ?' પુસ્તક રૂપે પ્રગટ થાય એમ ઇચ્છીએ.

## અવલોકન : રસળતું કે લપસણું ?

અવલોકન માટે મળેલા પુસ્તક વિશે ત્રણ વર્ષના સુદીર્ઘ સમય પછી શ્રી દિલાવરસિંહ જાડેજાએ અવલોકન લખ્યું. (ગ્રન્થ-જૂન, ૧૯૭૬). હાસ્યરસની ધારા તો રસળતી જ વહે એવા વહેમમાં એ અવલોકન રસળતું લખાય તે પહેલાં લેખક શરૂમાં અવતરણ ન આપે તો પોતે અધ્યાપક છે એ શી રીતે સિદ્ધ થાય ? એટલે અધ્યાપકીય મંગળાચરણ પછી ઉપલકિયાં અવલોકનો લખવાની અ-શ્રમસાધ્ય કળા વિકસી છે, તેના સિદ્ધહસ્ત અભ્યાસુ લેખે, એ તરત ગુજરાતના સદ્ભાગ્યને સંભારે છે—આથી માંડીને તે સુધીનું આમાં સમાય છે, એમ કહે છે, પણ કઈ કૃતિમાં શું સમાય છે અને ઉભરાય છે એ કહેવા માટે તો શ્રમ કરવો પડે, અને એમાં વળી ઓછુંવત્તું લખાય તો કોઈ પ્રશ્ન પૂછે, શંકા કરે એટલે બધિ ભારે જ કહેવાનું બિનજોખમી કામ રસળતું જાય તો સારું એવું તત્કાળજ્ઞાન થતાં થોડાંક ઉદાહરણો આપવાનો રિવાજ છે એટલે તે આપે છે—પછી 'કુમાર સ્કૂલ'ના સંસ્કાર આડે આવે છે ! આવાં ઘણાં સંકલનો કમભાગ્યે થયાં નથી એટલે એ 'સારો ઉમેરો કરે છે' એમ તો લખી શકાય નહીં એ મુશ્કેલીમાંથી તરત માર્ગ કાઢવામાં 'કુમાર-સ્કૂલ'ના સંસ્કાર વહારે ધાય છે અને—'હાસ્યરસ તથા ગુજરાતી હાસ્ય વિશેના અનુક્રમે શ્રી જ્યોતીન્દ્ર દવે તથા ડૉ. મધુસુદન પારેખના લેખો સંપાદનની ઉપયોગિતા વધારે છે.'

ગુજરાતી વાચકને પુસ્તક નહીં તો યે તેનાં એક-બે અંશ 'ઉપયોગી' છે એવું ન કહેવાય તો તે સામે પણ ન જુએ એવા વહેમથી તે પુસ્તક સારા ઉમેરા રૂપ નહીં તો ઉપયોગી હોવાનું કહેવું જ જોઈએ એવો સામયિકી અવલોકન સંપ્રદાયનો એક આધાર બની ગયો છે !

આ લેખો કઈ રીતે સંપૂર્ણ અને કેટલા અંશે અપૂર્ણ છે એ કહેવા માટે તો શ્રમ જ નહીં, શ્રી સુરેશ હ. જોષીનો શબ્દ યાદ કરીએ (એ ઉપયોગી લાગે છે ને ?) તો 'પશુશ્રમ' પણ કરવો પડે !

સાહિત્યચર્ચાની એક અંતરંગ ક્ષણે નિખાલસ પ્રસન્ન વાતાવરણમાં આ લખનારે શ્રી યશવંતભાઈ શુક્લને પૂછેલું : 'શ્રી

મધુસૂદનભાઈ પારેખના હાસ્યરસના લેખસંગ્રહ વિશે શું કહી શકો?' એમણે માર્મિક શબ્દો કહ્યા, લખ્યું ભલે, પણ સંગ્રહ કરવો જોઈતો નહોતો. (સંગ્રહ પહેલો.) આવા વિવેકી (!) લેખક અધ્યાપક હોય એટલે વિવેચન ન કરે તો ન્યાતનો ગુન્હો કર્યો યે લેખાય અને ધાતિનો હક જતો કર્યાની ખોટી પરંપરા પાડયાનું પાતક પણ કરી બેસે એટલે ગુજરાતી હાસ્યરસ અને એના લેખકો વિશે લખી કાઢે (તે પાછું ઉપયોગી તો થવાનું જ—એટલે તો ખાસ લખવું જ જોઈએ!) તો એ કેટલે અંશે પરિપૂર્ણ કે અપૂર્ણ છે, કયાં વિધાનો ચર્ચાસ્પદ કે વધુ વિચાર લાગે છે એ તપાસવાનો પરિશ્રમ કોણ કરે? આ તો ત્રણ લીટીમાં ઉકલી ગયું!

હા, પણ એકાદ સૂચન ન કરે તો અવલોકનકાર બહુશ્રુત કે અભ્યાસુ નથી એવો કોઈને વહેમ જાય એટલે લખે છે—'દૈનિક પત્રમાં પ્રગટ થતી 'વનમાળી વાંકા' (દેવેન્દ્ર ઓઝા)ની એકાદ કટાક્ષિકા નમૂનો દાખલ આપવા જેવી હતી.'

હાસ્યરસિક સાહિત્યમાં અખબારી કૉલમોનો ફાળો કે તેનાથી પડેલી તરાહના પરિચય માટે એવાં સર્જનોનો અલગ વિભાગ જ અપાવો જોઈતો હતો! અવલોકનકાર બિચારા દક્ષિણ ગુજરાતનાં દૈનિકો તો કયાંથી વાંચે! અવલોકન માટે એટલી જહેમત તો વધારે પડતી ગણાય! એટલે, ભાઈશ્રી બળદેવ મોલિયા, સદ્‌ગત 'વિનોદી'ની રચના કેમ નથી—આ સંચયમાં સ્થૂળ હાસ્યના યે નમૂના છે, તો હવે સદ્‌ગત જનાબ 'બેકાર'ના અગિયાર સંગ્રહોમાંથી કેમ એક લેખ નથી? એમ પૂછતા જ નથી! (તેથી કંઈ અવલોકનની 'ઉપયોગિતા' ઘટે છે એમ કહેવાય?) 'રેખા' માસિકે ઉચ્ચ પ્રકારના પત્રકારત્વ દ્વારા માર્મિક વ્યંગ્યની એક બુદ્ધિપ્રધાન પરંપરા કેમ સર્જી અને સદ્‌ગત શ્રી નવલરામ ત્રિવેદી જેવાએ અતિ વિશિષ્ટ કહી શકાય એવી નિબંધિકા સર્જી તેનો ઉલ્લેખ તો, વાંચી કે કોઈ વાંચનારે કહ્યું હોય તો લખે ને!

હવે આ નમૂનારૂપે કટાક્ષિકા આપવાનું સૂચન કર્યા પછી ચારેક કૃતિ સંચયમાંથી પડતી મૂકવાનું સૂચન કરે છે, શા કારણે? અવલોકન-

કારના મતે એ 'નૈસર્ગિક વિનોદવૃત્તિની કમીનાવાળી' છે!

શ્રી વનમાળી વાંકાની કોઈ પણ કટાક્ષિકાને **'નૈસર્ગિક વિનોદવૃત્તિની પૂરાંતવાળી'** કહી શકાય એમ છે? અવલોકનકાર રસળવા જતાં અહીં લપસી પડ્યા છે. પેલી 'ટાંગ ઊંચી'નું રૂઢિવાક્ય સાંભરે ખરું!

હાસ્યરસ વિશે કોઈ પણ લલ્લુભાઈ કે લખીબહેન લખે અને ક્યાંક પણ **'નિર્દંશ હાસ્ય'** શબ્દો ન લખે તો મંગળ ફેરાનો પાંચમો ફેરો જ ચૂકી ગયા જેવી દુર્ઘટના બને! એટલે શ્રી જાડેજા પણ એકેક ઠેકાણે એ શબ્દો પુરોગામીઓને પગલે પગલે ચાલી 'આચરણવૃદ્ધિ' કરે છે–(સારો ઉમેરો જ કહો ને!)

હવે અક્કલ ચલાવે તેને તરત પ્રશ્ન થાય–શ્રી દેવેન્દ્રભાઈ તો હાડોહાડ લાગી આવે એવો ખુલ્લો ઉપહાસ કરતાં જ આગળ વધે છે! (છાણના દેવને હીરાની આંખ ન હોય–એવી સભાનતાથી!) તો પછી પેલા **નિર્દંશ હાસ્ય**ના અકાળ અવસાનનું શું? 'નૈસર્ગિક વિનોદવૃત્તિની કમિના'નું શું?

શ્રી દેવેન્દ્રભાઈ 'હાસ્યધારા'ના અવલોકનનું પ્રતિઅવલોકન એમની ચાળાપાડું અવળવાણીમાં લખી કાઢે તો તે અવલોકનકારને **પ્રેરક, બોધક** અને ભવિષ્ય માટે **માર્ગદર્શક** નીવડે!

## અખાની ત્રીજી આંખનો મહાભય!

'આંખનું કાજળ ગાલે ઘસ્યું' જેવો લલિત રસિક વ્યંગ્ય કરનાર વેદાંતી અખો વીંધી નાખવાની ચરમ સીમાએ પહોંચે, પણ લટકાળા વિનોદ–પ્રપંચના 'ચાળાચસ્કા' (એની ભાષામાં!) કરવા રોકાય જ નહીં–! એવી લીલાની તો એને ભારે એલર્જી! 'શણગટ વહુ' અને રસિક સસરો એની હડફેટે ચઢે, અને તીર્થે સ્નાન કરનારને આઘાત લાગે એમ 'મૂરખ' પણ કહે, અને કથા સાંભળનારને 'તારા તો કાન ફૂટ્યા એમ મોંફાટ કહી દે, અને

–ઊંડો કૂવો ને ફાટી બોખ–
–લાંબો દાંતો વહેલો ખરે–

એવો ખુલ્લો ફોડ જ પાડે છતાં, એ અખાને ત્રીજી આંખ છે, એ જો ખૂલે તો સામી વ્યક્તિ કામદેવ નહીં પણ વિવેચક પણ હોય તો યે બળીને ખાખ થઈ જાય! એટલે અખાની કવિતા વિશે લખનાર, કોઈ પણ ભૂલેચૂકે ય 'નિર્દંશ હાસ્ય'ને વચ્ચે કે છેડે લાવવાનું સાહસ કરતું જ નથી!

'સરદાર વલ્લભભાઈનાં ભાષણો'નું અવલોકન લખનાર 'સરદારની કેટલી યે ઉક્તિઓ નિર્દંશ છે એમ કહી ન શકાય' એવું મોળું મોળું લખે તો યે શોધ ભારે પડે! 'સમરથકો નહીં દોષ ગુંસાઈ' — તો વિવેચક એટલો સમર્થ કેમ નથી થતો કે સરદારની જેમ એ પણ બેધડક સાચું લાગે તે કહે? કેવળ શબ્દકોશના શબ્દો સેવવાથી એવું પ્રખર સામર્થ્ય આવતું નથી. સરદારના શબ્દોની ધાતુ વ્યાકરણ-સિદ્ધ નહીં, પણ એ લોહપુરુષ જે ધાતુના બનેલા હતા, તે હતી.

ગુજરાતમાં લટકાળા અવલોકનકારોનું સ્થાન એવા લોહપુરુષ ક્યારે લેશે?

## બાળકની માતાને ચૂંટી અને રુદન

'રેમઠ'ના સંસ્કાર ખરા જ, એટલે 'રેમઠ'ના કોઈક પ્રકાશનને સંભારી આપે એવી 'સંભવામિ' નામે લઘુ પત્રિકાના બે અંક શ્રી ઈન્દુ પુવારે પ્રગટ કર્યા છે, તે શ્રી જાડેજા જોઈ જશે તો 'નિર્દંશ હાસ્ય' વિશે લખવાની ઘણી સામગ્રી અને પ્રેરણા તેમને મળશે!

નિર્મળ પુરુષ શ્રી હરિવલ્લભ ભાયાણી સાહેબ, એમના પ્રગટ નિશ્છલ નિખાલસભાવે પ્રથમ પત્રિકા જોઈને લખે છે—

'વિનાશાય ચ દુષ્કૃતામ્' અને 'પરિત્રાણાય સાધુનામ્' એના કરતાં અમતા (અવતારકાર્ય) તરીકે આપી હોય એમ લાગે છે. પણ જે મોટા સ્કેઈલ પર દુષ્કૃત્ય કરનારાઓની ખબર લેવાનો આમાં આરંભ છે, તે જોતાં બચાવવા જેવો કોઈ 'સાધુ' બાકી રહેશે કે કેમ એવો સવાલ સહેજે થાય. રોષ અદમ્ય લાગે ત્યાં પણ માત્ર તેનાથી જ રોગનો ઉપચાર કેટલો થાય?!

ગુજરાતી સાહિત્યમાં લગભગ સર્વવ્યાપી બનેલા રોગનો આ ઉપચાર કેટલોક કારગત થાત? ભાયાણી સાહેબનો આ પ્રશ્ન

ચિંતનીય છે. જે પણ ભાયાણી સાહેબ જાણતા જ હોય કે બાળક ખુદ પોતાની માતાને અમુક સંજોગોમાં ચૂંટી ખણી પોતે પછી રડે છે. ગુજરાતી સાહિત્યમાં, મંડળી રચવાના લાભોમાં કવિ નર્મદે નહીં ગણાવેલા લોભો પામવા કાયદેસર અને બિનબંધારણીયે (ગેરકાયદે નહીં!) મંડળીઓ રચાઈને કાવતરાં યે કહી શકાય એવાં દંભાચરણો આચર્યાં છે તે જોઈને રોષે ભરાઈ આવડે તેવી ચૂંટી ખણતા છોકરડા વાસ્તવમાં રડે છે. ચૂંટી ખણી તેમના પ્રત્યે એમને વહાલ સાથે રોષ છે; અસંમતિ મિત્રો આ એક પ્રકાર છે. ચૂંટી ખણનાર શિશુને કેટલીક માતા, ધમેડી મારે છે. એનાથી 'સંભવામિ'ના પ્રકાશક શ્રી ઈન્દુ પુવાર અજાણ્યું તે નહીં જ હોય.

શ્રી જશવંત શેખડીવાળો 'સંભવામિ'નો પ્રથમ અંક જોઈ લખીશું.

## ચૂંટી, રીઢા-સિન્ડીકેટી સાહિત્યકારો

'સંભવામિ'નો 'વાવાઝોડા અંક' એક નાનકડા પત્રરૂપે પ્રગટ થયો છે. તેમાં ઝાઝી વાચનસામગ્રી નથી, તેમ છતાં જે કંઈ છે તે ઠીક ઠીક આનંદ અને વિચાર પ્રેરે તેવી છે. પત્રની સમગ્ર સામગ્રી કટાક્ષ–વ્યંગ્ય–ઉપહાસ ટીખળથી ભીંજાયેલી છે. કદાચ ચોમાસાની અસર હોય. છતાં હવાઈ ગઈ નથી. તેમાંની હળવાશ આનંદજનક છે, તેમ તેમાંના વ્યંગ્ય પાછળથી અદ્ભુત ચતું સત્ય પણ વિચારપ્રેરક છે.

ગુજરાતી સાહિત્યક્ષેત્રે પ્રવર્તતી વિચિત્રતા અને વિકૃતિને દૂર ન કરી શકાય તો પણ આંખોમાં આંજી એમ ખુલ્લી તો પાડી શકાય અને આવું કાર્ય વ્યંગ્ય કટાક્ષ ઉપહાસ દ્વારા થઈ શકે. તમે આ શસ્ત્રને 'સંભવામિ'માં ઠીક ઠીક અસરકારક રૂપમાં વાપર્યું છે. જે સાહિત્યકારો અને કૃતિઓનો તમે ઉપહાસ કર્યો છે તેમનો ઘણાખરા (બધાં નહીં) એને પાત્ર છે જ. ગુજરાતી સાહિત્યક્ષેત્રે જામેલી અમુક 'સિન્ડીકેટ'ની છત્રછાયા નીચે ઘણા સામાન્ય કવિઓ, નવલકથાકારો, વિવેચકો અનુચિત પ્રતિષ્ઠા પામ્યા છે. ગુ. સાહિત્ય પરિષદ તેમ જ અન્ય સાહિત્યિક સંસ્થાઓમાં પણ આજ 'સિન્ડીકેટ'નું વર્ચસ્ છે. તે ધારે તેને તારે છે, ધારે તેને મારે છે. એટલે તો એમના દ્વારા અપાતા

ચન્દ્રકો, પુરસ્કારો હવે ખરેખર 'અમૂલ્ય' બની રહ્યા છે! આ ધૃષ્ટ, રીઢા–સિન્ડીકેટી–સાહિત્યકારોએ ના કેટલાક કૉલેજો, વિશ્વવિદ્યાલયો, સરકારી–અર્ધ સરકારી સાહિત્યિક સંસ્થાઓમાં ઉચ્ચ સ્થાનોએ હોવાથી સત્તા, લાલચ, ભય બતાવી અન્ય ઘણા સાહિત્યકારોને પોતાની ટોળીમાં સામેલ કરી શક્યા છે. તેમના 'એજન્ટો' તમને સર્વત્ર મળી શકશે. આવાં, સાહિત્યક્ષેત્રને દૂષિત કરી રહેલાં, રોગજનક જંતુઓની ઓળખ કરાવવાની તમે કરેલી હિંમત માટે તમને ધન્યવાદ ઘટે છે.'

અને છેલ્લે–

અમદાવાદની હ. કા. કૉલેજે (પ્રાચાર્ય શ્રી યશવન્ત શુક્લ–ટ્રસ્ટી લોકમિલાપ ટ્રસ્ટ) મિલાપ કાર્યાલય તરફથી પ્રગટ થનારા 'શિશુ સાહિત્ય'ના દસ સેટનો ઑર્ડર આપ્યો છે!

ઉચ્ચ શિક્ષણની આ સંસ્થામાં બાલાવબોધી વિવેચન ચાલતું હશે એથી બી. એ.; એમ. એ.ના વિદ્યાર્થીઓને ઈતર વાચનરૂપે એ શિશુસાહિત્યના સેટ 'ઉપયોગી' નીવડવાના હશે! □

## સાભાર સ્વીકાર

**સંતવાણી:** ભજનો અને પદોનો સંગ્રહ; **દિલવાલોંકી શાયરી:** ગુજરાતના ગઝલકારોના ચૂંટેલા શે'રોનો સંગ્રહ; **દિલદારોંકી શાયરી:** ઉર્દૂ તેમજ ગુજરાતી શાયરીનો સંગ્રહ; **મસ્તોંકી શાયરી:** ઉર્દૂ અને ગુજરાતી શાયરીનો સંગ્રહ; પ્રત્યેક સંગ્રહના સંકલનકાર શ્રી દાસબહાદુર વાઈવાલા; પ્રકાશક: હરિહર પુસ્તકાલય, ટાવર સુરત; મૂલ્ય: સંતવાણીના રૂ. ચાર, અન્ય દરેકના ત્રણ

# અને ત્યારે

વિજય શાસ્ત્રી

જગત આપણી સાવ જ નજીક છે એમ કહેનાર કવિ વર્ડ્ઝવર્થ, નજીકમાં નજીકનો લોહીનો સમ્બન્ધ ધરાવનારા મા–દીકરાની વચ્ચે પણ ખાસ્સું અંતર બતાવી અસંગતિ ભણી આંગળી ચીંધનાર આલ્બેર કામૂથી સાવ સામેના છેડે જઈ ઊભા રહે છે. લાગે છે કે બંને સંવેદનપટુ જીવોએ અંતિમે જઈને જ પોતાને લાધેલાં સત્યોને વાચા આપી છે. એકબીજાથી તદ્દન વિરુદ્ધનાં હોવા છતાં બંને પાછાં 'સત્યો' પણ હોઈ શકે એ પણ એક આહ્લાદક વિ–સંગતિ જ છે. વર્ડ્ઝવર્થની વાત પણ મુક્ત-ક્ષણોમાં સાચી અનુભવાય છે. કેટલીક ક્ષણો દરમિયાન જ્યારે વ્યવહારની કોઈ પ્રવૃત્તિ નથી હોતી ત્યારે બારીમાંથી સામેનું મેદાન દેખાયા કરે છે. મેદાન એની જગ્યાએ મૂંગુ મૂંગુ જમાનાઓથી, કદાચ સૃષ્ટિના આરમ્ભથી જ 'જીવતું' આવ્યું છે. સમયના અદૃશ્ય પવનો એ મેદાન પર થઈને વાતા રહે છે. આપણે તેના તરફ સભાન નથી હોતા ત્યારેય મેદાનની હયાતી મૂકપણે શ્વસતી રહે છે. ખાસ કશો વિશેષ ન ધરાવતો એવો પરિવેશ નજર સામે, આપણી સામે, પોતાને ટકાવતો ઊભો હોય છે. ક્યારેક તે તટસ્થ લાગે છે. ક્યારેક તે મૈત્રીપૂર્ણ લાગે છે. કવિવેડાને બાજુ પર મૂકીને ઘડીભર નિર્જન બનીને જોઈએ તો બધી વસ્તુઓ આપણી સાથે કશી પણ લેવાદેવા વિનાની, કોરીકટ લાગે. પણ કેટલીક વાર સાવ નિર્દય નથી રહી શકાતું. વરસાદની ઝાપટો ખાઈ ખાઈને ઊખડી ગયેલા રંગવાળો ઓટલા પરનો બાંકડો, અકિંચન છતાં નિઃસ્વાર્થ સ્વજનની જેમ આપણે માટે સહૃદયતા ધરાવતો લાગે છે. આંબાનું વૃક્ષ કેટલાક કવિઓની નજરે પડી ગયું તેથી ચવાઈ ગયું ભલે હોય પણ અત્યારે જે ચોક્કસ આમ્રવૃક્ષ નજર સામે વહેતા વાયરામાં ધૂણે છે તેની સાથે એક સૂક્ષ્મ ઘરોબો કેળવાઈ ચૂક્યો છે. એ (અને એ જ) વૃક્ષ આપણું પોતાનું હોઈ શકે છે. બીજાં અનેકાનેક, કદાચ આથીય વધુ ઘેઘૂર, મનોહર વૃક્ષો આ સૃષ્ટિમાં હશે જ છતાં બારીની સામેના આ આમ્રવૃક્ષ સિવાય બીજા કશા માટે મમતા થઈ શકતી નથી. અને શબ્દોની લેશમાત્ર પણ મદદ લીધા વગર, માત્ર વૃક્ષને તાકયા

કરવામાં, અન્યમનસ્ક બની જવામાં જાતને ખોઈ નાખવાનું ગમે છે. પણ વૃક્ષસમાધિમાં, પેસેન્જરેથી ભિભરાઈને ઘરઘરાટ કરતી જતી બસ ભંગ પાડે છે. એ બાપડી હાંફતી હાંફતી રસ્તો વીંધતી પસાર થાય છે. ત્યારે તેને જોઈ સહસા ઘૃણાથી મન ભરાઈ જાય છે. અંધારું તેના સમયે ઊતરી આવવાનું જ છે. વૃક્ષો સાવ કાળાં બની જવાનાં છે. અંધકારમાં વિસ્મૃત થતાં જતાં વૃક્ષોના આત્મવિલોપનની કોઈ એક ચોક્કસ ક્ષણ પકડી શકાતી નથી. ઠેકઠેકાણે પ્રકાશતા થવા માંડેલા વીજળીના દીવાઓ નિતર્યા અંધકાર સાથે બીભત્સ જંગ માંડે છે. તેઓ અંધકારના વિરાટકાય પહાડને ઠેકઠેકાણેથી વીંધી નાખે છે. સહસ્રાક્ષ ઈન્દ્રની જેમ અંધકારની કાયા અનેક સ્થળેથી પ્રકાશમય બની રહે ત્યારે એની વર્ણસંકરતા કઠે તેવી બની રહે છે. સહસા અરણ્યની કેડી પર પથરાતા નીરન્ધ્ર અંધકારની અક્ષુણ્ણતા અદેખાઈનો ભાવ જન્માવતી યાદ આવી જાય. એ ઘુંટાયેલા અને છીદ્રહીન અંધકારનો સાક્ષાત્કાર કરવાની નાનકડી છતાં તીવ્ર વ્યાકુળતા જન્મી જાય.

આવી આત્મલુબ્ધિના પળોમાં ખલનાયકની જેમ પ્રવેશી જતા આપણા કેટલાક વ્યવહારમલિન સમ્બન્ધોનાં સ્મરણો કલેશકર બની રહે. કોઈકનાં કટુ વચનોની યાદ મનમાં જામવા માંડેલા, સામેના પરિવેશના પુનઃ નિર્માણને ક્લિન્ન બનાવી દે. દિવસભરની વ્યવહાર–પરસ્તીનાં વિષાક્ત બિંદુઓ આપણા મનોમય જગતને રાસાયણિક ફેરફારોથી વિકૃત ન બનાવી દે એવી ઇચ્છા થાય.

માણસની યાદ અકારી બની જાય છે. વીજળીના દીવાઓનો પ્રકાશ, નવલકથાઓમાં આવતી હોટેલોની ઝળાંહળાં રોશની અને નગર-કથાલેખકને પ્રિય નિયોનનાં પ્રકાશવર્તુળો વિસંવાદ સરજે છે. કાળાં બની જઈ, આછા ઘુઘવાટ સાથે વહેતાં નદીનાં પાણી નીરવતાને અંધકાર સાથે ઘૂંટે છે. કામૂની વાત ત્યારે સાવ સાચી લાગે છે. જગત સમસ્ત તેની બાલિશ અને તુચ્છ પ્રવૃત્તિમગ્નતાને લીધે જ સાવ અસંગત બની રહે છે. આપણા તમામ સ્થૂળ વ્યવહારોના વાઘા ઉતારી દઈ આપણે માત્ર આપણી જાત સાથેના અનુસંધાનમાં લીન થઈ જઈએ છીએ. અને ત્યારે એ ક્ષણોના મૌનને એથી ધક્કો પહોંચશે એવા ભયથી વાચાળ બનીને કશુંક બોલવાની ય હિંમત થતી નથી. મૌનની એ પારલૌકિક સૃષ્ટિમાં શબ્દોની ડખલ સાવ હાસ્યાસ્પદ અસંગતિ જ બની રહે. ▱

# ક્યુંગ-હ્વા-ચો (કોરિયન કવિ)ની કવિતા

અનુ: બી. એસ. નિમાવત

આધુનિક કોરિયન કવિતા જગતના કવિતા સાહિત્યમાં નવી ભાત પાડી શકે તેટલી વૈવિધ્યસભર, ગહન, કલાત્મક અને સમૃદ્ધ છે. આ વર્ષના જાન્યુ.-ફેબ્રુ.ના અલીગઢથી પ્રકાશિત થતા 'સ્કાયલાર્ક' નામક અંગ્રેજી સામયિકનો Special Korean Issne આ વાતની પ્રતીતિ કરાવે છે. કોરિયન કવિતા-જગતમાં બે-ત્રણ કવિઓ તો પ્રતિનિધિ કવિઓ ગણાવી શકાય તેવા પ્રતિભાસંપન્ન છે. તેમાંના એક છે-ક્યુંગ હવા-ચો. ચો આધુનિક કોરિયન સાહિત્યમાં ખૂબ મોટું સ્થાન ધરાવે છે. ૨૭ મે ૧૯૨૧ કોરિયાનાં નાન્શાલી નામના સ્થળમાં તેમનો જન્મ થયેલો. હાલ કોરિયાની સિયોલની કયુંગ-હી-યુનિવર્સિટીમાં પોએટીક્સના પ્રાધ્યાપક અને ડીન છે. કવિતા માટે તેમને બે મોટાં એવોર્ડ્ઝ મળી ચૂક્યા છે. આંતર-રાષ્ટ્રીય P. E. N. કોન્ગ્રેસમાં પાંચેક વખત હાજરી આપી ચૂક્યાં છે. અત્યાર સુધીમાં લગભગ ૩૦ કે તેથી વધુ પ્રકાશનો તેમની કૃતિઓના થઈ ચૂક્યાં છે. તેમના ઘણા બધા કાવ્ય-સંગ્રહોને કેવિન હુરકે અને નોર્મન થોર્પે અંગ્રેજીમાં અનુદિત કર્યા છે. અહીં આપણે તેમની કેટલીક પ્રસિદ્ધ કૃતિઓને ગુજરાતી અનુવાદ રૂપે માણીએ :-

### સમય

સમય તો ઊભો સ્થિર ને અચલ હરહંમેશ,  
હરહંમેશ અનંતપણે અચલ ને સ્થિર,  
માનવી બદલ્યા કરે, ચાલ્યા કરે,  
સમય તો અચલ ને સ્થિર રહે હરહંમેશ.

### મંજિલ

હવે આવશે મારો વારો,  
સરકાવી દેજે મને નાનાશાં એકાંતમાં.

## શીખું છું

હું શીખું છું પ્યાર,
હું પ્યાર કરતાં શીખું છું,
હું પ્રિયપાત્ર બનતાં ને વિખૂટાં
પડતાં શીખું છું.

## માનવની શોધ

રસ્તો મારો સૌન્દર્ય-શાસ્ત્ર,
મારા જીવનની વેદના
માનવની મારી શોધ.

## આવતી કાલ

તારું મન મારું વિશ્વ
તારું દિલ મારું રત્ન
તારાં નયણાં મારા તારલા
ઝાંખી ધ્રુજતી
માનવની અંધકાર-ભરી રાત
તારું મૌન
મારી વારતા
છેલ્લા શ્વાસ
સુધી જતન કરેલી આશા :
હિમપર્વત પર જલતો દીપક.
જીવન કોઈ પાસેથી ઉછીની
લઈને, વાપરીને પરત કરવાની
ચીજ નથી—એ છે વેતરાં
માટેની કદી ન છૂટતી મમતા.
તારો દેહ મારું ચરવાનું બીડ
તારો શ્વાસ મારો નીડ.

## નારી

નારી તો ચલિત જ્વાલામુખી
સખ્ત બંધ વિશ્વ
અનંત વહેતું ઝરણું
એ તો ક્રૂર સ્વર્ગ
નિર્જન રણ–પ્રદેશ
ખુલ્લું નગ્ન આકાશ
પશ્ચાત્તાપનો અંત એ તો
ઝંખનાના ઝાંખાં નિશાન
રહસ્યોનો વિશાલ મહેલ
તે તો પરિવર્તનશીલ શાશ્વતતા
કામુક તીવ્ર અભિપ્સા
કદી ન સુકાતી અનંત રહસ્ય–સરિતા.

## સાભાર સ્વીકાર

**બિલેશ્વર** (નવલકથા) : ગોવર્ધનેશ જોશી, કિંમત રૂ. ૯–૦૦.

**નીલમણિ** (નવલકથા) : લે. : જગદીશ આર. પટેલ 'નારકર' કિંમત : બાર રૂપિયા.

બંનેના પ્રકાશક : સૂરજ સી. લાધાણી, સૂરજ પ્રકાશન, ગોપીપુરા, કાજીનું મેદાન, સુરત–૩૯૫૦૦૨.

## હા એટલે—

□ વિજય શાસ્ત્રી

કંઈક અણધારેલું બનવાની ઈચ્છા માણસના મનના એક ખૂણામાં અંધકારની જેમ જામેલી પડી હતી. દસ મિનિટ જેટલા ટૂંકા ગાળામાં એવું તે શું બનવાનું હતું કે તેમાં ય પાછું ધારેલા/અણધારેલા પ્રકારો પડી શકે? માણસને થયું કે એક્સપ્રેસ ટ્રેન દસ મિનિટ થોભે તે દરમિયાનમાં બધું ગોઠવ્યા પ્રમાણે જ બની આવે તો? તો તો ખાસ્સો વાંધો આવી જાય. દસ મિનિટમાં સામી વ્યક્તિને જોઈ લેવાની હતી. થોડુંક હસી લેવાનું હતું. થોડાક પ્રશ્નો પૂછી લેવાના હતા—દસ મિનિટમાં, દસ મિનિટનો એકે એક પરમાણુ અતિશય કામનો હતો. એ દસ મિનિટમાં જે કંઈ થાય તેના પરથી હા/ના પાડી દેવાની હતી. સ્ટેશન ઉપરની ટૂંકી મુલાકાત, ગોઠવ્યા પ્રમાણે જ પાર ઊતરે તો...

માણસે દાઢી કરી, કાળજીપૂર્વક ચહેરો સાફ કર્યો. પાવડર લગાડ્યો. ચામડી સ્હેજ (જ) ઊજળી બની. માણસ સ્હેજ (જ) હરખાયો. ચહેરા પર ચમક આવતાં મનમાં પણ સ્હેજ (જ) ચમક આવી ગઈ. જો કે સ્ટેશને પહોંચવામાં હજી પૂરા પોણા કલાકની વાર હતી. નીકળતી વખતે ફરીથી પાવડર લગાડી લેવાશે. માણસે કપડાં બદલ્યાં. આ કપડાં તેની પ્રિયતમ જોડી હતી. કપડાં પહેરી, બૂટ પહેરી, માણસ શેરીમાં—બહાર—નીકળ્યો. બંને તરફ આવેલા મકાનોમાંથી બફાતા લસણની તીવ્ર વાસ આવતી હતી. શેરીની વચ્ચોવચ ચાલતા માણસને રોજ કરતાં જુદી લાગણી થઈ રહી હતી. આજે પોતે કોઈ મહત્ત્વ ધરાવતો, સજ્જન, સુખી માનવી લાગતો હતો. આ જ શેરી તેને નવી નવી લાગતી હતી. ત્રીસ—પચીસ વરસથી જેને પગ તળે ખૂંદતો આવ્યો હતો તે શેરી ધોયેલી—ધોયેલી લાગતી હતી. લાઈટના થાંભલા, લાળ ટપકાવતાં કૂતરાં બધું જ તેને ગમવા લાગ્યું હતું. માણસ વડીલને ત્યાં પહોંચ્યો ત્યારે વડીલ એ જ જૂનો દિવસ ઓઢીને જીવતા હતા. દિવસ એક જ હતો

છતાં માણસને તે નવો નવો, રૂપાળો લાગતો હતો, જ્યારે વડીલને માટે તે ચૂંથાયેલો, રોજિંદો અને વાસી ઘાટ ધરાવતો હતો. આ વડીલે જ માણસની મુલાકાત સ્ત્રી સાથે ગોઠવી હતી. વડીલને મન આ એક સામાન્ય વ્યવહાર હતો. માણસ સ્ત્રીને મળે. પછી મોઢામાંથી 'હા' એવો ઉચ્ચાર કરે પછી જ વડીલને રસ પડવાનો હતો.

વડીલ અને માણસ સ્ટેશને જવા નીકળ્યા. માણસ ચાલતો ચાલતો મનમાં સંવાદ ગોઠવી રહ્યો હતો. ગાડી આવશે. વડીલ મળનારને શોધી કાઢશે. પોતાની ઓળખાણ આપતાં કહેશે—

'આ અમારો અરુણ—હમણાં ફલાણે ઠેકાણે નોકરી કરે છે.' અરુણ, આ સાંભળી થોડુંક શરમાશે. પોતે નોકરી કરે છે એ વાતથી હરખાશે. તિર્યક નજરે મળનારને જોઈ લેશે. પૂછશે :

'તમે બી. એસસી. કર્યું, નહીં ?'

સામી વ્યક્તિ આ કે તે જવાબ આપશે.

—ત્યારે આવી સસ્તી વાતોના ટેકે ટેકે સમય આગળ વધશે. આજુબાજુએથી સરક્યા કરતા ચવાણા વેચનારા ફેરિયાઓના ચિત્રવિચિત્ર કલબલાટો વેરાયા કરશે. ત્યારે માણસ થોડોક અકળાઈ ઊઠશે. ભિખારી, પોર્ટર, સામા પાટા પરથી પસાર થતા ભારખાનાનો અવાજ એ બધાંની વચ્ચે થશે ગોઠવેલી લાગણીઓનું પ્રદર્શન.

વડીલ અને માણસ બસમાં બેઠા. માણસને હવે અકળામણ થવા લાગી. પોતે એક જંજાવર ગોઠવણીનો ભોગ બનતો હોય એવો અનુભવ થયો. બધું પૂર્વગોઠવણી પ્રમાણે ચાલવાનું હતું. પોતાનું કોઈ વિશિષ્ટ કર્તૃત્વ તેમાં નહોતું. પોતે નાટકનો રાજા હતો. માત્ર પોતાને હા કે ના કહેવાની છૂટ હતી. એટલું ગણો તો એમાં પોતાપણું યા પોતે કશુંક કર્યું ગણાય એવું હતું. પણ ના—નો યે કોઈ વિશિષ્ટ અવાજ નહોતો. ના—નાં કારણો તૈયાર હતાં. દેખાવ સારો નથી; ઊંચાઈ વધુ પડતી છે, આમ છે કે તેમ છે. હાની પાછળ પણ તંત્ર તૈયાર હતું. જન્માક્ષરો, તિથિ, વિવાહ, ચાંદલો—ની હારમાળા તૈયાર હતી. આમ અને તેમ બંને તરફ બધું બરાબર ગોઠવાયેલું હતું. પોતે એમાં સાવ અકર્મક હતો. કેટલું વિચિત્ર તંત્ર હતું કે હા/ના

પોતે કહેવાની હોવા છતાં એ હા/નાની પાછળ પોતાપણું હોવાને બદલે એક ઠાલા/બોદા વિધિને જ કામે લગાડવાનો હતો ! માણસ તો એમ ઇચ્છતો હતો કે કદાચ પોતે હા કહે તો પણ એ હાની પાછળ પોતે, પોતાના વ્યક્તિત્વની તાકાત ઊભરાતી હોવી જોઈએ. પોતાપણું જેમાં ગેરહાજર હોય એવી સાવ લૂલી, વાંઝણી અને માંદી હા થી શું ? એ 'હા' પોતાની હોવી જોઈએ. હા બરાબર પોતે અને પોતે બરાબર હા એવું સમીકરણ થવું જોઈએ. હાની પાછળ પોતાનાં આગવાં કહેવાય એવાં કારણો ધબકતાં હોવાં જોઈએ. ધારો કે પોતે વડીલને હા કહી, તો એ હાની પાછળ અરુણની પોતાની ગણાય એવી લાગણી હોવી જોઈએ. એ હા બીજી અનેક હાઓ કરતાં જુદી હોવી જોઈએ. શેરીનાં એકસરખાં મકાનો જેવી હા કહેવામાં કશું જચતું નહોતું. કશો આનંદ નહોતો. એણે પહેરેલી ચંપલની એક પટી તૂટેલી હતી માટે મને ગમી ગયું, માટે મેં હા કહી એવી કશીક હાની ભૂમિકા હોય તો જ ખપે. મેં કહેલી હા આવી કોઈ કક્ષાએથી જન્મેલી હોઈ શકે.

પણ વડીલને મન અરુણની હા/ના શક્ય જવાબોનો એક ભાગ જ હતી એ વિચારમાત્રથી અરુણને તેની અકર્મકતા સાલી આવી. તેણે પોતાને સકર્મક બનાવવાનો આરંભ કરવાના પ્રયાસરૂપે વડીલને પૂછ્યું,

'મુરબ્બી, ધારો કે મને એ ના ગમી તો ?'

'તો ના પાડી દેવાની !' વડીલે જાણે, મહાન રહસ્ય છતું કરતા હોય એવા કાકુમાં કહ્યું.

'ન ગમે છતાં હું હા પાડું તો ?'

'હેં ?' વડીલને પ્રથમ શ્રવણે તો કશું સમજાયું નહીં.

'ન ગમે છતાં હું હા પાડું તો ?' માણસે પ્રત્યેક શબ્દને છૂટો પાડી, પ્રત્યેક પર ભાર મૂકી વાક્યનું પુનરુચ્ચારણ કર્યું.

'કંઈ સમજ પડે એવી વાત કર. ન ગમે તો પછી હા શા માટે પાડવી ?' વડીલના લૉજિકની બહારની વાતે વડીલને મૂંઝવણમાં મૂકી દીધા હતા.

બસ, આ જ તક હતી—બધું ગોઠવેલું વેરવિખેર કરી નાખવાની. બધા સુનિશ્ચિત અને જડબેસલાક સંદર્ભોને વટાવી જવાની ચતુરાઈપૂર્વક ગોઠવેલા બધાને ઓગાળી નાખવાની. પોતાનું કર્તૃત્વ સાબિત કરવાની અણગમતી વ્યક્તિને અપનાવવાથી કર્તૃત્વનો દોર આપણા હાથમાં આવવાની આ એક સરસ તક છે—માણસે વિચાર્યું. આવું થયા પછી અરુણ 'પોતે' વિચાર કરી શકશે. પછી અરુણ પોતાની કહેવાય એવી ગૂંચ ઉકેલવા મથ્યો રહેશે. એ ગૂંચ માટે બધા અરુણને જવાબદાર ઠેરવશે—માત્ર અરુણને. કહેશે કે એ જાણીજોઈને કૂવામાં પડ્યો. એની મેળે એની પસંદગી કરી. આ 'એની મેળે' કશુંક કરવાની વાતને જન્માવવા માટે તો માણસ અધીરો રહ્યો હતો. બધું સરસ રીતે ગોઠવેલું હોય, ક્યાંય કશી ખામી, કશું કહેવાપણું ન હોય એવા કોઈકે રચી આપેલા માળખામાં કોઈક બીજું જ માણસને ઊંચકીને ગોઠવી દે, માણસ એક નિર્જીવ પદાર્થની જેમ ઊંચાઈએ જાય, ગોઠવાઈ જાય એવી નિશ્ચિન્તતા, પરસ્મૈપદીતાને ફગાવી દેવા, પેલા રેડીમેઈડ માળખાને જ પહેલાં તોડી નાખવું જરૂરી છે. માણસે વિચાર કર્યો. બધું વેરવિખેર પડેલું હોય, કશાનો કશાની સાથે મેળ ન પડતો હોય, કોઈ સંદર્ભ હાથ ન આવતો હોય, કોઈ કારણ, કોઈ પરિણામ, કોઈ મદદ ન હોય ત્યારે જ પોતે થઈને, કશુંક કરી શકાય છે. અકર્મકતાને ખંખેરી સકર્મક બની શકાય છે. ઉછીના જીવનને બદલે પોતાનું જીવન જીવી શકાય છે. પૂર્વનિશ્ચિત સંદર્ભોના દેવામાંથી માણસ મુક્ત થવાને વિચારવા લાગ્યો. સંદર્ભોમાં પોતાની જાતને જોડી દેવાનું પરોપજીવીપણું એને ઠેર ઠેર દેખાવા લાગ્યું. માણસે ચાલતા આવેલા જગતમાં જન્મના સંદર્ભે પ્રવેશવાનું હોય છે, બાયોલોજીના સંદર્ભે વિકસવાનું હોય છે, લાગણીના સંદર્ભે બધું સંવેદવાનું હોય છે ને અંતનાસંદર્ભે મરવાનું હોય છે. જીવન આખું આ કે તે સંદર્ભે વટાવી ખાવાનું હોય છે. લગ્નના સંદર્ભે ચહેરે પાવડર લગાડવાનો હોય છે, દાઢી કરવાની હોય છે, કોઈક વડીલની સાથે સ્ટેશને જવાનું હોય છે, ગાડીની રાહ જોવાની હોય છે, ગાડીમાં આવી રહેલી અજાણી વ્યક્તિ સંદર્ભે તર્કવિતર્કો કરવાના હોય છે. ગાડી દૂરથી આવતી દેખાય એટલે ઉત્કણ્ઠ થવાનું હોય છે, ગાડી ઊભી રહે એટલે વડીલ ઓળખાણ

કરાવે: તેને થોડાક ચાંપલા પ્રશ્નો પુછવાના હોય છે પછી, કે પછી, ને બહુ પછી, કે થોડુંક પછી—હા યા ના કહેવાની હોય છે. બસ માત્ર 'બે જ' વિકલ્પો હોય છે, ક્યાં તો હા ક્યાં તો ના !।

અરુણ ચમક્યો. ગાડી આવીને, વાર્તાઓમાં વાંચેલું તેમ જ, 'આંચકા સાથે' જ ઊભી રહી ગઈ હતી. ગાડીના ઊભા રહેવાની ઘટનાનો પણ વાર્તાઓ સાથે એક સંદર્ભ જોડાઈ જતો હતો। પોતાનું કર્તૃવ્યહીન વર્તન શરૂ થઈ ચૂક્યું હતું. વડીલે ઓળખાણ કરાવી. અરુણે પોતાની જાતને બીજા, સાવ જૂના સંદર્ભમાં મૂકી દીધી. તેણે અમુક રીતે જ વર્તવાનું હતું. મિનિટો ઝડપભેર વીતતી હતી.

અરુણ હવે ડમી અરુણ બની ગયો હતો. આગંતુકા એક અજાણ્યો દરિયો હતી. પોતે તેના કિનારે ઊભો હતો. દરિયામાં ઝંપલાવવાની હા કે ના પાડવાની હતી. દરિયો કેટલો ઊંડો હશે? કોણ જાણે: તેના પેટાળમાં કેવાક રત્નભણ્ડાર હશે? કોણ જાણે. લાગણીઓની માછલીઓ સેલારા મારતી વ્હેંત વ્હેંતમાં જ ગાઉ–ગાઉ કાપતી હશે? કોઈ જાણે. પોતે મરજીવાની જેમ સજ્જ હતો. ઉંમર, આવેગ, વ્યવહાર, સલામતી, જરૂરિયાત, સંદર્ભો બધું જ પહેરી/ઓઢીને તેણે એ દરિયામાં કૂદી પડવાનું અપેક્ષિત હતું. પ્રેમ નામનો સંદર્ભ તેને તરસાવતો હતો. સલામતી તેને લલચાવતી હતી. દરિયાનો તાગ નીકળતો નહોતો. પ્રેમ નામની વ્યવસ્થા આ દરિયામાં હશે કે નહીં? ગમા/અણગમાના કિનારા કેટલા દૂર હશે, આ દરિયામાં? સામે એક અજાણી સ્ત્રી હતી. સ્ત્રીનું અજાણ્યા હોવું એ પણ એક જાણીતા સંદર્ભનો જ ભાગ હતો: દશ મિનિટનો ટૂંકો ટચ તકાદો હતો. બધું અનિશ્ચિત હતું. મોજાંનો, દૂરથી આવતો હોય તેવો ઘુઘવાટ સંભળાતો હતો. કશું કલ્પી શકાય તેમ નહોતું. કશાને કોઈ ચોક્કસ આકાર નહોતો. એક વ્યક્તિના સંદર્ભમાં એક અજાણ્યું જીવન પડકાર બનીને અરુણની સામે ઘુઘવતું હતું. એમાં અનેક સંદર્ભોની શક્યતા હતી અને નહોતી. બધું કદાચનું બનેલું હતું. કદાચ સુખ, કદાચ દુઃખ, કદાચ પ્રેમ, કદાચ વ્યથા. કદાચ આ ને કદાચ તે.

આ બધામાં પોતાને સક્રિય, સકર્મક થવાની અપાર તક હતી.

પરોપજીવી બન્યે જીવી જવાય તેમ નહોતું. કદાચોની બનેલી સૃષ્ટિનાં અંતરંગી પરિણામો સામે નિષ્ક્રિય બની બેસી રહેવાય તેમ નહોતું. બધું ચોક્કસ, વ્યવસ્થિત, સમજી શકાય તેવું હોત તો વડીલની મદદથી પરોપજીવી બની થીજી જઈ શકાત. પણ વડીલ ગૂંચવાયેલા કોકડામાં હાથ નાખવા તૈયાર નહોતા. વડીલને સક્રિય થવામાં રસ નહોતો. ફાવટ નહોતી. વડીલ તો આંખો મીંચીને સરકયે જવામાં સુખ માનતા હતા. બધું લીસ્સું લીસ્સું, સપાટ. સીધું, ઢાળવાળું હોય તે જ વડીલને ગમતું હતું. લપસણીની જેમ વગર પ્રયત્ને, અકર્મક બનીને લપસ્યે જવામાં વડીલ સુખાનુભવ કરતા હતા. જ્યારે અરુણને તેની સામે જ વાંધો હતો, વિરોધ હતો.

આગંતુકા દરિયા બની ઊછળી રહી હતી. એમાં કદાચોની માછલીઓ સેલારા મારતી હતી. કદાચોના પેટાળમાં ઝંપલાવવામાં સકર્મક થવાની ફરજ પડવાની હતી. કદાચોમાં કશું પણ જડી આવે, સુખ યા દુઃખ, પ્રેમ યા દ્વેષ તો એ 'પોતે' શોધેલું ગણવાનું હતું. કદાચોનાં વમળમાં ડૂબી જવાય તોય 'પોતે' ડૂબ્યો કહેવાવાનો હતો. બીજું કોઈ પોતાના ડૂબવા માટે ગુનો માથે ઓઢી લેવા તૈયાર થવાનું નહોતું. સરસ તક હતી પરોપજીવી મટી જવાની.

ઑરેન્જની શીશી પૂરી થઈ. સ્ટ્રૉને અડધેથી વાળીને આગંતુકાએ ફેરિયાના ખોખામાં બાટલી પાછી મૂકી દીધી. વડીલ જાણીજોઈને દૂર ઊભા ઊભા કોઈકની સાથે વાતો કરતા હતા. ગાડી ઉપડવાની સીટી વાગી ગઈ હતી. એક કૃત્રિમ સંદર્ભ પૂરો થવાની અણી પર હતો. એક આંચકા સાથે ગાડી ઊપડી અને સરકવા લાગી. એક દરિયો કિનારાથી ધીરે ધીરે દૂર સરકવા લાગ્યો હતો. અરુણના ચહેરે પરસેવો વળી ગયો હતો. ગાડી દૃષ્ટિપથમાંથી ય દૂર થઈ ત્યારે વડીલે પૂછ્યું, 'કેમ...?' જવાબમાં અરુણે હાનો કાગળ લખી દેવા કહ્યું ત્યારે વડીલને સંદર્ભ સંપૂર્ણ થયાનો સંતોષ થયો અને માણસને સંદર્ભ વિખેરી દીધાનો.

□ □ □

# અંગદના પગ જેવો અવ્યય જ

રતિલાલ 'અનિલ'

જ—જમરૂખનો જ એમ ક્લાસમાં ગગડાવી જતો ત્યારે એ સંયુક્ત કુટુંબના અગ્રેસર જેવો લાગતો. મિશ્ર શાળામાં ભણતી કન્યાને જ જણુસનો જ લાગતો હોય એ જુદી વાત છે પણ એકડિયાના વર્ગમાં ભણતી કન્યાને જણુસ કરતાં જમરૂખ વધારે ભાવે એ વધારે શક્ય છે. ગમે તેમ પણ 'જ' એકલો નથી, કુટુંબ સાથે જોડાયેલો જવાબદાર અક્ષર છે એ જોઈને મને એના પ્રત્યે માન ઉપજતું. પણ માણસની પેઠે અક્ષર પણ અનુભવે જ પરખાય છે, માણસની પેઠે એનો સ્વભાવ પણ લાંબા પરિચયે જ ઉઘડતો અને પરખાતો આવે છે.

'ક' ને કંઈ નહીં ક કહેતો તેમ 'જ' ને કંઈ નહીં જ, પણ શ્રીયુત ક વર્ણમાળાનો શ્રીયુત પ્રથમમ્ હોવાથી 'ક' ને કંઈ નહીં ક એટલું જ યાદ રહી ગયું.

'ક' સિવાયના બીજા બધા વર્ણને કંઈ ને કંઈ છે એવા આશ્વાસનથી 'ક' ને કંઈ જ નથી એની એ એકલતાનો ખેદ ઓછો રહેતો. પણ ચોથા ધોરણમાં આવ્યો અને એકલો પડેલો માણસ આગ્રહી બની જાય એમ મેં એકલવાયા 'જ' ને આગ્રહી એકલવાયો બનેલો જોયો અને હું ઓભો બની ગયો!

'આટલું લેસન તો કરી જ લાવવાનું!'

—એવો આદેશ મળવા લાગ્યો ત્યારે એ એકલવાયો 'જ' અંગદના અફર પગ જેવો લાગ્યો. રાવણના દરબારીઓ દરબારમાં પગ ખોડી ઊભેલા અંગદના પગને જરા જેટલો યે ખસેડી શક્યા નહીં તેમ એ આદેશમાં સ્વતંત્ર ઊભેલા 'જ' શબ્દને રાવણનો દરબારી થયા વિના ખસેડવાનો હું પ્રયત્ન કરતો છતાં રાવણના દરબારીની જેમ જ નિષ્ફળ જતો! અને હું ગણગણતો 'જ ને કંઈ નહીં જ!' 'ક' અક્ષર એકલો રહીને ક્યારેય શબ્દ બની શકતો નથી, જ્યારે 'જ' અવ્યય રૂપે અક્ષર રહેવા સાથે શબ્દ બની જવાનું બહુમાન મેળવે છે,

એની એ સિદ્ધિ નાનીસૂની નથી.

જ્યારે જ્યારે કોઈ આદેશ, પ્રેરણા, ચેતવણી કે વિનંતિમાં 'જ' આવે છે ત્યારે મન માત્ર 'જ'ને કારણે બળવો કરી બેસે છે—મારા અસંતોષનું કારણ એ 'જ' જ છે.

'ફેસન કરી લાવજે' એમ કહેવાય ત્યારે 'ફેસન થઈ જ જશે' એવી હળવાશથી ફેસન ખરેખર થઈ પણ જતું ! પણ 'ફેસન કરી જ લાવજે' એવો આદેશ મળતાં જ, 'ફેસન થાય જ કેમ ?' એવો પ્રત્યાઘાત મનમાં પડતો !

'આવજે' કહેવાય ત્યારે જવાનું મન થાય પણ 'આવજે જ' કહેવાય ત્યારે મન બળવો કરી બેસે છે—હું તે શું અપ-ડાઉન ટ્રેન છું કે અચૂક આવ-જા કરું ?

ભીંત ભીંતને જન્મ આપતી નથી પણ ભીંતની સામે ભીંત જ હોય છે તેમ આ 'જ'ની સામે પણ 'જ' હોય એવું મેં અનુભવ્યું છે.

'તારે આવવું જ પડશે !' કહેવાય ત્યારે 'મારે જ શા માટે આવવું ?' એવો પડઘો તરત જ પડે છે. આ પ્રત્યાઘાત જ જાણે સમાંતર સત્તા બને છે. આ સ્વતંત્ર અને અજોડ જ અવ્યયે મને કદી ન વીસરાય એવો બોધ આપ્યો કે આગ્રહ અને અસંતોષ કદી છૂટા પડે નહીં ! વાસ્તવમાં અસંતોષ પણ આગ્રહનું જ પ્રતિરૂપ છે.

આકાશમાં શુક્રતારક અચળ રૂપે ભલે રાહત રૂપ લાગતો હોય પણ વાક્યમાં અક્કડ 'જ' રાહતને બદલે અસૂયા ઉત્પન્ન કરતો જણાય છે.

ભગવાન બુદ્ધે કહેલી બે-ચાર વાત ખાસ સાંભરે છે. આ છેડે નહીં ને પેલે છેડે પણ નહીં', માર્ગની મધ્યમાં ચાલો ! પણ 'કહેવું જ જોઈએ' વાક્યમાં 'જ' વચ્ચે આવેલો હોવા છતાં સાવ છેડેનો જ લાગે છે !

આપણી ભાષામાં 'જ' અક્ષર માત્ર અક્ષર જ રહે, શબ્દ બને જ નહીં એવો પ્રતિબંધ મૂકાય તો મધ્યમ માર્ગે ચાલવાનું સરળ પડે !

કોઈ કહે છે—'આ કામ કરવું જ પડશે'.

તો પડઘો પડે છે—'થાય જ કેમ ?'

'જવું જ પડશે !'

તો પડઘો પડે છે–'જવાય જ કેમ?' અંગદની સામે જાણે બીજો અંગદ આવીને ઊભો રહે છે અને બંને અફર રહે છે. પણ કોઈ કહે છે.

'આ કામ થાય તો કરજો'.

તો જવાબ મળે, 'અરે થઈ ગયું સમજો ને!'

'જ'ની ગેરહાજરીથી કામ કેટલું સરળ થઈ જાય છે!

'જવાય તો જજો' કહેવાય ત્યારે 'ન કેમ જવાય? જરૂર જઈશ!' આવા સંવાદમાંથી જ શું ગયો? જાણે શરીરમાંથી તાવ ચાલ્યો ગયો એવું લાગે!

મધ્યમાં ચાલનારો 'જ'ની સામે 'જ' ઊભો થાય એવું બોલતો નથી. એ જાણે છે કે એક મહાસત્તા બીજી મહાસત્તા ઊભી કરે છે. અણુબોમ્બના જવાબમાં અણુબોમ્બ જ આવે છે.

'અવેરે શમે વેર' એ સૂત્રમાં માનનારો આગ્રહી અને અફર એવા અવ્યય 'જ'ની સામે 'જ'ને બદલે 'પણ....' શબ્દને ખડો કરે છે અને એ એક જ શબ્દ 'જ'નો તમામ જુસ્સો ઉતારી નાખીને તેને વિનમ્ર કરી મૂકે છે.

'આટલું કામ કરવું જ પડશે' ના જવાબમાં ક્ષીણ સાદનો 'પણ....' શબ્દ બોલાય છે અને અંગદ જેવા 'જ'નાં ચરણ ધ્રૂજી જાય છે, પણ એ એવો વિસામો છે કે તે ઉતારો થઈ જવાનો ભય રહે છે! પણ...ની આગળ અફાટ અનંત નીરવતા રહેલી હોય છે....

'શક્ય છે'ના સંતોષના પ્રત્યાઘાત રૂપે અશક્યનો અસંતોષ આવે છે પણ 'જ'ની સામે 'પણ' આવે છે ત્યારે અસંતોષ તો આવે છે, પણ પ્રતિહિંસા નથી આવતી!

બે મહાસત્તાની સ્પર્ધાનો સૌપ્રથમ દાખલો છે રાક્ષસી અને હનુમાનનો! રાક્ષસી ઊંચી તો હનુમાન પણ ઊંચા! પણ રાક્ષસીની ઊંચા થવાની શક્તિ વધારે એટલે એ સ્પર્ધામાં હનુમાન હારે એવી શક્યતા વધારે હતી. એ જ–ની સામે જ–ની સરસાઈ જેવી સ્પર્ધા હતી. હનુમાનને સદ્બુદ્ધિ સાથે યુક્તિ સૂઝી અને એ સાવ નાના મચ્છર થઈ ગયા. રાક્ષસી મોટી તો થઈ શકતી હતી, પણ નાના થવાનું એનું ગજું નહોતું, ઈચ્છા યે નહોતી. એનો આગ્રહ એના જેટલો ઊંચો હતો એટલે હનુમાન જીત્યા!

કરવું જ પડશે, ચાલે જ નહીં', એવી આગ્રહી ઊંચાઈ સામે ઠરું જ કેમ? નહીં જ કેમ ચાલે? એવી સ્પર્ધાનો અંત શો? શક્ય અને અશક્યનો સ્પર્ધામાં માત્ર બંને પક્ષે અસંતોષ જ શક્ય બને. એ જોઈ શકનારે ઊંચા અડગ 'જ'ની સામે વિનમ્ર 'પણ...' શબ્દ મૂક્યો અને એ સ્પર્ધા કેવળ ડ્રામાં પરિણમે એ કલ્પી શકાય એમ છે.

'પણ' જેવો અસંતોષી શબ્દ બીજો શબ્દકોશમાં મળતો નથી.

'સવાસોમાં અમ્મરં સારું' કહેવાય!'

'પણ રંગની વાત કરો ને!'

'જંગ જીત્યો મારો ભાણિયો' એ ઉલ્લાસને 'વહુ ચલે તબ જાણિયો' એ ખુલાસો ટાઢો પાડી દે છે એમ સવાસો રૂપિયામાં મળેલા અમ્મરનો સંતોષ અને ઉલ્લાસ 'પણ' ટાઢો પાડીને શંકા અને અસંતોષને જન્મ આપે છે.

'પણ' શબ્દ એટલો અહિંસક છે કે એ કદી ઊંચા સાદે બોલતો નથી, પણ એનામાં એવી તો પ્રચંડ શામક શક્તિ છે કે 'થવું જ જોઈએ' એવા પ્રખર પ્રતિપાદનને 'પણ...' સાવ નિર્માલ કરી મૂકે છે.

હિંસા પોતે જ ઉગ્ર અસંતોષ છે અને પ્રતિહિંસા પણ એવો જ ઉગ્ર અસંતોષ છે, પણ આક્રમક 'જ' સામે 'પણ' શાંત અસહકાર કરે છે, એને પોતાને સંતોષ રહે છે, પણ 'જ'નો અસંતોષ વધતો જાય એવું બને છે. પણ અશક્યતાનો અણસાર પ્રગટ કરીને 'જ'ને એવો અસંતોષ આપે છે કે તેનું અંતિમ સ્વરૂપ નમ્ર થઈ જાય છે.

'થાય તો કરો' એટલી વિનમ્રતાનો જવાબ પણ 'એ તો છે જ ને! આ તો કામ ન થાય તો તમે મને દોષ ન દો એટલા માટે કહ્યું' એવો શાંત સહકાર પ્રગટ થાય છે.

રાવણ જેવા રાવણનો અહંકાર પણ રહ્યો નથી એવા આ જગતમાં આગ્રહી 'જ'નો અહંકાર પણ ક્યાંથી ટકે? 'જ'ના અંતિમવાદે એને અતિ સરળ થવાની પ્રેરણા આપી એવો અનુભવ પણ મને થવા લાગ્યો.

'કેમ પછી પેલો લીસો અડધો, ચાલ્યો?'

'અરે ચાલી જ ગયો!'

આગ્રહી 'જ' અહીં અડગ ઊભા રહેવાને બદલે એકદમ પ્રવાહી બનીને સરી જાય છે!

'સિનેમામાં બાબાએ હેરાન કરેલો કે?'

'અરે એ તો જતાંની સાથે જ ઊંઘી ગયો!'

'જ'ને કારણે જ ફિલ્મ જોવા ગયેલાં બહેનને ફિલ્મ જોવાની કેવી સરળતા થઈ ગઈ!

'સાહેબને મળવા ગયેલો કે?'

'અરે, સાહેબ જ રસ્તામાં મળી ગયા!'

ઑફિસમાં હોય છતાં મળવાનું અશક્ય બને એવા સાહેબ 'જ'ની સરળતાએ પોતે જ રસ્તામાં સામા મળી જાય છે!

'કામ બનશે કે?'

'અરે, બની ગયું જ સમજો ને!'

આ સંવાદમાં 'જ' કામની કેટલી સરળતા કરી આપે છે! કામ થવા વિશેની તમામ અશક્યતા એ એક પડકારે દૂર કરી નાંખે છે.

અંગદના પગ જેવો આગ્રહી અને અક્કર 'જ' આવા સંવાદોનો અભ્યાસ કરતાં ફરંદો અને પ્રવાહી થઈ ગયેલો જણાય છે. સૅમ્સન ડિલાઈલાએ અંકદંડિયો મહેલનો થાંભલો પાડી નાખતાં આખો મહેલ પડી ભાંગયો એવો અકસ્માત આગ્રહી અને અક્કર 'જ'ને ખસેડતાં થશે કે શું એવી દહેશત રહેતી હતી, પણ 'જ'ની આવી સહજ સરળતા જોઈને આનંદ અને આશ્ચર્ય થાય છે.

અતિનો ચમત્કાર એ છે કે એ આ છેડેથી ખસે છે ત્યારે સાવ છેડેના અંતિએ પહોંચી જાય છે. મધ્યમમાર્ગી જીવી જાય છે. પણ અતિ ઇતિહાસ સર્જે છે અતિ આગ્રહી જ 'થઈ જ ગયું સમજો' જેવા ઉત્તરોમાં અતિ સરળ થઈ ગયેલો દેખાય છે. લૂંટારો જ જાણે વાલ્મીકિ થઈ જાય છે!

અશક્યને શક્ય બનાવી દેવાની ખોજમાં જો અસંતોષનો અંત છે, પણ આ વિકાસયુગમાં છેલ્લા સ્ટેશનને પણ પ્રવાસનું પહેલું સ્ટેન્ડ માનવાનો અસંતોષ ગમે છે. ઘણું આગળ વધ્યા પણ હજી તો ઘણું આગળ વધવાનું બાકી છે. અશક્યને શક્ય માનવાનો અસંતોષ એ ગતિયુગનું ચાલકબળ છે, પણ...કોઈને અટકવું અને અટકાવવું એના કરતાં એ જ 'પણ'ને રચનાત્મક માર્ગે વાળીને પહોંચ્યા તો ખરા, પણ બેસી રહેવાનું નથી, અંગદના પગ રાવણના દરબારમાં ભલે ખોડાયા, રામરાજ્યમાં તો એ વણઅટક્યે આગળ ને આગળ ધપવા જોઈએ જ!

## મીણનું સૂરજમુખી — હરેશ લાલ

સાંપ્રતને ભીંસતી શૂન્યતાને થાપ આપવા હું સિગારેટ સળગાવું છું, તૂટતી, સંધાતી ને ફરી તૂટતી ધુમ્રસેરોને મારી મૂઢતા એકીટસે જુએ છે, એ મને સદે છે.

લથડતી ધુમ્રલકીરો વ્યવસ્થિત ગોઠવાઈને એક મીણના સૂરજમુખી જેવો ચહેરો રચે છે.

ને

હું લાચારીવશ મારા અતીતનાં 'પેરેલિસિસ'નો ઇલાજ કરાવવા તમારી લાગણીનાં નિર્જીવ પડછાયા જેવાં અજાણ્યા શહેરમાં આવી ચડું છું–ફરી એક વાર !

શહેરને ક્ષણેક્ષણ ઔપચારિકતાને સંભોગવાની આધુનિક ટેવ છે. ભીડનાં લોકોને ડિગ્રીને સ્મિતો આપવાનો ચેપી રોગ છે. જન્મોજન્મનું લિફ્ટમાં પગ કપાઈ જવાને કારણે પંગુ બનેલી મારી સ્મૃતિઓની ટાઈપ પર 'ટ્રુ કોપી' કર્યા કરે છે. એમાં દુઃખની ઝાંખપ છે, જેને તારો સુખી હોવાનો ડોળ છુપાવવા અસમર્થ છે.

તારા નખના આકાશમાં હું કેટલીવાર તારી પાસે ફૂલ, વીંટી, વચન ને મુલાકાતની તારીખ માગવા જન્મીને ગુજરી ગયો એનું તને ભાન છે ?

ખેર, જાસૂસોની ભીડમાં રહેવું મને ફાવી ગયું છે ટાબરિયાં જેવાં વાદળોનું ભૂરું ભોળપણ મારા લોહીમાં આજે ય વહે છે. આહ ! આકાશ, ખેતર, દરિયો ને ગાય જોયે કેટલી સદીઓ વહી ગઈ.

વધુ કંઈ વિચારું એ પૂર્વે મને પરી પર રાક્ષસનાં બળાત્કારની વારતા અડધીપડધી યાદ આવે છે. ભર ઊંઘમાં ય દોડતું દુઃખ મારા કાગળોમાં ખુશ્બૂનાં ધોધરૂપે વહે છે.

જલદી જલદી આંકડા ઘૂમાવી, તને ઉમળકાભેર ફોન કરું છું. શબ્દો વાયરમાં જ વેરવિખેર થઈ જાય છે.

જાતથી પલાયન થવાની એક વધુ કોશિશમાં હું સફળ થાઉં છું. સંવેદનાનું સુખદ અવસાન થાય છે.

સિગરેટ ઝાલેલ આંગળીની ત્વચા દાઝે છે. 'એસ-ટ્રે'માં સિગરેટ ગૂંગળાવી, બારી બહાર જવા ઉતાવળા ધુમાડાના ગૂંચળાને જોતો રહું છું.

ગૂંથાતા-વિખાતા...

તૂટતા-સંધાતા

ને ફરી

તૂટતા!

એમાં હવે તારા ચહેરાનું સૂર્યમુખી નથી. અનર્થતાનું રેખાતું મીણ છે.

સાવ છેલ્લી ધુમ્રસેરમાં તારા વાળની લટના વળાંકો દેખાય છે.

તારો ચહેરો ખોઈ નાખ્યાનો મને ઉગ્ર સંતોષ છે.

જડતાથી બીજી સિગરેટ પેટાવવાની હિંમત એકઠી કરું છું... ત્યાં વરસાદ તૂટી પડે છે: ઝરમર, ઝરમર, ઝરમર.

દૂર-દૂરનાં વાદળોમાં ફરી તારો ચહેરો દેખાય છે! □

### કેશ

આજે હું નહીં સમારું મારા કેશ

પ્રિયની કોણીના તકિયે, એ

ઝૂલ્યા છે આખી રાત!

—હિતામારો (૭મી-૮મી સદી-જાપાન)

### ચેતવણી

જાણે લીલા ડુંગર પરથી

પસાર થતું હો વાદળ-

મન-મનમાં નહીં, એમ તમે મલકાઓ!

લોકો જાણી જશે-આપણે પ્રેમી છીએ.

—રાજકુમારી સાકાનોઈ (૮ મી સદી)

# કાવ્યાસ્વાદ

—મંગળ રાઠોડ

**જલાશય □ પ્રિયકાન્ત મણિયાર**

જલાશય આવે એટલે વળાવવા આવનારે
પાછા વળી જવું
તમે પગ ઉપાડ્યો
અને આંખે તો મારી છલકી ઊઠી !
જલાશય આવી ગયું
હું હવે પાછો વળું.

□

આ કાવ્યનો ખરો પ્રારંભ તો તેની બીજી પંક્તિથી જ થાય છે. પ્રથમ પંક્તિ સૂચનાના સ્વરૂપની હોય એમ લાગે છે. આ સૂચના પણ કોને–પ્રિય પાત્રને કે ભાવકને? એવો પ્રશ્ન પણ ઉદ્‌ભવે. 'જલાશય આવે એટલે વળાવવા આવનારે/પાછા વળી જવું જોઈએ'. એમ કહેવાની આવશ્યકતા પણ ભાગ્યે જ પ્રતીત થાય છે. કારણ કે તે તો હૈયાઉકલતનો વણલખ્યો નિયમ બની રહે છે. ગામડામાં સ્નેહીજનને વળાવવા 'જલાશય' સુધી એટલે કે ગામના પાદર સુધી લોકો સામાન્યપણે જતાં હોય છે. એ તો હૃદયનો રિવાજ છે. જલાશય સુધી પહોંચીને સ્નેહીજનોના પગ આપોઆપ થંભી જતાં હોય છે. ફરી બે ઘડી વાતોએ વળગે છે. કંઈ પણ કહેવાનું બાકી રહ્યું ન હોય છતાં એક યા બીજા બહાના હેઠળ સ્નેહીજનનું સાંનિધ્ય જેટલું પણ માણી શકાય તેટલું છેલ્લે છેલ્લે માણી લેવા મન ઝંખતું હોય છે. પણ રહી રહીને આંખોને ખૂણેથી અવારનવાર નજરે પડી જતું 'જલાશય' એ વાતની યાદ અપાવ્યા કરે છે કે હવે તો વિદાય લેવી જ રહી... બે ઘડીને ક્યાં સુધી પ્રલંબાવ્યે જવાય...? વિદાય લેતાં બે પ્રિય પાત્રોની અસહાયતાનું એક માત્ર મૂક સાક્ષી–બે સ્નેહીજનો પછી કોઈ ત્રીજું એમની નિબીડ વેદનાને જાણતું હોય તો તે માત્ર પેલું 'જલાશય જ હોય છે!'

આવી નિબીડ વિદાય–વેદનાની વેળાએ 'જળાશય' આવે એટલે વળાવવા આવનારે/પાછા વળી જવું એમ ઉચ્ચારી શકાય એટલી

સ્વસ્થતા ભાગ્યે જ બચતી હોય છે. આ પ્રકારના કાવ્યમાં ઓછામાં ઓછાં અને વધારેમાં વધારે બે જ પાત્રો હોય છે. તેમાંનું કયું પાત્ર એટલી સ્વસ્થતાથી સામેના પ્રિય પાત્રને એમ કહી શકે એવી સ્થિતિમાં હોય છે કે...

જળાશય આવે એટલે

સામસામે ઊભેલાં બંને પ્રિયપાત્રોની નસોમાં અલબત્ત એ શક્ય હોઈ શકે–પરંતુ કંઈક જુદી જ રીતે–એ ક્ષણે વહેતા રુધિરની જેમ આ વાત આવ જા કર્યા કરતી હોય કે–'જળાશય આવે એટલે...' ના, હવે તો વિદાય લેવી જ રહી.

તમે પગ ઉપાડચો

અને આખરે મહામુશ્કેલીએ દબાવી રાખેલો વેદનાનો ડૂમો (જે ક્ષુબ્ધ મનનો મોક્ષ બની રહેતો હોય છે તે) અને પાંપણેથી ટપકવા ટળવળતા વેદનાના અર્ક જેવા ઝળઝળિયાંની પળ આવી પહોંચી અને–

તમે પગ ઉપાડચો

વિદાય લેતાં પ્રિયપાત્રે જેવો પગ ઉપાડચો કે એ જ ક્ષણે કાવ્યનો પણ એટલો જ સાહજિક પ્રારંભ થઈ જાય છે. અહીં જીવન સાથે કવિતા કદમ મિલાવીને ચાલે છે તેથી કાવ્યની પ્રથમ પંક્તિ કાવ્યના આ ખરા પ્રારંભની સહજતાને અસ્વાભાવિક અને કુંઠિત બનાવી દે છે. કદાચ કવિને 'જળાશય આવે એટલે વળાવવા આવનારે/પાછા વળી જવું' એ વાત બંને પ્રિય પાત્રોના મનમાં એક સાથે માથા પર પડું પડું થઈ રહેલી ભેખડ જેવી વિદાયવેળા રૂપે અથવા ભાવકને ગામડાનો જળાશય પાસે વિદાય આપવાના રિવાજની યાદ અપાવવા અર્થે મૂકવી હશે. પરંતુ એ સંજોગોમાં પ્રથમ પંક્તિને ( )માં મૂકવી જોઈતી હતી. અથવા 'ફૂટનોટ' તરીકે પણ મૂકી શકાય હોત.

તમે પગ ઉપાડચો

અને આંખો તો મારી છલકી ઊઠી !

જળાશય–સ્વરૂપ આંખોનું ડબડબાયેલ હોવું દૃષ્ટિગોચર થઈ જાય એવું કરુણગર્ભ કલ્પન કવિ ઓછામાં ઓછા શબ્દો દ્વારા સહજમાં યોજી શક્યા છે વેદનાના સમર્થ પ્રતીક રૂપે 'જળાશય'ની પસંદગી દ્વારા કવિકર્મનું અર્ધું યુદ્ધ એક ક્ષણમાં જીતી જાય છે. લાંબાં

કાવ્યોના ભાષાપ્રપંચ અને પ્રલાપ દ્વારા જે વ્યંક્ત કરી શકાતું નથી તે ઓછામાં ઓછા શબ્દો વડે સમર્થ પ્રતીક દ્વારા અભિવ્યક્ત કરી શકાતું હોય છે તેનું ઉત્તમ દૃષ્ટાંત 'જળાશય' બની રહે છે.

તમે પગ ઉપાડ્યો

અને આંખો તો મારી છલકી ઊઠી!

અશબ્દ બની જવાય એવી પ્રગાઢ વેદના આ પંક્તિઓમાં રહેલી છે. અહીંથી ભાષા ખરી પડે છે અને નિતાન્ત અનુભૂતિનો પ્રદેશ વિસ્તર્યા કરે છે–જીવનભર. શ્રી સુરેશ જોષી તો એક ડગલું આગળ ચાલીને એમ કહે છે કે :

કાલે જો સૂરજ ઊગે તો
કહેજો કે મારી આંખોમાં
એક આંસુ સૂકવવું હજી બાકી છે!

જીવનનો નિષ્કર્ષ શું આંસુ જ? અનંત સમયથી સૂર્ય આ આંખોના જલાશયને સૂકવવા મથે છે. પરંતુ હજી સુધી તેને સફળતા મળી નથી. 'જલાશય' પાસે જ ઊભા હોઈએ અને તેમ છતાં 'તૃષા' છીપાવી ન શકાય એવી અનિવાર્ય નિયતિનો ભોગવટો કરતો મનુષ્ય શાશ્વત વેદનાનું બીજું નામ છે. આવી ક્રૂર નિયતિને Kafka આમ કહીને ઉંફાવવા મથે છે કે : 'I have said yes to everything in that way suffering becomes an enchantment and death it is only an ingredient in the sweetness of life.' પરંતુ એ જ Kafka પોતાની નિયતિ પોતાની જ છાતીમાં સળવળે છે એમ જાણતો હોવા છતાં સેનેટોરિયમ જવા નીકળે છે ત્યારે તેના જવાબમાં મિત્રને કહે છે કે–The accused always endeavours to secure a postponement of sentence.

જલાશય આવી ગયું.

જે જલાશયની ક્યારનીય ઉપેક્ષા થઈ રહી હતી તે તો હવે આંખોમાં આવીને ઉભરાઈ રહ્યું હોય ત્યારે તો પગ ઉપાડવો જ રહ્યો... અહીં 'જલાશય' વેદનાનું પ્રગટપણે પ્રતીક બનતું હોવા છતાં અનુભૂતિ

સાથે ઘનિષ્ટપણે સંકળાયેલ હોવાથી પોતાની વેધકતા જાળવી રાખી શક્યું છે.

જલાશય આવી ગયું
કવિ અત્યંત ખૂબીપૂર્વક કહે છે કે
હવે હું પાછો વળુ.

આમ તો કાવ્યની છેલ્લી પંક્તિ પૂર્ણવિરામને પામે છે છતાં તમે તો પગ ઉપાડયો-પણ મારો પગ ઉપાડયે ઉપડતો નથી-ની વેદના છલકાઈ ઊઠે છે-આંખોમાં! એ વેદના આ કાવ્યમાંના બે પ્રિયપાત્રોના રૂપમાં હમેશાં જીવતી રહેશે....કારણ કે એવાં બે પાત્રો પેઢી દર પેઢી જન્મતાં હોય છે. 

અંધકારમાંથી નીકળી
માર્ગ ફરી
અંધકારમાં ચાલ્યો ગયો.
કિરણ એક બસ
દૂર ધાર પર ટક્યું, ચન્દ્રની.

—રાજકુમારી ઇજુમી (જાપાન)

## ભલે, પણ-

મને નથી ચાહતા
તો ભલે, ન ચાહો-
પણ મારા આંગણે જે ખીલશે
નારંગીનું વૃક્ષ
તે જોવા પણ નહીં આવો?

—અજ્ઞાત (જાપાન)

## ગઝલ □ જયેન્દ્ર શેખડીવાળા

રક્તમાં કારણ સમયનું સળવળે,
શબ્દનું પાતાળ આખું ખળભળે.
એક ક્ષણને ઓળખી યે ના શકું,
કે સ્વજન જેવાં વરસ આવી મળે.
આ ઉદાસીના બધા અર્થો સતત,
લ્યો, તમારા નામમાં જઈને ભળે.
સામટાં ફૂલો ગરે છે આંખથી,
ક્યાંક મારા સ્વપ્નની મોસમ ઢળે.
જિંદગી સૂરજમુખીનું ફૂલ છે,
લાગણી યે સાંજની માફક ઢળે.
આ નગર તો છે વિફળતાનો વિજય,
પાનખર પ્હેરીને માણસ ઝળહળે.

## બચ્ચું ▱ સોલ્ઝોનત્સીન

બતકનું એક નાનું બચ્ચું ભીના ઘાસમાં પોતાના સફેદ પેટ પર પાંખ ફફડાવતું પોતાના પાતળા કમજોર પગ પર ઊભા થવાને અસમર્થ એવું મારી સામે દોડી આવ્યું અને ચિંચવાય છે–'મારી મા ક્યાં છે? મારાં સ્વજન ક્યાં છે?'

એની મા નથી, કેમકે એક મરઘીએ એને સેવ્યું છે. બતકનાં ઈંડાં મરઘીના ખાનામાં મૂકી દીધાં હતાં અને મરઘીએ એને પોતાનાં ઈંડાંની જેમ સેવ્યાં હતાં, એમાંથી બચ્ચાં નીકળ્યાં હતાં. એમને ખરાબ મોસમથી બચાવવા માટે એમના પર ઊંધો ટોપલો ખૂણે મૂકી દીધો છે અને એના પર કંતાનનો કટકો નાખી દીધો છે. બધાં બચ્ચાં ત્યાં છે, પણ આ ત્યાંથી નીકળી આવ્યું છે.

આવ ભાઈ, મારી હથેળીમાં આવી જા!

કઈ ચીજ આ બચ્ચાને જીવાડે છે? એનું વજન નહીં જેવું છે, એની આંખો મણકા જેવી છે, એના પગ ચકલીના પગ જેવા છે, જરા વાંકા વાળો કે રામ રમી જાય. છતાં એનામાં જીવનની ઉષ્મા છે. એની નાની ચાંચ આછી ગુલાબી અને સહેજ ગોળાકાર છે–જાણે સરસ નખ જોઈ લો! અત્યારથી એના પગનો પંજો બની ગયો છે અને કોમળ પીંછાંવાળી એની પાંખ ઊભરવા લાગી છે. એનું વ્યક્તિત્વ એને એનાં દૂધભાઈઓથી અલગ પ્રગટ કરે છે.

આપણે માણસો, નજીકના સમયમાં જ ઉડ્ડયન કરીને શુક્રના ગ્રહ પર પહોંચવાના છીએ. આપણે બધાં એક સાથે થઈને પ્રયત્ન કરીએ તો આખી ધરતીને વીસ મિનિટમાં ખેડી નાખીએ.

પરંતુ તમામ પરમાણુ–શક્તિ છતાં આપણે કોઈ પરખનળીમાં નાનકડું પીળું બચ્ચું કદી તૈયાર કરી શકીએ નહીં. પાંખ અને હાડકાં આપણને આપવામાં આવે તો યે નહીં. ▱

# એક તરુણ

▱ સિંકલેર લૂઈ

ઓરાલેમન ગામના પાંસઠ વર્ષના એકિસલબ્રોડને લોકો ન જાણે ક્યારના 'ઓલ્ડ કોટનવુડ' કહેતા આવ્યા હતા. કદાચ એટલા માટે કે, કોટનવુડ વૃક્ષની જેમ એનામાં પણ જીવનની તમામ કઠણાઈઓ અને પરેશાનીઓ છતાં જીવતા રહેવાની અદ્ભુત શકિત હતી. એ અમેરિકાના જૂના જોગીઓમાંનો એક હતો—અમેરિકાને એક સમૃદ્ધ અને ન્યાયપ્રિય દેશના રૂપમાં જોવા ઇચ્છનારાઓમાંનો, એનું મન તરુણ હતું અને પ્રત્યેક સ્થળે એ સૌન્દર્યની ખોજ કરતો હતો.

યુવાવસ્થામાં એકિસલબ્રોડની કામના એક વિદ્વાન બનવાની હતી. પણ એને તો શિક્ષક થઈ શકે એટલું જ ભણવા મળ્યું હતું. પછી અઢાર વર્ષના આયુષ્યમાં એનાં લગ્ન થઈ ગયાં. ત્યારથી લઈને તે ચોપન વર્ષની ઉંમર સુધી એ પોતાનાં બાળકોને થતા રોગો અને સાહુકારો સામે ઝૂઝતો રહ્યો. પત્નીના મરણ પછી પોતાનું ખેતર પોતાની દીકરી અને જમાઈને આપી દીધું. એના બંને છોકરા બહાર કામ કરવા લાગ્યા. દીકરી અને જમાઈની ઘણી આજીજી છતાં એમની સાથે ખેતરે એ ન રહ્યો. એણે કહ્યું, 'હું કંઈ એમ જ તમને ખેતર આપી દેતો નથી, એના ઉપયોગના બદલામાં તમારે મને વર્ષે ચારસો ડોલર આપવાના. મારે માટે એટલા પુરતા થશે. હું સામેના ડુંગર પર રહીને તમારા પર નજર રાખીશ.'

ડુંગર પર એણે પોતાને માટે એક નાનકડું ઘર બનાવ્યું. ત્યાં એ પોતાને માટે રસોઈ કરતો, નાનાં મોટાં કામો કરતો અને નવરાસના સમયમાં લાયબ્રેરીએથી લાવેલું પુસ્તક વાંચતો. ત્યારે એને લાગતું કે, હું પહેલાં કરતાં વધારે સુખી અને સ્વતંત્ર છું. એને રાતે ગાઢ ઊંઘ આવતી અને સવારે વહેલો ઊઠીને પ્રકૃતિસૌંદર્યનું પાન કરતો. અત્યાર સુધી એ એનાથી અજાણ હતો.

આ તરફ ગામમાં લોકો એવું માનવા લાગ્યા કે, એ પાગલ થઈ ગયો છે. પણ લોકો પોતાને વિશે શું કહે છે એ જાણવાની એને

પરવા નહોતી. એ દરરોજ નવી નવી નવલકથા વાંચતો, અને એક નિરાળી, રહસ્યમયી દુનિયામાં પહોંચી જતો—એમાં બનતી ઘટનાઓ અને આલેખેલા ચરિત્રથી એ સાવ જ અપરિચિત હતો. એક વાર એક નવલકથામાં એક યુવાન વિશે વાંચીને એક્સિલબોરે નક્કી કર્યું કે, હું પણ કોલેજમાં પ્રવેશીને ઉચ્ચ શિક્ષણ લઈશ. યુવાનીમાં જે ન કરી શક્યો તે હવે કરીશ.

કોલેજમાં પ્રવેશ મેળવવા માટે એણે પ્રવેશ પરીક્ષામાં પાસ થવાનું હતું. એના બે વિષયો એને અઘરા લાગ્યા—લેટિન અને ગણિત; પણ રોજ બારથી અઢાર કલાક અભ્યાસ કરીને એ વિષયો એણે પાકા કરી નાખ્યા. તે પછી પરીક્ષા પાસ કરીને એ યેલ યુનિવર્સિટીમાં દાખલ થયો.

પણ યુનિવર્સિટીમાં એને લાગ્યું કે, અહીં આવવામાં મેં ભૂલ કરી છે. એનો ખ્યાલ એવો હતો કે, બધા વિદ્યાર્થીઓમાં હું સૌથી ઘરડો હોઈશ, પણ એણે જોયું કે મારી સાથે ભણનારાં તરુણ વિદ્યાર્થીઓનાં મન મારા મન કરતાં વધારે વૃદ્ધ છે. એમનામાં અભ્યાસ દ્વારા સત્ય અને સૌન્દર્યની ખોજ કરવાની ધગશ નથી અને એ બધાં એની હાંસી ઉડાવતા હતા, કેમકે એ એટલો મૂર્ખ હતો કે, પૈસા કમાવાને માટે ભણતો નહોતો. યુનિવર્સિટીની ભૂરકી દૂર થઈ ગઈ હતી. યુનિવર્સિટીની ઈમારત હવે એને માટે 'જ્ઞાનમંદિર' નહોતી, એક સામાન્ય ઈમારત હતી. એને વિશ્વાસ થઈ ગયો હતો કે, અહીં એ પોતાના જીવનનાં શેષ વર્ષોને સુખી, સમૃદ્ધ અને ઉપયોગી બનાવવાનો કોઈ માર્ગ શોધી નહીં શકે.

એક દિવસ અચાનક જ સહપાઠી ગિલ્બર્ટ બાશબર્નની મુલાકાત થઈ. એણે બાશબર્નને કહ્યું, 'હું તારા વિશે ઘણું વિચારું છું. મારા ખ્યાલ પ્રમાણે આપણે એકબીજાને સમજીએ એ ઘણું જરૂરી છે. એ લોકો જે તારા વિશે વિચારે છે એ જ મારે વિશે પણ વિચારે છે. પણ આપણે બંને એક નવું સપનું જોવા માટે અહીં આવ્યા છીએ. એ અર્થમાં આપણે બંને સરખા છીએ.

'હું અહીં સપનાં જોવા આવ્યો છું?' કંઈક નારાજીથી એક્સિલબોરે પૂછ્યું.

'વારુ, આ કાવ્યસંગ્રહ જુઓ, ગયે વર્ષે મેં ફ્રાન્સમાં ખરીદ્યો હતો.' બાસબર્ને પોતાના ગજવામાંથી સરસ નાનકડું પુસ્તક કાઢ્યું; એ જોઈને એક્સિલબ્રોડ મુગ્ધ થઈ ગયો.

બાસબર્ન આગ્રહ કરીને એને એક કંસર્ટમાં લઈ ગયો, પછી બંને એકબીજાને પોતાના અનુભવો કહેતા પાછા ફર્યા. પણ બાસબર્ને એને ઘેર જવા દીધો નહીં, રાત રહી જવા આગ્રહ કર્યો; એણે હા પાડી. એને લાગ્યું કે, બાસબર્ન સાથેના થોડાક કલાકોમાં હું ઘણું પામ્યો છું, પણ હજુ કેટલુંક પામવાનું બાકી છે.

બાસબર્નના ઓરડામાં બંને સાથે જમ્યા, તે પછી બાશબર્ને એને રોબર્ટ લૂઈ, સ્ટીવન્સન અને આનાતોલ ફ્રાન્સની રચનાઓ સંભળાવી, ને પછી ખુદ પોતાની કવિતા. બાશબર્નની વિદાય લેતી વખતે એક્સિલબ્રોડ વિચારતો હતો કે હવે મને એક સાચો દોસ્ત મળી ગયો છે, હવે હું વારંવાર એની પાસે જઈ શકું છું. એના ગજવામાં પેલો સરસ કાવ્યસંગ્રહ હતો.

સવારે, આગલી રાતની ઉત્તેજનાભરી ક્ષણો પર એને વિશ્વાસ આવતો નથી. એક ઊંડો શ્વાસ લઈને એ સ્વગત બોલ્યો, 'બાશબર્ન તરુણ છે, હું ઘરડો. અમે હમેશાંના સાથી બની શકીએ નહીં. એ બહુ વહેલો મારાથી કંટાળી જશે. વળી, મારામાં એવું તે શું શેષ રહેલું, જેમાં એને રસ પડે! એ એક રાતના અનુભવ માટે જ હું કોલેજમાં દાખલ થયો હતો. એ અનુભવની તાઝગી ચાલી જાય તે પહેલાં જ હું કોલેજ છોડી દઈશ.' બાશબર્ન પર એક પત્ર લખીને એ પોતાનો સામાન બાંધવા લાગ્યો.

એ સાંજે પશ્ચિમ જતી એક ટ્રેનમાં એક તરુણ બેઠો. એની આંખોમાં ચરમ સંતોષ હતો અને ગજવામાં એક નાનો સુંદર કાવ્યસંગ્રહ. ▱

### તે હું છું!

ફૂલ ખર્યાં, ઊડી ગયાં હવામાં
હિમ-તુષારની જેમ.
પણ જે ઝરે છે, પડે છે,
તે તો હું છું!

—કિન ત્સુને

□ સાંદીપનિ

બીજા પગથિયે એક પગના તળિયાનો સ્પર્શ અભયની કેવી અટલ પ્રતીતિ હતી! હવે આ એક પછી એક પગલે દાદર ઊતરી જવામા જાણે કશું જ લાગતું નથી. એમ તો તે દિવસે નવીનકોર ચંપલ પહેરીને આમ જ ઊતરતો હતો તેવામાં નવા ચંપલની લીસી એડી સરકી, અને હું ધડામ કરતો સીધો ચાર પગથિયાં નીચે ઊતરી આવ્યો અને ખિસિયાણો થઈને આમતેમ જોવા લાગ્યો અને ઝટપટ કપડાં સરખાં કરતો બહાર નીકળી ગયો હતો...ઘરમાંથી અવાજ સાંભળીને કોઈ નીકળી આવ્યું અને શું થયું...નો સાદ કરી ઊઠ્યું તેનો જવાબ આપ્યા વિના જ ઝડપથી પગલાં ભરતો દૂર નીકળી ગયો હતો...સાંજે કોઈ આ વાત ન ઉપાડે એટલા માટે તો હું રાતે મોડો પાછો ફરેલો...ઊંઘમાં કોણ વાત કાઢવાનું હતું અને સવારે ચા પીતાં વળી એ વાત ન નીકળે એ માટે તો જાગતો હોવા છતાં મોડે સુધી પથારીમાં પડી રહ્યો હતો...

હા, નાનો હતો ત્યારે દાદર ઊતરવાની કેવી હોંશ હતી! બંને હાથે પગથિયું બરાબર પકડી, છાતીસરસો ચંપાઈને ધીરેથી એક પગ ઝુલાવતો...પગ બીજા પગથિયે પડે એ માટે મથ્યા કરતો અને થાકી જતો કે ભય લાગતો કે તરત પગ ઉપર ખેંચી લેતો અને ફરી ધીરેથી નીચે ઊતરવા એક પગ નીચે ઝુલાવતો અને જ્યારે એ પગનું તળિયું પગથિયાને અડતું ત્યારે કેવો આનંદ થતો! અને એમ કરતાં એક વાર બરાબર નીચે પડી ગયો હતો અને ઘરમાં હો-હા મચી ગઈ હતી... બસ રડ્યો જ અને વારાફરતી બધાનાં મોઢાં સામે જોઈને રડતો રહ્યો...કેટલા દિવસ સુધી હું દાદરની નજીક ન પહોંચું એની ચોકી-તકેદારી રહી હતી અને તેમ તેમ દાદર વિશેનું મારું કૌતુક વધતું જ જતું હતું....એ દાદર ત્યાં જ હશે ને? પેલું પગથિયું મને ફરી પાડી નાખશે? ના. હવે હું એ પગથિયે પગ નહિ મૂકું! પણ તો કેવી રીતે ઊતરીશ? અને કોઈ મને લઈને દાદર ઊતરતું ત્યારે હું જોરથી એને

પકડી રહેતો અને દાદરનાં પગથિયાં જોયા કરતો...

...ગયા ત્યારે ફરતાં ફરતાં જૂની વાવ સુધી અમે પહોંચ્યા ત્યારે મને પેલો દાદર યાદ આવ્યો...ત્યારે બસ, દાદર પરથી નીચે જોતાં આવું જ લાગતું હતું! સાથીદાર કહે કે નથી વાવમાં ઊતરવું છતાં હું ઊતર્યો, સાચવી સાચવીને...મને મન થયું કે બાળપણમાં જેમ એક પગથિયું પકડીને એક પગ નીચે લટકાવીને ઊતરતો એમ વાવમાં ઊતરું, પણ.. સાથે માણસ હતા...પગથિયાં ખરાબ છે, બરાબર પગ મૂકીને ઊતરજો–એવી એવી ચેતવણી આપ્યે જતા હતા...જીર્ણ વાવના જીર્ણ પગથિયે પગ મૂકતાં બાળપણની પ્રતીતિ જાણે તાજી થતી હતી અને જ્યારે છેલ્લે પગથિયે બેસી, વાવના પાણીમાં પગ બોળ્યા ત્યારે તો...ઠેઠ મસ્તકે જે ટાઢક પહોંચી ગઈ એ અનુભવ શબ્દથી પર છે...

અલ્યા, આ વાવમાં ઊતરવું શું ને વળી પગ શું બોળવા? તું યે પેલા ભગત–ભકતાણી જેવો જ છે...એવા ટોણા મારનાર શું જાણે કે હું મારા બાળપણના કૌતુકને ફરી અનુભવતો હતો...

ઉતરાણે જીદ કરી એક વાર છાપરે પહોંચેલો. ત્યારે નીચે જોતાં પડેલો 'ધ્રાસ્કો' આજે ય હૈયું ફફડાવી મૂકે છે. એ ગમે છે. ત્યારે તો ઘરનું છાપરું એ જ મારે માટે એવરેસ્ટ શિખર હતું! એવરેસ્ટ-વિજયના આનંદ કરતાં સૌપ્રથમ છાપરે પહોંચવાનો એ આનંદ ઓછો નહોતો. દાદર પરથી જોવું અને ઉપરથી વાવમાં જોવું, છાપરેથી શેરીમાં જોવું અને પર્વતના શિખર પરથી જોવું–જાણે બે પંક્તિ સપ્રાસ થઈ જાય છે અનુભૂતિની એક કડી બની જાય છે. વર્તમાનનો અનુભવ ભૂતકાળના કૌતુક–કાળના કોઈ નાનકડા સમાન અનુભવથી જીવંત બની જાય છે.... □

## કોણ!

આ પગદંડી<br>
આ શિયાળુ સાંજ,<br>
કોણ આવશે સાથે!

—માત્સુઓ બાસો

દક્ષિણ ગુજરાતમાં, નર્મદનગરીમાં
ઉચ્ચતર સાહિત્યના
પરિશીલન માટે પ્રયત્નરત

'કુંકાવટી'ને

# એક શુભેચ્છક

તરફથી

## નૂતન વર્ષની હાર્દિક શુભ કામના!

સાહિત્યપ્રેમીઓ ને સાહિત્યકારોને
નવા વર્ષનાં હાર્દિક અભિનંદન!

ચતુરભાઈ એન. તાણાવાળા

(નાયલોન અને સિન્થેટિક ફેબ્રિક્સના મેન્યુફેક્ચરર્સ)



સગરામપુરા, અનાવિલ શેરી, સૂરત.
૩૯૫૦૦૨

# કંકાવટી

ઑક્ટોબર ૧૯૭૬

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૧૨ : મૂલ્ય બે રૂપિયા

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૫. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર 'રતિલાલ અનિલ', ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨, સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫૦૦૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૩૯૫૦૦૩

૧ *

## મેઘસંગમે (કવિ : ભોગવર્મા) અનુ. હ. ભાયાણી

મેઘસંગમે ગર્ભવતી શી
સભર કુક્ષિએ વર્ષાની સરિતાઓ
હવે પ્રસૂતા સમી
કૃશાંગી, સ્વચ્છવાન –
કૂજતાં સારસબાળ કરે પયપાન.

૨ *

## પવન પાંગળો (કવિ : મદન)

વર્ષાકાળે મત્ત બનેલો
કેતકીવનમાં કરવત–ધારે–ઘવાયો
પવન પાંગળો
શરદનિશાને પ્રથમ પહોર આ
ચંદ્રકરો આલંબી, ધીરે
સપ્તપર્ણને મૃદુલ પંથે સંચરતો.

૩ *

## તપ ફળ્યું (કવિ : યશોવર્મા)

દીસે અરુણ નેત્ર મંથર, ફૂલેલ, આંસુ ઝર્યાં
ભમે અલક ભ્રૂ પરે, અધર મ્લાન નિઃશ્વાસથી
ઢળ્યો કરતલે કપોલ સ્થિર, પાંડુ ઝાંયે ગ્રસ્યો–
દશા, તરુણી ! આ કશી ? તપ ફળ્યું કયા ધન્યનું ?

---

* ત્રણ સંસ્કૃત મુક્તકોનો અનુવાદ.

# કિર્કેગાર્ડની નોંધપોથીમાંથી–

☐ સુરેશ હ. જોષી

હું ગમ્ભીરપણે કહું છું કે હું એક દુઃખિયો જીવ છું. મારા બાળપણથી જ મને કશાંક દુઃખ જોડે જડી દેવામાં આવ્યો છે. આથી હું લગભગ ઉન્માદના ઉમ્બર પર પહોંચી ગયો છું. આનું ઊંડું કારણ કદાચ મારા શરીર અને મન વચ્ચેના સમ્બન્ધમાં રહેલી વિસંવાદિતા હોય, કારણ કે એને મારા મન કે આત્મા સાથે સમ્બન્ધ નથી (આ એક વિચિત્ર વસ્તુ છે ને એથી મને ખૂબ ઉત્તેજન મળ્યું છે). કદાચ મારા મન અને શરીર વચ્ચેના તંગ સમ્બન્ધને કારણે વિરલ એવી સન્નદ્ધતા મારામાં હું અનુભવું છું.

અત્યન્ત વિષાદપૂર્ણ એવા એક વૃદ્ધને મોટી વયે દીકરો આવે, તો એ દીકરાને પિતાના બધા વિષાદનો વારસો ભોગવવાનો રહે. પણ એનું મન એવું સાધનસમ્પન્ન કે એથી કરીને એ વિષાદને પ્રચ્છન્ન રાખવામાં સફળ નીવડે. એનું મન મૂળભૂત રીતે સબળું હોવાથી વિષાદનું વર્ચસ્ એના પર છવાઈ જાય નહીં; પણ તેથી કરીને એ વિષાદના પર પ્રભુત્વ સ્થાપી શકે છે એવું પણ કહેવાય નહીં, એનું મન એની માત્રાને સહ્ય બનાવે એટલું જ.

એક કિશોરી (જે દુઃખદ રીતે મિથ્યાભિમાની હોય અને એ જ કારણે ખૂબ શક્તિ પ્રકટ કરતી હોય, અને તેથી જ મને એ એક છટકબારી બતાવી દે જેમાં થઈને હું એક કરુણ ગેરસમજથી જે આરમ્ભાયું તેમાંથી ભાગી છૂટી શકું, વિવાહ તોડી નાખી શકું; કારણ કે એટલે જ તો મારામાં એની આ શક્તિ કદાચ હશે એવું ભાન જગાડયું. કેમ જાણે પરિણામ સારું આવે કે નરસું તેની એને પડી જ ન હોય !) મારા જીવનની ગમ્ભીરતમ ક્ષણે મારા અન્તરાત્મા પર એક હત્યાના પાપનો ભાર લાદે; એના ચિન્તાતુર પિતા મને નિશ્ચિતતાપૂર્વક કહે કે આનું (વિવાહ તોડવાનું) પરિણામ અવશ્ય કન્યાના

મૃત્યુમાં જ આવે. એ કન્યા મજાક ઉડાવતી હતી કે કેમ તેની સાથે મારે કશી નિસ્બત નથી.

એ ક્ષણથી મેં મારી અલ્પ શક્તિ પ્રમાણે પણ પૂરા પ્રયત્નથી મારું જીવન એક વિચાર ખાતર સમર્પી દેવાનો નિશ્ચય કર્યો. મારાં રહસ્યો પરત્વે ગોપનશીલ હોવાને કારણે હું કોઈનો મિત્ર છું એવો મારો દાવો નથી. મારી અન્તરતમ અનુભૂતિ વિશે કોઈ જોડે વાત કરવાનો મને ચોક્કસ અણગમો છે. આમ છતાં હું હજી એમ માનું છું કે બીજા માનવીની સલાહ મળવાથી પોતાને વિશેના ચુકાદામાં જે અપીલ કરવાની એક વધુ તક મળે છે તેને માનવીએ ઉવેખવી ન જોઈએ. શરત માત્ર એટલી કે એનું પરિણામ કેવળ છીછરી ઘનિષ્ઠતામાં ન આવે. એ સન્નિષ્ઠાપૂર્વકનો અને જવાબદારીભર્યો વિનિમય બની રહેવો જોઈએ. આથી મારાં શરીર અને મન વચ્ચેનું અસમતોલપણું દૂર કરી શકાય કે કેમ એ વિશે મેં મારા દાકતરને પૂછ્યું. જો એ થઈ શકતું હોય તો હું 'સર્વસામાન્યનો સાક્ષાત્કાર કરી શકું' (સાધારણ ..ન જીવી શકું). પણ આ વિશે એમને સંદેહ હતો. મેં એમને પૂછ્યું, સંકલ્પશક્તિ વડે મન આ પાયાની ખોડને બદલી નાખીને સૌષ્ઠવપૂર્ણ આકાર આપી શકે ? એ વિશે પણ એમને ખાતરી નહોતી. મારી સમસ્ત સંકલ્પશક્તિ (અને એ કેટલી હતી તેનો તો એમને અંદાજ હતો) કામમાં લેવાની સલાહ આપવા પણ એઓ નારાજ હતા, કારણ કે એથી કદાચ આખી વસ્તુના જ ભુકકેભુકા બોલી જાય !

બસ, આ ક્ષણથી જ મેં મારા કાર્યક્ષેત્રની પસંદગી કરી લીધી. મારી એ દુઃખદાયક ખોડ અને એમાંથી પરિણમતી યાતના (એથી બીજા ઘણાઓએ તો નિઃશંક આપઘાત જ કર્યો હોત, અલબત્ત એ યંત્રણાનું દુઃખ અનુભવવા જેટલી એમનામાં ચેતના બચી હોત તો !) તે જ મને સદા પીડ્યા કરતું શૂળ છે. એ મારી મર્યાદા છે, એ મારો વધસ્તમ્ભ છે. મારામાં ચિત્તની અને આત્માની જે શક્તિ છે (જે મારા સમકાલીનોમાં તુલ્યબળ વ્યક્તિઓની શોધમાં છે) તેના બદલામાં ઈશ્વરને મારે ઘણું મોટું મૂલ્ય ચુકવવું પડ્યું છે. હું કાંઈ મારાં બણગાં ફૂંકવા આ કહેતો નથી, કારણ કે હું તો આ વેદનાથી સાવ

કચડાઈ જ ગયો છું અને મારી ઇચ્છા તો રોજ-બ-રોજના આકરા દુઃખ અને અવમાનનામાં ફેરવાઈ ગઈ છે.

કશા દૈવી સાક્ષાત્કારથી કે એવી તેવી કશી વાર્તા કર્યા વગર હું તો એ આપણા નૈતિક સામર્થ્ય ખોઈ બેઠેલા ને બધું વણસાડી મૂકનારા જમાનામાં સાધારણનો પક્ષ લઈને જ બોલવા ઈચ્છું છું. મારે એને જ ચાહવા જેવું અને જે એને સમજી શકે તે સૌને માટે સુલભ બની રહે એવું કરવું છે. આવું ઇચ્છનારાને પણ આપણો જમાનો આડે પાટે ચઢાવી દે છે ને એ લોકો પણ કશાંક અસાધારણ અસામાન્યનાં મૃગજળ પાછળ દોટ મૂકે છે! હું દુઃખી થયો છું ને તેથી જ, માનવીનો ચાહક હોવાને કારણે, બીજાઓ સુખનો અનુભવ કરવામાં સફળ નીવડે એવી ઇચ્છાથી એમને મદદ કરવા ઈચ્છું છું.

મારો આ પ્રયત્ન એક પવિત્ર આશયથી થતો હોવાથી (કારણ કે હું મારી ક્ષતિને ઉલ્લંઘી જઈને પૂરી નમ્રતાપૂર્વક બીજા માટે કંઈક સારું કરવા ઇચ્છું છું ને એ રીતે જ મારી ક્ષતિઓનું સાટું વાળવા ઇચ્છું છું) સ્વાર્થભર્યા મિથ્યાભિમાનથી એ કલુષિત નહીં થાય તેને માટે અત્યંત સાવધ રહું છું. હું તો વિચાર અને સત્યની સેવા એવી રીતે કરવા ઇચ્છું છું કે મેં એમાંથી કશો સંસારી ફાયદો મેળવવાનો પ્રયત્ન કર્યો છે એની ગન્ધ સુદ્ધાં કોઈને આવે નહીં. આથી હું પ્રામાણિકતાપૂર્વક કહી શકું છું કે મેં સાચા અનાસક્તિપૂર્વક મારું કર્તવ્ય બજાવ્યું છે.

મારું કાર્ય જેમ જેમ આગળ વધતું ગયું તેમ તેમ મને હમેશાં એમ લાગતું ગયું કે ઈશ્વરના મારા પરત્વેના આશય વિશે મારી સમજ વધુ ને વધું કેળવાતી ગઈ. ઈશ્વરે એની લગામ મારા હાથમાં મૂકી છે તેથી મારે વિષાદ ભોગવવાનો આવ્યો છે, તેથી જ કદાચ હું કશુંક અસાધારણ કરી શકીશ.

મારી જિંદગીની બધી વિગતો હું બારીકાઈથી વર્ણવવા બેસું તો આ નોંધપોથી એક દળદાર થોથું બની જાય. તો બહુ જ થોડા સમજુ અને નિષ્ઠાવાન માણસો એને સમજે એવું કશું કરવાનો મારી પાસે સમય પણ નથી.

હું સત્યપરાયણ બનીને કહી શકું કે મારી આ ભંગુરતા અને નિર્બળતામાં જ મારી શક્તિ રહેલી છે. દાખલા તરીકે જો મને અંદરથી પુરી ખાતરી હોય કે કોઈ કન્યાનું મન જીતવાને બધું જ કરી છૂટવાનું મારું ગજું છે તો એ કન્યા મારા પ્રસ્તાવને મંજૂરી નહીં આપે એવું મને કદી લાગ્યું જ ન હોત. ભારે અદ્ભુત વસ્તુઓ હું સિદ્ધ કરી શકીશ નહીં એવું મને કદી લાગ્યું જ ન હોત, જો એને પહોંચી વળવાની મારામાં શક્તિ છે એની મને અંદરથી ખાતરી હોત. એક બાજુથી મારામાં લગભગ અમાનુષી કહી શકાય એવી શકિત છે, તો બીજી બાજુથી આવી નિર્બળતા છે! મોટા ભાગના માણસોની આથી જુદી જ પરિસ્થિતિ હોય છે, એમને બહારના પ્રતિરોધનો ભય હોય છે, અંદરનો પ્રતિરોધ કેવી તો ભયંકર યાતના ઊભી કરે છે એનો એમને ખ્યાલ હોતો નથી. ત્યારે એથી ઊલટું મને બહારના પ્રતિરોધનો સહેજે ય ભય નથી, પણ મને અંદરથી પ્રતિરોધ થાય છે. ત્યારે ઈશ્વર મને પેલા શૂળની વેદનાનું ભાન કરાવે છે–આવી છે મારી નિયતિ!

બહુ પહેલાંની ક્ષણથી માંડીને તે આજ સુધીના મારા જીવનની એ ગ્લાનિભરી પશ્ચાદ્ ભૂમિકાનો હું વિચાર કરું છું ત્યારે હું સાવ હેબતાઈ જ જાઉં છું. મારા પિતાએ મારા મનમાં વેદનાભર્યા ભયને સ્થાપ્યો, એમને પોતાને પણ ભયંકર વિષાદ તો હતો જ. આથી જે ઘણું બધું બન્યું તેને હું અહીં નોંધી શકતો પણ નથી. મને ખ્રિસ્તી ધર્મનો ભારે ભય લાગવા માંડ્યો ને છતાં હું એની તરફ અદમ્ય રીતે આકર્ષાયો. અને ત્યાર પછી મારા ભાઈ પિટરે ધર્મની રોગિષ્ઠ પકડમાં આવીને મારા પર શું નથી વીતાડ્યું!

મારી ચેતનાના ગુહ્યતમ ખણ્ડોમાં હું જે રીતે જીવ્યો છું તેને વિશે એક ક્ષણ પણ વિચારવું ભારે ખતરનાક છે. આ વિશે મેં કોઈ આગળ એક હરફ સરખો ઉચ્ચાર્યો નથી કે કોઈને એનો ઇશારો સરખો કરવાની મેં હિમ્મત કરી નથી. પ્રાચુર્ય અને આનંદભર્યા જીવનનો અંચળો ઓઢીને હું આ જીવનને પ્રચ્છન્ન રાખવામાં સફળ નીવડ્યો છું એવું કહેવાથી શું!

શેહેરાઝાદે જેમ દરરોજ નવી નવી પરીકથાઓ કહીને પોતાની જિંદગી બચાવી તેમ હું સદા કંઈક ને કંઈક લખતો રહીને મારી જિંદગી બચાવી રહ્યો છે. ▱

## ગઝલ

□ રમેશ પારેખ

મીરાં નદીની તું નહેર, અનિલ
ને રણ ફૂંકાય ઘેર ઘેર, અનિલ

ભરાતું શ્વાસના કટોરામાં
એનું એ રિક્તતાનું ઝેર, અનિલ

આંધળો હાથ મારો ક્યાં ચીંધું
તારો મેવાડ ઠેર ઠેર, અનિલ

ઝાંઝવાં એમ ના બને ઝરણું
ગમે તે ચશ્મા તું પહેર, અનિલ

હોઠમાં કાલસર્પ યોગ અને
વક્ષની વચ્ચે કાળો કેર, અનિલ

ભૂખી દીવાલો ભક્ષ્ય માગે છે
સ્વપ્નનાં મસ્તકો વધેર, અનિલ

લખાયા જેવાં આપણાં કાંડાં
ને શબ્દ નીકળ્યા ડફેર, અનિલ

પ્રેમનો એક ટાપુ છે જેની–
રાજધાનીનું તું શહેર, અનિલ

શ્યામ, આદિલ, મનોજ, હું, ચિનુ
છીએ એક જ ગઝલના શે'ર, અનિલ

□ એક પયગંબરી મનોદશામાં લખાયેલી રચના...

# શો કેઝ સીનરિ

રાધેશ્યામ શર્મા

આગલા દિવસે જ વાદળાં વરસ્યાં હતાં
ભુખરો ભુખરો દિવસ
દૂર દેખાતી ટેકરીઓ પરની
ટોચોને કિરણોથી ઉત્તેજિત કરતો સૂરજ.
કાળી ગાયોના ધણ જેવી ટેકરીઓ
પાર્ક આગળ ઊભા રહીને તેણે આ
જોયું ને ઝાંખું ઝાંખું બબડવા માંડયો
ઘરે બાથરૂમ બહાર લબડતા અરીસામાં
પોતાના કેલર જોઈને પણ આવું જ કાંઈક
બબડયો હતો
એને બબડવાની આદત નહોતી
આદત હતી કાયમ મૂંગા રહેવાની.
સડક પર ચોટેલી ઘોડાની તૂટેલી નાળ તગતગતી હતી.
અફાટ અવકાશભર્યું મેદાન
એક ટેકરા પર ડોલતું વૃક્ષ
પાસે પેન્ગ્વિનની કબર પરની છત્રી
પેન્શનરો પાર્કમાં પારાયણ કરતા હતા.
આવતી કાલની સવાર
શું આવી જ ઊગશે ?
એક બુરજ પર ઊતરતો
સુરજ
રાતોચોળ. "લવ્હલી" બબડયો.
રાતોચોળ રંગ આકાશના વાદળી
વર્ણમાં વિરોધ ઉપસ્થિત કરી આપતો હતો.

પવનની લહેર એવી આવી કે
જાણે વસંતનું આગમન થયું.
ઘાસ પર ઝાકળ
અંધકારમાંથી કશુંક બહાર આવી રહ્યું છે.
અગનુસરંગી મેજ પર એક
શ્વેતપત્રનો કોરો કકડાટ
ફફડાટ પ્રેરી રહ્યો છે
પેપરવેઈટને વશ થવાને બદલે
ઝાપટ આવતાં કાગળના ખૂણા
ચારે પા વળીને પેપરવેઈટની નમણી
હડપચીને ઢાંકી રહ્યા છે.
પેપરવેઈટ લઈ લઈને
એ વાંચે છે
શો કોઝ નોટિસ.
હેડ કલાર્ક હોવા છતાં
તમે મેનેજરની સહીથી
કાગળો લખો છો ?
કાનૂની પગલાં કેમ ના લેવાં ?
શો
કોઝ
નોટિસ.
ગબી તરફ ખસતી લકોટી
પોતાનાં સફેદ કપડાં એને
એકદમ ભુખરાં ઝાંખાં દીસે છે.
શર્ટના બે કોલર પકડી પાર્ક
આગળથી પોતાને દોરતો નીકળતો
હોય છે ત્યાં
ઊંટગાડીમાં
મારવાડી સ્ત્રીઓ રંગબેરંગી લૂગડાંમાં

# એક નામે સુજાતા

□ ભારતી દલાલ

એક નામે સુજાતા. હા, પણ આ સુજાતા નહીં કાશીકાંચીની કે નહીં ઉજ્જયિનીવૈશાલીની. અને એ સુજાતા ય ખરી કે નહીં તે ય કોણ જાણે છે! આ તો એક નામ, અને નામ તો હોવું જ જોઈએ. બાકી સુજાતા એટલે કોણ? પહેલાં તો એ સોનાપરી ને રૂપાપરીની પાંખે ઊડતી'તી. ત્યારે કાંઈ એને થોડો નામનો ભાર હતો? પછી એણે સિંડરેલાની રાતી મોજડી પહેરી. પછી તો રંગમાત્ર મોજડીમાં જ ન રહ્યો, રંગ બધે છવાઈ ગયો. એની આંખોમાં જળના ઊંડાણમાં હોય છે એવો લીલો રંગ. એના ગાલ પર સવાર અને સાંજ ખીલે, કાનનાં લટકણિયાં પર બેસીને "અરેબિયન નાઈટ્સ"ની શેહેરઝાદ ઝૂલે. ત્યારે તો ચાલતી નહીં પણ દોડતી. દોડતી નહીં પણ ઊડતી. સાત સાગરો અને સાત પર્વતો વટાવી જતી. કોઈક વાર બોલે કોયલ જેવું. પણ પછી? ફ્રોક ઝાંખરાંમાં ભેરવાઈને ફાટ્યું, આંખમાં આંસુ આવ્યાં, ગાલે માએ ચૂંટી ખણી, ગાલ પરની લાલી ઊડી ગઈ. ગૂંચવાયેલી લટમાં કાંસકી ફરે, વાળ ખેંચાય, સાંકડાં વસ્ત્રોમાં ઊંચું ઊંચું થતી કાયા રૂંધાય.

પછી તો પોથાઓનાં પાનાં ઊડયાં, આંકડાઓનું ભૂલભૂલામણી-ભર્યું અડાબીડ વન ઊગ્યું, બે તૂટેલા દાંત વચ્ચેથી બારાખડીના કેટલાય અક્ષરો પાંખો ફફડાવીને ઊડવા માંડે, એને પકડી પકડીને પાછા પાટીમાં પૂરવા પડે. નાનકડી કાયા ઝાડની ડાળ પર ઝૂલે, હવા જોડે ફેરફુદરડી ફરે, જળ જોડે વહે. આમ દિવસ જાય છે ને રાત જાય છે. કમરખ, આમલી અને બોરના રાજભોગ આરોગાય છે. સંતાકૂકડી ને એન ઘેન ડાહીનો ઘોડો–

હા, એક દિવસ એ ડાહીનો ઘોડો છૂટી ગયો ને છૂટી ગયો. પાછો આવ્યો નહીં. એની પાછળ આ પાંખ વગરની સુજાતા દોડી

પણ સીમ વટાવો એટલે રાક્ષસ. સીમ વટાવીને થોડું જ દૂર જવાય? હવે દીવાટાણે સુજાતા ઘરે પાછી ફરે છે. પાછી ફરે છે ત્યારે એની જોડે જોડે આ કોણ અદીઠું'અજાણ્યું' ચાલતું લાગે છે? એનો નથી દેખતો ચહેરો–મહોરો કે નથી સંભળાતો સાદશબ્દ. તે દિવસે એણે એકાએક જોયું તો ભૂગોળની ચોપડીનાં પાનાં વચ્ચેથી નીકળી નાની સરખી ચબરખી–ભીરુ, ચોળાયેલી, મોં છુપાવીને બેઠેલી! એમાં ધ્રૂજતા ધ્રૂજતા થોડા અક્ષરો જોડે છે ને વાંચે છે, પણ આ શું? એક શબ્દ વાંચે ને બીજો ભૂસે. નામ હાથ આવે તો ક્રિયાપદ નાસી જાય. છતાં ય જાણે બારણે પાંખાળો ઘોડો આવીને ઊભો રહ્યો. ભણકારા વાગે.

પણ ત્યાં તો એ જુએ છે તો કોઈએ મન્ત્ર ફૂંકીને બધું ક્યાં ને ક્યાં ઉડાવી દીધું છે! અહીં તો દાળનો વઘાર, કપડાં અને સાબુ, નવા જન્મેલા બાળકનો ચિત્કાર, આકાશ સંકોચાઈ ગયું, ઘરને ટોડલે બેઠેલી ચકલીઓ ઊડી ગઈ, ઘરની ભીંત પર ખડીથી દોરેલા નાગદેવ, માતાના જવારા–એ બધાં વચ્ચેથી વરસો દોડતાં જાય. કોઈ વાર એ વૈશાખની નદી જેવી ક્ષીણ અશ્રુતોયા બની જાય તો કોઈક વાર કાંઠા તોડીને કીર્તિનાશા બનીને વહે. પણ આંખો પાંખ સંકેલીને ઠાવકી થઈને બેસી ગઈ, અહીં તહીંની એની ઉડાઉડ બંધ થઈ ગઈ. પાંપણ પર કશોક ભાર વરતાયો, દૃષ્ટિ નીચી ઢળી.

દૃષ્ટિ નીચી ઢળી ને એણે એકાએક પોતાને જોઈ, જોઈને ચકિત થઈ. ચકિત થઈ ને ભયભીત થઈ. એક કમ્પ કાયામાં દોડી ગયો. એને કોઈકનો અણસાર વરતાયો, પણ ક્યાં? ચાલી ગઈ હોત તો કદાચ પહોંચી ગઈ હોત રાધાકૃષ્ણની કુંજમાં. પણ સત્યનો સૂરજ પ્રકાશતો હતો, ચન્દ્રની માયાવી સૃષ્ટિ નહોતી. વાંસળીના સૂર દૂર રહ્યા, પેલી ચબરખીના અક્ષરો ભૂંસાઈ ગયા. હોઠ એણે દૃઢ નિશ્ચયની સખ્તાઈથી બીડયા. આંખમાંની રહસ્યની માયાને એણે સંકેલી લીધી. પગલાં એનાં અભિસારની દિશામાંથી પાછાં વળ્યાં. એણે નવાં આશ્ચર્યથી પોતાનું નામ જોયું–પરીની પાંખો વગરનું, પીઠ પર ઝૂલતી બે છૂટી લટ વગરનું સ્વપ્નલોકમાંથી પાછું વળેલું.

તો એક હતી સુજાતા—એ નહોતી કાશીકાંચીની કે નહોતી ઉજ્જયિનીવૈશાલીની. એના શ્વાસમાં પારિજાતની સૌરભ નહોતી, પણ મહાનગરની દૂષિત હવા હતી. એની આંખ માયાનગરી તરફ વળેલી નહોતી, એ સ્થિર હતી, સાવધ હતી. એનું હૃદય કોઈ ઉત્તાલ તાલે નાચતું નહોતું, એણે અત્યાર સુધીમાં થયેલા ઘા અને મળેલી નિષ્ફળતાનું કોષ્ટક બનાવી લીધું હતું. સાહસની આબોહવાથી એ દૂર નીકળી ગઈ હતી. જ્ઞાનના ક્ષેત્રના ઘણા અંધારા ખૂણામાં અથડાતી અટવાતી એ ફરતી હતી. પણ કોઈની આંખના પ્રકાશનો આશ્રય એ શોધતી નહોતી.

ભૂગોળ બદલાઈ, દિશા બદલાઈ, ધુમ્મસઘેરી લંડનની સાંજ, માનવીના ધૂંધળા આકારો. ઠંડીથી બચવા ગરમ કપડામાં ઊંડે ઊંડે સંતાડી લીધેલી કાયા—એક આંખમાં ચમકારો—કોઈક વાર એ આંખો નિર્નિમેષ બની જાય. કોઈ વાર મનમાંથી ફિલસૂફી, પ્રમેયોની પરમ્પરા, ઉપપત્તિઓની જટાજાળ, તર્કનું વાગ્છળ બધું ઓસરી જાય. કોઈ ખૂણા પરના રેસ્ટોરાંમાં ઉપેક્ષિત એવા સ્થાને એ ઘડી અન્યમનસ્ક બનીને બેસી રહે. પછી ૧૯ મી સદીના કોઈ નવલકથાકારની નાયિકાની આંગળી પકડીને ચાલવા માંડે.

આંખમાં હવે બુદ્ધિની તીક્ષ્ણ ધાર નીકળી છે, વાણીમાં દૃઢ નિર્ધાર છે. રાત મધરાતે કોઈ વાદવિવાદમાં બેઠી હોય છે. મનને નવી પાંખો ફૂટે છે. ચેતનાનાં સાત પાતાળ સુધી કોઈકને લઈને એ જઈ આવી છે. પહેલાં પોતાનો પડછાયો જોઈને છળી મરતી. હવે એણે સત્યના કઠોર પ્રકાશમાં બધી છાયાઓનું વિસર્જન કરી દીધું છે. એક વાર શરદબાબુની પાત્ર બનીને ધરાઈ ધરાઈને રડી લીધું હતું. હવે ભારતની ઝૂંપડપટ્ટીમાં, રોગીઓથી કણસતી હૉસ્પિટાલોમાં, અનાથાલયોમાં ફરી ફરીને એણે આંસુ સીંચીને આર્દ્રતા લાવવાનો પ્રયત્ન કર્યો છે.

તો આ સુજાતા હવે નહીં આ દેશની કે પેલા દેશની, નહીં કોઈની કે નહીં પોતાની—અરે પોતે સુજાતા તેના પણ ભાન વિનાની. પણ એને એક ઠેસ વાગી, એને એકદમ ભાનમાં આવી જવું પડ્યું. એ ઠેસ મારી કોણે? કળ વળે ત્યારે એનો વિચાર કરે ને? એક સાંજે—

દરરોજની સાંજ જેવી સાંજે એને મળી ગયો એક જુવાન. એ નહોતો કાર્તિકેય કે કાર્તવીર્ય. એ નહોતો દેવ કે નહોતો રાજકુંવર. એને માટે નહોતાં કર્યાં વ્રત કે તપ. સાંજે આવીને જુએ છે તો ઊભો છે એક જુવાન. નામ એનું અભિનવ કે સત્યકામ, સત્યજિત કે અભિરામ. સુજાતાએ એને સ્થિર દૃષ્ટિએ જોયો, આંખો લજ્જાથી ઢાળી નહીં—નન્દનવનનો દક્ષિણાનીલ વાયો નહીં, ફરી એને પાંખો ફૂટતી હોય એવું લાગ્યું નહીં, ને છતાં—

ને છતાં આ સુજાતા જે નહીં કાશીકાંચીની, જે નહીં ઉજ્જયિનીવૈશાલીની તે એક નવી જ સૃષ્ટિમાં પ્રવેશી. એમાં બોદલેરની મલબારની કન્યા, રેમ્બોની પેલી પીધેલ નૌકાનાં પરાક્રમો, લા ફોર્ગની એ ક્ષયદીપ્ત ઉત્તપ્ત કાયાના ઊર્મિઆવેશો—અરે, એ યાત્રા શરૂ થઈ પછી ક્યાં એનો અન્ત? એક રાત ગાળે કાફકાની સૃષ્ટિમાં—પેલો બરફથી ઢંકાયેલો અદૃશ્ય કિલ્લો અને પાંદડાં વગરનાં વૃક્ષોમાં. હૃદયની પાંખડીઓ ખીલતી જાય, આંખમાં નવી ગમ્ભીરતા, નવું ઊંડાણ. એક નમતી સાંજ ગાળે રિલ્કેના સાથે દુઈનોના કિલ્લામાં—ગુલાબ વચ્ચે. ગુલાબની પાંખડીઓ વચ્ચેના અવકાશમાં જીવનમરણ સાથે વસતાં દેખાય, એના હૃદયમાં પ્રેમ નવો સ્પન્દ જગાડે જે પ્રેમ બારણાં વાસે નહીં, જે પ્રેમ સીમાને શોધે નહીં, જે પ્રેમ અવારિત, મુક્ત ને પ્રબળ, અરે, એટલો પ્રબળ, દેવદૂતોની વીંઝાતી પાંખ જેવો, સૂના રણપ્રદેશ પર સૂસવતા પવન જેવો એટલો પ્રબળ કે એને લાગ્યું કે એ જાણે હવે સુજાતા નથી, એ છે આ વિરાટ પ્રસારમાં એક બિન્દુ જેનું હોવું ન હોવું તે ક્ષણની લીલા.

એક નામે સુજાતા—જે હવે નહીં સુજાતા કે નહીં સુવર્ણા, જેનું હોવું જ એક પ્રચંડ મોજું જે ફરી વળીને બધું ચકનાચૂર કરી નાખે. પછી ક્યાં દમયંતી ને ક્યાં સીતા? કદીક કદીક એ ઇચ્છે છે નાનો ઝરૂખો, વળગણી પર બેચાર સૂકાતાં કપડાં, ચાની કીટલીનો અવાજ, દાદર પર ધમધમ કરતાં દોડતાં બેચાર શિશુઓ—પણ તરત આ મોજું ફરી વળે છે. પાલખીમાં બેસીને એ એક જન્મમાં

અસૂર્યંપશ્યાની જેમ ફરી છે, બીજે જન્મે એ જન્મોજન્મની દાસી હોય એમ અંધારા ઘરના ખૂણામાં રહી છે. પછીને જન્મે એ બારણું ખોલીને બહાર સોસાયટીમાં, કલબમાં ફરી છે. એના હોઠ પર મદિરાનાં ફીણ હતાં, આંખમાં હાંડીઝુમ્મર નાચતાં હતાં, એણે કોનો હાથ ઝાલ્યો હતો તેની એને ખબર નહોતી. પછીને જન્મે એ ભમી છે, અંધારી ગલીઓમાં, ભોંયરામાં, ભેજનો શ્વાસ લઈને એ જીવી છે. એણે ભભૂકતા જ્વાળામુખીઓને બેઠા બેઠા ઠાર્યા છે

આ એક નામે સુજાતા–ઘણા ઝંખે કે એ સાચા શહેરના સાચા ઘરમાં એક સાવ સાચી નારી બનીને આવે. આંગણે એના કંકુરંગ્યા હાથના થાપા, ઘરમાં એના અળતાથી રંગેલા પગલાંની છાપ, ઘરમાં એના કંકણનો મંજુલ રણકાર, આંગણામાં તુળસી આગળના દીવાથી દીપ્ત એનું મુખ ઝગહળે–

પણ આ સુજાતા–હવે તો એ કયું આકાશ શોધે? કઈ ભુમિ શોધે? એના દેહમાં જે સમાયું છે તેને એ શી રીતે પ્રકટ કરે? અને છતાં એક આછી વેદનાની કળક–જે કદાચ ડેસ્ડિમોનાની હોય કે ઓફેલિયાની હોય. એની આંખમાં સહેજ આર્દ્રતા જે કદાચ શકુન્તલાની હોય કે વાસવદત્તાની હોય તે તો છે જ. એથી જ તો આપણે એને ઓળખીએ ને કહીએ કે એક નામે સુજાતા, ભલે એ કાશીકાંચીની નહીં, ભલે એ ઉજ્જયિનીવૈશાલીની નહીં. □

## સાભાર સ્વીકાર

**મૌનનો ભણકાર :** (કાવ્યસંગ્રહ) કર્તા : શોભન, મૂલ્ય રૂ. ૫–૦૦, **ગમતાં ગાઈ ગીત :** (બાળકાવ્યોનો સંગ્રહ) કર્તા : શોભન, મૂલ્ય : રૂ. ૩–૦૦, **અંતરઝરણાં :** (લેખકસંગ્રહ) લેખક : વત્સલ વસાણી, મૂલ્ય : રૂ. ૧૨–૫૦, પ્રકાશક ત્રણેના : અભિરુચિ પ્રકાશન, ૨૧૧–એ, સ્પેકટ્રસ, બીજે માળે, રિલીફ સિનેમા પાસે, સલાપોસ રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧

## દશ્યાવલી

□ વિજય શાસ્ત્રી

તે ઝૂમાં ગયો. હરણ, વાઘ, વાનર જોયાં વાઘ ખુમારીભેર પીંજરામાં ફરતો હતો. વાઘની ખુમારી અને પીંજરાની મર્યાદા બંનેને વિરોધાવી જોયાં. સંવેદનશીલ માનવીની હેસિયતથી તેને આ વિરોધ કરુણ લાગ્યો, પણ પીંજરા આગળથી હઠવું તો પડયું જ. કેમકે વાઘચિંતન ગમે તેટલું પ્રક્ષોભક હોય છતાં માણસને અનેક કામો હોય છે. જિંદગી આખી કાંઈ વાઘના પીંજરા સામે ઊભાં ઊભાં વીતાવી શકાતી નથી.

વાઘ ભૂલાઈ ગયો. સેન્ડવિચ ખરીદવાનું મન થયું. ભુખ્યા થવાનું મન થયું. સેન્ડવિચ ખાધી. કાગળ ડૂચો વાળીને ફેંકી દીધો. પછી હરણાં જોયાં. તેમનાં શરીર પરનાં ટપકાં પર ધ્યાન ખાસ કેન્દ્રિત કર્યું. સુવર્ણમૃગ અને રામાયણ યાદ આવી ગયાં. થોડો ભક્તિભાવ ઝરપી ગયો. રામ, સીતા, હરણ, લોભ, રાવણ, અપહરણ, વિયોગ–મિલન, કરુણના સંદર્ભે, છીંક આવવાથી ભીના થતા નાકની જેમ હૃદય પણ સહેજ ભીનું થઈ ઊઠયું. નિર્દોષ હરણાંઓનો કવિતાઓમાં થયેલો ઉપયોગ યાદ આવી ગયો. સંગીતલુબ્ધ મૃગની ભાવસમાધિ સાંભરી ગઈ.

સામેથી જબરદસ્ત હાથી આવી રહ્યો હતો. હરણસમાધિમાંથી સહસા ઝબકીને તે બાજુ પર હઠી ગયો.

હાથી.

હાથી વિશે કંઈક વિચારી કાઢવા તે મનોયત્ન કરવા લાગ્યો. પણ હરણ વાઘની જેમ કોઈ ભાવસંદર્ભો તેને હાથી માટે જડયા નહીં. હાથી માત્ર હાથી તરીકે જ દેખાતો હતો. તેની વિરાટ કાયા, ગંભીરતા, ભવ્યતા કશું વટાવી ખાવા યોગ્ય ન હતું. વિરાટ દેહનો વિરાટ દેહ સિવાય બીજો કોઈ અર્થ નહોતો જડતો. હાથી માત્ર હાથી જ રહીને કયાંનો કયાં નીકળી ગયો.

સિંહ.

પીંજરું, વાઘ જેવી જ સ્થિતિ. બહાર કવિતાની સુંદરી, પછી નહોર, છલંગ, બધું જ ચાવી જોયું બધાંમાં જ સિંહ વિશે અગાઉ વાંચેલાં લખાણોનો જ સ્વાદ આવતો ગયો. સિંહને તો પંચતંત્રથી માંડીને પ્રપંચતંત્ર સુધીના સાહિત્યમાં વટાવી ખવાયો હતો. હવે સિંહત્વનો એકેય અણુ નર્યો અને નિર્મળ, શુદ્ધ અને મૌલિક રહ્યો નહોતો. એઠા સિંહને માણવામાં કોઈ આનંદ આવ્યો નહીં. છતાં સિંહને જોઈને–એક પ્રાણી તરીકે જોઇયે તેને ગંમત પડી. અહેઃભાવ થયો એટલી ગણો તો બરકત !

કબૂતરો.

ધોળાં ધોળાં, લાલ લાલ આંખ ગટર–ઘૂં ગટર–ઘૂં, પ્રેમકેલિ, નિર્દોષતા, સંદેશવાહકો, શાંતિના દૂતો. પારધીના શિકાર પીંજરામાં સલામતપણે જીવતાં હતાં. તે જોઈ આપત્તિમાંયે આનંદ થયો કે ભલે પીંજરામાં છે પણ બિલાડીનો તો ભો નથી ! સરસ, સરસ. જાણે પોતે જ કબૂતરોને જીવતદાન આપ્યું હોય એવો ધન્યતામૂલક સંતોષ થયો.

પછી તો રીંછ ને ચિત્તો, મગર ને વ્હેલ બધું જોયું. ભેળ ખાધી. છોકરીઓ જોઈ, બાળકો જોયાં, ભીડ જોઈ. આ બધાં વચ્ચે ઘેરાયેલા સ્વને જોઈ લેવાનું પણ સૂઝયું એટલે ફિલસૂફની અદાથી જોઈ લીધું.

ડબલડેકરના ઉપલા માળે બારી પાસે તે બેસી ગયો. એક વળાંક પાસે ઉપલો ભાગ વીજળીના તાર સાથે સહેજ ઘસાયો ન ઘસાયો ને સલામત. હાશ, અકસ્માત થાત તો ? હું, વીમો, ઘેર રંભા બિચારી વિધવા......

બાજુમાં એક યુવતી આવીને બેઠી એટલે રંભાના વિધવા હોવાનો ખ્યાલ સરકી ગયો, પાછળ રહી ગયેલા સ્ટૉપ પર જ રહી ગયો. યુવતી બાજુમાં જ હતી. ગલીપચી થવા લાગી. પણ તે ઝાઝી વાર

ટકી નહીં. કેમ કે જમણી તરફ એક સીટ આખી ખાલી થઈ જતાં તે ત્યાં સરકી ગઈ. તેના ત્યાં સરકવાની શી velocity!! યસ, વેલોસિટી. આજે જ તેણે ડિક્ષનરીમાં વેલોસીટીનો અર્થ જોયો હતો. જ્ઞાનને વ્યવહારમાં મૂકાયું જોઈ આનંદ થયો. પણ યુવતી સરકી ગઈ હતી તેથી એને 'આનંદ' કહેતાં જીવ ચાલ્યો નહીં! ખેર, આપણે શું? હેં? પારકાં બૈરાંમાં આપણને શું રસ હેં? અરે ગાળાં હાળાં બહારથી રૂપાળાં પણ અંદરથી...

બસ અટકી. યુવતી ઊભી થઈને ચાલી. ઊતરી ગઈ. હાશ. એક મનોરોકાણ ગયું. સ્વસ્થ થઈ બારીની બહાર જોયું. એક જગ્યાએ માંડવો બાંધેલો હતો ત્યાં લાઉડસ્પીકર પરથી ફિલ્મી ગીત વાગતું હતું. ચપટી-વગાડી તાલ દેવાઈ ગયો. દેવાતો જ ગયો. બસ ઊપડી ગીત દૂ...ર...દૂ...ર સરતું ગયું. સરતું જ ગયું. આખરે વાતાવરણમાં ઓગળી ગયું. ત્યાં જ કંડકટરે "બાકીવાલા બોલજો" કહી ઘાંટો પાડ્યો ત્યારે ચપટી પણ સંપૂર્ણપણે વગાડાવી બંધ થઈ ગઈ હતી.

ઘેર.

ચાલીનાં બૈરાં નળ પર ઝઘડતાં હતાં. રંભા પિયર ગઈ હતી એટલે આજે નળઝઘડો બહુ કીમતી ન લાગ્યો. 'છો ઝઘડતાં મૂઆં'ની તટસ્થતા દાખવી તે દાદર ચડવા લાગ્યો. ખીસામાંથી ચાવી કાઢી, તાળામાં નાખી, ફેરવતાં ફેરવતાં માંડવે વાગતું ગીત યાદ આવી ગયું. તે નવલકથાના નાયકની અદાથી ગણગણ્યું. ગાતાં ગાતાં આગળિયો કચકચાવ્યો. બારણાં ઉઘાડયાં. ઘરમાં પ્રવેશ્યો. પગ પાસે જ એક પોસ્ટકાર્ડ પડેલો હતો. અસમંજસથી ઊંચકયો. અક્ષર વાંકાચૂંકા હતા. સસરાનો પત્ર હતો. રંભા સુખરૂપ પહોંચી ગઈ હતી પિયર.

તેણે લોબીમાં જઈ, ગડી વાળી કાગળ ખીસામાં મૂકયો. નીચે બૈરાં પરવારી ગયાં હતાં. નળ સૂનો પડ્યો હતો. રહી રહીને એક એક જળબિંદુ બંધ નળમાંથી ડબકતું હતું. નળ ગળતો હતો.

પોતે.

વાઘ, સિંહ, હરણ, હાથી ને કબૂતર જોઈને, સમય પસાર

કરીને આવ્યો હતો. નળની ચારેકોર કિચડ જામી ગયો હતો. ત્યાં નીરવતા હતી. પોતાને પણ હવે ઘરમાં જવાનું હતું. રિફીન આવવાની તૈયારી હતી. તે અંદર જવા ગયો ત્યાં જ તેની નજર, નળના વળાંક પર બેઠેલી ચકલી પર પડી. લોખંડી પાઈપ પર ચકલી ક્યાંકથી (કોઈક ગુપ્ત–અજ્ઞાત–દૈવી–આધ્યાત્મિક–રહસ્યાત્મક પ્રદેશમાંથી જાણે) આવી પડી હતી. વૃક્ષ–નજીકમાં નજીકનું વૃક્ષ–પણ, ખાસ્સું દૂર હતું. તેનો માળો આ ગંદી, અંધારિયા ચાલીમાંના જ એકાદ ઘરમાં હશે.

ચકલીએ નાનકડી ડોક બેત્રણ વાર આમતેમ ઘુમાવી. કોઈ કરતાં કોઈ કે કશું કરતાં કશું નહોતું ત્યાં. માત્ર બંધ નળના છેડે ક્ષણે ક્ષણે એક એક ટીપું ઊગી નીકળતું હતું ને બીજી ક્ષણે નીચે ડબકી જઈ આત્મવિસર્જન કરી દેતું હતું. ટીપાંઓની અનંત શ્રેણી પ્રસવી–પ્રસવીને વિસર્જિત થતી રહેતી હતી. નળ કશી પણ પ્રસવપીડા પામ્યા વગર લોખંડી તાટસ્થ્ય ધારણ કરી, નિર્મમપણે ઊભો હતો.

ત્યાં પેલી ચકલી બેઠી ત્યારે કશું નહોતું. ન સિંહ, ન વાઘ, ન ચિત્તો ન સ્ત્રીઓ. સલામતીની જાણે ખાતરી થઈ ગઈ હોય તેમ એકાએક હળવેકથી ચકલીએ ડોક નીચે વાળી ને તે જ ક્ષણે જન્મેલા નાનકડા જળબિંદુને સિફતપૂર્વક ચાંચમાં ઝીલી લીધું ત્યારે ત્યાં–

–નહોતો વાઘ, નહોતો સિંહ, નહોતી સ્ત્રીઓ.



## કૂવાની આજુબાજુ / યાનિસ રિત્સો

ત્રણ સ્ત્રીઓ પોતાના ઘડા લઈને કૂવાની ફરતે બેઠી,
મોટાં, લાલ પાંદડાં એમના વાળ અને ખભા ઉપર ખરતાં હતાં.
ઝાડવાંની પાછળ સંતાયેલા કોઈકે પથ્થર ફેંક્યો,
ઘડો ફૂટયો. પાણી ઢોળાયું નહીં, માત્ર ચળકતું.
અમે સંતાયા હતા તે તરફ તાકતું,
એમ જ સ્થિર રહી ગયું.

અનુ. ભીખુ કપોડિયા

# જો—

"ચંપૂ" વ્યાસ

એકસો છોતેર સે. મી.ની ઊંચાઈ ધરાવતી કમલ કુંદનસિંઘ નામની એક બાવીસ વર્ષની બેબી સાથે આપણને, આપણે એટલે કે લાભશંકર તનસુખરામ ભટ્ટ, ઠેકાણુ લાડુભટ્ટની ખડકી, ગામ સોખડિયા ને હાલ સી. ઝેડ. હોસ્ટેલ ફોર્થ વિંગ, રૂમ નંબર બી–૧૩–સદરહુ વર્ણનવાળાને; હા, પેલી બાવીસ વર્ષની કમલ કુંદનસિંઘ નામની એકસો છોતેર સે. મી. ઊંચાઈ ધરાવતી છોકરી સાથે ગોઠી જાય તો આપણે આપણી જાતને પૂછીને ખાતરી કરી લેવાના "ઓ લાભભાઈ, અરે ઓઓઃઓઓ લાભભાઈ, સાકરિયા દૂધમાં નાખેલી જલેબી ખાધી છે કે તમે ?"

ગોળ ગોળ ગૂંચળાં વળી ગયેલાં જુલ્ફાં ફરફરાવતી ને ઘુરઘુરિયા-વાળા સ્કૂટર પરથી પસાર થતી એ–હા ભઈ હા એ એટલે કમલ–આપણને રસ્તા વચ્ચે જોઈ સ્કૂટર ઠેરાવી દે ને આપણે તો પીતા હોઈએ આંખોથી એની હયાતીના સત્ય સમાં વર્તુળોને ગૂંચળાંમાં ગૂંચાતા હોઈએ ને એનો સવાલ અફળાશે : "કયાં જવું છે તમારે ?"

તે દહાડે આગળપાછળના બધા વિચાર ભૂલી જઈને બાપના કૂવામાંથી ઝપ્પ કૂદી કાંઠે આવી બે હાથ પહોળા કરી બેધડક કહી દેવાનું "તું લઈ જા ત્યાં". સ્કૂટરને કિક મારવા એ પગ ઉપાડે ને આપણે મદદ કરવા ઉતાવળા થઈએ તો ઘેલા ગણાઈએ. બેચાર કિક મારે પછી ધીરેથી એના પગની પા'ની તરફ સ્કૂટર નમાવી એક કિક લગાવવાની કે ચાલ્યું...એને આગળ બેસવા દેવાની ને બંદાએ પગ પર પગ ચઢાવી અડી લાગવાનું પાછળ ને માણ્યા કરવાની પારી દ રોયલની સુગંધને. સ્કૂટર કયાં જાય છે તે, રસ્તા પર આપણને કોણ જુએ છે તે, જાણીતા ને અજાણ્યા ઈર્ષ્યાથી લુચ્ચું હસે છે તે બધું જોવાનું છતાં ના જોવાનો ઢોંગ ચાલુ રાખવાનો ને ગૂંથી દેવાની આંખોને ફૂલ

સ્લીવ જર્સીની કથ્થાઈ ગૂંથણીમાં ને ખુદની સમજથી પામી શકાતી જર્સીની પેલી પારની રેખાઓમાં. અનંતકાળની આવી સ્કૂટરયાત્રાના મનોવૈભવમાં રાચ્યા કરવાનું બસ. કોઈ ત્રણ કે પાંચ રસ્તાના સંગમ આગળ સ્કૂટર ઊભું રહેવાના ઇરાદે ધીમું પડે કે તરત જ એની જમણી બાજુના કાચમાં એ-એ એટલે કે કમલ-જોઈ શકે એ રીતે એક આંખ ઝીણી કરી પુરુષો હસે છે ને, એવું મંદ મંદ હસી અફલાતૂન સ્પીડ વિષે બે શબ્દો બોલીશું આપણે કે તરત જ ઉછાળતીકને એ સ્પીડ વધારી પેલા ત્રણ કે પાંચમાંથી ગમે તે એક રસ્તે વળી જશે ને બાપુ ચાલ્યું...આજે કમલના સ્કૂટર પર આપણે જે હકથી ચઢી બેઠા છીએ એ પોતે જ એક એવો અકસ્માત છે કે તેથી કોઈ બીજો મોટો અકસ્માત હોઈ શકે નહિ, એમ માનીને ડરવાનું તો છોડી જ દેવાનું આપણે. હવે રસ્તામાં એ પૂછશે જ કે 'મકાન ક્યાં છે એ આજ સુધી બતાવ્યું નથી તમે તો...ક્યાં રાખ્યું છે મકાન?' આપણે હવે બોલવાના 'જાણીને શું કરીશ? મારા મકાનથી ઊલટે રસ્તે અગિયાર કિલોમીટર આવી ગયાં છીએ આપણે! કિકિકુઉઉઇચ્ કરતુંકને સ્કૂટર થંભી જાય ને ડરી જાય તે બીજા. આપણે તો જાણે જીભને અઢારમા કોઠામાં ને કાંસકો કાઢી બાલ સમારવાના ત્યારે. એ સ્કૂટર છોડી ચાલવા ડશે આમતેમ. આપણે પણ હાથમાં કાંસકો રાખી તાલસે કદમ શરૂ કરી દેવાનું જોડે જોડે.

'તમારા મકાનથી અગિયાર કિલોમીટર દૂર છીએ આપણે?'— એ બોલશે.

'લગભગ'—લાભભઈ.

'એટલે?'—કમલ.

..............

'આપણે સાહસ કર્યું છે, નહિ?'—કમલ

અને હવે જોઈ લ્યો આ ભટ્ટ લાભશંકર તનસુખરામનો ઝપાટો. જય સરસ્તી મા. પહેલાં તો સિગરેટ સળગાવવાની. પછી કમલને માથે હાથ મૂકી, એની આંખમાં આંખ પરોવી, હોઠના એક છેડે

લટકતી સિગરેટની ધુમાડી ધડાધડા વહેતા દઈ, રોમિયો–ફરહાદ–મજનૂની વ્યથાવેદના એકસામટાં શબ્દઝૂમખાંમાં ઠાલવી, છેલ્લે આંખને ઓશિયાળુ બનાવી પૂછી નાખવાનું 'તું આને સાહસ ગણે છે કમલ?'

રડું રડું થઈ ગયેલી કમલની આંખ પર રૂમાલ ફેરવવા માંડવાનો લાલસાઈ. (સાલી સંસ્કૃત ભણી હોત તો મનોમન બોલી ઉઠત રૂમાલમાં જૂઈની સુગંધ ઓળખીને वस्तुदासीनमस्य यौवनं प्रतिभासते । પણ સંસ્કૃતમંકૃતકૃતની ઐસીતૈસી હમણાં તો ફેરવો રૂમાલ) વચ્ચે એકાદ વાર, એકાદ વાર જ હોં કે, આપણી આંખે પણ દાબી લેવાનો રૂમાલ. એની આંખમાંથી પાણી વહેશે. પછી એ અવાજ કરીને આપણા ખભે માથું ઢાળીને રડશે, પછી હિબકાં ભર્યા કરશે ક્યાંય સુધી આપણે તો બધો તાલ જોયા કરવાનો, માથે હાથ ફેરવ્યા કરવાનો, મશીનકા ઠંડા પાણીનો ગ્લાસ ભરી લાવવાનો, વચ્ચે વચ્ચે 'કમલ પ્લીઝ તું રડીશ નહિ, કમલ...કમલ...' એવું બોલતાં બોલતાં છેલ્લે બોલી નાખવાનું 'પ્લીઝ. રડીશ નહિ માઈ ડિયર કમલ.' વાગી ગયો સિક્કો બાપુનો. 'માઈ ડિયર કમલ' કહ્યું ત્યારે હાથમાં હાથ લઈ, આંગળીઓમાં આંગળીઓ ભીડાવી, કપાળે કપાળ અડકાડી, શ્વાસમાં શ્વાસ પૂરી કમલ પણ 'માઈ ડિયર લા....' લાલ્લાલલ્લલલ્લલલા...પોંઆંઆંમ પોંઆંઆંમ પોંપોં પીપી પુસ્ ..

કિક્ મારીને ચઢી બેસો સ્કૂટર પર લાલસાઈ. લક્ષ સવાયા લાભજો. વ્હાલા–વ્હાલી, કાલા–કાલી, લાલા–લાલી, હિંહકારા–સિસકારા–વલકારા–ભુચકારા.. ચલાવો રાજા....ઔર જોરસે...વળતાં સ્કૂટર પર આપણે જ સવાર થઈ જવાનું ને હેન્ડલ આપણા હાથમાં હોય ને પવન ફાવતી દિશાનો હોય પછી હોશિયાર થઈને હાંકે રાખો ફુલ્લે... વ્હાલા રાજા સહન કરવું એય છે એક લ્હાણું.. કોલરની સહેજ ઉપર વિલસતી જતી અષાઢના પહેલા વરસાદ પછીની બાફ, કાનની બૂટ પર દલવાતી જતી ભીની ભીની સુગંધીદાર અત્તરની ઝરમર, વાળના મૂળમાં નવી ખંજવાળ પેદા કરતી ભદરવાની લીલીછમ સરકરાહટ– આખું ચોમાસું સાથે ફરવાનું આપણે. પીઠ પાછળ ભોંકાતી ખંજરની

અણીઓ સહન કરી સહી લેવાની મર્દની જેમ. વળતા પ્રહારની ઉતાવળ કરી તો કર્યું કરાવ્યું ધૂળ મળી જાય ને આપણું ? ઉતાવળ શી છે ? આજ નહિ તો કાલે—

કાલે નહિ તો પરમે, અઠવાડિયે, મહિને કે પછી વર્ષ પૂરું થયે એક ઢળતી સાંજે પોર્ચમાં બેસી રાઇફલના પુર્જા સાફ કરી કરીને નવેસરથી ગોઠવતા કમલના ડેડી શ્રીમાન કુંદનસિંઘ સામે, રોશનીથી લાલમલાલ થઈ ગયેલા ગુલમહોરની સાક્ષીએ હાજર થઈ જવાનું જ છે આપણે, કેડબરીનો કડવો આઈસક્રીમ હસતાં હસતાં ચગળવાનો જ છે આપણે, ક્યાંકથી ફૂટી નીકળીને બેઠા હોઇશું એ ગાર્ડનચેર સુધી લંબાયેલી મંકોડાની હારથી સાચવવાનું જ છે આપણે ને ડેડીને ગળે ઊતરે એવી સો વાતની એક વાત કરવાની જ છે આપણે કે—

"અમારા ભટ્ટ કુટુંબમાં કન્યાદાનની સાથે ગોદાનનો રિવાજ છે. પણ આપ ગાયને બદલે બકરી આપશો તો પણ હું એનું જીવથી જ્યાદે જતન કરીશ, હું એને વગડામાં લઈ જઈ લીલું લીલું ઘાસ ખવડાવીશ ને તાજીમાજી રાખીશ, દૂધનો ઘડુલો માથે મૂકી એનું દૂધ વેચવા રોજ જઈશ ને...."

દૂધ વેચીને પૈસા બનાવીશ ને એ પૈસાની બીજી બકરી લાવીશ ને બકરીનું દૂધ વેચી નવી બકરી ને દૂધ...પૈસા....બકરી . બકરીઓ ને આખો વાડો ભરીને બકરીઓ કમલને, વહાલી કમલને...રાણી કમલને ચરણે ધરી દઈશ–એવું બધું નહિ કહેવાનું લાભભાઈ... ▭

# પ્રભુના એ હસ્તાક્ષરો



□ જ્યોર્જ લૂઈ બોર્હેસ
□ અનુ. પ્રમોદકુમાર પટેલ

બંદીખાનું ઘણું ઊંચું છે અને પથ્થરમાં બાંધી લીધું છે; લગભગ અર્ધગોળ ગુંબજ સરખો એનો ઘાટ છે. એની ફરસ પણ પથ્થરની બનેલી છે; અને ગુંબજના આકારમાં થોડો મોટો વ્યાસ જે સ્તરે રચાવા પામે તેથી કંઈક ઊંચે તે ચણી લેવાઈ છે. એ કારણે અહીં અફાટ વિસ્તાર અને ઓથારની લાગણી કંઈક તીવ્રતાથી અનુભવાયા કરે છે. આ બંદીખાનું એમાં વચ્ચોવચ્ચ ઊભી કરવામાં આવેલી દીવાલને કારણે બે અલગ ખંડમાં વિભાજિત થઈ ગયું છે. એ દીવાલ ઘણી ઊંચી છે, પણ ઉપર ગુંબજની છતને તે અડકતી નથી. એ પૈકી એક ખંડમાં પેદ્રોદ અલ્વારેદોએ જલાવી દીધેલા કહોલમના પિરામીડનો જ એક જાદુગર હું ઝિનાકન છું; બીજામાં એક દીપડો છે જે એક સરખાં મંદ મંદ પગલાંઓથી પોતાની બંદી બનેલી જિંદગીનાં સ્થળકાળને માપી રહ્યો છે. પેલી વચ્ચેની દીવાલમાં ફરસના સપાટીએ જ

લાંબા સળિયાઓવાળી એક બારી મૂકવામાં આવી છે. મધ્યાહ્ન વેળાએ પડછાયાઓ લય પામે છે ત્યારે, છાપરામાંના ગોળ બાકોરાને ઉઘાડવામાં આવે છે અને વર્ષોના બોજથી જે ક્ષીણકાય બની ગયો છે તે બંદીખાનાનો અધિકારી એક લોખંડની ગરગડીમાં થઈને જતાં દોરડાને છેડે ટાંગેલા માંસના ટુકડા અને પાણીનું પાત્ર અંદર ઉતારે છે. આ સમયે છતમાંથી અજવાળું પ્રવેશી જાય છે, અને હું પેલા ખંડમાંના દીપડાને જોઈ રહું છું.

અંધકારમાં કેટલાંય વર્ષોથી હું અહીં પડી રહ્યો છું, પણ હવે મને એનો ખ્યાલ સુદ્ધાં રહ્યો નથી. જો કે એક વેળા હું યુવાન હતો અને આ બંદીખાનામાં હું હરફર કરી શકતો હતો, પણ હવે તો દેવતાએ.એ મારે માટે જે મૃત્યુ નિર્માણ કરી મૂકયું છે તેના ખ્યાલ કરતાં તેની ઝંખના કર્યા કરું છું, એ સિવાય મારે બીજી કોઈ પ્રવૃત્તિ રહી નથી. આગળ મારા લાંબા કાતિલ છરાથી મારી સામે બલિ બનીને ઊભેલાં માનવીઓની મેં છાતીઓ ચીરી નાખી હતી, પણ હવે તો, સિવાય કે કોઈ જાદુઈ ચમત્કાર બની જાય, મારી જાતને આ ધૂળમાંથી હું ઊઠાવી શકું એમ નથી.

એ પિરામીડ જલાવી દેવામાં આવ્યો તેની આગલી રાતે ઊંચા ઘોડાઓ પરથી ઊતરી પડેલા એ માણસોએ, છુપાયેલા ખજાનાનું સ્થળ તું બતાવે છે કે નહિ એવી ધમકી આપી લાલ ધગધગત સળિયાઓથી મને માર્યો. મારી નજર સામે જ પ્રભુની પ્રતિમાને તેમણે ઠોકરે મારી, અને મને ય તેમણે છોડ્યો નહિ. તેમનો બધો ય જુલમ મૂંગો મૂંગો હું સહન કરતો ઊભો રહ્યો. તેમણે મને વીંખી નાખ્યો, માર્યો, મારા હાથપગો ભાંગી નાખ્યાં, અને એ પછી તો હું જાગ્યો ત્યારે જોયું કે મને આ બંદીખાનામાં ધકેલી દેવામાં આવ્યો હતો. મારી આ ક્ષણભંગુર જિંદગીમાં અહીંથી હવે હું ક્યારેય મુકત બની શકવાનો જ નથી.

કશુંક તો મારે કરવું જ જોઈએ, સમયને કોઈને કોઈ રીતે

ભરી દેવો જ જોઈએ, એની એક ઊંડી જરૂરિયાત વરતાતાં, આ અંધકારમાં હું જે કંઈ જાણતો હતો, તે બધું ય યાદ કરી લેવાનો મેં નિશ્ચય કર્યો. એકાદ ઔષધની વનસ્પતિનો આકાર કે પથ્થરોમાં કંડારાયેલા સર્પોની ગોઠવણી અને તેની સંખ્યાને યાદ કરતાં કરતાં મેં આખીને આખી રાત્રિઓ વીતાવી છે. એ રીતે વીતેલાં વર્ષો પર મેં શાસન કર્યું અને મારું જે કંઈ હતું તે બધું ય મેં મારા શાસન નીચે આણ્યું. એક રાત્રે મને એવી એક પ્રતીતિ થઈ કે એક સ્પષ્ટ સુરેખ સ્મૃતિની નજીકમાં હું પહોંચી ગયો છું, મુસાફર સાગરનું દર્શન કરે તે પૂર્વની ક્ષણોમાં તે તેના લોહીમાં કશોક આવેગ અનુભવતો હોય છે. કલાકો વીતી ગયા ત્યાર પછી, અતીતની એ સ્મૃતિને ઉકેલવાનો મેં પ્રયત્ન કરી જોયો; પ્રભુની આસપાસ રચાઈ રહેલી પરંપરાઓ પૈકીની જ એ એક પરંપરા હતી. સમસ્ત કાળને અંતે ઘણી આપત્તિઓ અને ઘણા પ્રલયો ઊતરી આવશે એવું ભાવિદર્શન રજૂ કરીને, સૃષ્ટિ-સર્જનના પ્રથમ દિવસે એ બધાં અનિષ્ટો નિવારી શકાય તે માટે, તેણે એક જાદુઈ મંત્ર લખ્યો હતો કે, દૂર ભાવિની પેઢીઓ સુધી તે પહોંચી શકે, અને અકસ્માતની કોઈ ઘટનાથી તે નષ્ટ ન થઈ જાય. કયા સ્થાને અને કેવે રૂપે તેણે તે લખ્યું, તેની તો કોઈને જાણ નથી, ક્યાંક એ ગુપ્ત રહ્યું છે અને પ્રભુએ પોતે પસંદ કરેલો પુરુષ એ ઉકેલી આપશે એટલી આપણને પ્રતીતિ થઈ છે. વિચારવિમર્શ કરતાં મને એમ સમજાયું કે, હમેશ બનતું આવ્યું છે એ રીત, યુગને છેડે આપણે આવી ઊભા છીએ. અને પ્રભુના છેલ્લા અધ્વર્યુ લેખે મારું ભાવિ જ એ રીતે નિર્માયું હોય તો પ્રભુના હસ્તાક્ષરો ઉકેલી આપવાનો અધિકાર મને પ્રાપ્ત થઈ જાય હું બંદીખાનામાં પૂરાયેલો છું એ એક વાસ્તવિકતા હોવા છતાં એવી આશાને હું છોડી શક્યો નહિ. કહોલમમાં કદાચ હજારો વાર મેં એ શિલાલેખો જોયા હોય, અને એને હું સમજી શક્યો જ ન હોઉં એમ બન્યું હોય.

આવો વિચાર કરતાં મારો ઉત્સાહ વધ્યો, પણ પછી ન સમજાય તેવી બેચેનીએ મને ઘેરી લીધો. આ ધરતીની પરિસીમામાં જ એવાં પુરાતન રૂપો સંભવે છે, જે અવિકારી અને શાશ્વત હોય; અને

એમાંનું જ કોઈ એકરૂપ પોતે પ્રતીક હોય—જેની હું તલાશ કરી રહ્યો હતો. પર્વત પણ પ્રભુનો શબ્દ હોઈ શકે, નદી પણ, સામ્રાજ્ય પણ, નક્ષત્રનું ઝૂમખું પણ. પણ સદીઓનાં વહેણ સાથે પર્વતો ઘસાઈને ચપટા થઈ જાય છે, નદી પોતાનું વહેણ બદલી નાખશે, સામ્રાજ્યોય નાશ પામે છે અને બદલાઈ જાય છે, અને નક્ષત્રોના ઝૂમખાંમાં યે ફેરફાર થઈ જાય છે. આકાશપટમાં ય પરિવર્તન થાય છે. પર્વત અને તારા તો વિશિષ્ટ વ્યક્તિરૂપો છે, અને વ્યક્તિરૂપો તો હ્રાસ પામતાં જ હોય છે. મેં કશુંક વધુ દૃઢ અને ફૂટ વસ્તુ—જે ઓછી નશ્વર હોય તેની શોધ કરી. ધાન્ય, ઘાસ, પંખીઓ અને માનવીઓની પેઢીઓનો હું વિચાર કરતો રહ્યો. કદાચ મારા ચહેરા પર એક જાદુઈ લિપિ અંકિત થઈ ગઈ હતી, કદાચ મારી પોતાની શોધનો જ હું વિષય બની ગયો હતો. ત્યાં મને ઓચિંતાનું ધ્યાનમાં આવ્યું કે, પેલો દીપડો પણ પ્રભુની જ એક નિશાની હતો.

અને ત્યાં મારા આત્મમાં આદરભાવ જાગી ઊઠયો. યુગના આરંભના પહેલા પ્રભાતની હું કલ્પના કરી રહ્યો, કલ્પનાથી મેં જોયું કે મારા પ્રભુએ ચમકતી ત્વચાવાળા દીપડાઓને એ સંદેશો કાનમાં કહ્યો અને ગુફાઓમાં, બરુઓનાં ઝુંડોમાં અને ટાપુઓમાં, આ પ્રાણીઓમાં નરમાદાનાં યુગલો રચાતાં રહે છે અને તેનો વંશવેલો વધ્યે જાય છે, તે પણ એટલા માટે કે એ સંદેશો છેલ્લા માનવી સુધી પહોંચી શકે. સૃષ્ટિના પ્રયોજનને જાળવી રાખવા માટે એ આખી દીપડાઓની વંશાવલિ, એની દઝાડતી ભૂલભુલામણી સરખી વિસ્તાર-લીલા, ભયપ્રદ ઉપવનો અને જૂથો, એ બધાંનો હું વિચાર કરી રહ્યો. બાજુના ખંડમાં જ દીપડો હતો. આ ઉપસ્થિતિમાં મેં મારી અટકળ અને મારી એક ગૂઢ અન્તરસૂઝનું સમર્થન થતું જોયું.

એની ત્વચા પરની સાંકેતિક નિશાનીઓની વ્યવસ્થા અને ગોઠવણીનું જ્ઞાન મેળવવાની મથામણમાં મેં ઘણાં વર્ષો ગાળ્યાં. દરેક અંધ દિવસ અને એકાદ ઉજાસભરી ક્ષણ આપી જતો. એ રીતે એની પીળી ત્વચા પરના કાટા ચટાપટાઓ હું ચિત્તમાં દૃઢ રીતે આંકી શક્યો.

એમાં કેટલાંક તો કેવળ ટપકાં હતાં; કેટલાક આડા પટ્ટાઓ પગની અંદર લંબાતા હતા, કેટલાક વર્તુળાકાર ભાત રચાતા હતા. કદાચ એકાદ ધ્વનિ કે એકાદ શબ્દનો સંકેત તેમાં સૂચિત રહ્યો હતો. બીજા ઘણાય પટાઓને વળી રાતી કોર હતી.

આ પરિશ્રમ કેટલો થકવનારો હતો તે હું કહીશ નહિ. અનેક વાર મેં ગુંબજમાં ચિત્કાર નાખ્યા કે આ પાઠની ભાષા ઉકેલવાનું અશક્ય છે. પ્રભુના લખેલા વાક્યની વ્યાપક ઉલઝન સામે પછી તો ધીમે ધીમે મને રોકતી મૂર્ત સમસ્યા ગૌણ બનતી ગઈ. પરમ ચિતિએ નિર્માણ કરેલું વાક્ય કેવી જાતનું હશે તેનો હું મનોમન વિચાર કરતો રહ્યો. મને સમજાયું કે માનવરચિત ભાષાઓમાંય એવું એક વિધાન ન સંભવે જે સમગ્ર વિશ્વને પોતાની અંતર્ગત સમાવી લેતું ન હોય; તમે 'દીપડો' શબ્દ ઉચ્ચારો એટલે દીપડાઓની જે જાત, એની ઉત્પત્તિ પાછળ રહી છે તે આખી ય જાત, જે હરણ અને કાચબાઓનું તેણે ભક્ષણ કર્યું છે તે સર્વ પ્રાણીઓ, એ હરણો જે મેદાનોમાં ચર્યાં હતાં તે મેદાનો, જેણે એ મેદાનો રચ્યાં છે તે ધરતી, અને જેણે એ ધરતીને પ્રકાશ આપ્યો છે તે આકાશ—એ સર્વ સમાઈ જાય. મેં એમ વિચારી જોયું કે, પ્રભુએ નિર્મેલી ભાષામાં એકેએક શબ્દ આ બધી હકીકતોની અનંત શૃંખલા વ્યક્ત કરતો હોવો જોઈએ—અને તે સ્પષ્ટરૂપે વ્યક્ત કરતો હોવો જોઈએ, ગર્ભિત રીતે નહિ; સદ્યઃ પ્રકાશ રૂપે વ્યક્ત કરતો હોવો જોઈએ, ક્રમશઃ નહિ, સમય જતાં દિવ્ય વાક્યનો એ ખ્યાલ મને મૂર્ખાઈભર્યો કે પ્રભુની નિંદા સમો લાગ્યો. ચિંતન કરતાં વળી મને એમ સમજાયું કે પ્રભુએ માત્ર એક જ શબ્દ ઉચ્ચારવાનો છે, અને એમાં જ બધું સમાવેશ પામશે. એટલે, તેને માટે, આવો ઉચ્ચારાયેલો કોઈ પણ શબ્દ આ બ્રહ્માંડ કરતાં કે યુગની સમગ્રતા કરતાં જરીકે નાના પરિમાણનો હોઈ જ ન શકે. अखिल અને પૂર્ણ जगत જેવા રંક અને મહત્ત્વાકાંક્ષી માનવ શબ્દો તો, પેલો 'શબ્દ' જે સમસ્ત ભાષાનો જ પર્યાય છે—અને ભાષા દ્વારા જે કંઈ ગ્રહણ થઈ શકે તેની જોડે એકરૂપ છે, તેની તે કેવળ છાયાઓ કે પ્રતિબિંબો માત્ર છે.

એક દિવસ કે રાત–મારા દિવસો અને મારી રાત્રિઓ વચ્ચે હવે એનો તો ભેદ જ કયાં હતો ?–મને સમણું આવ્યું કે બંદીખાનાની ફરસ પર રેતીનો એક કણ છે. હું ફરીથી ઊંઘી ગયો, એકદમ નિષ્કંપ બનીને, અને મને ત્યાં એવું સમણું આવ્યું કે હું જાગી પડયો છું અને પેલો કણ હવે એકમાંથી બે થયો છે. ફરીથી હું ઊંઘી ગયો અને સમણામાં મેં જોયું કે હવે એ રેતીના ત્રણ કણો થયા છે. રેતીના કણનો એ રીતે વિસ્તાર થતો જ ગયો અને છેવટે મારો ખંડ રેતીના કણોથી ભરાઈ ગયો. એનાં ઢુવાંઓ નીચે હું મૃત્યુ પામી રહ્યો હતો. મને એ વાતનું ભાન થયું કે હું સમણામાં જ વિહરી રહ્યો છું. અનંત પ્રયત્નથી મારી જાતને મેં જગાડી દીધી. પણ જાગૃતિ નિરર્થક હતી: અફાટ રેતીપટના કણો મને ગુંગળાવી રહ્યા હતા. કોઈક મને કહ્યું: જાગૃતિની અવસ્થા સુધી તો તું જાગ્યો નથી, હજી તો એની પૂર્વેની સ્વપ્નદશામાં જ તું પડયો છે. આ સ્વપ્ન વળી બીજા કોઈ સ્વપ્નમાં અન્તર્ગત રહ્યું છે અને એ રીતે અનંત સુધી એનું વિસ્તરણ છે. રેતીના કણો જેટલો જ તેનો અફાટ વિસ્તાર છે. તું એમાંથી તારો જે માર્ગ ખોળી કાઢવા ચાહે છે તે ભયંકર ત્રાસદાયક છે અને તું ખરેખર જાગશે તે પૂર્વે તો તું મૃત્યુ પામ્યો હોઈશ.

મને લાગ્યું કે હું ખોવાઈ ગયો છું. રેતીનો વિસ્તાર મારા મોંને રુંધી રહ્યો હતો, તો પણ મેં જોરથી ચિત્કાર કર્યો. સમણાની રેતીનો એક પણ કણ મને મારી શકશે નહિ, અને સમણાંની અંદર સમણું જેવી કોઈ વસ્તુ હોઈ શકે જ નહિ. ત્યાં એક વિદ્યુત શા તેજ-ઝબકારાએ મને જગાડયો. ઉપર છતના અંધકારમાં ઉજાસનું વર્તુળ રચાયું. મેં બંદીખાનાના અધિકારીનો ચહેરો, તેના હાથો, ગરગડી, દોરડું, માંસ અને પાણીનું પાત્ર એ બધું ય એક સાથે જોઈ લીધું.

માનવી ધીમે ધીમે પોતાની નિયતિના રૂપ જોડે પોતાને ઓળખાવતો થઈ જાય છે, લાંબે ગાળે, માનવી પોતે તો પોતાના સંયોગો સિવાય કશું નથી એમ પુરવાર થાય છે. ફૂટ સમસ્યાઓ વાંચી શકનાર, વેરની વસૂલાત કરનાર, કે પ્રભુના એક પુરોહિત કરતાં યે

વિશેષે તો હું એક બંદીજન હતો. અથાક ભુલભુલામણીઓમાં થઈને આ કારમા કઠોર બંદીઘરમાં, જાણે કે મારા નિવાસસ્થાનમાં, હું આવી પહોંચ્યો હતો. આ બંદીઘરના ભેજીલા વાતાવરણને મેં આશીર્વાદ આપ્યા, જ્યાંથી ઉજાસ દાખલ થઈ જતો તે બાકોરાંને ય, મારી જીર્ણ વેદનાપીડિત કાયાને ય, અહીંના અંધકારને યં અને અહીંના પથ્થરને ય–સૌને મારા આશીર્વાદ આપ્યા.

તે પછી એવું કંઈક બન્યું જેને હું વર્ણવી શકતો નથી તેમ તેને ભુલી ય શકતો નથી. એ પછી આ બ્રહ્માંડ જોડે, દિવ્યતા જોડે (આ બે શબ્દોના અર્થો જુદા છે કે કેમ તે હું જાણતો નથી) મારી એકતા રચાવા પામી. સમાધિની અનુભૂતિમાં એનાં પ્રતીકો પુનરાવર્તન પામતાં હોતાં નથી : કેટલાકે લખલખતા તેજના વલયમાં પ્રભુને નિહાળ્યા છે, કેટલાકે તેને કોક તલવારમાં નિહળ્યા છે; અને કેટલાકે તેને ગુલાબોની પાંખડીઓનાં દલમાં નિહાળ્યા છે. મેં એક ઘણું જ ઊંચું ચક્ર જોયું–મારી દૃષ્ટિ સામે જ નહિ, મારી પાછળ પણ નહિ, બંને બાજુએ પણ નહિ, પણ એકીસાથે સર્વત્ર સર્વ દિશાઓમાં તેને ગતિ કરતું જોયું. એ ચક્ર જળરાશિનું બન્યું હતું, તેમ અગ્નિના સ્ફુલિંગોનું પણ બન્યું હતું. (તેની પરિઘરેખા જો કે દૃષ્ટિગોચર હતી) પણ તે નિઃસીમમાં વિસ્તર્યું હતું ભુત વર્તમાન અને ભાવિ ત્રણે ય વસ્તુ તેમાં વણાઈ ગઈ હતી. એ સમગ્ર તાણાવાણામાં હું તો એક તંતુ માત્ર હતો. જે પેદ્રોદ આલ્વરાદોએ મારા પર અનહદ સિતમો ગુજાર્યા હતા તે પણ આવો જ એક તંતુ હતો. કાર્યકારણની રેખાઓ અહીં અંકાઈ ગઈ હતી, હરેક પદાર્થને અનંતરૂપે પામવાને મારે માત્ર એ ચક્રની સામે જ જોવાનું હતું ! અહો ! કેવળ કલ્પના કરવા કરતાં કે કેવળ ઊર્મિ અનુભવવા કરતાં રહસ્યગ્રહણનો એ આનંદ કેટલો મહાન હતો ! મેં આ બ્રહ્માંડને નિહાળ્યું અને એની ગૂઢાતિગૂઢ તરાહો પણ નિહાળી. The Book of counsel માં મેં પદાર્થોના ઉદ્ભવની કથા જોઈ. જળરાશિઓમાંથી બહાર ઊપસી આવેલી પર્વતમાળ મેં જોઈ. પહેલા જડ હૈયાંના માનવીઓ જોયા, એ માનવીઓ પર જેણે

હુમલો કર્યો હતો તે પાત્રો ય જોયાં, જેણે પોતાના ચહેરાઓ વીંખી નાખ્યા હોય એવા કૂતરાઓ પણ જોયા, દેવતાઓની પછવાડે ઊભેલા ચહેરાવિહોણા દેવતાઓ પણ જોયા. જે અવિરત પ્રક્રિયાથી એકાદ સુખની ક્ષણ રચાતી હતી અને જે સર્વનું રહસ્ય પ્રગટ કરી આપતી હતી તે પ્રક્રિયા પણ જોઈ; અને દીપડા પર અંકિત હસ્તાક્ષરો ઉકેલવામાં મને સફળતા મળી.

એ હસ્તાક્ષરો કેવળ ચૌદ અલગ શબ્દો (કે પછી જે શબ્દો માત્ર અલગ લાગ્યા કરે છે) નો જ એ મંત્ર હતો. સર્વશક્તિમાન થવાને માટે મારે માત્ર મોટેથી તેનું ઉચ્ચારણ કરવાનું બાકી હતું. પથ્થરનું આ બંદીખાનું નષ્ટ કરવાને, મારી રાત્રિમાં દિવસનો પ્રવેશ કરાવવાને, ફરીથી તરુણદશા પ્રાપ્ત કરવાને, અમૃતરૂપ થવાને, કોઈ વાઘ પેલા આલ્વરાદોનો સંહાર કરે તે માટે, સ્પેનિશ માનવીના હૃદયમાં પવિત્ર છરી ખૂંપાવી દેવાને, નવેસરથી પિરામિડ ચણવાને અને સામ્રાજ્યની નવેસરથી સ્થાપના કરવાને માટે એ મંત્ર ઉચ્ચારવાનો હતો. ચાર અક્ષરો, ચૌદ શબ્દો અને હું ઝિનકાન અહીં જ્યાં મોન્તે-ઝુમાએ શાસન કર્યું હતું તે જ ભૂમિ પર મારું શાસન સ્થાપીશ. પણ હું જાણું છું કે એ શબ્દો મારાથી ક્યારેય ઉચ્ચારાવાના જ નથી, કેમકે ઝિનકાનને હવે હું જરીકે ઓળખતો જ નથી.

દીપડાની ત્વચા પર જે રહસ્ય અંકિત થયેલું છે તે છોને મારી જોડે મૃત્યુ પામે. બ્રહ્માંડની એક ઝાંખી જેને થઈ છે, બ્રહ્માંડના અગ્નિ-સ્ફુલિંગોની જવલાયમાન આકૃતિ જેણે નિહાળી છે, તે હવે માનવી અને તેનાં ક્ષુલ્લક સુખો અને તેની કમનસીબીઓનો વિચાર કરી શકે જ નહિ. ભલેને તે પોતે માનવી હોય. પોતે એવો માનવી હતો પણ હવે તેને એના જેવાં માનવીની ખેવના નથી. એવાં બીજાં માનવીની નિયતિ વિષે તેણે હવે શા માટે સચિંત બનવું જોઈએ? જો પોતે જ હવે કોઈ વ્યક્તિ રૂપ નથી, તો એ બીજા માનવીના રાષ્ટ્રની પણ તેણે શા માટે પરવા કરવી જોઈએ? આ કારણે જ મેં એ મંત્ર ઉચ્ચાર્યો નહિ. અને આ કારણે જ મેં મારી જાતને ભૂલી જવા અંધકારમાં થઈને વિસ્તરેલા દિવસોને ય વહેવા દીધા... □

# કયામત



કારેલ ચાપેક

અનુ. શિરીષ પંચાલ

જાણીતા ખૂની કુલગરની પાછળ પોલીસોની અને ડીટેક્ટિવોની મોટી ફોજ ધરપકડનાં કેટલાંય વૉરન્ટ લઈને પડી હતી, કુલગરે તો કહી જ દીધું હતું કે મને કોઈ પકડી શકવાનું નથી તેઓ તેને પકડી તો ન જ શક્યા, જીવતો તો નહીં જ. તેના દ્વારા થયેલ છેલ્લું ખુન નવમું હતું. એક પોલીસ જ્યારે તેની ધરપકડ કરવા આવ્યો ત્યારે એણે એ પોલીસને ગોળી મારી હતી. પોલીસ તો મરી ગયો, પણ ઝપાઝપીમાં કુગલરને પણ સાત ગોળી વાગી ગઈ, તેમાંની ત્રણ ગોળી તો જીવલેણ હતી. તે મરી ગયો, આ જગતનો ન્યાય તેને ફાળે આવ્યો નહિ.

તેનું મૃત્યુ એટલું બધું ઝડપથી આવી ગયું કે તેને વેદના અનુભવવાનો પણ સમય મળ્યો નહિ. જ્યારે તેનો આત્મા તેનું શરીર ત્યજીને નીકળ્યો ત્યારે બીજા જગતની અપરિચિતતાથી આશ્ચર્ય થયું

હશે. આ જગત પારનું જગત, અનન્ત સાન્ધ્યપ્રકાશવાળું જગત જોઈને તે અંજાઈ ન ગયો. અમેરિકામાં જે માણસે કારાવાસ ભોગવ્યો હોય તે માણસ બીજા જગતને નવા વાતાવરણ તરીકે જ ગણાવે. થોડી જો બુદ્ધિ હોય તો ત્યાં પણ બીજાં સ્થળોની જેમ નભી જવાય ખરું.

છેવટે કુગલર માટે કયામતનો દિવસ આવ્યો. સ્વર્ગમાં તો કાયમ માટે અસામાન્ય પરિસ્થિતિ પ્રવર્તતી હોય છે એટલે તેને જ્યુરીની સામે ઊભો કરવાને બદલે સેનેટની સામે ઊભો કરી દેવામાં આવ્યો. પૃથ્વી ઉપર હોય છે તેની રીતે અહીં પણ અદાલતનો ખંડ બહુ સાદી રીતે ગોઠવવામાં આવ્યો હતો. વળી ત્યાં સાક્ષીઓને સોગંદ લેવડાવવા માટે ક્રોસની પણ વ્યવસ્થા ન હતી. ત્રણ ન્યાયાધીશો હતા, ત્રણેય વૃદ્ધ હતા, તેમના ચહેરા સખત અને ઉષ્માહીન હતા. આખો વિધિ કંટાળાજનક હતો. કુગલર ફર્ડિનાન્ડ, બેકાર, ફલાણા ફલાણા દિવસે જન્મ અને મૃત્યુ...આ દરમિયાન ખબર પડી કે કુગલરને તેના પોતાના મરણની તારીખ જ ખબર ન હતી. તેની આ શરતચૂક અદાલતની દૃષ્ટિએ ખૂબ વાંધાજનક હતી. તેણે મનમાં વિચાર્યું મારે શું?

મુખ્ય ન્યાયાધીશે પૂછ્યું, 'તું કયા ગુનાની કબૂલાત કરે છે?'

'કોઈ પણ ગુનાની નહિ.

મુખ્ય ન્યાયાધીશે નિઃશ્વાસ નાખીને કહ્યું, 'સાક્ષીને બોલાવો.'

ખુબ જ મજબૂત બાંધાનો, અસામાન્ય ઊંચાઈ ધરાવતો એક ઘરડો માણસ અંદર થયો અને કુગલરની સામે બેઠો તેણે સોનેરી તારાઓથી ગૂંથેલો ભુરો ઝભ્ભો પહેર્યો હતો, તે જ્યારે દાખલ થયો ત્યારે ન્યાયાધીશો ઊભા થઈ ગયા અને કુગલરને પણ અનિચ્છાએ ઊભા થવું પડ્યું. એ ઘરડો માણસ પોતાની જગ્યાએ બેઠો ત્યાર પછી જ અદાલતમાં હાજર રહેલાઓ બીજાઓ બેઠા.

મુખ્ય ન્યાયાધીશ બોલવા લાગ્યો : 'સાક્ષી, આ સેનેટ ફર્ડિનાન્ડ કુગલરની કાર્યવાહીમાં સાક્ષી આપવા તમને, હે સર્વજ્ઞ ઈશ્વર, બોલાવ્યા છે. તમે તો સર્વશ્રેષ્ઠ એવા સત્યવકતા છો એટલે તમારે સોગંદ ખાવાની જરૂર નથી. આ કાર્યવાહીના હિત ખાતર તમે માત્ર જે હકીકતો હોય

તે જ જણાવજો, કાનૂની ન હોય એવી વિગતોમાં ઊંડે ઊતરતા નહીં. કુગલર, તું આ સાક્ષી બોલતા હોય ત્યારે દખલ ન કરીશ. તેઓ સર્વજ્ઞ છે એટલે તેમની વાત ખોટી છે એમ કહેવાનો કશો અર્થ નથી. હવે સાક્ષી પોતાની રજૂઆત કરશે'

આમ કહીને, મુખ્ય ન્યાયાધીશે મેજ પર નિરાંતે કોણી ટેકવી, સોનેરી ફ્રેમવાળા ચશ્મા ઉતારી નાખ્યા, સાક્ષીની જુબાની સાંભળવા તૈયાર થઈ ગયા. સૌથી વૃદ્ધ ન્યાયાધીશ ઝોકું ખાઈ લેવા પાછળ અઢેલીને બેઠા. નોંધણી કરનારા દેવદૂતે ચોપડો ઉઘાડયો.

ઈશ્વરે ગળું ખોંખારીને શરૂઆત કરી : 'હા, કુગલર. ફર્ડિનાન્ડ કુગલર. મિલના કારકુનનો દીકરો. બાળપણથી જ નઠારો. લુચ્ચા, બાળપણથી જ તું શેતાન હતો. તું તારી માને મનોમન પૂજતો હતો પણ કદી તેં તારી લાગણી વ્યકત કરી ન હતી, એટલે જ તું આવો બળવાખોર અને ઉદ્ધત બની ગયો હતો. તને યાદ છે. પેલા વકીલના બાગમાંથી ગુલાબ ચોરી લાવવા બદલ તારા પિતાએ તને તમાચો માર્યો ત્યારે તેમના અંગૂઠાને તેં બચકું ભર્યું હતું.

'એ ગુલાબ તો પેલા કર વસૂલ કરતા અમલદારની દીકરી ઈરમા માટે હતા.' કુગલરને યાદ આવ્યું.

ઈશ્વરે જવાબ આપ્યો : મને ખબર છે. તે વખતે તારી ઉંમર સાત વરસની હતી. હું શરત મારવા તૈયાર છું કે ઈરમાનું પાછળથી શું થયું તેની તને ખબર નથી. બોલ, છે ખબર ?'

'ના, મને ખબર નથી.'

'તે પેલા મિલમાલિકના દીકરા ઓસ્કાર સાથે પરણી ગઈ. ઓસ્કાર પાસેથી તેને ગુપ્ત રોગ મળ્યો અને ગર્ભપાત કરાવવા જતાં તે મરણ પામી. રુદા ઝરુબા યાદ છે ખરો ?'

'તેનું શું થયું ?'

'કલ્પના તો કર. તે નૌકાદળમાં ભરતી થયો અને મુંબઈમાં

મરી ગયો. તમે બંને શહેરના ગુંડાઓ હતા. દસ વર્ષની ઉંમરથી જ ફર્ડિનાન્ડે ચોરી કરવા માંડી અને તે હમેશાં જૂઠું બોલતો. ડ્લાબોલ નામના દારૂડિયા ભિખારી જેવી ખરાબ સોબતોમાં રહેતો અને તેમની સાથે જ ખાતોપીતો.'

ન્યાયાધીશ ઇશારો કરવા ગયા કે આ બધી વિગતોને મૂળ મુકદ્દમા સાથે સમ્બન્ધ નથી પણ કુગલર પોતે જ આતુરતાથી પૂછી બેઠો.

'અને...ડ્લાબોલની દીકરીનું શું થયું ?'

ઈશ્વરે કહ્યું, 'માર્ટા ? તેનું તો સત્યાનાશ વળી ગયું. ચૌદ વરસની ઉંમરે તે વેશ્યા બની ગઈ અને વીસ વર્ષની ઉંમરે મરી ગઈ. મરણપથારી પર તેણે તને યાદ કર્યો હતો. તું ચૌદ વર્ષની ઉંમરે દારૂ પીવા માંડ્યો હતો અને ઘેરથી ભાગી ગયો. તારી પાછળ શોક કરી કરીને તારા પિતાનું જીવન ખલાસ થઈ ગયું, તારી માએ તારે કારણે આંસુ સારી સારીને આંખો ગુમાવી દીધી. તેં તારા ઘરની આબરૂ ધૂળમાં મેળવી, તારી નાની–રૂપાળી બહેન માર્ટાને કોઈ સારો છોકરો ન મળ્યો, ચોરના ઘર તરીકે તમારા ઘરની ખ્યાતિ પંકાઈ ગઈ હતી. તે હજુ પણ જીવે છે, સાવ એકલવાયી, ગરીબ બિચારી માર્ટા દયાળુ લોકોએ આપેલાં નાનાંમોટાં કામ કરતી જીવે છે. તેમની દષ્ટિનો ભોગ બનતી અને અપમાનિત થતી બિચારી માર્ટા !'

'આ પળે તે વાસેકની દુકાનમાં દોરા ખરીદી રહી છે, જેથી કરીને અંધારું થાય ત્યાં સુધી સીવી શકાય. એ દુકાન યાદ છે ? તેં એક વખત ત્યાંથી રંગબેરંગી લખોટી ખરીદી હતી. તું ૭ વરસનો હતો અને પહેલે જ દિવસે તેં લખોટી ખોઈ, ફરી એ જડી જ નથી. તે શોધવા તો ખૂબ પ્રયત્ન કર્યા હતા. યાદ છે તે વખતે તું કેટલો બધો ગુસ્સે અને દુઃખી થયો હતો, અને આખો વખત રડ્યો હતો ?'

'એ લખોટી ક્યાં ગબડી ગઈ હતી ?' આતુરતાથી કુગલરે પૂછ્યું.

'પતરાં નીચેની ગટરમાં. અરે, હજુ પણ એ લખોટી ત્યાં જ પડી છે. ત્રીસ વર્ષ થઈ ગયા. અત્યારે પૃથ્વી પર વરસાદ પડી રહ્યો છે અને એ લખોટી ઠંડા પાણીમાં ગબડી રહી છે.'

કુગલર ગળગળો થઈ ગયો, તેણે પોતાનું માથું ઝુકાવ્યું. પરંતુ મુખ્ય ન્યાયાધીશે ચશ્મા ચઢાવ્યા અને ધીરેથી કહ્યું, 'અમારે સાક્ષીને યાદ કરાવવું પડશે કે જુબાની આપતી વખતે મૂળ મુકદ્દમાને ધ્યાનમાં રાખવામાં આવે. આ આરોપીએ ખૂન કર્યું હતું?'

ઈશ્વરે, સાક્ષીએ હા પાડી. 'તેણે નવ વ્યક્તિઓનાં ખૂન કર્યાં છે. પહેલું ખૂન તકરારમાંથી થયું. પછી આ આરોપી જેલમાં જીવનને બરબાદ થતો જોઈ રહ્યો. બીજું ખૂન તેણે પોતાની બેવફા પ્રિયતમાનું કર્યું. એ માટે કુગલરને દેહાંત દંડની શિક્ષા થઈ. પણ કુગલર જેલમાંથી ભાગી છૂટયો. ચોથું ખૂન એક પહેરેગીરનું કર્યું.'

'તે મરી ગયેલો!' કુગલર બરાડી ઊઠ્યો.

'ત્રણ દિવસ ભારે વેદના ભોગવીને તે મરી ગયો. તેને છ બાળકો હતાં.' પાંચમું અને છઠ્ઠું ખૂન એક વૃદ્ધ દંપતીનું થયું. એ બંનેને તેણે કુહાડીથી મારી નાખ્યાં હતાં, પણ તેમની પાસેથી તેને માત્ર સોળ જ ક્રાઉન મળ્યા. જો કે તેમણે સોળ હજાર ક્રાઉન સંતાડી રાખ્યા હતા.'

કુગલર તરત જ ઊભો થઈને બોલી ઊઠયો. 'ક્યાં? મહેરબાની કરીને મને કહો.'

ઈશ્વરે કહ્યું: 'ગાદલામાં, ગાદલાની નીચે એક નાનકડી થેલીમાં બધા પૈસા હતા. ત્યાં તેમણે કંજૂસ બનીને, લોકોની આજીજી, ખુશામત કરીને સંતાડ્યા હતા. તેણે સાતમું ખૂન અમેરિકામાં કર્યું. મરનાર વ્યક્તિ તેનો જ દેશબાંધવ હતો અને અમેરિકામાં તે નોકરી શોધવા આવ્યો હતો, તે પણ નિર્દોષ બાળક જેવો હતો.'

કુગલર બબડયો. 'એટલે એ પૈસા ગાદલા નીચે હતા.'

'હા.' ઈશ્વરે વાત આગળ ચલાવી, 'પોલીસ જ્યારે તેનો પીછો કરતી હતી ત્યારે તેની હડફટમાં આવી જનાર એક રાહદારીનું ખૂન તેણે કર્યું. તે આઠમું ખૂન. તે વખતે તારો દાંત દુઃખતો હતો, વેદનાને કારણે તું ભયંકર ચિડાયેલો હતો. અરે! તું કેટલા બધામાંથી પસાર થયો છે! છેલ્લું ખૂન તેણે મરતાં પહેલાં એક પોલીસનું કર્યું.'

## ગીત ▱ સતીશ વ્યાસ

હવે સાંભરશે : આપણી એ ફળફળતી રેતીમાં
કોક કોક વાર કદી ચાલતાં !

ધ્રૂજતું'તું આખું યે કણકણમાં ફણગીને
મોઝીલું રાન કદી રાતમાં...

ઊંટ કેરી ખરબચડી પીઠ પર બેઠેલું આભ,
તો યે થોડું તો લાગતું સમતોલ,

ચાકળામાં, આભલામાં, કમખાના મોરલામાં
ચમકયું તો થોડું, ને તો ય અણમોલ;

સાંભરશે બાપ ! તને ભાંભરતો સાદ,
તને સાંભરશે તરફડતી સીમમાં..

દરિયાના દરિયાઓ કૂદીને ભાગ્યા ને સાવ
કેવાં બંધાયાં તમે ખાબલા તળાવમાં !

દખણાદા શમણાંની મૂકી વણઝાર તમે
બળબળતા બપ્પોરે વાટમાં, વચાળમાં.

એ બધું ભૂલાશે ?

ભૂલજો લો, જોશું કે આંગળીથી
કેટલા કરો છો તમે વેગળા,

ધણધણશું ક્યાંક ઘેરી રાત્યુંના એકાંતે
સઘળા કિલ્લાઓ તોડી નાખતા...

## ત્રણ ગઝલ ▱ હેલ્પર ક્રિસ્ટી

ને પછી ખોલું ફરી
ને પછી વાંચું ફરી
ને પછી દોરું ફરી
ને પછી ભૂંસું ફરી
ને પછી દોડું ફરી
ને પછી રોકું ફરી
ને પછી બાંધું ફરી
ને પછી છોડું ફરી
ને પછી સ્થાપું ફરી
ને પછી તોડું ફરી
ને પછી શોધું ફરી
ને ફરી ભૂલું ફરી
ને પછી ખોલું ફરી
ને પછી વાંચું ફરી

હું ફરી ખોલું તને
ને પછી વાંચું તને
ને ફરી દોરું તને
ને પછી ભૂંસું તને
હું ફરી દોડું અને
ને પછી રોકું તને
હું ફરી બાંધું અને
ને પછી છોડું તને
હું ફરી સ્થાપું અને
ને પછી તોડું તને
હું ફરી શોધું અને
ને પછી ભૂલું તને
હું ફરી ખોલું અને
ને પછી વાંચું તને.

તું ફરી ખોલી શકે
ને મને વાંચી શકે
તું ફરી દોરી શકે
ને મને ભૂંસી શકે
તું ફરી દોડી શકે
ને મને રોકી શકે

તું ફરી બાંધી શકે
ને મને છોડી શકે
તું ફરી સ્થાપી શકે
ને મને તોડી શકે
તું ફરી શોધી શકે
ને મને ભૂલી શકે

તું ફરી ખોલી શકે
ને મને વાંચી શકે.



## વેશપલટો ☐ સરૂપ ધ્રુવ

વેશપલટો હોય તોયે આટલાં બદલાઈએ !
આ કર્યું મ્હોરું કે જેમાં ‘આપણું’ કહેવાઈએ !
જાળ, ફાંસો, પિંજરું સોનેમઢ્યું કે આ ગગન,
સ્હેજ પીંછું સળવળે તો પાંખમાં પરખાઈએ !
મૃજતા શ્વ સોના મબલખ આશરે જીવ્યે જવા
સાવ હાથોહાથ, તો યે સાવ્કાં સોંપાઈએ.
જ્યાં ગલીમાં ‘કાફ્’નો સ્વર સાંભળ્યો, ના સાંભળ્યો,
લાખ ચોર્યાસી ઝરૂખે સામટાં ડોકાઈએ.
કોણ, કોનું, કેમ, ક્યાંથી, કઈ રીતે, કેવું હશે ?
જે ખરીદે રોજ આપણને અને વેચાઈએ !

०

## ગઝલ ☐ રતિલાલ ‘અનિલ’

ચાલ, આ ખંડેરમાં પણ ગાઈએ,
ક્યાંય હોંકારો નથી, પડઘાઈએ !

મૌન ખુદ પાતાળનો પથરો થયું,
ખારા સાગર પર ભલે, લહેરાઈએ.

મોરની કલગી ન લાગે કામ કંઈ,
ખુદનું ખુદ છોગું થઈ લહેરાઈએ.

આજની તિથિ કહે છે : ‘હું અમાસ’,
આજ બસ, અવસર બની ઉજવાઈએ !

વિશ્વને પરખી લીધાથી શું થયું ?
આપણે પોતાને તો પરખાઈએ !

१.

## ઉદ્દામ વિસ્ફોટ ▱ ચન્દ્રકાન્ત શેઠ

શૂન્ય નજરથી ફેલાતું વર્તુળ ચારેકોર એકલતાનું,
ને એના કેન્દ્રમાં
નર્યાં આંસુનો બનેલો હું
ઝળકતો હતો, જેમ કોઈ વરસાદી તેજ.
ક્ષણોની અસ્થિર ગતિમાં
ઢોળાઈ જતી કોઈ ભ્રષ્ટ સંબંધોની નિગૂઢ શ્યામલતા,
ને અંકાઈ જતી પગલીમાં
દિશાભ્રષ્ટ ધૂમ્રની વિષમ રેખા.
કશુંક દબાતું, ભોંકાતું,
      ભીતરની સઘનતાને તોડવા મથતું,
      કળાતું નાડીઓના ઉત્તંગ તણાવમાં.
કોણ જાણે મથે છે
મારા અસ્તિત્વના પરમાણુને વિભેદવા
સૂમસામ વાતાવરણમાં થીજ્યા કરતી મારી ચેતના
કોઈ તીક્ષ્ણ તણખો હવે ઊતરી રહ્યો છે ઊંડે ..
માટીના ભાંગવા કે ભાગવા કરતા મારા પગને માંડ સાચવીને,
વિક્ષુબ્ધ થઈને
છેલ્લે છેલ્લે ય જોઈ લેવા ચાહું છું
મારા આ હવાયેલ જિસ્મમાં,
      જો થઈ શકે તો ઉદ્દામ વિસ્ફોટને.

## હું ને ઘૂંટીને □ ચન્દ્રકાન્ત શેઠ

હું ને ઘૂંટીને સાવ નિરક્ષર રહેલા, નાથજી !
હવે તો ભગરી ભેંસો પર સવારી કાઢી
પહોંચી જાવ એરંડાના-રાજમાં,
ને થોરિયાની વસમી વાડોથી એકાદુ બાંધી દો રજવાડું.
નિષ્ક્રિય રહેશો તો સક્રિય ગર્દભોય પડકારશે તમારા
રજવાડી અધિકારને !

માટે ગળું હોય કે ન હોય,
ભાડૂતી બૅન્ડવાજાં રોકો, જોરશોરથી ગાઈ-વગાડી,
ભાંગી નાખો ગર્દભોની નૈતિક હિંમતને સ્થિતપ્રજ્ઞભાવે.
સમય થોડો છે ને હું ને ઘૂંટવાનું કામ ધરખમ છે !
થોથા-ખારો તો બેકદર ભિખઈ સાથે મળીને
તમારી નિરક્ષરતાની ચોવટ કરવાના ચોરે બેસીને !
પણ એ કહેવાતા સાક્ષરોને જાણ નથી તમારા નિરક્ષરતાના
મહિમાની.

તમે તો પ્રૌઢ વયે પણ હું ને ઘૂંટતા
જે આત્મશિક્ષણી કપરી સાધના જારી રાખી છે
તેની કદર કરનાર કોણ આ હાથીવાળા આંધળાઓ !
એમની પ્રત્યે તો કરુણા જ ઘટે !
હે પ્રભુ ! તેઓને માફ કર ! તેઓ જાણતા નથી કે...
પણ હું ઘૂંટવાના કામમાં આવી કરુણાયે વિક્ષેપકર થાય છે,
માટે હું ને ઘૂંટીને સાક્ષર થવા મથતા નાથજીને
ઠરાવ કરીને અનુકૂળતા આપે સૌ જાહેર વ્યક્તિઓ,
સંસ્થાઓને સરકાર સત્વરે.

## અંગૂઠો ▱ ચિનુ મોદી

પણછ ખેંચતાં અંગૂઠે
વળી,
આ ક્ષણે જ ક્યાંથી સણકો આવ્યો ?
હોય, ઘડિયાળ ભુરાંટી થઈ છે—
હવે શું થશે ?
ઓ મારી મા રે
તારા જગાડ્યા જાગતા'તા
તારા ઊંઘાડ્યા ઊંઘતા'તા
તારા જમાડ્યા જમતા'તા
ને તું ભુરાંટી ગઈ ?
કહેલો ભરી ઘાસ નીરતો'તો
ખીલે બાંધી ખવાડતો'તો
તો ય સાવ આવું—
એનો સણકો હશે ?
કે
કમળસરોવર ફરવાં ગ્યાં
સો પાંદડિયા શ્વેત કમળ પર
મનમાં પણ મન જેવાં
ઠકરાળાં મોહ્યાં
ત કાંઠે ઊભાં ઊભાં બોલ્યાં :
આર્યપુત્ર, પેલું સ્વર્ણમૃગ જોયું ?
ને ડૂબકી દઈ કમળ લાવ્યો
તો કાંઠે મારાં કપડાં નહીં—
સરોવરથી શહેરમાં હું નાગોપૂગો જૈશ ?
ઠકરાળાં, સાવ આવું તે હોય—
એનો સણકો હશે ?

ના, અસંખ્ય શાશ્વત રાત્રિઓ પછીના
પ્રભાતે એક માણસે દુઃસ્વપ્નાંઓ
કહેવાં માંડયાં હશે
નહીં તો ના બને આ...વું.

૩૦

## સ્વતંત્ર અંગો ▱ રતિલાલ 'અનિલ'

શરીરનાં બધાં અંગો છૂટાં કરી મૂકી દીધાં વળગણી પર...
સ્વતંત્ર અસ્તિત્વની નવનિર્માણી ઉન્માદી હવામાં બહેકી ગયાં...
પાયજામો કંઈ પગ વીંઝે છે! કફની વીંઝે છે કંઈ બાંય!
ગંજીમાં પવન ભરાયો, કંઈ છાતી ફૂલી!
મોજાં કદી આટલાં પવનપગલે પગમાં ઊડી ઊડી ઊપડતાં નહોતાં...
ભીની સ્વતંત્રતાનો આસવી છાક જોયો જતો નથી...
કાલે, હું એ સૌનો બંદીવાન થઈને તમામને અનુશાસનમાં રાખીશ!



## એક કાવ્ય ▱ નીતન મહેતા

આ શહેરને પાંચ આંગળાંથી અડકું
તો પણ હું તો કોરોકટ્ટ

આ શહેરમાં હું જ ટ્રેન, હું જ બસ
હું જ યસ સર
ને હું જ ટેબલ પરનો ખાલી ગ્લાસ
હું જ રસ્તો
ને ગલીને નાકે ફેરિયો થઈ
પાડું બૂમ કે કોઈને જોઈએ છે દસ પૈસામાં આ શહેર?

પણ આ શહેરમાં
અજવાળામાં ખોવાયેલો પૈસો
હું અંધારામાં શોધું

ક્યાંક મને જો મળી જાઉં
તો સાંજ થઈ આથમું
કે રસ્તાની સામે બાજુથી
ક્રોસ થતા મને હાથ કરી અટકાવું
પણ સિગ્નલ મારે માટે તો હમેશાં લાલ
તે તો મને કહે 'ઠહરો' 'ઠહરો'
હું જોઉં લીલા માણસની રાહ
જે મને કહે સામે જા

પણ આ શહેર મારો રઘવાટ
બબડાટ થઈ હું એક સાથે ચર્ચગેટ, બોરીવલી, બોરી બંદરમાંથી
ફાસ્ટ ટ્રેન થઈ પસાર થઈ જાઉં
લોહી ઊછળે સમુદ્ર જેવું સાંજ સવારે
ઊંઘમાં પણ ખાંસતાં કહું
મને આપો મારું શહેર
જેને સ્પર્શે મારાં મરણ પામેલાં

આગળાઓથી
ને બંધ કરું રઝળપાટ
આ લમણાં ખમી ન શકે
મારા જ શહેરનો ફફડાટ
હવે હું જોઉં મારા શહેરની
મારાં થીજી ગયેલાં સપનાઓથી વાટ.

o

## ગઝલ ▱ બાબુ સુથાર

પાંદડે ડૂબી ગયું નાનું નગર,
એક અમથા નામનું નાનું નગર.

ભીંતને પાંખો ફૂટી, ને એ પછી
સ્વપ્ન થઈ ઊડી ગયું નાનું નગર,

મૌનના પુલો પછી તૂટી ગયા
ટ્રેન થઈ ચાલી ગયું નાનું નગર.

સૌ ટમકતા તારલાની આસપાસ
સર્પ થઈ વીંટાઈ ગયું નાનું નગર.

વૃક્ષની છાયા પડી હેઠી અને
પાંદડે ડૂબી ગયું નાનું નગર.

## તમે જાણો છો? ▱ રજની શેઠ

તમે જાણો છો,
સીતા આજેય સુવર્ણમૃગ માગે છે–
રામ આજેય તે મેળવવા દોડે છે–
'બચાવ', 'બચાવ'ની ચીસો સંભળાય છે,
સંભળાતી રહેશે.
લક્ષ્મણ આ ધર્મસંકટમાંથી છૂટવા કે બચવા
ક્યાંક, બહાનું કાઢીને ભાગી જાય છે.
મથી મથીને
રામ, મૃગ લઈ પર્ણકુટી પાસે આવે છે
ત્યાં–ત્યારે–
પાંચ મજલાનો મહેલ
ને–ચંચળ આંખે જોતી સીતા
ઝરૂખે બેઠી, પૂછે છે: 'કોણ તમે?
અહીં કેમ આંટા મારો છો?
મૃગ આ વેચવો છે તમારે?'
રામ વિસ્ફારિત આંખે, ચિબુક ચગાવી
સુવર્ણ અને મૃગલીને જોઈ રહે છે–
હાથમાંનો સુવર્ણમૃગ ફેંકી
દોડી દોડી દોડી દૂર દૂર દૂર જાય છે જાય છે જાય છે...
પાછળ પડેલી શબ્દોની ભુતાવળ પૂછે છે:
'કોણ તમે? મૃગ આ વેચવો છે તમારે?
કોણ તમે?'
અને–
રામ ગભરુ આંખે સૌ કોઈને પૂછે છે–
હું કોણ છું? હું કોણ છું? કોણ છું?
તમે જાણો છો?

## કાવતા ▱ કિસન સોસા

અદ્યતન આર્કીટેકટના નમૂના જેવા
પગથિયાં

ઠે

ક તો
તો વળી લિફટમાં

સ

ર

ર

ર

ર ઊતરતો,

લઈ હાથમાં ફૂલ
ઘૂમી વળ્યો પ્રત્યેક ખંડ વાતાનુકૂલ
ખંડે ખંડમાં એકની એક વૃદ્ધા, જુદી જુદી ડિઝાઈનનાં-
ગાઉન પહેરી,
  દર્પણ સામે હોઠ પર લિપસ્ટિક લગાડતી-
બેઠી હતી.

ઉદ્યાનમાં પ્રવેશ્યો :
પ્લાસ્ટિકનાં વૃક્ષો પર કાગળનાં ફૂલો ચિટકાડેલાં હતાં.
બાંકડા પર બેઠાં હતાં પરફ્યુમગ્રસ્ત કપલો
લઈ હાથમાં ફૂલ
પસાર કર્યાં પંક્તિઓના પુલ
વાવમાં ઊંડા ઊતરી પાડી બૂમ :....
કોહવાયેલા પાણીનું બિમ્બ ઝિલતી શેવાળ-બાઝી ભીંત-
ફોડી ઊગી નીકળેલા પીપળા પાસેના ગોખમાં
કબૂતરો સંવનન કરતાં હતાં, તે ઊડયાં
વાવની બહાર ખાસ્સું મઝાનું લોકટોળું
ખસેડી જોઉં તો એક સફેદ દાઢીવાળો બાવો

ઈશ્વરના ઘરનું માહાત્મ્ય સમજાવતો, ચલમ ફૂંકતો બેઠો હતો.
ખો ખો રમતા છોકરાઓ સાથે
વાંકુંચૂંકું
ચૂંકુંવાંકું
દોડી દોડી થાકી લોથપોથ બેસી પડયો છેક છેલ્લા અક્ષર પર, ને
મારા સાનંદાશ્ચર્ય વચ્ચે
તે
ત્યાં જ ઊભી હતી એકલી
કોરી જગ્યામાં
કોરીકટ્ટ !

o

## મીણના નગરમાં ▱ કરસનદાસ લુહાર

કયારેક તો હતો હું
કયારેક પણ ન'તો હું

શાશ્વતનો છદ્મવેષી
પળપળ થતો છતો હું.

ભરચક થવાના યત્ને
ખાલી થયે જતો હું

વરદાન લૈ વખતનું
હરક્ષણને શાપતો હું.

કો' મીણના નગરમાં
પત્થર થતો જતો હું

કયારેય પણ ન'તો હું
કયારેક તો હતો હું.

□ —ઇન્દુ ગોસ્વામી

ફૂટી જાઉં તો
પાણીદાર પરપોટાની જેમ ફૂટી જાઉં
નહીંતર
પાપડની પંગતમાં
મને મર કહેનારું કોણ

અનરાધાર આંખો
પડું પડું પંચ હાટડી ને
થાગડે માર્યું આભ
ત્યાં
શું જોઈને ઉપરથી
ઈશ્વરલાલ ફોટા પાડતા હશે?
ફોટા પાડવા એ કંઈ
જેવીતેવી વાત નથી
એવું તો
ઈશ્વરલાલેય જાણે
પણ મેઘધનુષની જેમ પાછલે બારણેથી
ચડી આવ્યા બાદ
ઘોડો દબાવવા સિવાય છૂટકો નહીં...

ને ઊભડક ઊભડક હું
ધરબાઉં છું ખીલાજડી નાળમાં;
ટાઢાદીધા ઢાળમાં

હવે
એક તસુ છેટું પતંગિયું ઊડે કે
ગોકળ ગાયને નામે
પાધર બેઠું થાય;
મારે
ક્યાં ખાબોચિયામાં ફટકડી ફેંકીને
દરિયો ચોખ્ખો કરવો છે
અહીં તો
ફૂલ કહેતાં ધંતૂરાને ભાવે
જોઈએ તેટલાં ધા—બાજરિયાં મળી આવશે

# બારીબહાર ☐ દ્વારકેશ વ્યાસ

આજે
ન જાણે કેમ
આઈનાની ફ્રેમની બહાર પાણી
છાલક નથી મારતું ?
કદાચ કાવડ લઈને
નગરની ફેરિયે શેરિયે-શેરિયે પડછાયા
ભર બપોરે ફરતા હશે

અને મારી આંખોમાં લીલ બાઝી ગઈ
એથી કોઈ લપસી નહીં પડે !
વ્હાણુ જેવાં વ્હાણુ પણ
જાણ કર્યા વગર કતારમાં ફાટી નીકળ્યાં છે
તો પછી બેટ પર બાવો ધૂણી ધખાવી
કેમ બેઠો છે ?
એની ઝૂંપડીમાં દીવા પ્રગટાવતું એકાંત
મને પૂછી-પૂછી ક્યાં અલોપ થઈ જાય છે ?
આ કુંડાળાં રચતું મૌન ખડકને ક્યારનું કોરી રહ્યું છે

તને ખબર છે-
તારી શૃંગાર-મંજૂષામાં
મબલખ-મબલખ કાળા કાળા નાગ
તારી પૃથ્વીને ઊંચકી-ઊંચકી ફરવા લાગશે
અને કાંસકામાં વાળની ગૂંચની સાથે
તું કશુંએ બારી બ્હાર નહીં ફેંકી શકે ?

## △ ઇન્દુ પુવાર

લોહી નામના ટાપુ પર
એકચક્રી શાસન કર્યા બાદ
આજે જ્યારે
એક બગાસું ખાઉં છું ત્યારે–
નવા સફારી સુટનાં બે બટન તૂટી ગયાં છે
ઇસ્ત્રી કરતાં બે જગ્યાએ કાણું પડ્યાં છે
ડુંગર પર ટીંગાડ્યા પછી
કંસારીએ બે જગ્યાએથી
કોલરને કોતરી ખાધો છે
માટે કહું છું
હે વૈશંપાયન !
મહાભારતની કથા કહેવાનું માંડી વાળો !
કેમકે છ ભાગની કથામાંય
કહી કહીને શું કહેવાનું છે ?
એમાં એક ધનુષ્ય
        એક બાણ
        એક રથ
        એક ચક્ર
શાસન પ્રાસન
આસન વાસણ
કહું છું
ઘર હોય એટલે ચાર વાસણ ભેગાં થાય
ભેગાં થાય એટલે ખખડે

ખખડવું એ એમનો ધર્મ છે
અને તરુ !
તારામાં સ્થિત
લાલલીલી બખોલમાં રખડવું
એ મારું કર્મ છે
પરન્તુ ધર્મ માટે જ આ યુદ્ધ છે
એવું કહેવા હું મારા પરથી
કૃષ્ણને ખંખેરી રહ્યો છું
—ત્યારે
હે બગાસાંદેવ !
આપ ક્યાંથી ઉપસ્થિત થયા અહીં ?

### મારું નથી ▱ અહમદ મકરાણી

હું વસું છું એ સદન મારું નથી;
ને ફરું છું એ ચમન મારું નથી.

કોઈના ચાલુ ઇશારા પર સતત;
હું વહું છું એ વહન મારું નથી.

મીણબત્તી કોણ ચેતાવી ગયું ?
ફૂંકથી ઠરતું દહન મારું નથી.

ભૂલથી આવી જવાયું છે અહીં;
આ નહીંતર તો વતન મારું નથી.

સૌ કહે છે કે દટાયો કબ્રમાં;
પણ ખરેખર તો દફન મારું નથી.

△ —દલપત પઢિયાર

કેટલે આવો વાંસ ?
વળો અહીંથી પાછા
તમે તમારે દેશ, અમે અમારે...
ઉંબર ગોથું ખાતો, બદલે બારસાખ ઘર બીજું
અવાજ ફાટચો કાગ દશી જેવું દૂર તાકે, જાગે
જનમ બોબડું બોલ્યું, ખાંભી ખબર પૂછે;
અમે નધારો ઝાંપો
અમને ક્યાં અંદર ક્યાં બહાર ? વાંસ !
વળો અહીંથી પાછા.

પાંગતને એ ફૂટચાં લીલાં પાન
ઉતારો હેઠાં અમને વન જેવું કંઈ વળગે,
ગમાણમાંના ગરજે ખીલા, ગાંઠે અટકચા વેઢા
કોરી બોય સૂંઘીને ફણગે;
અમે અગૂઠો ઝળહળતો
ક્યાં પાદર ને પરસાળ ? –વછૂટચા વાયુશા વિસરામ, વાંસ !
વળો અહીંથી પાછા.

બેવડ વળતી વાટ, વાર કરો ના !
પાછું ફરતી ખાટ, વાર કરો ના !
ચકલું ગોખે આણ્યું, વાર કરો ના !
અમે વઘેલી માટી મેલ્યા મોર, ઊડચાં આકાશ,
પગલાં વળી વળી પરકમ્મા કરશે ..
ઠાલી નદીએ રાશે રાશે રેલ પાછી ચડશે...
કોક પરિચિત લહેર અધવચ નડશે,
રે આ વેલ વધે તે પહેલાં
અમને વેળાસર વળાવો, વાંસ !
વળો અહીંથી પાછા.

ચૂડેલ પોલી પીઠ, પાંજરું કેમ ધૂણે છે ?
રાત–ધુમાડી–રાખ, લાગલું કોણ ખૂલે છે ?
ટોળું વળતો ટીંબો, ગીધ ગોખલો સેવે,
કૂતરું રડતું રાજી રાખો
અમે ઠેલાતા દીવડા, ઉચર્યા 'રામ બોલો ભૈ રામ' વાંસ !
વળો અહીંથી પાછા.

□ —નરેન્દ્ર સોનારા

ધૂમિલ
ધૂંધળા
જૂના
ચિત્ર ઉપર
નવું તપખીરિયું તારીખિયું
પ્હેરાવી
ચાલો હવે
આત્મવંચનાનું પાપ
કરી લઈએ
કદાચ
પ્લાસ્ટરના
પંજાને કળ વળે.

**સૂર્યના ગોળાને ભેદવા જતાં હું પોતે જ રાખ થઈ ગયો તો તો પછી આ જગત વિશે બહુ ઓછી આશા રહેશે.**

(કાવ્યસંગ્રહ) કવિ : **નાગરાજ**, પ્રકાશક : સાહિત્ય સંગમ માટે ડાહ્યાભાઈ જીવણજી નાયક, ગોપીપુરા, સૂરત. ૩૯૫૦૦૨. કિંમત : ત્રીસ રૂપિયા

**આ** વીસ બાય ચૌદ ઇંચનું અસાધારણ કદ ધરાવતું અને વીસ શબ્દોનું બનેલું તેટલું જ અસાધારણ શીર્ષક ધરાવતું આ કાવ્યોનું વિશ્વ માત્ર તેની મુદ્રણવિશિષ્ટતાને લીધે જ નહીં પણ માનવીય વાસ્તવિકતાનાં અનેક સંકુલ સ્તરો/પ્રવાહો અને સ્વરૂપોનાં સર્જનને કારણે પણ ચીલાચાલુ અને રૂઢ કાવ્યાનુભવથી જુદો અનુભવ કરાવે છે.

તેના કવિ નાગરાજ એ ગુજરાતી કાવ્યક્ષેત્રે સાવ અજાણ્યા છે એ વાત ખરી પણ ગુજરાતી કાવ્યક્ષેત્ર તેમનાથી અજાણ્યું નથી એ વાત પ્રકાશકીય વક્તવ્યમાં છપાયેલા કવિના આત્મકથનાત્મક પત્રમાંથી જાણી શકાય છે. કવિના જીવનની ન માની શકાય એવી કહાણી, પછીનાં પાનાંઓમાં આવતી કાવ્યરચનાની પાર્શ્વભૂ તરીકે યા કાચી સામગ્રી તરીકે જોઈ જવા જેવી છે. જો કે, ભાવકનો સાચો રસ તો એ જીવનની વ્યવહારપરસ્ત ઘટનાઓને કાવ્યકલાનો મર્મ સાંપડયો છે કે કેમ તે જોવામાં/તપાસવામાં જ હોય. સંગ્રહની કુલ છાસેઠેક જેટલી રચનાઓ એ રીતે જોઈ જવા જેવી છે. જુદા જુદા ભાવો જુદી જુદી રીતે વ્યક્ત કરતી રચનાઓમાં ક્યાંક ક્યાંક કવિએ 'પ્રેમની એફિડેવિટ" (પૃ. ૨૦) જેવી રચનાની

> "પછી હું
> ફર્સ્ટ કલાસ મૅજિસ્ટ્રેટ પાસે જઈ
> સાડાત્રણ રૂપિયાના સ્ટામ્પ ઉપર
> (આમાં આટલો સ્ટામ્પ બસ ?
> કે વધારે જોઈએ ?)

મારા તોરા ઉપરના પ્રેમની
સાબિતી માટે એફિડેવિટ કરીશ.
(ડિયર! પછી તો તું રાજીને?)'

પંક્તિઓમાં આધુનિક યુગની ભાવના–વિડમ્બના કટાક્ષ–વ્યંગ્યના કાકૂથી પ્રગટ કરી છે. પ્રેમને પણ હવે કાયદેસર સાબિતીઓ વડે સિદ્ધ કરવો પડે તો જ "ડિયર" રાજી થાય! અહીં "ડિયર", "સ્ટામ્પ", "એફિડેવિટ", "સાબિતી" વગેરે કાયદાકીય શબ્દોનો પ્રયોગ અગંભીર છતાં મર્મસ્પર્શી બની રહે છે.

તો બાપુને જેવી રચનાની અંતિમ પંક્તિ "તમે જ કહો બાપુ, હવે તો મારેતમારે કંઈ નહિ ને?" (પૃ. ૨૪)માં પણ વિધિવિધાનોમાં પારઊતરણી થઈ ગઈ એટલે બધું પૂરું થયું એમ માની લેવાની ધૃષ્ટતા કરતો રાઢો/ધૃષ્ટ સમાજ અને વિધિવિધાનોની પોકળતાથી પીડાતું સંવેદનપટુ કવિહૃદય બંનેને ધારદાર બનાવાયાં છે.

આ ઉપરાંત "તું મરી જઈશ ત્યારે" (પૃ ૩૫) "આર. સી. સી. નાં જંગલો" (પૃ. ૪૨) દાંપત્ય (પૃ. ૪૫) થોર (પૃ. ૬૩) "સમજવાની વાત" (પૃ. ૭૩). રચનાઓ પણ માનવીય વાસ્તવિકતાનાં અનેકવિધ રૂપોને અને તજ્જન્ય અનુભૂતિઓના સંકુલને ભાષામાં ઢાળવાના સફળ યત્નોની સાખ પુરે એવી છે. આધુનિકતાનો દેખાવ કર્યા વગર પણ નવી સંવેદના અને નવાં વાસ્તવોને આલેખતી આ રચનાઓ કાવ્યરસિકોનું ધ્યાન ખેંચે અને તેનો અભ્યાસ કરવા લલચાવે તેવી છે. પણ શરત એટલી છે કે એવા કાવ્યરસિકે સાવ અજાણ્યા એવા આ કવિની, માત્ર તેના અજાણ્યાપણાને લીધે જ ઉપેક્ષા ન કરી હોવી જોઈએ.

—વિજય શાસ્ત્રી

બાપુ, તમારા મરી ગયા પછી
દશા અગિયારમું બારમું
તેરમું ચૌદમું
માસિયો છમાસિયો વરસી
બધું ય બરાબર સરવી દીધું હતું.
મારેતમારે હવે કંઈ નહિ કહીને
દર્ભ વડે પિંડ પણ કાપી નાખ્યા હતા.
અને તે પછી પણ–
ગયાજી જઈને શ્રાદ્ધ સરાવ્યું,
પ્રયાગતીર્થ જઈ
સંગમધારે નાળિયેર હોમી
તર્પણ પણ કર્યું
તમે જ કહો બાપુ
હવે તો મારેતમારે કંઈ નહિ ને ?

× × ×

અને ગાંધીબાપુ
તમારીય આ બધી વિધિ અમે નથી કરી ?
તમે જ કહો !



## સાભાર સ્વીકાર

શરદબાબુ–૧૯૭૬, લેખક : નાનુભાઈ નાયક, પ્રકાશક : શાંતિલાલ બી. શાહ (દામકાકર) સુવાસિત સાહિત્ય પ્રકાશન, ૧/૩૭૮૭ મોટી દેસાઈપોળ, સૂરત–૩૯૫૦૦ ડેમી સાઈઝ પાનાં ૨૪ : કિંમત રૂા. ત્રણ

## કુંભાર ◻ યાનિસ રિત્સો

એક દિવસ ઘડાં, ફૂલદાનીઓ, રસોઈ માટેનાં વાસણો
ઘડી રહ્યા પછી પણ થોડી માટી વધી, એણે
એક સ્ત્રી ઘડી કાઢી : વિશાળ અને દૃઢ એવાં સ્તનોવાળી.
એનું ચિત્ત ભમવા લાગ્યું ને
ઘેર મોડેથી પાછો ફર્યો.
એની પત્નીએ ચડભડ આદરી, એણે એને કાંઈ જ ઉત્તર
ન આપ્યો.
વળતે દિવસે એણે થોડી વધારે માટી વધારી અને વળી
એને બીજે દિવસે તો એથીય વધારે;
પણ હવે તો એ ઘેર પાછો નહી ફરે : એની પત્ની
એને તરછોડી ગઈ છે.
એની આંખો બળ્યા કરે છે; એ અર્ધ નગ્નાવસ્થામાં છે.
લાલ રંગનો કમરપટો પહેરે છે ને
રોજ રાત્રે તે માટીની એ સ્ત્રીઓ સાથે પડ્યો રહે છે.
પરોઢિયે એને તમે એના કામ કરવાના વાડાની વાડ
પાછળથી ગાતો સાંભળી શકો.
હવે તો એણે એનો લાલ કમરપટો પણ ઉતારી નાખ્યો છે :
નગ્ન, નખશિખ નગ્ન...અને એની ફરતે, આજુબાજુ છે.
ખાલી ઘડા, ખાલીખમ રસોઈનાં વાસણો, ખાલી ફૂલદાનીઓ
અને ખૂબસૂરત, અંધ, મૂંગી-બહેરી,
બચકાયેલાં સ્તનોવાળી પેલી સ્ત્રીઓ.

અનુ. ભીખુ કપોડિયા.





# વીટસેક્ષીસનાં ત્રણ કાવ્યો

▱ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

વેસ્સીલીસ જી. વીટસેક્ષીસ ભારત ખાતેના ગ્રીસના રાજદૂત છે. ઈ. સ. ૧૯૪૬ થી તેઓ એલચીકચેરીમાં કામગીરી બજાવે છે. અમેરિકામાં પણ એલચી તરીકે તેમણે કામ કર્યું છે. ગ્રીક અને ફ્રેન્ચ ભાષાઓમાં તેમણે કાવ્યો લખ્યાં છે. તેમણે પોતાનાં કાવ્યો જાતે અંગ્રેજીમાં રૂપાંતરિત કર્યાં છે. તેમના કાવ્યસંગ્રહનું નામ છે 'My Trails'. તેમની કવિતામાં ભારતીય રહસ્યવાદને મળતો ભાવ વ્યાપક પ્રમાણમાં જોવા મળે છે. સીધી–સાદી, ગહન અને કલાત્મક અભિવ્યક્તિ તેમની કવિતાની લાક્ષણિકતા છે. તેમના કાવ્યવિશ્વમાં માનવની સાંપ્રત વ્યથા–વેદનાઓ નહીં, પણ સનાતન આશા–આકાંક્ષાઓ અને ભાવનાઓ પડઘાતી સંભળાય છે. તેમનો અભિગમ પણ ગહદર્શી રોમેન્ટિક જણાય છે.

## ઘણું મોડું

વહેતા પવને કાનમાં કહ્યું :
તમારી ધારણા કરતાં થયો છે વધુ વિલંબ.
આકાશમાં ઉડ્ડયન કરતું પંખી કલબલ્યું :
તમારી ધારણા કરતાં થયો છે વધુ વિલંબ.

આ ધસમસતા કાળ,
શું તું રાહ નહીં જુએ ?
થોડીક ઢીલ કર, મેં ઘણું ગુમાવ્યું છે.
પડઘાએ ઉત્તર વાળ્યો :
"એ શક્ય નથી.
ઘણું મોડું થયું છે....ઘણું મોડું !"



## માર્કણ્ડેયની સ્વગતોક્તિ

યુગો પછી હજી હું ચાલુ છું
—હે સર્વશક્તિમાન પ્રભો !
તારા સ્વપ્નવિશ્વની ભીતર
તારી જ અનંત શોધમાં.
—હવે ગહન સમુદ્રનાં ઊંડાણોમાં
—હવે આકાશના આલોકપ્રવાહમાં
છે તું જ રાત્રે અનારંભી છાયા...
મેં નિહાળ્યો'તો તને એક વાર—કે હું જૂઠો હતો ?—
કલ્પો કેરા સનાતન ચક્રમાં
જ્યારે નિષ્કલંક કમળપુષ્પ મહીં
સુવર્ણમય પ્રભાત ઊઘડે છે
ત્યારે પ્રકાશની પાર તું જ છે સનાતન રક્તિમા...
મેં સાંભળ્યો'તો તને
—અથવા મેં એમ ધારેલું !—
ગાતી સ્વર્ગીય સુરાવલિઓ
જ્યારે કિસલય પરથી વહેતી હવાની જેમ
મૃદુતાથી સરે છે
અથવા ચંદનના લાલાયિત અગ્નિમાં
તડતડાટ થાય છે
ત્યારે તું જ છે તે ધ્વનિની પાછળ પૂર્ણશબ્દ...

મેં અનુભવ્યો'તો તને—અથવા શું તે ભ્રમણા હતી?
સુવર્ણમય ચુંબન જેવો કિરણનો હૂંફાળો સ્પર્શ,
નિરાકાર પ્રાક્ વિશ્વના તારકહીન
થીજી ગયેલા ગોચરની આગળ ધસતી
પ્રકાશની ધ્રૂજારી,
અથવા કાળાં ભમ્મર જળમાં તરતા
ચળકતા કદાવર નાગના જેવો
તું જ છે પવન પારનો જીવનપ્રદાતા શ્વાસ..
હે પ્રભુ!
જે પથ પર હું ચાલુ છું તે પથ
શું છેક લગી નહીં દોરી જાય?
ઝાકળનું એક ટીપું
શું યુગયુગની મારી તરસ નહીં છીપાવે?
હું ચાલું છું, ચાલું છું અને ચાલ્યા જ કરું છું
અને રાહ જોઉં છું...
અને વારંવાર વિસ્મય પામું છું:
શું તું જ છે કદાચ—અંત પછી હું શોધીશ—
તે શ્રદ્ધા અને અભિલાષા?
શું તું જ છે—જે પથ પર હું ચાલું છું તેની પાર—
અભીપ્સિત આત્મ?



## રહસ્યમય પથ

મારી આસપાસ
તમારા કાળા અને ભારે સમૂહો ખડકતા
હે મનના પર્વતો!
કેવી કટુતાથી મેં તમને ધિક્કાર્યો છે!
તમારી કેદમાં હું મુક્ત છું એમ માની
બર્ફીલી રાત્રીઓની પારનો ઝબકારો અહી

કોઈ અણજાણ વિશ્વમાંથી સંદેશા લાવતાં
રહસ્યમય કંપનો અનુભવવા હું મથ્યો છું...
અને વિસ્તરેલા હસ્તોને સ્પર્શવા પહોંચ્યો,
પણ વ્યર્થ !
ઓહ ! હું મારી જ છાયા પર સદા લથડયો છુ
અને મેં સાંભળેલું બધું જ
મારા અવાજનો નિષ્ફળ પડઘો હતો...
પરંતુ, મનના કાળા પર્વતો !
આજ રાત્રે મેં તમને પરાસ્ત કર્યાં છે.
કેમ કે દિવ્યશકિતથી ધકેલાઈને
મારી ભીતરના રહસ્યમય પથ પર મેં પગ મૂકયો છે.
....ગ્લાસમાંથી વક્રીભૂત થતાં કિરણોની જેમ
તે (દિવ્યશકિત) મને સમગ્ર પથ ઓળંગાવી
અદૃશ્ય ઢોળાવ પર દોરી ગઈ.
અને પછી, ગહન સ્વપ્નમાં
મેં ભારેખમ દીવાલોને તૂટી પડતી અનુભવી.
અને નિહાળ્યું-પોપચાંની પાછળ-
કે હું છું એક સહુ સંગે !
...એક માત્ર પ્રકાશની નીચે
ભળતાં ધૂંધળાં રૂપો... 



## એક કાવ્ય ▱ બાબુ સુથાર

ચકલીની આંખોમાં મારું બાળપણ
પડ્યું છે
અક્ષત ચોખાના દાણાની જેમ,
અકબંધ,
જો હું ધારું તો
તેની આંખો ફોડીને
તેને
પાછું મેળવી શકું
એમ છું,
પણ
આ ઉંમરે
એક છોકરીને
ચકલી કહ્યા પછી
મારી
જરાય હિંમત
ચાલતી નથી
એવું
વિચારવા માટે ય પણ.



# ડાહ્યા ગાંડાની પ્રેમકથા

□ કનુ સુણાવકર

કન્યાકુમારી, કલકત્તા અને શ્રીનગરની વચ્ચે એક ગબલું ગરીબડું ગામડું હતું. થોડાંક નાનાંમોટાં ઝાડવાંની વચ્ચે કબીરવડ જેવડો એક ટેકરો હતો. ટેકરા ઉપર પરથમ પહેલું ઘર ડાહ્યા કણબીનું અને છેક છેલ્લું ગાંડા ઘાંચીનું અને વચમાં ટ, ઠ, ડ, ઢ, ણ નાં છાપરાં હતાં. એમાં ણું નું ઘર ઈંટચૂનાનું. બાકીના ગાસમાટીનાં ને વાંસવળીનાં. ટેકરાની ચારેકોર ચોમાસામાં પાણી ભરાઈ જતાં ત્યારે બરાબર બત્રીસ, સડાં તણાયેલાં તણખલાંવાળાં ગંધાતા ઉકરડા તરતા હોય તેવાં, તરાપા જેવાં ઝૂંપડાં. ઝૂંપડાંની નીચે સરેરાશ સાત, પાંચ, બાર મનખા દેહવાળાં જીવતાં હોય ત્યારે ટેકરાવાળાં સ્વર્ગનો અનુભવ કરતાં જણાતાં.

ટેકરા ઉપરના પહેલા ઘરવાળો ડાહ્યો બીડી પીતો પીતો, હાથમાં લોટું ઝાલીને, ડગમગ ચાલતો ગાંડા ઘાંચીના ઓરડા ભણી ગયો, અને આખો ટેકરો સાંભળે તેમ બરક્યો : “હેંડ હાળા દૂરજ ઊગ્યો. આંમ-ને-આંમ ચ્યાં હુધી હૂઈ રઈશ ? બહાર નેંકળ.”

“અવે દૂઈ રેનારની વહુ, લ્યે આ ખોળ ખા ને લ્યે આ ગોળ બળદ્યાં.”

બંનેએ અધકચરા તલની સાની ખાધી ને પછી ઝૂલતા ઝૂલતા ગાળોની મસ્તી ઉરાડતા, તળાવતીરે–તીરે–થઈને આંબાવાડિયામાં થઈને જંગલમાં અદશ્ય થઈ ગયા. પછી વયોવૃદ્ધ વશરામજી કહે : “આમાં

કિયો ડાહ્યો ને કિયો ગાંડા તે હું જાણતો નથા." હીરા પગી કહે : "બેમાંથા કોની જીભ કેટલી લાંબી તે તો દમોદર દરજીનો ગજ પણ ન આપી શકે. એમની જીભ ખાટી ખાટી કેરી જાણે ને આંબો, પાકેલું સીતાફળ ચાખી લ્યો !"

*  *  *  *

બળદેવ બામણની છોડી દેવકી, શહેરની કોલેજમાં ભણતી હતી, તે કોલેજમાં રજા પડી હોય કે પોતે રજા પાડી હોય, ઘેર આવી. એકામાંથા એને ઊતરતી જોઈને ડાહ્યોગાંડો બંને આડુંઅવળું ભરડતા હતા તે બંધ કરીને મૂંગા થઈ ટગટગ જોઈ રહ્યા : દેવકીનો પરીના જેવો ઝૂલતો ઘાઘરો, વાળમાં લટકતું પીળું ગુલાબ, કાનમાં મોટી બંગડી જેવડી ઝૂલતી કડીઓ, બધું જ. ડાહ્યાને એના ગોરા ગોરા હાથ આમળી નાખવાનું ને ગાંડાને એના કૂમળા કૂંણા કાન કરડી ખાવાનું મન થયુ. પણ મન મારીને બંને બોચી ખંજવાળવા વળગ્યા.

બીજે દહાડે સવારે ડાહ્યોગાંડો બળદેવ બામણના આંગણામાંથી નીકળ્યા ત્યારે સામેથા બળદેવ હસ્તમાં પવિત્ર બીલીપત્ર લઈને આવી રહ્યો હતો; દેવકી તાજીમાજી નાહીને વાળ ખંખેરતી ઘરમાંથી બહાર નીકળતી હતી. ડાહ્યોગાંડો ભટકાયા, બળદેવ કહે : "અલ્યા ! નવરા છો ?"

બંને ઉમળકાથી બોલી ઊઠયા : "હોવે હોવે." "તો હેંડો બાવળિયાના ગાંડિયા ફાડી અ.લો. રૂપિયો દોઢ આલીશ." કહી બળદેવ "શિવ શિવ" કરતો ઘરમાં ગયો. દેવકી ભણી એક એક નજર નાખીને ડાહ્યોગાંડો પોતપોતાના કુહાડા લઈને ઊડતા આવી પહોંચ્યા.

ધડાધડ, ભડાભડ અને તડાતડ બાવળના સૂકા ગાંડા ફડાવા લાગ્યા. ઘરની ઓસરીમાં ચાના કપ સાથે દેવકી દેખતાં બંનેના કુહાડા ભટકાઈ ગયા. લોઢાં રણકર્યાં. "હાળા જોતો નથી" કહીને બેય ચૂપ રહ્યા.

"આ ચા." કહી, લીમડા નીચેના પાટિયા ઉપર કપ મૂકીને દેવકી બાજુએ બેઠી. બ્લાઉઝ નીચેથી કાગળ કાઢયા ને વાંચવા વળગી. ડાહ્યોગાંડો પીતો હતા તો ચા, પણ જોતા હતા દેવકીને. દેવકી કશું જોતી નહોતી. એ કાગળ પીતી હતી.

"એક તું ને એક હું : બે ગાંઠિયા હવે ફાડી નાખીએ જોઈએ કોણ વહેલો ફાડી નાખે છે." દેવકીનું ધ્યાન ખેંચવા ડાહ્યો બોલ્યો ને ગાંડાએ પણ વટ પાડવા પડકાર ઝીલી લીધો.

બેઉ બળિયા વળગ્યા. ડાહ્યો ગાંઠિયો ફાડીને ઊભો રહ્યા. ગાંડો કૂદી કૂદીને ગુંદરિયા ગાંઠિયાને તોડવા મથી રહ્યો. પરસેવે રેબઝેબ થઈ ગયો. દેવકી મંદ મંદ હસતી હતી. ડાહ્યાએ બળતામાં ઘી હોમ્યું : "એ રહેવા દે. હવે તારાથી નહીં.." દેવકીએ પેલો કાગળ વાળીને બ્લાઉઝ નીચેના બ્રેસિયરમાં છૂપાવી દીધો. ગાંડાના જીવ કળીએ કળીએ કપાયો. ડાહ્યો વિજયી હસી રહ્યો : ડાહ્યા સામે જરા તરા હસતી દેવકી ઘરમાં જતી રહી. ગાંડો કુહાડો ફેંકીને તળાવ તરફ ચાલ્યો ગયો. ડાહ્યો આંબાવાડિયા ભણી.

પછી? પછી તો ડાહ્યો આવતો હોય ત્યારે ગાંડો જતો હોય ને ગાંડો ભેંસ પાવા લઈ જતો હોય ત્યારે ડાહ્યો લાકડાં ફાડતો હોય. બંને અ-લ-ગ અ-લ-ગ. કોઈ ડાહ્યાને પૂછે કે કેમ આમ? તો ડાહ્યો સીધું દાંતિયું કરી લ્યે ને ગાંડાને કહે તો ગાંડો મારવા જ ઊઠે.

હરિરામ ટપાલીને આ રહસ્યની ખબર નહીં એટલે જ એણે ગાંડાના હાથમાં ડાહ્યાનો એક કાગળ ફેંક્યો. ગાંડો ક્યાંય સુધી કાગળ હાથમાં પકડીને બેસી રહ્યો. પછી ધીમે ધીમે બેસાડ્યો : ડાહ્યાભાઈને માલમ થાય કે બેન સવિતાને પરમ દીની રાતે ભાણો જલમ્યો છે. ઘીની બરણી લઈને આવજે." તરત આવજે, અહીં ઘી વના વપત પડે છે." ગાંડો બબડ્યો : "હાળા, એની બેનને ત્યાં ભાણો આયો તેમાં મારે શું?" કાગળ વાળીને છાપરાની વળીઓમાં ખેસી દીધો. રાત આખી એને ઊંઘ ન આવી. સવારે એ ઊઠ્યો. જોયું તો ડાહ્યો દાતણ કરતો હતો. ગાંડાએ કાગળ લીધો. વાંચ્યો ને ડાહ્યાના ઓરડા ભણી એના પગ ચાલવા લાગ્યા. ડાહ્યો દાતણ નાખીને અંદર ભાગ્યો. ગાંડાનું મોઢું ન જોવું પડે ને! ગાંડો કાગળ નાખીને પાછો વળવા જ જતો હતો ત્યાં અંદરથી ડાહ્યો કહે : ઊભો રહે! લ્યે આ તારું પરખીડિયું ત્રણ દીથી આવ્યું છે. હરિરામ નાખી ગયેલો. કોઈક કોરટનું લાગે છ." ડાહ્યાએ પરખીડિયું ગાંડાને આપ્યું. ગાંડાની વાણી ઊઘડી : "સવલીને ત્યાં ભાણો છે. ઘી લઈને જા. કાગળ તો આઠ દહાડાથી આવ્યો, "તો પ.. ણુ..." બાકીનું પૂરું કર્યા વિના ગાંડો ચાલ્યો, પાછળ પાછળ ડાહ્યો આવતો હતો : "હવે વહુ! બહુ થયું. હવે બોલોને! દેવકી તો ભાગી જઈને કોકને પરણી યે ગઈ."

"એમાં હાળા મારે શું તે..." કહી ગાંડો ધ્રૂસ્યો. ડાહ્યો હસતો હસતો કહે : ચાલો, તળાવમાં આજે તો તર ..."

કિયો ડાહ્યો ને કિયો ગાંડો તે હું જાણતો નથી." હીરો પગી કહે : "એમાંથી કોની જીભ કેટલી લાંબી તે તો દમોદર દરજીનો ગજ પણ ન માપી શકે. એમની જીભ ખાટી ખાટી કેરી જાણે ને આંખો, પાકેલું સીતાફળ ચાખી લ્યો!"

* * * *

બળદેવ બામણની છોડી દેવકી, શહેરની કોલેજમાં ભણતી હતી, તે કોલેજમાં રજા પડી હોય કે પોતે રજા પાડી હોય, ઘેર આવી. એકામાંથી એને ઊતરતી જોઈને ડાહ્યોગાંડો બંને આડુંઅવળું ભરડતા હતા તે બંધ કરીને મૂંગા થઈ ટગટગ જોઈ રહ્યા: દેવકીનો પરીના જેવો ઝૂલતો ઘાઘરો, વાળમાં લટકતું પીળું ગુલાબ, કાનમાં મોટી બંગડી જેવડી ઝૂલતી કડીઓ, બધું જ. ડાહ્યાને એના ગોરા ગોરા હાથ આમળી નાખવાનું ને ગાંડાને એના કૂમળા કૂંણા કાન કરડી ખાવાનું મન થયું. પણ મન મારીને બંને બોચી ખંજવાળવા વળ્યા.

બીજે દહાડે સવારે ડાહ્યોગાંડો બળદેવ બામણના આંગણામાંથી નીકળ્યા ત્યારે સામેથી બળદેવ હસ્તમાં પવિત્ર બીલીપત્ર લઈને આવી રહ્યો હતો; દેવકી તાજીમાજી નાહીને વાળ ખંખેરતી ઘરમાંથી બહાર નીકળતી હતી. ડાહ્યોગાંડો ભટકાયા, બળદેવ કહે : "અલ્યા! નવરા છો?"

બંને ઉમળકાથી બોલી ઊઠયા : "હોવે હોવે." "તો હેંડો બાવળિયાના ગાંઠિયા ફાડી આલો. રૂપિયો દોઢ આલીશ." કહી બળદેવ "શિવ શિવ" કરતો ઘરમાં ગયો. દેવકી ભણી એક એક નજર નાખીને ડાહ્યોગાંડો પોતપોતાના કુહાડા લઈને ઊડતા આવી પહોંચ્યા.

ધડાધડ, ભડાભડ અને તડાતડ બાવળના સૂકા ગાંઠા ફડાવા લાગ્યા. ઘરની ઓસરીમાં ચાના કપ સાથે દેવકી દેખતાં બંનેના કુહાડા લટકાઈ ગયા. લોઢાં રણકયાં. "હાળા જોતો નથી" કહીને બેય ચૂપ રહ્યા.

"આ ચા." કહી, લીમડા નીચેના પાટિયા ઉપર કપ મૂકીને દેવકી બાજુએ બેઠી. બ્લાઉઝ નીચેથી કાગળ કાઢયા ને વાંચવા વળગી. ડાહ્યોગાંડો પીતો હતા તો ચા, પણ જોતા હતા દેવકીને. દેવકી કશું જોતી નહોતી. એ કાગળ પીતી હતી.

"એક તું ને એક હું : બે ગાંઠિયા હવે ફાડી નાખીએ જોઈએ કોણ વહેલો ફાડી નાખે છે." દેવકીનું ધ્યાન ખેંચવા ડાહ્યો બોલ્યો ને ગાંડાએ પણ વટ પાડવા પડકાર ઝીલી લીધો.

બેઉ બાઝિયા વળગ્યા. ડાહ્યો ગાંઠિયો ફાડીને ઊભો રહ્યો. ગાંડો કૂદી કૂદીને ગુંદરિયા ગાંઠિયાને તોડવા મથી રહ્યો. પરસેવે રેબઝેબ થઈ ગયો. દેવકી મંદ મંદ હસતી હતી. ડાહ્યાએ બળતામાં ઘી હોમ્યું : "એ રહેવા દો. હવે તારાથી નહીં..." દેવકીએ પેલો કાગળ વાળીને બ્લાઉઝ નીચેના બ્રેસિયરમાં છૂપાવી દીધો. ગાંડાના જીવ કળીએ કળીએ કપાયો. ડાહ્યો વિજયી હસી રહ્યો : ડાહ્યા સામે જરા તરા હસતી દેવકી ઘરમાં જતી રહી. ગાંડો કુહાડો ફેંકીને તળાવ તરફ ચાલ્યો ગયો. ડાહ્યો આંબાવાડિયા ભણી.

પછી? પછી તો ડાહ્યો આવતો હોય ત્યારે ગાંડો જતો હોય ને ગાંડો ભેંસ પાવા લઈ જતો હોય ત્યારે ડાહ્યો લાકડાં ફાડતો હોય. બંને અ–લ–ગ અ–લ–ગ. કોઈ ડાહ્યાને પૂછે કે કેમ આમ? તો ડાહ્યો સીધું દાંતિયું કરી લ્યે ને ગાંડાને કહે તો ગાંડો મારવા જ ઊઠે.

હરિરામ ટપાલીને આ રહસ્યની ખબર નહીં એટલે જ એણે ગાંડાના હાથમાં ડાહ્યાનો એક કાગળ ફેંક્યો. ગાંડો ક્યાંય સુધી કાગળ હાથમાં પકડીને બેસી રહ્યો. પછી ધીમે ધીમે બેસાડયો : ડાહ્યાભઈને માલમ થાય કે બોન સવિતાને પરમ દીની રાતે ભાણો જલમ્યો છે. ઘીની બરણી લઈને આવજે." તરત આવજે, અહીં ઘી વના વપત પડે છે." ગાંડો બબડયો : "હાળા, એની બોનને ત્યાં ભાણો આયો તેમાં મારે શું?" કાગળ વાળીને છાપરાની વળીઓમાં ખેસી દીધો. રાત આખી એને ઊંઘ ન આવી. સવારે એ ઊઠયો. જોયું તો ડાહ્યો દાતણ કરતો હતો. ગાંડાએ કાગળ લીધો. વાંચ્યો ને ડાહ્યાના ઓરડા ભણી એના પગ ચાલવા લાગ્યા. ડાહ્યો દાતણ નાખીને અંદર ભાગ્યો. ગાંડાનું મોઢું ન જોવું પડે ને! ગાંડો કાગળ નાખીને પાછો વળવા જ જતો હતો ત્યાં અંદરથી ડાહ્યો કહે : ઊભો રહે! લ્યે આ તારું પરબીડિયું ત્રણ દીથી આવ્યું છે. હરિરામ નાખી ગયેલો. કાંઈક કોરટનું લાગે છ." ડાહ્યાએ પરબીડિયું ગાંડાને આપ્યું. ગાંડાની વાણી ઊઘડી : "સવલીને ત્યાં ભાણો છે. ઘી લઈને જા. કાગળ તો આઠ દહાડાથી આવ્યો, "તો પ.. ણ..." બાકીનું પૂરું કર્યા વિના ગાંડો ચાલ્યો, પાછળ પાછળ ડાહ્યો આવતો હતો : "હવે વહુ! બહુ થયું. હવે બોલોને! દેવકી તો ભાગી જઈને કોકને પરણી યે ગઈ."

"એમાં હાળા મારે શું તે..." કહી ગાંડો હસ્યો. ડાહ્યો હસતો હસતો કહે : ચાલો, તળાવમાં આજે તો તરવા પડીએ." □

## ૧૯૭૬–'૭૭નાં નવાં પ્રકાશનો

(૧) શરદબાબુ : ૧૯૭૬ (વિવેચન) નાનુભાઈ નાયક.

(૨) તારી આંખો ખરેખર સુંદર છે (વાર્તાસંગ્રહ) નવીન કા. મોદી.

(૩) રંગેચંગે (એકાંકીસંગ્રહ) રજની શેઠ

(૪) મારો દેશ (પ્રવાસકથા) અમૃત શાહ

(૫) વિશિષ્ટ વ્યક્તિઓની વચ્ચે (વ્યક્તિમુલાકાત)
લે. મોહનલાલ વાઘેલા.

(૬) ઉદ્ગાર (આસ્વાદલેખો) વિજય શાસ્ત્રી

(૭) સહરા (કાવ્યસંગ્રહ) કિસન સોસા

(૮) આધુનિક પંદર વાર્તાઓ જ્યોતિષ જાની.

# કંકાવટી

નવેમ્બર
ડિસેમ્બર
૧૯૭૬

વિજય શાસ્ત્રી
ચન્દ્રવદન મહેતા
સર નેવિલ કાર્ડસ્
અજિત ઠાકોર
રતિલાલ 'અનિલ'
પ્રવીણસિંહ ચાવડા
યોગેશ પટેલ
યાનિસ રિત્સો
પ્રમોદકુમાર પટેલ
સ્નેહલ મઝમુદાર
મણિલાલ પટેલ
હરેશ લાલ
કેથેરિન પોર્ટર
શિરીષ પંચાલ

# કંકાવટી

નવેમ્બર
ડિસેમ્બર
૧૯૭૬

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૧૮ : અંક ૨૧૩–૨૧૪ : મૂલ્ય બે રૂપિયા

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૫. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨, સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫૦૦૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૩૯૫૦૦૩

| |
|---|
| સૂર્યના ગોળાને ભેદવા જતાં જો હું પોતે જ બળીને રાખ થઈ ગયો તો તો પછી આ જગત વિષે બહુ ઓછી આશા રહેશે |

સૂર્યનો ગોળો મળ્યો. આખો દિવસ વાંચતાં મઝા આવી. આ પ્રકાશન પાછળની મહેનત–જહેમતનો પણ વિચાર કર્યો. નવી દૃષ્ટિને માટે–બધાંમાં–કાવ્યમાં, આલેખનમાં, છાપકામમાં. અભિનંદન આપવાનું મન થયું. કેટલીક પંક્તિઓ નજરમાં બેસી ગઈ. હૃદયમાં ઊતરી ગઈ. ધન્યવાદ. ફરી ફરીને વાંચીશ.

–શ્રી ચં. ચી. મહેતા

ગ્રંથ કદમાં આટલો મોટો એ નવીનતા પ્રથમ જેટલું ધ્યાન ખેંચે એટલું જ ધ્યાન ખેંચે એવી એમાંની કલાકૃત છે.

–શ્રી રામપ્રસાદ બક્ષી

નાગરાજમાં નવીનતા ખૂબ જ લાગી. જે રીતે આખી એની વાત ગોઠવી છે અને જે અનોખા રૂપરંગમાં તેને પ્રગટ કર્યું છે તે બધું ચિત્તાકર્ષક છે. તેમાં પણ ગદ્યમાં લખેલી તેની પ્રસ્તાવના ખૂબ ગમી. કાવ્યો પણ સારાં છે.

–શ્રી ગુલાબદાસ બ્રોકર

ઐસી વિરલ કવિતા પ્રતિભાકો અબ તક જો અંધેરેમેં થી, આપને જગજાહિર કિયા હૈ। મૈં ઈસ કાવ્ય સંગ્રહકી ચર્ચા હમારી દો પત્રિકાઓંમે કરનેકા પ્રયત્ન કરુંગા. અન્ય મિત્રોં સે ભી.

–શ્રી જેઠમલજી

# સોલ બેલો*ની

## ટૂંકી વાર્તા 'A Father to-Be'ના સંદર્ભે–

☐ વિજય શાસ્ત્રી

(૧)

૧૯૭૬ના વર્ષનું સાહિત્ય માટેનું નોબેલ ઇનામ અમેરિકી લેખક સોલ બેલોને ફાળે ગયું છે તેમાં એક સૂક્ષ્મ ઔચિત્ય એ છે કે ૧૯૭૬નું વર્ષ જે સદીમાં આવ્યું છે તે વીસમી સદીની યુગચેતના સોલ બેલોનાં સર્જનોની કાચી સામગ્રી તરીકે કામે લાગી છે. ટી. એસ. ઈલિયટને જો યુદ્ધોત્તરકાળની વિક્ષુબ્ધ અને અવસન્ન યુગચેતનાના આલેખક ગણતા હોઈએ, તો બૅલોને તેમના પછીના સમયના એવા જ એક યુગ સંવેદનાના આલેખક તરીકેની પ્રતિષ્ઠા આપી શકાય તેમ છે.

આધુનિક–સામ્પ્રતકાલીન–માનવીના વિચ્છિન્ન વ્યક્તિત્વ અને નિર્માનવીકરણની છબી એમણે પોતાનાં સર્જનોમાં ઊપસાવી આપી છે. તેમની ૧૯૪૪માં પ્રગટેલી નવલકથાનું નામ જ 'Dangling man' તેમના નાયકોનું પ્રતિનિધિત્વ કરે છે. તેમની ૧૯૬૪માં પ્રગટ થયેલી નવલકથા 'હૅરઝોગ'ને નેશનલ બુક ઍવૉર્ડ પણ પ્રાપ્ત થયો હતો. ૧૯૧૫માં કૅનેડામાં જન્મેલા આ સર્જકનો ઉછેર અને નિવાસ બહુધા શિકાગો ખાતે થયો છે.

આગળ કહ્યું તેમ તેમનો પ્રયાસ આધુનિક માનવીની શીર્ણ-વિશીર્ણતાની છબી ઊપસાવવાનો છે. પોતાના 'The Future of Fiction' વ્યાખ્યાનમાં આ આધુનિક માનવીની ઓળખ આપતાં તેઓ કહે છે કે એ માનવી એક વેરવિખેર, ઘૃણાસ્પદ, અનેક મિશ્ર અનુભૂતિઓનો વાહક અને તેથી અનિયમિત, અસ્થિર વ્યક્તિત્વ ધરાવનાર પ્રાણી

* ૧૯૭૬ના વર્ષના સાહિત્ય માટેના નોબેલ ઇનામ માટે જેમની પસંદગી થઈ.

છે. તેમના શબ્દોમાં જોઈએ તો તે 'Oddly dispersed, ragged, mingled, broken amorphous creature' છે. તેમના મતે સામ્પ્રત કાળમાં જેને સાચા અર્થમાં સુસંસ્કૃત કહી શકાય એવા માનવીનું અસ્તિત્વ શક્ય જ નથી. એવો માનવી માત્ર એક કાલ્પનિક ઘટના છે. જેને અત્યારે આપણે 'સુસંસ્કૃત' કહી ઓળખાવીએ છીએ તેવા માનવી તો એક બનાવટી અને ઉપજાવી કાઢેલી પોકળ કલ્પના છે. એ કહેવાતો સુસંસ્કૃત માનવી, બીજું કશું નહિ પણ આધુનિક કેળવણી વડે ન્યારો પોશાક, અવનવી છટાઓ અને સંસ્કૃતિનું થીગડિયું લેબલ ધરાવનારો માણસ જ છે. ડી. એચ. લોરેન્સે આપેલી આધુનિક માનવીની ઓળખને પોતાની સંમતિ આપી તેઓ રજૂ કરે છે કે–'The head of thss modern personality is a wastepaper–basket, filled with ready–made notions.'

આધુનિક માનવી પોતાના મગજને વેસ્ટપેપર બાસ્કેટ બનાવી બેઠો છે જેમાં રેડીમેઈડ વિચારોનો ઢગલો થયા કરે છે. આધુનિક માનવીને માટે 'રેડીમેઈડ વિચારોની વેસ્ટપેપર બાસ્કેટ' જેવું ઉપમાન ભદ્રતાશોખીનોને કદાચ અકારું લાગશે પણ બેલો અહીં, લોરેન્સની મદદથી, તૈયાર ચીજોના સદા ઉપભોગમાં રાચતી મનોદશા પર જે લેખક પ્રહાર કરે છે તેની સાથે વાસ્તવમાં અસંમત થઈ શકાય એમ નથી.

(૨)

તેમના વાર્તાસંગ્રહ 'મોસ્બીસ મેમ્વાર્સ'માંની 'અ ફાધર ટુ બી' વાર્તાનો નાયક રોજિન આ વિચારસરણી સ્વગતોક્તિરૂપે પૂરી પાડે છે. કથાનો પ્રપંચ એવો છે કે રોજિન પોતાની પ્રિયતમા જોનને મળવા બસમાં બેસીને જઈ રહ્યો છે. નાણાંની કારમી તંગીથી તે પીડાઈ રહ્યો છે. નાણાંભીડને લીધે તે સંતપ્ત છે. એટલામાં એકાએક તેની દૃષ્ટિ બાજુમાં બેઠેલા પુરુષના ચહેરા પર પડે છે. એ અજાણ્યા માણસની એકેએક ઝીણીમોટી મુખરેખાઓનું, તેના નાક–નકશાનું, તેના વળાંકોનું તે બારીકાઈથી નિરીક્ષણ કરે છે તો તેને એક વિચિત્ર સામ્ય જડે છે કે તે ચહેરો પોતાની પ્રિયતમા જોનના પિતાને મળતો આવે

છે! આ લાગણી તેના મનને ઘૃણાથી ભરી દે છે કેમ કે જોનના પિતાના રુક્ષ કરડા ચહેરા માટે પણ તેને ખૂબ જ ઘૃણા છે વધુ ટીકી ટીકીને જોતાં તેનો ચહેરો તેને જોનના જેવો લાગે છે! એથી યે આગળ વધતાં તે વિચારે છે કે, જોનનાં ભાવિ સંતાનો (કે જેમનો પિતા કદાચ પોતે હશે!) ના ચહેરા પણ આ ચહેરાના જેવા જ હોવાના!

આ આખીય તરંગલીલાના સંકેતો એમ કલ્પી શકાય કે પેલો અજાણ્યો પુરુષ, પોતાની ચાહેલી જોન, પોતાનાં ભાવિ સંતાનો, પ્રત્યેકના ચહેરા એકસરખા જ છે/હશે. આ એકસરખાપણું જ ઘૃણાસ્પદ છે. કોઈનાય ચહેરાને આગવું રૂપ નથી. સમગ્ર માનવજાતની ચહેરા-હીનતા Facelessness અહીં સર્જક ઊપસાવે છે. આગવાપણાની, વૈયક્તિકતાની ખોજમાં નીકળેલા રોજિનને પોતાની ગણતો હતો તેવી જોનના ચહેરામાંય કશી વૈયક્તિકતા નથી વરતાતી. જ્યારે 'પોતાના' કહેવાય એય પરાયા સમ જ બની રહેતાં હોય ત્યારે એકલતા વિશેષ અનુભવાય. રોજિનની આંખમાંથીય આંસુ વહેવા માંડે છે.

વધુ દુઃખ તો તેને એ વાતનું છે કે આ અજાણ્યાના જેવો જ ચહેરો ધરાવનાર પોતાનાં ભાવિ સંતાનોના જન્મ માટે નિમિત્ત તો પોતે જ બનનાર છે! તેને લાગે છે કે પોતે શું આવા કદરૂપ, ઘૃણાસ્પદ ચહેરાઓને જન્મ આપવામાં ભાગ ભજવશે? રોજિનની આ આત્મયાતના સરેરાશ માનવીની નિયતિનું પ્રતીક બને છે. આધુનિક માનવી આ રોજિનની માફક જ એક એવું અકર્મક સાધનમાત્ર છે કે જેની પાસેથી કશાક ઇચ્છિત યા ઇષ્ટના નિર્માણ માટેનું સ્વાતંત્ર્ય છીનવાઈ ગયું છે, જે માત્ર એક લાચાર, જડ સાધનની જ કામગીરી બજાવે છે. પોતે કર્તા છે ખરો પણ કર્તૃત્વની દિશા નક્કી કરી શકે તેમ નથી. પોતાનાં કર્મમાંથી સંભવતાં પરિણામોમાં કશો હસ્તક્ષેપ તે કરી શકે તેમ નથી. ટૂંકમાં તે એવાં પરિણામોનો ભોગ બનવાનો છે જેને માટે પોતે જવાબદાર બની શકે તેમ નથી. કામૂની સિસિફસની કથામાં આવતા જડ, ઈનિશ્યેટિવ વગરના માનવીના જેવી જ રોજિનની પણ દશા છે. કામૂની 'ધ પ્લેગ' સાથે તેની સરખામણી એટલી હદ સુધી જ વાજબી

છે કે, માનવી જેને માટે વ્યક્તિગત રીતે જવાબદાર નથી એવી પ્લેગની મહામારીનો ભોગ તો તેને બનવું જ પડે છે તે જ રીતે રોજિન પોતાનાં ભાવિ સંતાનોની મુખરેખાઓનાં નિર્માણમાં કશો હસ્તક્ષેપ કરી શકે તેમ નથી, છતાં તજ્જન્ય ઘૃણા તો તેણે ભોગવવી પડવાની જ છે. રોજિન પોતાની આ નિરસહાયતાથી સભાન છે એ કહે છે–

'To suffer, to labour, to toil and force your way through the spikes of life, to crawl through tts darkest caverns to push through the worst...'[1]

રોજિનની, કદરૂપા ચહેરાઓના જનક બનવાની અપ્રતીકાર્ય નિયતિનો પડઘો તેની ઉપરોક્ત સ્વગતોક્તિના 'to push through the worst' શબ્દોમાં પડતો સંભળાય છે.

આગળ ચાલતો રોજિનનો આ સ્વગતાલાપ, બેલોની આધુનિક સરેરાશ માનવીની પિછાણને વ્યક્ત કરતો હોઈ મહત્ત્વનો છે. તે કહે છે–

'To struggle under the weight of economy to make money only to become the father of a fourth-rate man of the world like this.' ૧

આખરે કંટાળીને તે ચિત્કારી ઊઠે છે કે–

'I won't be used,' he declared himself, 'I have my own right to exist.'

નિમિત્ત/સાધનરૂપ બની રહેવા સામેનો આ વિરોધ આખરે તો નપુંસક જ નીવડવાનો છે અને તેથી રોજિનની યાતના વધુ બળવતર બને છે.

બસમાંથી ઊતરીને રોજિન પોતાની પ્રિયતમા પાસે પહોંચે છે ત્યારે બેલોએ મૂકેલો એક સંવાદ ખૂબ જ સૂચક બની રહે છે.

---

૧. "Mosby's Memoirs" માંની "A Father-to-Be" વાર્તા.

રોબિનના વાળમાં બરફના કણો ભરાઈ ગયેલા છે, તેને સાફ કરતાં જોન કહે છે–

'You have the healthiest looking scalp.' અર્થાત્ તારું માથું–મહોરું કેટલું તંદુરસ્ત છે! અહીં જોનને દેખાતી તંદુરસ્તી બાહ્ય છે, સાથે જ ભ્રામક પણ છે. લેખક કદાચ અહીં એક સરસ Irony આલેખે છે કે જે ખોપરીમાં, બસમાં બેઠે બેઠે પોતાનાં ભાવિ સંતાનોના કદરૂપા ચહેરા સુધીના ઘૃણાસ્પદ તરંગો ઘુમરાઈ/ચકરાઈ ચૂક્યા છે તે જ ખોપરી જોનને ખૂબ જ તંદુરસ્ત (તંદુરસ્ત નહીં, 'ખૂબ' તંદુરસ્ત–healthiest !) લાગે છે. બેલો અહીં જે તાકે છે તે તો એ છે કે અંદરખાનેથી પીડાગ્રસ્ત અને રોગિષ્ઠ એવા માનવીનો ચહેરોમહેરો બહારથી તો ખૂબ જ તંદુરસ્તપણાની ભ્રામક છાપ ઊપસાવે છે. તેના જવાબમાં રોબિન સાચી પરિસ્થિતિનો ઘટસ્ફોટ કરતાં કહે છે કે–

'*There must be something wrong with me.*' આ શબ્દોમાં બેલો એક ચેતવણી આપતા લાગે છે કે બહારથી હૃષ્ટપુષ્ટ, તંદુરસ્ત અને સુડોળ દેખાતો સામ્પ્રત માનવી અંદરખાનેથી રોગક્ષીણ જ છે.

હવે, વાર્તાના અંત્ય પ્રસંગની સાર્થકતા તપાસીએ. જોન રોબિનના મૂર્ખાઈભરેલા વિચારોને હસી કાઢે છે અને તેના માથે સ્નેહભર્યો હાથ ફેરવે છે. તેના વાળમાં ગૂંચવાઈ ગયેલા બરફના કણો (એને પણ પ્રતીકાત્મક રીતે વટાવી શકાય કે જેમ વાળમાં બરફકણો ગૂંચવાઈ ગયેલા છે તેમજ ખોપરીમાંય અનેક વિચારો/તરંગોના કણો ગૂંચવાઈ ગયેલા છે) ને સાફ કરવા પાણીની ધાર રેડે છે. બંનેને પ્રેમસમાધિમાં લીન થઈ જતાં લેખક આલેખે છે અને કહે છે કે રોબિનની કાયા પર થઈ વહેતી/રેડાતી જલધારા જાણે સાક્ષાત્ જોનના અંતરતમ ગુહ્ય પ્રેમની જ ધારા ન હોય તેવો સુખદ અનુભવ રોબિનને થાય છે અને એ જલપ્રેમધારામાં તેના ચિત્તની સઘળી કદર્યતા, ઉત્તાપ, ઘૃણા ધોવાઈ જાય છે અને તે બોલી ઊઠે છે–

'You have such wonderful Ideas, Joan.'

પ્રેમના, બાહ્યાભ્યન્તર પરિપ્લાવિત કરી નાખનાર દ્રાવણમાં જ ઘૃણા/વિષાદને ધોઈ નાખવાની શક્તિ છે એવું સૂચન વાર્તાને અંતે આવે છે ત્યારે બેલો માનવને ઓળખાવવા જે Mingled અને amorphous (મિશ્ર અને સંદિગ્ધ વ્યક્તિમત્તા) જેવાં વિશેષણો પ્રયોજી ચૂક્યા છે તેનું સાર્થક્ય સમજાય છે. કેમકે જે રોજિન ઘડી પહેલાં ઘૃણાસ્પદ ભાવો અનુભવતો હતો તે જ અન્ય પળે પ્રેમમાં રાચતો થઈ જાય છે. પ્રેમમહિમા કરવાનો અત્રે આશય નથી જ. અહીં તો માનવીય ચેતનાનાં પરસ્પર વિરોધી એવાં પ્રવર્તનો ઉદ્દિષ્ટ છે. આપણા ગુજરાતી વાર્તાકારોની જેમ ધાર્યું હોત તો અભદ્ર લાગણીઓ ઉપર નારીપ્રેમના વિજયનું ભવ્ય, પયગંબરી અને ચાટુક્તિ-સભર નિરૂપણ તેઓ કરી શક્યા હોત. પણ તો કદાચ રોજિનનું પાત્ર ચરિત્ર બનવાને બદલે માત્ર જાતિચિત્ર બની જાત.

બીજો એક પ્રશ્ન એ થાય કે બસની સીટ પર બાજુમાં બેઠેલા અજાણ્યા બેસારુની મુખાકૃતિમાંથી આટલાં બધાં ભાવ-સંચલનોનાં વર્તુળો જન્મતાં આલેખવાં એ શું દુરાકૃષ્ટ કલ્પના ન કહેવાય? ટેકનિકના એક ભાગ લેખે એવા આલેખનનું મૂલ્ય કેટલું? અલબત્ત, વાસ્તવ સાથે બધી વાતનો તાળો મેળવવાની વાણિયાશાઈ વૃત્તિ કલામાં બાધક નીવડે. એવાઓને માટે, તત્સમવૃત્તિ વાચકોને માટે, તે એક નર્યું તરંગરૂપ આલેખન જ લાગે એમ છે. પણ વાચકે જો વાર્તાનું પહેલું જ વાક્ય suspension of disbelief કરીને વાંચ્યું હોય તો રોજિનની તરંગમાળ અપ્રતીતિકર ન લાગશે. એ વાક્ય છે 'The strangest notions had a way of forcing themselves into Rogin's mind.' આ વાક્યમાં રોજિનની આગવી વિચારપ્રકૃતિ સાથે પરિચિત થવાની/કરવાની ભૂમિકા લેખકે બાંધી આપી છે જ. □

# સૂરત મારાં અંગેઅંગમાં છે!

◻ ચન્દ્રવદન ચી. મહેતા

સૂરત મારાં અંગેઅંગમાં ઓતપ્રોત છે. પ્રમુખ શ્રી. અંબેલાલભાઈએ આ સમારંભ મોડો યોજવા માટે જરા ખેદ દર્શાવ્યો, તે વાત બરાબર નથી. શ્રી. હકૂમતરાય દેસાઈ, શ્રી. રતન માર્શલ તથા બીજા અનેક ભાઈઓએ ૧૯૭૦ પહેલાં સૂરતમાં, કોલેજમાં મને વચ્ચે બેસાડી સભા ભરી હતી. ત્યાં મારું સિત્તેરમું વર્ષ ઉજવવા માટે, મારા પર બહુ દબાણ કરવામાં આવ્યું હતું. પરંતુ મારી આડાઈ, મારા મમતને લઈને મેં જ 'ના'ની 'ના' પોકર્યા કરી હતી. મારા મનમાં એમ કે પંચોતર વર્ષ પૂરાં નહીં કરીએ, અને સિત્તેર–પંચોતેરના ગાળામાં હેમખેમ ચાલ્યા જઈશું. પણ એવું બન્યું નહીં, અને આજે આ સમારંભમાં જે હેત–પ્રીત, ભાવ, ઉમળકા, લાગણી, ભાવના ઊભરાતાં જોઉં છું ત્યારે મને કહેવાનું મન થાય છે કે સૂરત મારા અંગેઅંગમાં છે. સૂરતી લહેંકો, સૂરતી લઢણ, સૂરતી લાપરવાહી, સૂરતી લિજ્જત, સૂરતી બોલી, સૂરતના રંગઢંગથી હું રચ્યોપચ્યો છું, અને મારા લખાણમાં સૂરતી ભાષા જ, વળાંકો જ, આડા યા અવળા નીતર્યાં આવે છે. સૂરતમાં જન્મ લીધો છે અને સૂરતમાં જ અવસાન થાય કે ન થાય, પણ સૂરતની અશ્વિનીકુમારની કુંવારી કહેવાતી ભોમકામાં આખરી શૈયા થાય, ભસ્મીભૂત થાઉં, એવી તો હજી પૂરેપૂરી ખ્વાહેશ છે.

તમે એક ઠોઠ નિશાળિયાને આ માન આપો છો. હું પાંચમા ધોરણમાં તો નાપાસ થયો હતો! મોસાળમાં ભણતો હતો, અને નાપાસ થતાં મારે ગાંધીને ઘેર વસાણાં કૂટવા, તથા પડીકાં બાંધવા જવાની મૂંગી શિક્ષા ખમવી પડી હતી. એ બાદ ચાનક આવતાં વાચનમાં તથા મહેનત કરવા પાછળ જીવ પરોવ્યો હતો.

મારામાં હજી કડવાશ છે. રિપુઓમાંથી છએ રિપુઓને હજી પૂરેપૂરા જીતી શકયો નથી મોહ–લોભ તો ખરા જ. આપે મને

બોલાવ્યો, અહીં સન્માન કરવા માટે, એટલા માટે હું હોંસભેર વડોદરાથી અહીં આવ્યો, એમાં મારો અહમ્‌નો, મારી ઉપર, ઊપરી સવાર તો ખરો જ ને! મારાથી ના નહીં પાડી શકાઈ, એ નિર્બળતા તો ખરી જ. માનચાંદ કોને નથી ગમતાં? એ માટે તો આવ્યો છું. પરંતુ તમારા પ્રેમને કારણે, તમારા આગ્રહને કારણે દોડ્યો, દોડ્યો આવ્યો એમ કહેવું એ દંભ જ કહેવાય.

અહીં મારા બહુ મિત્રો છે. પણ મને ભણાવનારા શ્રી ચંદ્રવદનરાય મુનશી, શ્રી. ગુણવંતભાઈ નાયક, શ્રી. મગનલાલ જેવા શિક્ષણ વર્ગમાંથી આજે એક જ શિક્ષક શ્રી. લાલભાઈ દેસાઈ અહીં ઉપસ્થિત છે—એમને પ્રણામ કરું છું, અને સદ્‌ગત શિક્ષકોને યાદ કરું છું. એ લોકોએ અસામાન્ય ખંતથી મને ભણાવ્યો, ટોક્યો, મઠાર્યો એમ એમનો મારા પર ઘણો ઉપકાર છે. હું એમનો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે.

મેં નાટક લખ્યાં એ બાબતમાં મારે કહેવાનું પ્રાપ્ત થાય છે કે કવિતા લખે તે બ્રાહ્મણ, વિવેચનો લખે તે ક્ષત્રિય—મારે કે તારે, મોટે ભાગે મારે, નવલકથા લખે તે વૈશ્ય, પણ નાટક લખે તે ક્ષુદ્ર. રાજ્યમાંથી વર્ણાન્તર નદારદ થવા માંડ્યાં છે, પણ સાહિત્યમાં નાટ્યલેખકનું સ્થાન ઘણું નીચું છે. કોઈ પુસ્તકવિક્રેતા એનાં નાટકો છાપવા તૈયાર થાય નહીં, અને છાપે તો લોકો ખરીદે નહીં, એવી પરિસ્થિતિ છે. ઉપરાંત એમાં ગેરસમજણો થવાના અનેક ભયસ્થાનો છે. મારા 'ધારાસભા' નાટકની ભજવણીને લઈ રાજકોટમાં એક હેડમાસ્તરને સસપેન્ડ કરવામાં આવ્યા હતા. મજા તો એ હતી કે, એ નાટક ભજવાયું ૧૯૫૦માં, સરકારી અમલદારોને મન એ જોયું, ત્યારે જ લખાણું એમ માની નાટ્યકાર અને ભજવનાર ઉપર નોટિસો કરવામાં આવી. શો કોઝ. જણાવો, શા કારણથી આવું દેશદ્રોહી નાટક લખ્યું! એમાં પ્રધાનોની ઠેકડી કેમ કરી? સદ્‌ભાગ્યે દિલ્હીમાં શ્રી. મોતીલાલ ચીમનલાલ સેતલવડ સરકારી સોલીસીટર હોઈ, એમણે ૧૯૩૨માં એ નાટક જોયેલું હોઈ, કેસ કાઢી નાખવામાં આવ્યો, પણ પેલા હેડમાસ્તર સાહેબને ફરી નોકરીમાં લેવામાં ન આવ્યા તે ન જ લેવામાં આવ્યા. ૧૯૩૨માં બ્રિટિશ અમલ ઉપરની ટીકાઓ, આજે પોતાને માથે બંધ

બેસતી માની આવા છબરડા કરે, ત્યાં શું કરવું! નવલકથા તો નવલ-કથા, એનો લેખક બચી જાય, પણ નાટ્યકારને માથે આવી અનેક જવાબદારીઓ રહેલી હોય છે.

એક વાર અમે 'શાકુન્તલ'નો ચોથો અંક ભજવ્યો. જે મહાનુભાવ પ્રમુખ હતા, તેમણે કાલિદાસના નાટકમાં ચોથા અંકમાં "સપત્ની સાથે સમભાવથી વર્તજે", એ કશ્યપ મુનિની શકુન્તલાને અપાતી સલાહમાં હવે ભારતમાં એક પર બીજી પત્ની ન થઈ શકે, એટલે એ ભાગ કાપી નાખવા અથવા સુધારવા સલાહ આપી. કાલિદાસની કૃતિમાં સુધારાવધારા કરાવનાર હું કોણ? એટલે મેં નમ્રભાવે કહ્યું–'સાહેબ, તો રામાયણમાં દશરથની ચાર વહુઓ અને દ્રૌપદીના પાંચ પતિની વાતમાં પણ સુધારા કરવા પડશે!' આ વાત કંઈ એમને ગળે ઊતરી નહીં. પરંતુ આવા કોઈક દાખલાઓ હું અહીં સમય હોત તો કહી શકતે. 'શેતલને કાંઠે', 'શિખરિણી', 'સતી'–એવાં મારાં નાટકો માટે આ પ્રકારની અનેક સૂચના–સલાહ મળ્યા કરી છે. આ બધું નાટક ભજવાય અને જુએ ત્યારે એમને સૂઝે; પણ નાટક છપાયેલાં હોય ત્યારે તો એમના વાંચવામાં આવતાં નથી. આમ પાંચ–પચાસ વર્ષો પહેલાં તો નાટક, નટ, નાટકશાળા પ્રત્યે પ્રજાને સૂગ હતી, હવે કંઈક નીકળવા માંડી છે એટલું સારું છે, પણ નાટકકારનો ધંધો, નાટકલેખનનો વ્યવસાય એ પ્રજાની દૃષ્ટિએ ક્ષુદ્રનો વ્યવસાય છે, એમ મને લાગે છે. લોકોને નાટકો વાંચવાં ગમતાં નથી. જોવાં ગમે છે એટલું સારું છે.

અહીં હું કોનો ઉપકાર માનું? આપે જે મારા પર પ્રેમનો વરસાદ વરસાવ્યો છે, એથી હું આભારના ભાર તળે દબાઈ ગયો છું. પરંતુ આપ સૌ પાસે એક માગણી કરું છું: મને આશીર્વાદ આપો. બાકી રહેલાં વર્ષોમાં રહેલી કડવાશ દૂર થવા માટે પ્રાર્થના કરો, અને જ્યારે છેલ્લી ઘડી આવે ત્યારે એ બે–પાંચ ક્ષણમાં ઋતંભરા પ્રજ્ઞાનાં મને દર્શન થાય એવી પણ પ્રાર્થના કરજો.

(સુરતમાં યોજાયેલા વક્તાના સન્માન–સમારંભમાં આપેલું વક્તવ્ય.) □



# કળાકાર અને લેખક

□ સર નેવિલ કાર્ડસ

કળા આપણને બતાવે છે કે જીવન શું અને કેવું બની શકે છે.. કળા જીવનને આલોકિત કરનારી હોય. કળાકાર જાણે જીવનને ઈશ્વરની આંખે જુએ છે. હું પરમાત્માની કલ્પના સર્વશક્તિમાન પ્રભુના રૂપમાં નથી કરતો, બલકે પોતાની સામગ્રી સાથે ઝૂઝતા દિવ્ય કળાકારના રૂપમાં હું એમને જોઉં છું. એનાથી ઘણી ભૂલો પણ થઈ છે. હવે એ દુનિયા વિશેની પોતાની મૂળ કલ્પનાને સાકાર કરવાનો અવસર મોઝાર્ટ અને રેમ્બ્રાં જેવા માનવકળાકારોને આપે છે.

કળાકાર ઈશ્વરનો સંદેશવાહક છે. ઈશ્વર પાસે જે કામ કરવાનો સમય નથી તે કામ કળાકાર કરે છે. જેમ કે બ્રાઉનિંગની કવિતામાં આંદ્રિયા દેલ સાર્તો ઇચ્છે છે કે હું લિયોનાર્દો-દ-વિંચી, રાફેલ અને માયકેલ એન્જેલોની સાથે સ્વર્ગે જાઉં અને સ્વર્ગની વિશાળ ભીંતો પર ચિત્રો દોરું, કારણ કે એ જાણે છે કે, ઈશ્વર પાસે એવાં ચિત્રો

દોરવાનો સમય નથી.

કળાકાર જીવનને જીવવા યોગ્ય બનાવે છે. દુર્જેય શક્તિઓ વિરુદ્ધમાં હોય છે, પરંતુ સંકટો અને કષ્ટો વિના કળા શક્ય નથી. માનવઆત્માની સામે પડકારો ન હોય તો ખિલાવન નહીં જન્મે. સમૃદ્ધિથી ભર્યો ભર્યો સંસાર–જેમાં સ્વર્ગમાંથી દિવ્ય ભોજન ઝરતું હોય, તો તે સાવ નીરસ અને પંગુ બનાવનાર હશે.

૦

મારી તો હમેશાં એવી માન્યતા રહી છે કે માણસે એ દિવસનું જીવન તે જ 'દિવસે જીવવું' જોઈએ. હું કદી આવતા સપ્તાહ કે આવતા માસનો વિચાર નથી કરતો. હું કદી યે યોજના ઘડતો નથી. જીવનમાં મેં ક્યારે ય યોજનાઓ ઘડી નથી. મારા મને હાથમાં આવતી કળીઓ ભેગી કરવી એનું નામ જ જીવન છે. મારી આજ જો સારી વીતી તો સરસ! એક ઓર કળી મેં વીણી લીધી. કાલની એક કળી વીણી શકીશ કે નહીં, તે હું જાણતો નથી.

મને મેક્સ બીરબેહૂમની એક વાત યાદ આવે છે. એ સાઠ વર્ષના હતા (એઓ ૮૦ વર્ષ ઉપર જીવ્યા હતા) ત્યારે એમણે કહ્યું હતું કે, મને નવજુવાનોને જોતાં દયા આવે છે. કોઈએ પૂછ્યું કે કેમ? તો એ બોલ્યા: 'બિચારા હજી કેટલા નાના છે! બનવાજોગ છે કે એ રસ્તા પર બસની નીચે આવી જાય, બનવાજોગ છે કે અવસાન પામે. બનવાજોગ છે કે જીવનની શાન અને સમૃદ્ધિથી વંચિત રહી જાય.'

૦

લેખકના જીવનનું ભારે દુર્ભાગ્ય છે–નરી એકલતા. બીજા ઉત્પાદનની નજરે લેખન સૌથી નીરસ કળા છે. હું ચિત્રકાર હોત તો મને કેનવાસ પર રંગ વિખેરવાનો આનંદ આવતે. તમે માસ્ટર-પીસ કૃતિ સર્જો કે નહીં સર્જો, ચિત્રાંકનની ક્રિયામાં શારીરિક આનંદ

તો નિઃસંદેહ છે. મૂર્તિકાર, વાયોલિનવાદક, બેલેનર્તકી—સૌને માટે કળા ઉત્સાહવર્ધક અને પ્રેરણાદાયી હોય છે. પણ ઓરડામાં કાગળ-કલમ સાથે અથવા ટાઇપરાઇટરની ખટખટ સાથે એકલા બેસવું એ, ખરેખર એકાકી જીવન છે, અને એમાં પરિશ્રમનું ફળ પણ બહુ ઓછું મળે છે. કદાચ કોઈ પત્ર આવે/મળે અને એકાદ સારી સમીક્ષા છપાય, પણ અન્ય કળાકારોની જેમ લેખક જનતા દ્વારા પોતાની કૃતિના આનંદોપભોગમાં ભાગીદાર બની શકતો નથી. લોકો બસ અને ટ્રેનમાં મને મારું પુસ્તક વાંચતા નહીં દેખાય. હું નથી જાણતો કે કોણ મારું પુસ્તક વાંચે છે. પરંતુ હું ચિત્રકાર હોત તો મારી કૃતિ લોકો પસંદ કરે છે કે નાપસંદ તે હું જોઈ શકતે. હું સંગીતસ્રષ્ટા હોત તો સંગીતશાળામાં મારું સંગીત હું સાંભળી શકતે. હું નાટ્યકાર હોત તો નાટ્યશાળાના બૉક્સમાં બેસીને દર્શકોની તાલીઓ સાંભળી શકતે ▱

## કરચળી

સૂતાં પહેલાં ચાદરને બરાબર ખેંચી તેના છેડા ખેંચી ચારે ખૂણે દબાવી લાકરિયાના લટુરિયા પર હાથ ફેરવતો હોઉં એવા વહાલથી હાથ ફેરવી એની કરચળી દૂર કરવાનો પ્રયત્ન કરું છું ..દરરોજ બંને હાથથી હથેળીથી કરચળી દૂર કરવા છતાં રેખા બનેલી હાથની કરચળી દૂર થતી નથી... —અ.

## સાભાર સ્વીકાર

**મોરપીંછ** (બાળકાવ્યોનો સંગ્રહ) પ્રીતમલાલ મઝમુદાર, પ્રાપ્તિસ્થાન : વેસ્ટર્ન ઇન્ડિયા બુક કૉર્પોરેશન, નહેરુ માર્ગ, સુરત–૧, મૂલ્ય : ૨–૫૦.



# સમય

□ -અજિત ઠાકોર

સામેના ઘેઘૂર લીમડામાં લૂમઝૂમ ઝૂલતી લીંબોળી જેવો
લીલું પીળું ચમકતો સમય
લોબીમાં
પીળોપચ
ફદફદી ગયેલા ફળ જેવો
ફરશ પર પડ્યો પડ્યો હાંફે...

ક્લાસરૂમમાં
ભૂખરા અલસ સર્પ શો
મારી નિરીક્ષણશ્રમિત પાંપણો પર
ગુંચળું વળી બેસે...
પરીક્ષાર્થી સ્ટીલની નોક પર
ઘડીક સળવળે...ઘડીક તૂટે...ઘડીક કાંઠા તોડતો ધસમસે...
એના ભૂરાં ભૂરાં નીરમાં
ઓગળું....

પરીક્ષાર્થી શબ્દોમાં
કાદવિયા પ્રદેશમાં વહેતા જળ શો વહે
અલસ...મંથર...

ખાંડના વેરાયેલા રજકણ શો
અજીઠો થાય
ને
પ્લાસ્ટીકના પેચ્યાળા ઢાંકણુ જેવી મારી ઉપસ્થિતિ
ઘવાય...

મુઠ્ઠીમાં પકડેલી રેતી જેવો
મેઈન સપ્લીમેન્ટરી સાથે બંધાતો
સમય
બારણા પાછળ સરકી ગયેલા બોરિંગની
પૂંછડી જેવો જણાય

અને હવે તો એ
હોલવાયેલી દીવાસળી જેવા મારી સામે
પરીક્ષાખંડમાં
કરજણ પરથી
ઝાડીઓ વીંધતો
બ્રિસ્ટોલ રેપરની ચાંદીના ચીંદરડી જેવું
ચળકયા જ કરે....બસ ચળકયા જ કરે છે...
[રાજપીપળા : ૬–૧૦–'૭૬]

### આવજો ☐ મણિલાલ હ. પટેલ

યાદનાં રણ ચોતરફથી ગાંગરે;
ઝાંઝવાં હોવાપણાનાં સાંભરે.
કેટલાં ચરણો ગયાં ચાલી અહીં;
કોકનું પગછાપમાં હોવું ઝૂરે.
ને 'જવામાં' તો પ્રિયે શું હોય છે:
હોઠ હસતા હોય ને પાંપણ ઝૂરે.
સાથિયા વિદાયના પૂરાય છે,
'આવજો' કીધા પછી આંગણ ઝૂરે!
બારીઓ–ભીંતો હવે તાકયા કરે,
ઝાંખપે વળગી અને દર્પણ ઝૂરે!

## સાંજ, વહાણ, માછલીઓ ▱ રાતલાલ 'અનિલ'

સાંજના ઓછાયા વિચિત્ર સુંદર છે. વાદળાં વિખરાયેલાં નથી હોતાં અને ભૂરું આકાશ સ્લેટ જેવું બની રહે છે ત્યારે એના પર સિંદુરિયા રોનક પાથરી પછી એના પર કાજળ લીંપી દે છે...અને વાદળાં હોય છે ત્યારે વર્ષામાં મારા ઘરનું છાપરું ચૂએ છે એના કરતાં વધારે છિદ્રે–છિદ્રે છિદ્રે એનાં સોનેરી કિરણો ફૂટે છે...અને નદીમાં ઊભેલા વહાણના સઢ પર એની આભા ઝિલાય છે....પણ એ સઢ અને આખું વહાણ અંધકારમાં ડૂબી જાય છે, પછી કહે છે કે વહાણ આસપાસ માછલીઓ બહુ ચંચળ બની જાય છે...કદાચ વહાણના તળિયાને સૂંઘી સૂંઘીને વહાણના પ્રવાસની વાત જાણી લે છે....કોઈક વાર રીસમાં પાણીમાં ઠીક ઊંડે સરી જાય છે, પણ તો યે થોડી માછલીઓ વહાણના તળિયાના પાણીમાં રહે જ છે...એને વહાણ પોતાની કઈ સફરની વાત કહેતું હશે? એવી આતુરતાએ એ માછલીઓ ફરી ઉપર આવે છે અને વહાણના પાટિયાને સૂંઘ્યા જ કરે છે...કહે છે કે સવાર સુધી કિનારે લાંગરેલા વહાણ આસપાસના પાણીમાં માછલીની આવી ચંચળ લીલા ચાલ્યા જ કરે છે. ▱

## સમર્પણ ▱ યાનિસ રિત્સો

એણે બારી ખોલી
સ્કંધે બેઠેલાં પક્ષી જેવા કેશ સાથે
પવનલહરી આવીને ટકરાઈ
એણે બારી બંધ કરી દીધી
બંને પક્ષી મેજ પર બેઠાં હતાં
તાકતાં એને વચ્ચે શિર રાખીને
રડવા લાગી એ ચૂપચાપ.

## છેલ્લી હોડીના પ્રયાણ પછી ▱ રતિલાલ 'અનિલ'

નદીકિનારેની સાંજ, સુંદર, વિચિત્ર સુંદર અને કેવળ વિચિત્ર પણ હોય છે.

કોઈ સાંજે કિરણો બધાં સૂર્યનાં ભાથામાં પાછાં વળે ત્યાં સુધીમાં એક પછી એક હોડી કાંઠે આવ્યે જ જાય છે....સઢો સંકેલાય છે, હોડીઓમાં દીવા પ્રગટે છે અને પછી અંદરથી રસોડાનો ધુમાડો પણ નીકળવા લાગે છે...કોઈ હોડીમાંથી ગીતનો તીખો સુર પણ આવે છે, તીખો બોલાશ તો ક્યાં સુધી સંભળાયા કરે છે...

પણ કોઈ સાંજ એવી આવે છે કે, સાંજ પહેલાં જ એક પછી એક હોડી લંગર ઉપાડીને, સઢ ખોલીને ચાલવા માંડે છે; બસ ચાલવા જ માંડે છે...એક પછી એક.. અને છેલ્લી હોડીને હું જોઈ રહું છું...એ છેલ્લી હોડી દેખાતી બંધ થાય છે અને કિનારાની એકલતા મને ઘેરી વળે છે...કિનારાની શૂન્યતા ઠેઠ મારા સુધી લંબાય છે અને મને ઘેરી વળે છે....કિનારાનાં પાણીમાં માછલીઓનો સળવળાટ પણ સંભળાતો નથી, અને નાંગરેલાં વહાણોને ડોલાવવાની મઝા જતી રહેવાથી નદીનો પ્રવાહ પણ સ્થિર થઈ જાય છે–કાળી વિરાટ સ્લેટ પર કોઈ અક્ષર હોય તો યે વંચાતો નથી. બારાખડીનો છેલ્લો અક્ષર લઈને છેલ્લી હોડી ચાલી ગઈ છે. ▱

### ગઝલ ▱ હરેશ લાલ

દરિયો તરી શકાય, હવે શકયતા નથી,
કાંઠે રહી શકાય, હવે શકયતા નથી.

જો તું કહે, હજારો નિવાસો કરું ઊભા,
સાથે રહી શકાય, હવે શકયતા નથી.

વચ્ચે છે એ દીવાર હવે તોડી નાખીએ,
પાછું ફરી શકાય, હવે શકયતા નથી.

હું સાદ તો દઉં છું સતત તારા નામનો,
કાગળ લખી શકાય, હવે શકયતા નથી.

# શ્રી. ગુણવંત શાહનું પયગંબરી ગદ્ય

◻ પ્રવીણસિંહ ચાવડા

'કુંકાવટી'માં શ્રી. મનોજે એમના લેખમાં શ્રી ગુણવંત શાહના ગદ્ય અંગે જે ચર્ચા કરી છે તેના અનુસંધાનમાં થોડીક વાત કરવાનો આ લેખનો હેતુ છે. હમણાં હમણાં સૂરતના એક વર્તમાન-પત્રમાં આવતી એમની કટારની લોકપ્રિયતા ગુજરાતી ભાષાના કોઈ પણ પ્રેમીને ચિંતા ઉપજાવે તેવી છે. આ ભાષાની સુંદરતા છેતરામણી છે અને લેખક તેમ જ મોટાભાગના વાચકો માટે લપસણી પુરવાર થાય છે. લેખક સારું વાક્ય બનાવવાના મોહમાં સરકયે જાય છે અને વાચક વાકયના વળાંકો તેમ જ શબ્દોના અવાજમાં એવો અટવાઈ જાય છે કે શબ્દોની પાછળ રહેલી વિચારોની અસંગતતા સુધી એનું ધ્યાન જતું નથી. આવા ચબરાકિયા, લીસા, લપસણા, ગળચટા ગદ્ય માટે શ્રી. જિતુભાઈ પ્ર. મહેતા હમણાં સુધી અજોડ મનાતા હતા.

મારે જે કહેવાનું છે તે માટે ઉદાહરણો શ્રી. શાહના કોઈ પણ લેખમાંથી મળી રહે, પણ અનુકૂળતા માટે તેમના એક જ લેખ ('જીવનમાં ઉતાવળ, મરવામાં નિરાંત', 'કાર્ડિયોગ્રામ', 'ગુજરાતમિત્ર' તા. ૬–૧૦–૭૬)નો અહીં ઉપયોગ કર્યો છે.

(૧) લેખક paradox માં રાચે છે અને લેખના શીર્ષકમાં જ આનો ઉપયોગ કરી ચમત્કૃતિ સાધવાનો પ્રયત્ન થયેલો જણાય છે. 'જીવનમાં ઉતાવળ મરવામાં નિરાંત' શીર્ષકનો પૂર્વાધ બરોબર છે. જીવનમાં જે આંધળી દોટ છે એની વાત લેખક કરે છે તે યોગ્ય છે. પણ આગળ વધી જ્યારે એ મરવામાં ઉતાવળ નથી એવો કટાક્ષ કરે છે ત્યારે cliche માં સરી પડતા લાગે છે. મરવાની ઉતાવળ હોવી તે કઈ રીતે ઇષ્ટ છે તે આ તત્ત્વજ્ઞાની લેખકે સ્પષ્ટ કરવું જોઈએ.

(૨) આધુનિક જીવનમાં રહેલી અર્થવિહીન ગતિ–ઉતાવળ–એ લેખકનો દેખીતો વિષય છે. તે માટે શરૂઆતમાં તે સ્ટેશન અને તેની ઉપર સૂતા માણસોની વાત કરે છે. 'આપણા દેશમાં સ્ટેશનો પર ગરીબ પિછોડી તાણીને રાતે સૂઈ રહે છે' જેવા ચબરાકિયા વિધાન

માટે પ્રસંગ પૂરો પાડવા સિવાય આ વિષય અપ્રસ્તુત લાગે છે. ('પીછોડી તાણીને' તે 'પિછોડી ઓઢવી' અને 'સોડ તાણવી' બે પ્રયોગોની લેખકના મનમાં થઈ ગયેલી ભેળસેળનું પરિણામ હશે?) વળી આ વાત લેખકના વિષય અને વિચારો સાથે સુસંગત નથી. સ્ટેશન પર આરામથી સૂતેલા માણસો તો લેખકના thesisની વિરુદ્ધ શાંતિ અને નિરાંતનું એક ચિત્ર પૂરું પાડે છે.

(૩) પછીના ફકરામાં લેખક સ્ટેશનો પર જોવા મળતી ઉતાવળની વાત આ શબ્દોમાં કરે છે: 'અહીં બધાં જ ઉતાવળમાં હોય છે. ગાડી પકડવાની ઉતાવળ અને ઘરે પહોંચવાની ઉતાવળ વચ્ચે કાયમ અથડામણ થયા કરે છે. બે ઉતાવળો સામસામી (head on) ટકરાય છે ત્યારે શાંતિનો કચ્ચરઘાણ નિકળી જાય છે.'

અહીં ઉતાવળનું સજીવારોપણ કરી ભીડનું સારું ચિત્ર ઊભું કર્યું છે પણ એની પાછળના વિચારને પકડવા જઈએ તો કંઈ હાથમાં આવતું નથી. ગાડી પકડવાની ઉતાવળ અને ઘરે પહોંચવાની ઉતાવળ પરસ્પર વિરોધી હોય તો તે અથડાય છે તેમ કહી શકાય. પણ બંને ઉતાવળ ખરેખર તો એકબીજાની પૂરક છે અને બંને એક જ દિશામાં ગતિ કરે છે. તો બંને head on કઈ રીતે ટકરાય?

(૪) આગળ લેખક એક ઉપમા યોજે છે તે પણ તપાસવા જેવી છે. 'ઉતાવળ વાંસા વગરની ચૂડેલ જેવી સૌની પાછળ ભમતી રહે છે.' અહીં ઉતાવળની ભયંકરતા બતાવવા માટે ચૂડેલ સાથે સરખામણી થઈ લાગે છે. પણ આમાં ચૂડેલના વાંસા સાથે કઈ રીતે સરખામણી યોગ્ય છે તે સમજાતું નથી. વળી જીવનનું આકર્ષણ પણ વાસ્તવમાં રહેલ એની કદરૂપતાની વાત કદાચ લેખક કરવા માગતા હોય તો પણ સૌ ઉતાવળની પાછળ છે, ઉતાવળ સૌની પાછળ છે તેમ કહેવું તે યોગ્ય નથા લાગતું.

(૫) સ્ટેશનો પરની ભીડ અને જિંદગીમાં ઉતાવળની વાત કરી લેખક 'ઊંઘ'ના વિષય તરફ વળે છે. 'ઊંઘમાં અટવાતી સમણાંની ભીડ ઓશીકાને જલદી ઘસી નાખે છે.' આ સંદર્ભમાં 'સમણાં' શબ્દનો ઉપયોગ વિચાર માગી લે છે. સ્વપ્નોની મધુરતાની આપણે

વાત કરવા માગતા હોઈએ ત્યારે 'સમણું' શબ્દ વાપરીએ તે યોગ્ય છે. પણ લેખક અહીં સપનાંના રસિક કે romantic સ્વરૂપની નહીં પણ અશાંતિ ઉપજાવનાર, ખરાબ સ્વરૂપની વાત કરે છે. ત્યારે 'સપનાં' જેવો સીધો શબ્દ જ વધારે યોગ્ય ગણાય. સમાનાર્થ શબ્દો એકબીજાની જગ્યાએ-ફક્ત અવાજના માધુર્ય માટે જ-ગમે તેમ વાપરી શકાય તેવું ભાગ્યે જ કોઈ માને.

(૬) લેખક એક બીજી વાત કરે છે જે ઊંઘ અને ઉતાવળ વિશેના એમના આગળના વિચારોનું ખંડન કરે છે. 'શનિવારની સાંજે રવિવારના સ્વાગતની તૈયારી થવા માંડે છે. રવિવારે વહેલા ઊઠવાનું નથી એવી નિરાંતને કારણે ઊંઘ સરસ આવે છે ' લેખક અહીં ફરી પાછું તેમની ઉતાવળ વળી વાતનું ખંડન કરતું, નિરાંત અને શાંતિ બતાવતું ચિત્ર આપે છે, અને એ આગળ બીજા સંદર્ભમાં કહે છે તેમ, 'સમણાંની ભીડ' શનિવારે 'કેઝ્યુઅલ લીવ' પર હોય એમ માનવા પ્રેરે છે.

(૭) રવિવારની વાત કરતાં કરતાં છેવટે લેખક નીચેનું જોડકણું સિદ્ધ કરે છે તે જુઓ :

'સૂર્ય રજા નથી પાળતો.
સૂર્ય કેઝ્યુઅલ લીવ નથી લેતો.
સૂર્ય કટોકટી ન હોય તો ય અનુશાસન પાળે છે.
આવા સૂર્યના વાર રવિવારે માણસ રજા પાળે છે
તે પણ એક વિચિત્રતા છે.'

આ લેખકે સૂર્ય ઉપરાંત ચંદ્ર, તારા, સમુદ્ર, પર્વતો, નદીઓ, વૃક્ષો અને થોડાંક પશુપક્ષીઓના ગુણો અને એમાંથી માણસે લેવા જેવા ઉપદેશ વિશે કોઈ બાલ-સામયિકમાં થોડાક લેખો લખવા જોઈએ એમ લાગે છે.

અંતમાં, મૅથ્યુ આર્નલ્ડે અંગ્રેજ કવિ શેલી માટે વાપરેલા શબ્દો શ્રી. ગુણવંત શાહ માટે વાપરવાની ઇચ્છા થાય છે : 'a beautiful but ineffectual angel, beating his wings in the void.' □



# ગાંડું પંખી

▱ યોગેશ પટેલ

કંઈક થયું હશે. પંખીએ જોરથી ઝાપટ મારી. એણે હૃદય પર હાથ મૂક્યો....જગત આખ્ખું ય આંસુની દીવાલ પાછળ અદૃશ્ય થઈ ગયું. પરંતુ પંખીની આંખો તો એમ જ! ખબર નહિ, એની ઝીણી, મોતી જેવી આંખોમાં શાનું ચિત્ર હતું!! કદાચ એ મોતી-ચક્ષુમાં સમુદ્રની ભૂરાશ રહી ગઈ હશે અને પંખી એને આકાશનું પ્રતિબિંબ સમજી બેઠું હશે–સાહજિક! કદાચ સાહજિકતા જ દુઃખનું કારણ હતી. પ્રતિબિંબ હોય તો આકાશ પણ હોવું જોઈએ કશે... પણ ક્યાં?

પેલાં આંસુ હજી સુકાયાં ન હતાં એટલે–

–'કેમ બહુ બગાસાં આવે છે? શું રાતે પાછા જુગાર રમવા બેઠા'તા?'

એક સેકન્ડમાં અડધા કલાકનું બોલી શકાય એવી ભાષા માણસને

મળી નથી, નહિ તો એ કશુંક બોલી શક્યો હોત, અને ના બોલી શક્યો એટલે એવું લાગ્યું કે કંપનોને કારણે જાણે શિલા ગબડી...
...ડૂમાના વજન નીચે બધું કચડાઈ ગયું...

માત્ર–

'ના...સાએબ...!'

પરંતુ 'સાએબ' તો પેલા શ્રીમંત સાથે બીજી હૉસ્પિટલ બાંધવાની ચર્ચામાં ડૂબી ગયા હતા.

આ વખતે પંખીએ પહેલા કરતાં પણ જોરથી ફફડાટ કર્યો અને એને પાંચ–છ ઝાપટ મારી...એ અચાનક એકદમ ઊભો થઈ ગયો અને પછી કદાચ ચક્કર આવી ગયાં...

–'ઓ હો...તો રાતે ખૂબ પીધી લાગે છે...હજુ ઊતરી નથી લાગતી.'

'.........'

'અરે, આ બારી કેટલા વખતથી સાફ નથી કરી? જરા સાફ કરી નાખજો કાકાકાકાકાકાકા...'

'શું તમે પણ બિચારાને...' ત્રીજો માણસ એવું બોલે.

જવાબમાં–

'અરે, કામ કરે તો વધુ જીવાય...તેમાં ઘડપણમાં તો ખાસ અગત્યનું......મન તો રોકાયેલું રહે......કેમ શું કો' છો.........
......કાકાકાકાકાકાકા...?'

એવામાં મંખી કૃષ્ણના ખભા પર જઈ બેસે. કૃષ્ણ પાનાં ઉથલાવતા હોય–કર્મયોગનાં ઉપરોક્ત કથન ગોતતા હોય ત્યારે–

'ના સા...ના, ના...મારો કહેવાનો અર્થ એ કે હા સાએબ!!'

વળી પેલું પંખી જોરજોરથી પાંખ અને પંજા મારવા માંડ્યું. અચાનક દીવાલો સામસામે ધસમસતી થઈ...એકમેક સાથે ગાંડપણની

પૈશાચિક શક્તિથી અથડાઈ...પરંતુ પંખી તો એમ જ બેઠું હતું... અકબંધ ! !

આકાશ તો જાણે સપનું...જિંદગીનાં સિત્તેર વર્ષથી એ ખોવાયેલું ને ખોવાયેલું...હજુ ખોવાયેલું....પંખી પૂરાઈ ગયું હતું.

એ માણસ સામે જોતા અને એને આરસનો માણસ દેખાતો. એને ઘણી વાર થતું, જાણે કે એ ગાંડા પંખીની આંખો પહેરીને જોતા હતો...એની પોતાની આંખો તો પથ્થર થઈ ગઈ હતી.–

–'અરે...અહીં ફરસ પર શાના ડાઘા છે ?'

'.........'

'તમે જ તો...કાલથી પગ સાફ કરીને આવજો અને ખબર નહિ, શું જોઈને આમ ઉઘાડે પગે હાલ્યા આવો છો ! ? ! ઘોઘા જેવા શું ઊભા છો ? તમને કહું છું...સાંભળો છો ? તમને !...... કાકાકાકાકાકાકા...? !

જાણે કે હૃદય ઉપર લશ્કરી કદમતાલ હતા...હૃદય સડક થઈ ગયું હતું.

પણ,

પણ પંખી આ વખતે જરા ના હાલ્યું.

થયું, થાકી ગયું હશે.

માત્ર ખંડેર ગંઢની દીવાલો પર કાગડો ઊડ્યા કરતો હતો... 'કાકાકાકાકાકાકા'.

શું ગાંડા પંખીની લાશ પર ?

એને ખબર ના પડી, પણ પંખી વસ્તુ બની ગયું હતું.

એને ઇન્દ્રિયો પર શંકા આવી હોત તો ય સારું. 

## શબ્દો ▱ મણિલાલ હ. પટેલ

શમણાંમાં બળબળતા શબ્દો
છાતીમાં ટળવળતા શબ્દો.

આધાઓરા કોરામોરા
સાંજે પાછા વળતા શબ્દો.

વાવ્યા'તા સાજન તેં મનમાં
દરિયો થૈ ખળભળતા શબ્દો.

રણરેતીમાં પગલાં જોવા
દર્પણ થૈ ઝળહળતા શબ્દો.

અર્થોનો ઉપહાસ કરીને
જીવતાં એવડ વળતા શબ્દો.

અમે આંખમાં રોપી દીધા
હશે ક્યાંક તો ફળતા શબ્દો!

સ્થળજળ જેવો ભેદ રચીને
આપણ સૌને છળતા શબ્દો.

અયુત વર્ષથી શોધું છું હું
સખી! મને ના મળતા શબ્દો.

# બોજમુક્ત થતાં

□ યાનિસ્ રિત્સો

□ પ્રમોદકુમાર પટેલ

હવે બહુ ઓછા રંગો રહ્યા છે.
એની કોઈ ચિંતા નથી—તે કહે છે.
ક્યારીઓની થોડીક પણ હરિયાળી
મારે માટે પૂરતી છે.

વળી વર્ષોની સાથે સર્વ કંઈ લુપ્ત થતું જાય છે
એનું કારણ એમ હોય કે
વસ્તુઓ ઘનીભૂત અને સંયોજિત બને છે.
એકાદું પાન જરીક હલે ત્યાં તે
મારે માટે દ્વાર ખુલ્લું કરી દે છે.

હું એક કોરિડોરમાં પ્રવેશું છું
બારીઓ અને શિલ્પાકૃતિઓની
બે હરોળ વચ્ચે થઈ

—અને બારીઓ છે ધવલ ઊજળી
શિલ્પાકૃતિઓ છે રક્તરંગી—

અંત તરફ હું પગ માંડું છું.
હવે હું

પેલા ઘુવડને
પેલા સર્પને
પેલા હરણને

સાફસાફ જોઈ શકું છું. □

# લગભગ એક જાદુગર સમો

□ યાનિસ્ રિત્સો
□ પ્રમોદકુમાર પટેલ

દૂરથી કોડિયાનો પ્રકાશ તે નીચે ઉતારે છે,
ખુરશીઓને અડક્યા વિના જ
તે ખસેડી દે છે.

તેને શ્રમ પડે છે.
પોતાની હેટ ઉતારી
તેનાથી તે પોતાને હવા નાખે છે.

પછી
એક ધીમો અભિનય કરી
તેના કાનના પડખામાંથી ત્રણ પત્તાં
જન્માવી બહાર લાવે છે.

પાણીના પ્યાલામાં
એક લીલા વેદનાશામક તારાને
ચાંદીની ચમચીથી હલાવીને તે
ઓગાળી નાખે છે,

એ પાણી અને ચમચીને તે એકી સાથે
ગટગટાવી જાય છે.

તે પારદર્શી બને છે.
તેની છાતીમાં એક સુવર્ણ મત્સ્ય-તરતું દેખાય છે.
અત્યંત શ્રમ લાગતાં
તે સોફા પર ઢળી પડે છે
અને પોતાની આંખો બંધ કરી દે છે.

'મારા મસ્તકમાં મેં એક પંખી પાળ્યું છે'
તે કહે છે
'અને હું તે બહાર લાવી શકું છું.'
બે પ્રચંડ પંખોના પડછાયાઓ
ખંડને ભરી દે છે. 

## શિલાઓ

□ યાનિસ રિત્સો
□ પ્રમોદકુમાર પટેલ

દિવસો ઊગે, આથમે,
કશાય આયાસ વિના,
કશાય આશ્ચર્ય વિના.
પ્રકાશ અને સ્મૃતિમાં
શિલાઓ ભીંજાતી રહે.
કોક જણ શિલાનું ઓશીકું રચે.
બીજું જણ પોતાનાં વસ્ત્રો
પવનથી ઊડી ન જાય તે માટે
તરવા જતાં પહેલાં
તેના પર શિલા મૂકે.
ત્રીજું કોક વળી પોતાનું ઓજાર બનાવે
તો વળી
અન્ય કોક, પોતાના ખેતરમાં,

સ્મશાનમાં,
દીવાલમાં,
ઉપવનમાં,
કશુંક ચિહ્ન આંકવાને તેને યોજે.
પછી,
સૂર્યાસ્ત બાદ,
તમે ઘરે પાછા ફરો ત્યારે,
સમુદ્રકાંઠાનો કોઈ પણ કાંકરો
તમે તમારા મેજ પર ગોઠવો છો ત્યાં
તે બની જાય છે પ્રતિમા
—એક નાનકડી નાઈક[1]
કે આર્તેમિનો[2] શ્વાન,
અને આ ટુકડો,
જેના પર મધ્યાહ્ને પોતાના ભીના પગ
સાથે એક તરુણ ઊભો હતો તે,
બની જાય છે પેટ્રોકલસ[3]
ઘેરી બંધ પાંપણોવાળો.

---

૧ નાઈક : પ્રાચીન ગ્રીસનું એક પૌરાણિક પાત્ર : વિજયની દેવી.
૨ આર્તેમિ : પ્રાચીન ગ્રીસનું બીજું પૌરાણિક પાત્ર : શિકારની દેવી.
૩ પેટ્રોકલસ : ગ્રીસની એક દંતકથામાં આવતો યોદ્ધો.

# નીલકંઠ

□ સ્નેહલ મુઝુમદાર

આ કંટાળા કેરું કાંટાળું ઝાડ ! એને તો જાણે પાંનખર જ નહીં.

ચોમાસાની શસ્યશ્યામલ મેઘલ રાત્રે ધરાશાયી થશે એ વૃક્ષ તો. ખોવાશે ના કોયલનો એકે સૂર. (ખોવાશે ક્યાંક કાંટાળો અસુર).

હવે તો પેલું પંખી બની, ભરાવું છું તીણા કાંટામાં મારી કાયા–કાઢી શકતો નથી. રક્ત ટપકતા સો–સો સ્વર.

અને આ કંટાળાનાં કાંટા ય સાવ બુઠ્ઠા.

ક્યારેક તો તીખા તમતમતા કાંટા પણ આકાશના ટમટમતા તારા લાગે. અસીમ, અનન્ત, અસંખ્ય. ત્યારે હું બની જાઉં એક નિરભ્ર આકાશ–પ્રકાશવા દઉં મારામાં એ ટમટમતા કાંટેળિયા અને તમતમતા તારલિયા. અને એ સૌ વડે રચાતાં નક્ષત્રોમાંથી વહે ધવલ આકાશગંગા મારાં જટામાં. હવે તો લીલો કોઈ સાપ પણ શાતા આપતો નથી.

નથી રહ્યું એ તાંડવ કે લલિત લાસ્ય.

નથી રહ્યો જંતર પર ગુંજતો ભૈરવનો કોમળ ઋષભ.

નથી રહી નેત્રોની એ તિહાઈ.

સરકી જશે ક્યાંક કંઠ પરથી લીલો એ સાપ પેલાં બીલીપત્રના વૃક્ષ પર.

તો યે મને ફરકે ના એકે પાન. □



# સમય

▱ માણુલાલ હ. પટેલ

વૃક્ષો સમયને ઓળખાવ્યા કરે છે. સમયની પગલી જેવાં પાંદડાં એનાં પરિચાયક છે. પવન પાંદડાં પાસે સમયનું ગીત ગવરાવે છે! સમયે ઉતારી નાખેલાં વસ્ત્રો જેવાં ખરી ગયેલાં પાંદડાંને પવન હાંકી જવા મથે છે પણ ખુલ્લાં મેદાનમાં નિવાસ કરતાં રખડુ ટોળાંની જેમ પાંદડાં અહીંતહીં વેરાઈ પડ્યાં છે. ક્યારેક પાંદડાં ખડખડાટ હસી પડે છે–ભોળા શિશુની જેમ! પણ એમની પીળી ભુખરતામાં પડેલો ભૂતકાળનો કણસાટ અને ઉદાસી છતાં થઈ જાય છે–પવનની હાજરીમાં! ઘમ્મરઘટ્ટ થયેલી પીપળનાં પાન મલકી મલકીને તાળી પાડે છે ત્યારેય છલકાતો સમય ઊભો રહેતો નથી. વૃક્ષે વૃક્ષે પગલી પાડતો સમય એના તડકીલા રંગોને ઋતુએ ઋતુએ ઘસીમાંજીને પહેરે છે! સમય જાણે એના શરીર પર એકેય ડાઘ પડવા દેતો નથી. આપણી ફીંગરપ્રિન્ટ અંકાઈ જાય છે. સમયના શરીર પર ને તેથી જ ગુનેગારની જેમ આપણે સમયને ન સમજાય એવા ભાવથી તાકર્યા

કરવું પડે છે ને એટલે જ કહેવાય છે કે સમય આપણા દુઃખનું કારણ છે. બીજી બાજુ સમય આપણા સુખનું ય કારણ છે। સવારે વૃક્ષોની લંબાયેલી શીતળ છાયાઓમાંથી પસાર થાઉં છું ત્યારે સમયની છત્રછાયા નીચેથી નિર્ભયપણે પસાર થવાનું સુખ અનુભવાય છે। છાયાઓ જ સમય બનીને ભાતભાતના આકાર ચીતરે છે। વૃક્ષે વૃક્ષે જુદી જુદી છાયા, જુદા જુદા આકારો, પડછાયાઓની ધૂળમાં આળોટતી લીલા સમયની સંકુલતાનો પર્યાય બની બેસે છે. પડછાયાઓ સમયની પતાકા બની લહેરાય છે. આખીય સીમમાં છાયાઓનું સામ્રાજ્ય વ્યાપી જાય છે, પંખીઓ ચાંચમાં પડછાયા લઈને જ ઊડાઊડ કરી મૂકે છે. ખરેખર સમયના ચક્રવર્તીપણા વિશે મનમાં કોઈ શંકા રહેતી નથી। સમય જ આપણી શંકાઓને નિર્મૂળ કરી દે છે। જળમાં વહી જતા કાંકરાની જેમ ઘણી વાર આ સમયની સાથે વહ્યા જવાનું ગમે છે. પણ માણસ તરીકેની આપણી એષણાઓ, સંબંધો સમયની સાથે આપણને સંઘર્ષમાં ઉતારે છે, વનમાં વસતો આદિમાનવ સમયનો દોસ્ત હતો। નગરવાસી બન્યા પછી આપણે સમય સાથેની દોસ્તી તોડી નાખી છે–ને સમયે એના કારાગારમાં આપણને પૂરી દીધા છે...ચમત્કાર વિનાના આપણા યુગમાં કોણ વાસુદેવ આવીને આપણને છોડાવશે? આપણે જ સમયને જીતવા મથવું પડે છે। પણ સમય એટલો સરળ નથી. સમય એનાં બધાં જ રહસ્યો એકી સાથે ખોલી દેતો નથી. ક્યારેક સમય માણસની આંખમાં નિઃસહાયતા બનીને ડોકાય છે, ક્યારેક હારી ગયેલો સમય આપણી આંખને ઝૂકાવી દે છે, તો વળી ક્યારેક રહસ્યભરી આંખમાં સમય ન વાંચી શકાય એવી લિપિમાં લખાયેલો દેખાય છે. કોઈ આંખમાં સમય એની સરળ સ્મિત ભાષામાં મરક્યા કરતો હોય છે। તૃણની ઉપર ઝાકળની જેમ પાંપણમાં અશ્રુનો બિલોરી કાચ થઈ અટકી ગયેલો સમય કોઈ જુદા સૂર્યપ્રકાશની પ્રતીતિ કરાવે છે.

ક્યારેક સમય પથ્થર જેવો જડ લાગે ખરો પણ પથ્થરની જેમ એમાં નિહારિકાઓના વિશ્વની થંભી ગયેલી ગતિ હોય છે, એમાં વિસ્ફોટક શક્યતા ભરેલી હોય છે. બહારથી સૂનો લાગતો સમય ભીતરમાં અગ્નિની જેમ બળતો પડ્યો હોય છે। જળના પેટાળમાં પડેલી સમયની અશ્વશક્તિનો ઘુઘવાટ ભરતી સમયે પમાય છે ને વળી

ઓટ વખતે રેતીમાં પડેલી એની શૂન્ય પગલીઓ એની નિઃસહાયતા જ પ્રગટાવે છે!

ધસમસ વહેતી નદીના કાંઠા ઉપર સમય આંકા બનીને અંકાઈ રહે છે. પથ્થર કાંકરાઓને પણ સમય એની જીવંતતાથી નવાં નવાં રૂપ–પરિમાણ આપ્યા કરે છે. સમય શાશ્વતી રેતીમાં એની પગલી-લિપિને ભૂંસી ભૂંસીને લખ્યા જ કરે છે. ખાલીખમ નદીની વચ્ચે ઊભો રહી ગયેલો સમય પકડાયેલા કેદીની જેમ નીચું જોઈ રહે છે. ક્યારેક વંટોળ થઈ વીંઝાતો સમય એના હોવાપણાનાં પડળોને ઉપરતળે કરી નાખે છે!

વહી જતો સમય આપણા ચહેરા ઉપર એની પગછાપ છોડતો જાય છે. શરૂઆતમાં આપણે એની નોંધ લેતા નથી, પણ સમય દર્પણ બનીને આપણી સામે ઊભો રહે છે ત્યારે ચહેરા ઉપર એના કાપા જોઈને આપણામાં રહેલું કોક ભયભીત પંખીની જેમ કંપી ઊઠે છે, એ સમય–પંખીની પાંખોનો ફફડાટ આપણા લોહીમાં ફર્યા જ કરે છે!

સમય ક્યારેક આપણી સામે શિશુસ્વરૂપે આવે છે. આકાશ ઘનઘોર ઘેરાઈને વરસવા માંડે છે ત્યારે સમયનો પડછાયો આપણા ઘરના ખૂણે લપાઈ જાય છે, પણ વૃક્ષો ઉપર તડકો સમયનું નામ લખવા આવે કે તરત જ એ ગભરુ પારેવાની જેમ આપણી બારીએથી ઊડી જાય છે. કરીના વેરાઈ જતા ટોપલાની જેમ સમય ચારે બાજુ ગબડી જાય છે. આપણે અનાથ શિશુની જેમ સમયને તાક્યા જ કરીએ છીએ.

વૃક્ષનું પાંદડું બની ખરી જતો સમય, કૂંપળ બની ફૂટતો સમય કે મંજરી બની મ્હોરતો સમય વૃક્ષના થડમાં એક એક કાપો પાડે છે ખરો, પણ એ કાપો નો નવી ભાત બની જાય છે! સમય હંમેશાં વૃક્ષના છાંયે જ ઓરો ખાતો હોય છે...આપણો લાગતો હોવા છતાં સમય ક્યારે ય આપણો હોતો નથી....સમય તો વૃક્ષનો જ! વૃક્ષો સમયનો પર્યાય છે! સમયની અક્ષર–લિપિ જેવાં પાંદડાંઓ સમયને ઓળખાવ્યા કરે છે, અને એટલે જ સૂકું કે લીલું પાંદડું જોઉં છું ને હું સમયના પ્રેમમાં પડી જાઉં છું! શબ્દ વડે રોજ મારા સમય-કુસુમને શણગાર્યા કરું.... ☐



# મારિયા કૉન્સેપ્શિયો

□ કેથેરિન પોર્ટર
□ અનુ. શિરીષ પંચાલ

મારિયા કૉન્સેપ્શિયો ધૂળિયા રસ્તાની વચ્ચોવચ્ચ કાળજી રાખીને ચાલતી હતી, રસ્તાની વચ્ચે મેગીના કાંટા અને થોરના વાંકા અણિયળા કાંટા એટલા બધા એકઠા થયા ન હતા. રસ્તાની બાજુમાં ગાઢી છાયામાં સહેજ વાર તે આરામ કરી શકી હોત પણ પોતાના પગમાંથી થોરના કાંટા કાઢવાનો સમય તેની પાસે ન હતો. જુઆં અને તેનો ઉપરી દટાઈ ગયેલા નગરના ભેજવાળા ખાડામાં ભોજનની રાહ જોતા હશે.

તે પોતાના જમણા ખભા પર બારેક જીવતાં મરઘાંબતકાંને લટકાવીને ચાલતી હતી; તે બધાંના પગ બાંધેલા હતા. તે અડધાં જેટલાં તેની પીઠ પર લટકતાં હતાં, જ્યારે બાકીનાં તેની છાતી પર આમતેમ ઝૂલતાં હતાં. તેની ગરદન સાથે તેઓ તેમના જડ અને સૂજી ગયેલા પગ આમળતાં હતાં, તેમની બાઘી આંખો ફેરવતાં હતાં અને તેના ચહેરા સામે પ્રશ્નસૂચક દૃષ્ટિથી તાકતાં હતાં. તે તેમની

સામે જોતી ન હતી, તેમનો વિચાર પણ તે કરતી ન હતી. તેનો જમણો હાથ ફળથી ભરેલી થેલીના વજનથી થાકી ગયો હતો અને વહેલી સવારથી કરવા માંડેલા કામકાજથી તેને ભૂખ લાગી હતી.

વાદળી રંગના ચોખ્ખા સુતરાઉ કપડા નીચે તેની સીધીસપાટ પીઠની રેખાઓ સ્પષ્ટ તરી આવતી હતી. બદામ જેવી કાળી આંખો છેડેથી થોડી ઝૂકેલી હતી, બે વચ્ચે સારું એવું અંતર ધરાવતી આ આંખોને તેની સહજ સ્વસ્થતા નમણી બનાવતી હતી. સગર્ભા આદિવાસી સ્ત્રીના મુક્ત, સ્વાભાવિક અને સલામતીભરી સ્વસ્થતાથી તે ચાલતી હતી. તેના શરીરનો ઘાટ સીધોસાદો હતો, મોટું પેટ બેડોળ લાગતું ન હતું પણ કોઈ સ્ત્રીના ખૂબ જ અનિવાર્યતાને સૂચવતું હતું. તે પૂરેપૂરી સંતોષી હતી. તેનો વર કામે ગયો હતો અને તે બજારમાં મરઘાંબતકાં વેચવા માટે જતી હતી.

એક નાની ટેકરીની અધવચ્ચે તેનું નાનકડું ઘર પીપર વૃક્ષોના ઝુંડ નીચે આવેલું હતું. રસ્તા પર પડતી મકાનની એક બાજુની આસપાસ થોરની દીવાલ હતી. હવે તે ખીણમાં દાખલ થઈ, એક નાનું ઝરણું ખીણ વચ્ચેથી વહેતું હતું, એક ઝૂંપડી પાસે છૂટાછવાયા પથ્થરોથી બનેલી પાળ પરથી તેણે ઝરણું ઓળંગ્યું. એ ઝૂંપડીમાં મારિયા રોઝા નામની મધમાખી ઉછેરનાર એક છોકરી લૂપે કરીને ઓસડિયાં વેચતી તેની ઘરડી આશ્રયદાતા મા સાથે રહેતી હતી. ગામ લોકોની દવા માટે લૂપે ઘુવડના બળેલાં હાડકાં, સસલાની સેકેલી રૂંવાટી, બિલાડીનાં આંતરડાં, પ્રવાહીઓ, મલમ વગેરે વસ્તુઓ વેચતી હતી. તેમાં મારિયા કાન્સેપ્શિયોને શ્રદ્ધા ન હતી. તે એક ભલી ખ્રિસ્તી સ્ત્રી હતી. એટલે પેટ યા માથું દુઃખે ત્યારે વનસ્પતિઓના સીધાસાદા ઉકાળા પીતી હતી અથવા શહેરના બજારમાં જઈને દવાની દુકાનેથી દવાની બાટલી ખરીદતી હતી. બાટલી પર છાપેલી સૂચનાઓ તે વાંચી શકતી ન હતી. તે લગભગ દરરોજ શહેરમાં જતી હતી. પણ તે ઘણી વખત મારિયા રોઝા પાસેથી મધની બરણી ખરીદતી હતી. મારિયા રોઝા પંદરેક વરસની દેખાવડી, શરમાળ છોકરી હતી.

મારિયા કાન્સેપ્શિયો અને તેનો વર—જુઆં વિસેન્તસ—બંનેનો

અઢાર વર્ષ પૂરાં થઈ ગયાં હતાં. પોતાનો ધારેલો સોદો પાર પાડી શકતી ઉત્સાહી અને આસ્તિક સ્ત્રી તરીકે પાડોશીઓમાં તેનાં વખાણ થતાં હતાં. તેને જો પોતાના માટે કોઈ કપડું યા જુઆં માટે ખમીસ ખરીદવાનું મન થાય તો એને માટે તે નવા નક્કોર ચાંદીના સિક્કા પેટીમાંથી કાઢી શકતી હતી એ વાત બધા સારી રીતે જાણતા હતા.

દેવળમાં લગ્ન કરવાની મંજૂરી આપતા, મહોરવાળાં લાયસન્સ માટે તેણે વરસ પહેલાં જ પૈસા ચૂકવ્યા હતા. નાતાલ પછીના સોમવારે તે અને જુઆં વેદી સુધી સાથે ગયાં તે પહેલાં તેણે પાદરીને પૈસા ચૂકવ્યા હતા. ત્રણ રવિવાર સુધી લાગલગાટ જુઆં દ દિઓસ વિલેગાસ અને મારિયા કોન્સેપ્શિયો મેનરીક્વેઝ માટે પાદરીના મોઢે લગ્નની જાહેરાત સાંભળવા ચર્ચમાં જવું પડ્યું હતું. એ ગામલોકો માટે તો એક લહાવો બની ગયો હતો, તે બંને સામાન્ય રિવાજ પ્રમાણે ચર્ચ બહાર ઓછે ખર્ચે અને એટલી જ પવિત્ર રીતે પરણવાને બદલે ચર્ચમાં પરણ્યાં હતાં. પણ મારિયા કોન્સેપ્શિયો તો દર વખતે તે જાણે મિલમાલિક ન હોય એવી રીતે વર્તતી હતી.

તે થોડી વાર પથરાની પાળ ઉપર ઊભી રહી. પાણીમાં તેણે પગ ઝબકોળ્યા, ઝળુંબી રહેલાં વાદળોના ઢગલા નીચે ઘેરા ભુરા રંગના દેખાતા દૂર દૂરના પર્વતો ભણી તાકી તાકીને જોઈ રહી અને સૂર્યના તાપથી તે આંખોને બચાવી. તે વખતે તેને તાજું મધ ખાવાનું મન થયું. મધમાખીઓની મધુર વાસે, તેમના આછા ગણગણાટે મધની મીઠાશ માણવા માટે તેના મોઢામાં પાણી આવ્યું.

તેના મનમાં થયું–'જો હુ હમણાં નહીં ખાઉં તો મારા બાળક પર તેની અસર પડશે. નાનકડા છીંડાની આજુબાજુ રક્ષણાત્મક ઝરાઓથી ધાર જેવા ખુબ જ ઊંચા થઈ ગયેલા થોરની વાડનાં છિદ્રોમાંથી તે તાકવા લાગી. ત્યાં એટલો બધો સન્નાટો હતો કે મારિયા રોઝા યા લૂપે ઘેર નહીં હોય એવો વહેમ તેને ગયો.

ધરતી પર રોપેલા લાંબા લાંબા રોપા સાથે બાંધેલાં રસ્સાની ડાળીઓ અને મકાઈના સાંઠા, લાકડાના પાટિયાની જેમ એકબીજા પર છવાયેલાં, પીળા સપાટ મેગીનાં પાંદડાંની છાજલી બપોરની

ગરમીમાં વાસ રેલાવતાં હતાં.

એવી જ રીતે અનેક મધપૂડા ઝીંડાની પાછળના ભાગ તરફ ચોખ્ખા શાકભાજીના ઢગલા જેવા વિખરાયેલા પડ્યા હતા. દરેક ઢગલા પર મધમાખીઓના ઝાંખા સોનેરી ઝુમખા ઝબૂકતા હતા.

ઝૂંપડી પાછળથી હાસ્યમિશ્રિત આછી ચીસ સંભળાઈ, તેમાં કોઈ પુરુષનું સહેજ હાસ્ય ભળ્યું. ગીતની જેમ 'હા...હા...ઓહો...' અવાજો તીણા અને આછા સ્વરે સંભળાતા ગયા.

'ઓહો! મારિયા રેઝા પણ કોઈની સોડમાં ભરાતી થઈ.' મારિયા કોન્સ્ટેન્ટિયેવ્નાએ સહેજ અટકીને હસી, પોતાનો બોજ સહેજ ખસેડ્યો અને વાડનાં કાણાંઓમાંથી જોવા માટે સહેજ ઝુકીને આંખો આગળ નેજું કર્યું.

મારિયા રેઝા મધપૂડાઓની વચ્ચેથી રસ્તો કરતી દોડી. તેના આવવાથી જૂઈની બે નાની ડાળીઓ અલગ થઈ, લાંબા લાંબા કૂદકા ભરવા ઘૂંટણો ઊંચકીને તે અસ્થિર અને ઉત્તેજિત રીતે હસતી હતી અને પાછળ વળી વળીને જોતી હતી. પોતાના હાથમાં રાખેલી એક મોટી બરણી દોડતી વખતે તેની સાથળોને અથડાતી હતી. તેના પગની આંગળીઓથી એકાએક ધૂળ ઊડતી હતી, તેના અર્ધા વાળેલા ચોટલા તેના ખભાની આસપાસ પથરાઈ જતા હતા.

તેની પાછળ પાછળ જુઆં વિક્ષેગાસ પણ એવી જ વિચિત્ર રીતે દોડતા હસ્યો. તેના હોઠની હડપચીની આજુબાજુ આછી ઊગેલી તેની કાળી દાઢીમાંથી તેના દાંતની બંને હાર ચમકતી દેખાતી હતી, તેને લીધે તેના બદામી ગાલ કોઈ છોકરીના જેવા સુંવાળા દેખાતા હતા. જ્યારે તેણે મારિયાને પકડી ત્યારે એટલા જોરથી પકડી લીધી કે તેનો કબજો ખભા આગળથી ફાટી ગયો. આ જોઈને તે હસતી બંધ થઈ ગઈ, તેને દૂર હડસેલી દીધો અને ત્યાં ચૂપચાપ ઊભી રહી અને એક હાથે ફાટી ગયેલી બાંયને ઊંચે ચઢાવતી હતી. તેની અણિયાળી હડપચી અને રાતું મોં કોઈ જુદી જ રીતે ધ્રૂજ્યાં, જાણે તે ફરી હસવા માગતી ન હોય, તેની બંધ આંખોમાંના ચંચળ પ્રકાશની સાથે તેની લાંબી

કાળી પાંપણો ફરકતી હતી.

થોડી પળો સુધી તો મારિયા કોન્સેપ્શિયો હાલી નહીં, શ્વાસ પણ તેણે લીધો નહીં. તેનું કપાળ ઠંડું હતું છતાં તેના વાંસા પરથી જાણે ઊકળતું પાણી ધીમે ધીમે પડતું હોય એમ તેને લાગ્યું. તેનાં ઘૂંટણ ભાંગી ગયાં ન હોય એમ તે અકથ્ય રીતે દુઃખવા માંડયાં. જુઆં અને મારિયા રોઝા પોતાની આંખોને તેમની સામે તાકેલી જોઈ લેશે અને ત્યાં ઊભી રહીને તેમને ચોરીછૂપીથી જોઈ રહી છે એવું માની લેશે એવી તેને બીક લાગી. પણ તેઓ વાડની આ બાજુ આવ્યા જ નહીં, રસ્તા પર પડતી દીવાલના બાકોરા સામે તેમણે જોયું પણ નહીં.

જુઆં મારિયા રોઝાનો એક છૂટો ચોટલો લઈને તેનાથી તેની ગરદનને પંપાળવા લાગ્યો. તે સંમતિસૂચક રીતે આછું હસતી હતી. બંને સાથે મધપૂડાઓમાં થઈને પાછાં ગયાં. મારિયાએ પોતાની બરણી નિતંબે ટેકવી અને એક એક ડગલે પોતાનો લાંબો પેટીકોટ ઝુલાવવા લાગી. જુઆં પોતાની પહોળી હેટ આમતેમ ઝુલાવવા લાગ્યો અને લડાવવા રાખેલા કૂકડાની જેમ ગર્વથી ચાલતો હતો.

મારિયા કોન્સેપ્શિયો પોતાના માથાની આજુબાજુ છવાઈ ગયેલા અને ગરદનને વીંટળાઈ વળેલા ભારે વાદળમાંથી બહાર આવી. પોતાની જાતને આગળ ચાલતી જોઈ; સાવ અભાનપણે રસ્તે ચાલવા લાગી, પોતાનો રસ્તો બહુ આછી રીતે તેને વરતાતો હતો, મારિયા રોઝાની મધમાખીઓએ પોતાના કાનોમાં પૂડો બનાવ્યો ન હોય તેવી રીતે તેના કાનમાંથી અવાજ આવતા હતા. ફરજ પ્રત્યેની ખાસ કાળજીથી પ્રેરાઈને જ તે દટાઈ ગયેલા નગર સુધી જઈ રહી હતી, ત્યાં જુઆંનો ઉપરી અમેરિકન પુરાતત્ત્વવિદ બપોરનો આરામ લઈ રહ્યો હતો અને ભોજનની રાહ જોતો બેઠો હતો.

જુઆં અને મારિયા રોઝા ! અણિયાળા કાચના જેવા જ થોરના નાના નાના કાંટા તેની ચામડી નીચે ભોંકાયા ન હોય તેવી રીતે તેને આખા શરીરે દાહ ઉપડયો. ત્યાંને ત્યાં જ થોડી વાર ચૂપકીદીથી બેસીને અને મૃત્યુની રાહ જોવાનું તેને મન થયું. પણ

અનાજના સાંઠાની આડશે હસતાં, અને ચૂમતા તેના વરના- અને આ છોકરીનાં ગળાં રહેંસી નાખ્યા પહેલાં તો નહીં જ. તે જ્યારે નાની હતી ત્યારે એક દિવસ પોતાની ઝૂંપડી આગળ આવીને જોયું. તો ઝૂંપડી સાવ રાખનો ઢગલો બની-ગઈ હતી અને તેના ચાંદીના સિક્કા ગાયબ થઈ ગયા હતા. તે વખતે તેના હૃદયમાં એક ગૂઢ, નિરર્થક લાગણી છવાઈ ગઈ હતી. તે ત્યાં ચારે બાજુએ ફર્યા કરતી હતી, પોતાની આંખો આગળના દૃશ્યમાં વિશ્વાસ બેસતો ન હતો, ફરી પાછી ઝૂંપડી આપોઆપ બંધાઈ જશે એવી આશા પણ તેણે રાખી હતી. પણ એ તો ખતમ થઈ ગઈ હતી, એ કામ કોઈ દુશ્મનનું જ હતું એ વાત તે જાણતી હોવા છતાં એને શોધી શકી ન હતી, માત્ર બાંધે ભારે જ તેણે તેને ધમકી આપી હતી, શાપ આપ્યો હતો. હવે અત્યારે તો પરિસ્થિતિ વધારે ખરાબ હતી, પણ તે પોતાનો દુશ્મન જાણતી હતી. મારિયા રોઝા! પાપિણી! નફ્ફટ! મારિયા રોઝાને માટે તેણે પોતે કઠોર અને સાચી વાત બોલતા પોતાની જાતને સાંભળી. એ વાત સાથે કોઈને તે હા પડાવવા માગતી હોય એટલે મોટેથી કહી: 'હા, વેશ્યા છે વેશ્યા. તે જીવવી જ ન જોઈએ.'

તે જ વખતે ગીલ-સનું સફેદ, અસ્તવ્યસ્ત માથું ખોદકામ કરતાં કરતાં થયેલા એક નવા ખાડાની ધાર પરથી દેખાયું. મસમોટી છરી વડે આડા ઊભા કરેલા ચીરા જેવા પડેલા લાંબા મોટા ખાડામાં માણસ પૂરેપૂરો ઢંકાઈ જાય. ત્યાંની લગભગ બધી જ વસતી ગીલ-સ માટે કામ કરતી હતી. અને તેમના પૂર્વજોના દટાઈ ગયેલા નગરને શોધી કાઢવામાં મદદ કરતી હતી તેઓ આખું વરસ કામ કરીને પૈસો કમાતા હતા, દરરોજ તેઓ માટીની નાની નાની મૂર્તિઓ, માટીનાં વાસણોના ટુકડા અને ચીતરેલી દીવાલોના ટુકડા માટે ખોદતા હતા, આ બધી વસ્તુઓનો કશો ઉપયોગ ન હતો, જે મળતી હતી તે બધી ભાંગેલી અને માટીવાળી હતી. તે લોકો આ બધી વસ્તુઓ—વધારે મજબૂત અને નવી-નક્કોર—બનાવી શકતા હતા, આ વસ્તુઓ તેઓ પાસેના શહેરમાં સાયકલ પર જઈને પરદેશીઓને વેચીને સાચા પૈસા પણ કમાતા હતા. પરંતુ આ સાવ નકામી થઈ ગયેલી વસ્તુઓને શોધી

કાઢવામાં તેમના ઉપરીને કેવો અલૌકિક આનંદ આવતો હશે એ વાત કદી તેમની સમજમાં આવતી જ ન હતી. ઘણી વખત ભાંગી ગયેલો કૂંજો યા માનવખોપરી માથા પર લઈને આનંદથી નાચતો ભટકતો હતો અને પોતાના ફોટોગ્રાફરને બોલાવીને તેની તસવીર ખેંચવા જણાવતો હતો.

હવે તે બહાર આવ્યો અને સખત કરચલીવાળા અને સૂરજના તાપમાં તપીને રાતી જમીનના જેવા લાલ થયેલા વૃદ્ધ ચહેરાનો યૌવન અને ઉત્સાહથી થનગનતી આંખોએ મારિયા કોન્સેપ્શિયોને આવકારી. 'તું મારા માટે સારું ભરાવદાર પક્ષી જ લાવી હશે એમ માની લઉં છું.' એમ કહીને તેણે પોતાની નજીક ઝૂલતું એક પક્ષી પસંદ કર્યું. મારિયા ખાડા આગળ ઝુકીને એક પણ શબ્દ બોલ્યા વિના ઊભી હતી. 'ચાલ ત્યારે મારા માટે આ સાફ કરી લાવ. બહુ ડાહી છોકરી છે તું તો. હું શીખી લઈશ.'

મારિયા કોન્સેપ્શિયોએ એ પક્ષીને માથા વડે પકડ્યું અને ચૂપચાપ બહુ જ સિફતથી તેના ગળા આગળ છરી ફેરવી. જેવી રીતે તે બીંટનું દીટું કાપી નાખે તેવી સહજ દક્ષતાથી તેણે એ પક્ષીની ડોક મરડી નાખી.

તેને જોતાં જોતાં ગીવન્સે કહ્યું: 'બાપ રે! જબરી હિંમત છે તારામાં તો, હું તો કરી જ ન શકું. મને તો તરત જ કમકમાં આવી જાય છે.'

પંખી સાફ કરતાં અને આંતરડાં સાફ કરતાં તેણે સહેજ પણ અભિમાન વગર કહ્યું—'ગુઆડાલાજારા મારું વતન છે.'

ત્યાં ઊભી રહીને ગીવન્સનો માનપૂર્વક તે વિચાર કરવા લાગી. આ ગમતિયાળ ગોરા માણસને તેની રસોઈ બનાવી આપનાર કોઈ સ્ત્રી ન હતી અને પોતાની રસોઈ જાતે બનાવી લેવામાં સહેજ પણ નાનમ તે અનુભવતો ન હતો. તે હવે નીચે બેઠો, આંખો ઝીણી કરી, ધુમાડો ન પેસે એટલે નસકોરાં સંકોર્યાં. ધીમે ધીમે લાકડી પર રાખેલું બતક ફેરવવા લાગ્યો. આ ભેદી માનવી પૈસાદાર તો હતો જ અને જુઆનો ઉપરી હતો એટલે તેનાં માનમર્યાદા જાળવવાં જોઈએ.

'માલિક, ટોર્ટિલા તાજા અને ગરમ છે. હવે તમે જો રજા આપો તો હું બજાર જઉં.' તે ધીમેથી બબડી.

'હા, હા, ભાગ ભાગ, કાલે મારા માટે બીજું એક લેતી આવજે.' ગીવન્સે તેના તરફ ફરી જોવા માટે ડોક ફેરવી. તેની ઉમદા રીતભાતો તેને કેટલીક વખત દેશવટો ભોગવતી રાજ્યકુટુંબની વ્યકિતની યાદ આપતી હતી. તેના ધ્યાનમાં મારિયાની અસ્વાભાવિક ફિકાશ આવી. 'આજે તાપ ખૂબ પડે છે, નહિ?' તેણે પૂછ્યું.

'હા જી. જુઆં કયારે આવશે એ પૂછી શકું?'

'અત્યાર સુધીમાં આવી જવો જોઈતો હતો. તેનું ભોજન અહીં મૂકી જા. બીજાઓ ખાઈ જશે'

તે ચાલી નીકળી, ભૂખરા રાતા રંગની જમીનમાંથી નીકળતી ગરમ ગરમ હવામાં તેના કપડાંનો ભૂરો રંગ નૃત્ય કરતો દેખાયો. રેડ ઈંડીઅનો જ્યારે સાવ છોકરમત આદરી બેસે ત્યારે ગીવન્સ પિતાના જેટલા વહાલથી તેમને માફ કરી દેવાની લાગણી અનુભવતો, આવે વખતે જ તેને આ રેડ ઈન્ડીઅન પ્રજા ખૂબ ગમતી હતી. જુઆંની ખરાબ આદતોની કેટલી બધી વખત પોતે તેને છેલ્લાં પાંચ વરસમાં તેનાં વિવિધ અને અણધાર્યાં દુષ્કૃત્યો બદલ જેલ જવાથી માંડીને ખૂન સુધીની ઘટનાઓમાંથી બચાવ્યો હતો તેની રમૂજી વાતો તેણે સંભળાવી હતી.

તે કહેતો: 'એક યા બીજી ઉપાધિમાંથી મેં હમેશાં તેને છેક છેલ્લી ઘડીએ જ છોડાવ્યો છે. હા, એ સારો મજૂર છે, એને સાચવવાની આવડત મારામાં છે.'

જુઆં પરણ્યો ત્યાર પછી ગીવન્સ મારિયા પ્રત્યે જુઆંએ દાખવેલી બેવફાઈના પ્રસંગોએ એવી જ ઉદારતાથી ટોણો મારતો હતો. 'જો જો ને, તે તને પકડી પાડશે અને પછી તો ભગવાન જ તને બચાવશે.' આમ કહેવાનો તેને આનંદ આવતો હતો અને જુઆં ખૂબ જ આનંદિત થઈને હસી પડતો હતો.

જુઆં અને મારિયા રોઝાની વાત જુઆંને કહેવાનો વિચાર

મારયા ફ્રાન્સીસ્શયોને આવ્યો નહીં. એક દિવસમાં જુઆં સામેનો ગુસ્સો તો શમી ગયો અને મારિયા રોઝા સામે ગુસ્સો વધવા લાગ્યો. તે પોતાની જાતને કહેતી રહી. 'જો હું મારિયા રોઝા જેટલી નાની હોત અને કોઈ આવી રીતે મને વળગવા આવત તો મેં તો એના માથા પર બરણી જ ફોડી હોત.' પહેલી વખત જ્યારે જુઆંએ તેને બાથમાં લીધી હતી ત્યારે મારિયા રોઝા જેટલો પણ સામનો તેણે કર્યો ન હતો એ વાત તે સાવ ભુલી ગઈ હતી. વળી તે પાછળથી ચર્ચમાં જુઆંને પરણી હતી અને એ આખી વાત જ જુદી હતી.

જુઆં તે રાતે ઘેર આવ્યો નહીં અને બારોબાર લડાઈમાં ચાલ્યો ગયો, મારિયા રોઝા તેની સાથે ગઈ. જુઆંના ખભે બંદૂક અને કમરપટામાં બે પિસ્તોલ હતી. મારિયા રોઝાએ પણ પીઠ પર કામળા અને રસોઈનાં વાસણોની સાથે બંદૂક લટકાવી હતી. લડાઈના મેદાનમાં તેઓ પાસેની ટુકડીમાં જોડાઈ ગયાં, મારિયા રોઝા લડાઈની અનુભવી સ્ત્રીઓની ટુકડીની સાથે સાથે આગળ ચાલતી હતી, તેમની ટુકડી તીડની જેમ ખેતરોના પાક પર તૂટી પડતી હતી અને એ રીતે સૈનિકોના માટે અનાજનો પુરવઠો મેળવતી હતી. તે તેમની સાથે રાંધતી હતી અને સૈનિકોના ખાધા પછી જે વધે તે તેમની સાથે બેસીને ખાતી હતી. લડાઈ બંધ પડે એટલે બીજાઓની સાથે યુદ્ધભૂમિ પર જઈને માર્યા ગયેલાઓનાં શરીર પરથી દારૂગોળો, પિસ્તોલો અને કપડાં તાપને કારણે શરીર ફૂલે તે પહેલાં બચાવી લેવા નીકળતી હતી. કેટલીક વખત તેમને દુશ્મનના લશ્કરની સ્ત્રીઓને ભેટો થઈ જતો અને પહેલાંના જેવી જ ભયંકર બીજી લડાઈ પણ ત્યાં ખેલાઈ જતી.

ગામમાં ખાસ બદનામી થઈ નહીં. લોકોએ બેદરકારી દાખવી, હસી કાઢ્યું. પડોશીઓ તો કહેવા માંડયા—મારિયા ફ્રાન્સેસ્શિયોની સાથે એક જ ગામમાં રહેવા કરતાં મારિયા રોઝા લશ્કરમાં રહે એ જ વધારે સલામત જ છે.'

જુઆં તેને છોડીને જતો રહ્યો ત્યારે તેણે આંસુ સાર્યાં નહિ. જ્યારે બાળક જન્મીને ચાર દિવસમાં મરી ગયું ત્યારે પણ તે રડી નહીં, 'તે તો પથ્થરદિલ છે.' ઘરડી લૂપે બોલી. તે બાળકને મંત્રતંત્રથી

જાળવી રાખવા તેની પાસે ગયેલી.

'તારા દોરાધાગા લઈને તું જા નરકમાં.' મારિયાએ કહ્યું.

જો તે નિયમિત રીતે ચર્ચમાં જઈને, સંતોની પ્રતિમાઓ આગળ મીણબત્તીઓ સળગાવતી ન હોત, કલાકોના કલાકો સુધી ક્રોસની જેમ હાથ પહોળા રાખીને તે ઘૂંટણિયે પડતી ન હોત, દર મહિને પવિત્ર ભોજનસમારમ્ભમાં ભાગ લેતી ન હોત તો તો કદાચ મેલી વિદ્યા આચરતી હોવાનો આરોપ લોકોએ તેના પર મૂકયો હોત, કારણ કે તેનો ચહેરો ખૂબ બદલાઈ ગયો હતો અને નર્યું શૂન્ય તેના ચહેરા પર હતું. પણ જો કોઈ પાદરી દ્વારા તેનાં લગ્ન થયાં હોય તો આ અશકય જ લેખાય. એટલે લોકોએ એમ માની લીધુ કે તેના ગુમાન બદલ જ આવી સજા તેને થઈ છે. બધાનું સાચું કારણ આ જ છે એવું તેમણે નકકી કર્યું. તે વધારે પડતી ગુમાની તો હતી જ. એટલે લોકો તેની દયા ખાવા લાગ્યાં

જુઆં અને મારિયા રોઝા નાસી ગયાં તે વર્ષ દરમિયાન મારિયા કોન્સેપ્શિયોએ મરઘાં–બતકાં વેચ્યાં, પોતાના બાગની સંભાળ લીધી અને તેની નાણાંની કોથળી નવા કલદાર સિક્કાઓથી વજનદાર થતી ગઈ. મધમાખીઓ ઉછેરવાની આવડત લૂપેમાં હતી નહીં એટલે મધપૂડા બાઝતા જ ન હતા. મારિયા રોઝા નાસી ગઈ એટલે તેના ઉપર જ તેણે બધો દોષ ઢોળ્યો અને મારિયા કોન્સેપ્શિયોના વર્તાવની તે પ્રશંસા કરવા લાગી. તે મારિયા કોન્સેપ્શિયોને બજારમાં યા ચર્ચમાં નિયમિત જોતી હતી, તે હમેશાં કહેતી, 'અત્યારે તેનો ચહેરો જોઈને કોઈ એમ ન કહી શકે કે આ સ્ત્રી આટલી બધી દુઃખી હશે.'

તે કહેતી, 'આમાંથી મારિયા કોન્સેપ્શિયોનું ભલું જ થાય એવી માગણી ભગવાન આગળ કરું છું, તેણે તેના ભાગનું દુઃખ ભોગવી લીધું છે.'

જ્યારે કોઈ નવરો માણસ આ વાત એ તરછોડાયેલી સ્ત્રી આગળ જઈને કરતો ત્યારે મારિયા લૂપેની ઝૂંપડી આગળ જતી અને છીંડા આગળ ઊભા રહીને એ દવાદારૂ વેચનારીને બોલાવતી–તે પોતાના ઉમરા પર ઘા માટેના અકસીર દવાઓ ઘૂંટતી જ બેઠી હોય, 'લૂપે, મારા

માટે ભગવાન પાસે કશું માગતી નહીં, જેને જરૂર હોય તેમના માટે માગજે. આ દુનિયામાં મારે જે જોઈતું હશે તે હું જ ભગવાન પાસે માગી લઈશ.'

'મારિયા કોન્સેપ્શિયો, તને લાગે છે ખરું કે એ બધું મળી જશે ? અત્યારે તારી પાસે જે છે તેને માટે તેં કદી માગણી કરી હતી ?' લુપેએ કઠોરતાથી ઠેકડી ઉડાડતા અને લાકડાના ચમચાની વાસ લેતાં પૂછ્યું.

ત્યાર પછી તો બધાના ધ્યાનમાં આવ્યું કે હવે મારિયા કોન્સેપ્શિયો ચર્ચમાં વધારે ને વધારે જવા માંડી છે. ગામની સ્ત્રીઓ સાંજે પોતાના કામકાજમાંથી પરવારીને છોકરાંઓ ધવડાવતી, ફળ ખાતી બેઠી હોય તે વખતે મારિયા કોન્સેપ્શિયો તેમની સાથે વાતો કરવા ભાગ્યે જ જાય છે.

ગંભીર સ્વભાવની અને સુલેહ કરાવનારી ઘરડી સોલદાદે કહ્યું, 'તે આપણને દુશ્મનો માને છે એ તેની ભૂલ છે. આવી મુશ્કેલીઓ બધી સ્ત્રીઓને આવે. આપણે મુશ્કેલીનો સામનો સાથે રહીને કરવો જોઈએ. પણ મારિયા કોન્સેપ્શિયો એકલી જ રહેતી હતી. તે સુકાયેલી લાગતી હતી જાણે તેને ભીતરથી કશું કોરી રહ્યું ન હોય ! તેની આંખો ઊંડે ઊંડે ઊતરી ગઈ હતી, જો તેનું ચાલે તો તે એક શબ્દ પણ બોલે નહીં. તે પહેલાં કરતાં વધારે મહેનત કરવા લાગી અને તેનો છરો હવે તેના હાથમાં ને હાથમાં જ રહેતો હતો.

લશ્કરની જિંદગીથી કંટાળી જઈને જુઆં અને મારિયા રોઝા એક દિવસ કોઈનેય પૂછ્યાગાછ્યા વિના ઘેર આવતાં રહ્યાં. યુદ્ધભૂમિ ચારે કોર પથરાઈ ગઈ હતી, દુઃખસંતાપનો પાર રહ્યો ન હતો, જુઆંના ગામથી વીસ માઈલ દૂર સુધીનો વિસ્તાર ઉજ્જડ થઈ ગયો હતો. જુઆં અને મારિયા રોઝા વરુ જેવાં સુકાઈ ગયાં હતાં, અને વળી તે વખતે રોઝાને બાળક અવતરવાની શક્યતા હતી એટલે કોઈની વિદાય લીધા વિના જ તેઓ ઘેર આવવા ચાલતાં નીકળી પડયાં.

એક દિવસ વહેલી સવારે તેઓ આવી ચઢ્યાં. ગામને છેડે નાનકડી છાવણીનો લશ્કરી પોલીસોએ જુઆંને જોતાંવેંત પકડી લીધો

અને જેલમાં મોકલી આપ્યો. ત્યાંના અમલદારે ઊલટભેર તેને કહ્યું, 'લડાઈ છોડીને નાસી આવેલા દસ સૈનિકોની ટુકડીમાં તારો ઉમેરો થયો. આવતી કાલે સવારે ઠાર.'

મારિયા રોઝા તો ચીસ પાડીને જમીન પર જ પડી ગઈ. તેના બાવડાં પકડીને સૈનિકો તેની ઝૂંપડી સુધી દોરી ગયા, હવે એ ઝૂંપડીમાં કશો દમ રહ્યો ન હતો. લૂપેએ પોતાની જાણકારીના ગુમાન સહ તેને આવકારી અને તરત જ બાળકને જન્મ આપવામાં મદદ કરી.

જુઆં છાવણીના વડા આગળ હાજર થઈ ગયો. પગે છાલાં પડી જવાને કારણે તે લંગડાતો હતો. કોણ જાણે ક્યાંકથી આણેલાં નવાં અને સુંદર કપડાં પર ધૂળનો થર બાઝી ગયો હતો. વડાએ તરત જ જુઆંને ઓળખી કાઢયો–આ તો તેના મિત્ર ગીવન્સનો મુખ્ય મજૂર. તેણે ગીવન્સ ઉપર સંદેશો મોકલ્યો. 'જુઆં વિલેગસને મેં અટકમાં રાખેલો છે, તમારી સૂચનાની રાહ જોઉં છું.'

જ્યારે ગીવન્સ ત્યાં આવ્યો ત્યારે તેને ખાસ વિનંતી કરવામાં આવી. લશ્કરી સત્તાવાળાઓએ જે માનવતાભર્યો અને શાણો માર્ગ અપનાવ્યો છે તે અંગે કોઈને જાણ થવી ન જોઈએ.

ઘોંઘાટવાળી કોર્ટના ગૂંગળાવી મૂકતા વાતાવરણમાંથી જુઆં બહાર નીકળ્યો. તે હવે ગર્વ અનુભવતો ચાલતો હતો. વધારે પડતી મોટી અને રૂપેરી તારથી ભરેલી તેની હેટ તેની એક ભમર પર ઝૂકેલી હતી, પાછળના ભાગમાં વાદળી રંગના ફૂમતાની સાથે રૂપેરી તાંતણા ઝુલતા હતા. તેનું ખમીસ લીલી અને કાળી ચોકડીઓવાળું હતું, સફેદ રંગનાં સુતરાઉ પેન્ટ પહેર્યું હતું અને લાલ ટીપકીઓવાળો પીળો ચામડાનો પટ્ટો તેણે પહેર્યો હતો. તેના પગ ઉઘાડા હતા. ઠેર ઠેર પથ્થરના ઉઝરડા પડી ગયા હતા, તેણે પોતાના પહોળા મોંના એક ખૂણામાંથી સિગારેટ હાથમાં લીધી. પોતાની ભભકાદાર હેટ ઉતારી. તેના ધૂળવાળા કાળા વાળ કપાળે પરસેવાને કારણે ચોંટેલા હતા, તે હવે એકાએક ઝુલવા લાગ્યા. તેણે અમલદારને ઝૂકીને સલામ ભરી, તે શૂન્યમનસ્ક બનીને તાકી રહ્યો હતો. તેણે જેલની બારી

તરફ પોતાનો હાથ પહોળો કરીને જોરથી ઘુમાવ્યો. ત્યાં બારીની પાળ આગળ દયાજનક ચહેરા તાકી રહ્યા હતા. પોતાના ભાગ્યશાળી સાથીના છુટકારા તરફ આ તરસી આંખો જોઈ રહી હતી. બેત્રણ માથાં હાલ્યાં, જુઆંની સ્વાભાવિક અને ઉદ્ધત રીતભાતની નકલ કરતા બએક હાથ ઊંચા થયા.

થોરના છોડ સુધી આવતાં જુઆંએ આ અસહ્ય મૌન જાળવી રાખ્યું. પછી તરત જ ગીવન્સનો હાથ પકડી લીધો અને બોલી ઊઠયો: 'જે દિવસે તમારી આંખો આ તમારા નોકર જુઆં વિલેગાસ પર પડી હશે તે દિવસે સોનાનો સૂરજ ઊગ્યો હશે. આજથી જ હું મારું જીવન તમારા ચરણોમાં ધરી દઉં છું. તમારો લાખ લાખ આભાર.'

ગીવન્સ ચિડાઈને બોલ્યો, 'ભગવાનને ખાતર હવે આ બકવાસ બંધ કર. કોઈક દિવસ હું પાંચેક મિનિટ મોડો પડી જઈશ ખરો.'

'માલિક, ગોળી વડે ઠાર કરી દે એ બહુ મહત્ત્વની વસ્તુ નથી, તમે જાણો તો છો જ કે હું બીતો નથી પણ ભીંત આગળ ઊભા રાખીને આવા ભાગેડુઓની સાથે ગોળીએ દેવામાં આવે, અને તે પણ વતનમાં પગ મૂકતાંની સાથે એ તો...

રોકેટના ધડાકાઓની જેમ શબ્દો એક પછી એક આવવા લાગ્યા. જે અમલદારે તેને છોડાવ્યો હતો તે અમલદારના જીવ, પ્રેમ, કૌટુમ્બિક ઇતિહાસની ઘટનાઓને પ્રાણીજગતની, વનસ્પતિજગતની બધી જ ચિત્રવિચિત્ર ઉપમાઓ છુટકારાને અદ્ભુત રીતે તથા રસ લઈ લઈને આપવામાં આવી. જ્યારે તેણે પોતાની જાતની સારી એવી નિંદા કરી ત્યારે તેનું ચિત્ત શાંત થયું. પછી તેણે ઉમેર્યું, 'માલિક, તમારી રજા લઉં હવે!'

ગીવન્સે પૂછ્યું, 'આ બધું સાંભળીને મારિયા કોન્સેપ્શિયો શું કહેશે? ચર્ચમાં પરણ્યો હતો છતાં તું તો સાવ રીતભાત વગરનો જ લાગે છે.'

જુઆંએ હેટ માથે મૂકી.

'મારિયા... કોન્સેપ્શિયો! એ કંઈ બહુ મોટી વાત નથી. જુઓ મારા માલિક, ચર્ચમાં પરણવું પડે એ મરદ માટે તો દુર્ભાગ્ય

ગણાય. પછી તો એ મરદ રહેતો જ નથી. હું તો મિજલસો વખતે પણ પીવો જોઈએ એટલો દારૂ પીતો નથી પછી એ બાઈ મારે માટે કેવી રીતે ફરિયાદ કરી શકે? હું એને મારતો નથી, કદી નહીં, મેં કદી મારી નથી. અમે હમેશાં સંપીને રહ્યાં છીએ. હું એને કહું–અહીં આવ, તો એ તરત જ આવે. હું એને કહું–ત્યાં જા તો એ તરત જ જતી રહે. છતાં ક્યારેક એની સામે જોઈને મને વિચાર આવ્યો છે–આ બાઈ સાથે હું ચર્ચમાં પરણી બેઠો છું. જાણે મારા પેટમાં કશું ભારે ભારે નખાઈ ગયું હોય એવી રીતે હું અંદરથી ને અંદરથી ડૂબી રહ્યો છું. મારિયા રોઝાની તો વાત જ જુદી છે. એ મૂંગી રહેતી જ નથી. એ વાતો જ કર્યા કરે. બહુ વાતો કરવા માંડે ત્યારે તમાચો મારીને હું કહું–ચૂપ મર હવે. એટલે તે રડવા માંડે. મારી મરજીમાં આવે તેવી રીતે હું વર્તી શકું એવી છોકરી તે છે. તમને તો ખબર છે કે મધપૂડાઓમાં ચોખ્ખી નાનકડી માખીઓ ઉછેરતા તેને સારી રીતે આવડે છે. મારે મન તે મધપૂડાના મધ જેવી છે. હું સોગંદ ખાવા તૈયાર છું. હું ચર્ચમાં મારિયા કોન્સેપ્શિયોને પરણ્યો છું એટલે તેને હાથ પણ ન લગાડું, પણ માલિક, મારિયા રોઝાનો સાથ હું છોડી નહિ શકું, બીજી કોઈ બાઈ કરતાં તે મને વધારે આનંદ આપે છે.'

'જુઆં, તું જેવું માને છે તેવું નથી એ વાત હવે મારે સ્પષ્ટ કરવી જોઈએ. તું ચેતતો રહેજે. કોઈ દિવસ મારિયા કોન્સેપ્શિયો તેના વાંકા છરા વડે તારી ગરદન ઉડાડી દેશે ધ્યાનમાં રાખજે.'

જુઆંના હાવભાવમાં પુરુષસહજ વિજય અને વધારે પડતા દુઃખની લાગણીઓનું મિશ્રણ હતું. આવી બે સારી સ્ત્રીઓ ઉપર એક સાથે માલિકીહક રાખવા બદલ તેને આનંદ થતો હતો. ન ગમે તેવા મૃત્યુમાંથી હમણાં જ તેનો છુટકારો થયો હતો. તેનાં કપડાં નવાં અને સરસ હતાં અને એ બદલ તેને તો એક પણ પૈસો ચૂકવવો પડયો ન હતો. લડાઈ પૂરી થયા પછી મારિયા રોઝાએ આમતેમ શોધીને એ કપડાં તેના માટે એકઠાં કર્યાં હતાં. સવારના તડકામાં તે ચાલતો હતો. થોરનાં ફૂલ, પીચ, તડબૂચની મીઠી વાસ, પીપરનાં

ઝાડ પર લટકતાં ફળની તીખી વાસ અને નાક નીચેથી આવતી સિગારેટની વાસ માણતો માણતો તે ચાલતો હતો. તે પોતાનું જૂનું જીવન જીવવા માટે ધીર સ્વભાવના માલિકની સાથે ચાલતો હતો. તેની પરિસ્થિતિ તો પૂરેપૂરી વ્યવસ્થિત હતી અને એ સમગ્ર પરિસ્થિતિનો તાગ મેળવી લીધો.

એક જગતનો માનવી બીજા જગતના માનવીને સમ્બોધતો હોય તેમ તેણે ગીવન્સને બહુ સારી રીતે કહ્યું, 'મારા માલિક, સ્ત્રીઓ સારી ચીજો હોય છે, પણ અત્યારે નહીં'. હવે તમારી રજા હોય તો ગામમાં જઈને હું ખાઈશ. અરે ભગવાન, હું ખાઈશ કેવી રીતે! આવતી કાલે વહેલી સવારે તો હું દટાઈ ગયેલા નગરમાં આવી ચઢીશ અને સાત માણસોના જેટલી મજૂરી કરવા માંડીશ. ચાલો, મારિયા કોન્સેપ્શિયોનેને ભૂલી જાઓ અને મારિયા રોઝાને પણ ભૂલી જાઓ. દરેક પોતપોતાની જગ્યાએ. સમય આવશે ત્યારે હું એમને જોઈ લઈશ. (અપૂર્ણ)

(વધુ આવતા અંકમાં)

---